જિનશાસનની અનેકવિધ પ્રભાવના કરનાર

સંયમમૂર્તિ વિદ્વત્‌શિરોમણિ

પૂજ્ય ગુરુદેવ

## શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજને

## સવિનય સમર્પિત



# સંપાદકીય

'આત્માની પ્રતીતિ થયા વિના, તેમજ કર્મના સિદ્ધાંતમાં શ્રદ્ધા પ્રકટયા વિના ધર્મનું યથાર્થ આરાધન થઈ શકે નહિ, તેથી હું છેલ્લા કેટલાક વર્ષથી આત્મા, કર્મ અને ધર્મ વિષે વ્યાખ્યાનો આપી રહ્યો છું. એને હું પાયાનું શિક્ષણ માનું છું. લોકોને એ વ્યાખ્યાનો સાંભળવામાં રસ પડે છે અને તેનું પરિણામ સુંદર આવે છે.'

આ શબ્દો દક્ષિણદીપક દક્ષિણદેશોદ્ધારક આચાર્ય શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજનાં મુખમાથી સરકી પડયા હતા અને તે મેં કાનોકાન સાંભળ્યા હતા. લોકભાષામાં સરલ શૈલિએ ઉપદેશ આપવો એ આપણી પ્રાચીન પવિત્ર પરંપરા ! તેનું આ રીતે પાલન થતું જોઈને કોને આનંદ ન થાય ?

મેં તેમની વ્યાખ્યાનસભાઓ જોઈ છે અને વ્યાખ્યાનો સાંભળ્યા છે તેમાં કઠિન વિષયને સરલ બનાવવાની અદ્ભુત કલા રહેલી છે, તેમજ પ્રાસંગિક દૃષ્ટાંતો અને કથાઓ રજૂ કરવાની અનોખી શૈલિનાં દર્શન થાય છે. શ્રોતાઓનું તે ભારે આકર્ષણ કરે છે અને તેથી સામાન્ય દિવસોમા પણ એ સભાઓ પર્યુષણ પર્વની સભાઓ જેવું સ્વરૂપ ધારણ કરે છે !

તેમનાં આ વ્યાખ્યાનોની રીતસર નોંધ લેવાઈ એ સમાજનું સદ્ભાગ્ય ! આ નોંધના આધારે જ એ વ્યાખ્યાનો વ્યવસ્થિત અક્ષરદેહ ધારણ કરી મુમુક્ષુઓની સમક્ષ આવી રહ્યાં છે અને તેમને અનેરો આનંદ આપી રહ્યાં છે.

તેમના ઉત્સાહી શિષ્યરત્ન કવિકુલતિલક શતાવધાની પંન્યાસજી મહારાજ શ્રી કીર્તિવિજયજી ગણિએ જે દીર્ઘદૃષ્ટિ દોડાવી એ નોંધોનો

સંગ્રહ ન કર્યો હોત તો આ કામ ભાગ્યેજ બની શક્યું હોત, એટલે આ ગ્રંથપ્રકાશનનાં શ્રેયમાં તેમનો ફાળો અગત્યનો છે.

શ્રી હરકીશનદાસ ઝવેરી–પાર્લાવાળાએ આ વ્યાખ્યાનો લખવામાં સારો એવો પરિશ્રમ ઉઠાવેલો છે, તેમને પણ આ પ્રસંગે કેમ ભૂલાય ?

સંગ્રહિત નોંધોને વ્યવસ્થિત કરવાનું કામ સં ૨૦૧૫ ના મુંબઈ –કોટ ચાતુર્માસમાં મને સોંપાયું, એને હું મારું અહોભાગ્ય સમજું છું. એ કાર્ય મેં નિષ્ઠાપૂર્વક પૂરા પરિશ્રમથી કર્યું છે અને તેમાં મને ઘણો આનંદ આવ્યો છે. મેં આ વ્યાખ્યાનોના વિષયો ગોઠવ્યા છે, આગળ–પાછળ કહેવાયેલી હકીકતોને ક્રમબદ્ધ કરી છે અને કેટલીક જગાએ સંસ્કરણ પણ કર્યું છે, પરંતુ એમ કરતાં તેમની શૈલિ કે તેમના કહેવાના આશયને બાધ ન આવે તેની પૂરતી કાળજી રાખી છે. ઉપરાંત પાઠકોને વિષય સમજવામાં સરલતા પડે તે માટે કેટલીક ખાસ નોંધો પણ આપી છે.

# વિષયાનુક્રમ

## ખંડ પહેલો : આત્મા

## ખંડ બીજો કર્મ

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૬ | મૂલો | મૂલ |
| ૪૪ | ૧૩ | જીવના | જીવતો |
| ૫૬ | ૧૯ | લાઈલિનો | આર્યલિનો |
| ૫૩ | ૪ | ગનં | ઠાણં |
| ૫૫ | ૫ | વહેણુ | વેણુ |
| ૫૭ | ૨૦ | મારાઓએ | મારાઓએ |
| ૫૯ | ૨૩ | આમણી | આમણ |
| ૫૯ | ૨૩ | દુમણી | દુમણ |
| ૬૦ | ૯ | હરી ! | હરી ! |
| ૬૦ | ૧૭ | બાલ્યાવસ્થામાં | બાલ્યાવસ્થામાં |
| ૬૬ | ૧ | ધમ | ધર્મ |
| ૬૯ | ૪ | પરિણામવેલ | પરિણમાવેલ |
| ૯૩ | ૨૨ | અન્તમુર્હતપ્રમાણ | અન્તર્મુહૂર્તપ્રમાણ |
| ૯૪ | ૧૨ | અન્તમુહૂર્ત | અન્તર્મુહૂર્ત |
| ૧૦૦ | ૫ | પુદ્ગલો | પુદ્ગલો |
| ૧૦૪ | ૮ | મીઠાઓનો | મીઠાઈઓનો |
| ૧૦૪ | ૧૮ | દશન | દર્શન |
| ૧૨૦ | ૧૫ | સિદ્ધિગયા | સિદ્ધિગઓ |
| ૧૪૧ | ૨૦ | सामाघगहनं | सामघगहनं |
| ૧૫૩ | ૧૩ | પસા | પૈસા |
| ૧૫૯ | ૩ | અન | અને |
| ૧૬૨ | ૬ | अदीनमणसा | अदीनमणसो |

| | | | |
|---|---|---|---|
| ૧૭૭ | ૧ | અન | અને |
| ૧૭૮ | ૧૬ | શ્રતસાગરની | શ્રુતસાગરની |
| ૨૦૧ | ૯ | નિમળ | નિર્મળ |
| ૨૧૧ | ૧૪ | વિસરત | વિસ્તૃત |
| ૨૨૪ | ૭ | પરમાં | પરામાં |
| ૨૪૩ | ૧૪ | સશયાત્મા | સંશયાત્મા |
| ૨૪૩ | ૧૫ | સશયાત્માન | સશયાત્મન |
| ૨૪૭ | ૧૦ | શાસીજી | શાસ્ત્રીજી |
| ૨૪૯ | ૧૨ | વિસ્તરથી | વિસ્તારથી |
| ૨૭૦ | ૧૧ | ચારિત્ર | ચરિત્ર |
| ૨૭૫ | ૧૫ | બળદેવનું | વાસુદેવનું |
| ૨૯૫ | ૧૦ | અંતર્માં | અનંતમા |
| ૩૦૬ | ૭ | ખૂલાવાનો | ખૂલવાનો |
| ૩૧૧ | ૫ | ચતન્યનો | ચૈતન્યનો |
| ૩૧૪ | ૧૯ | અભિનદન | અભિવાદન |
| ૩૨૩ | ૫ | છંટકા | છટકાવ |
| ૩૨૪ | ૫ | ચવે | ચાવે |
| ૩૨૪ | ૧૭ | दोगद् | दोग्गद् |
| ૩૨૭ | ૧૬ | છા | છો |
| ૩૪૧ | ૯ | ઘણુ | ઘણું |
| ૩૪૮ | ૪ | શાસ્ત્રામા | શાસ્ત્રોમાં |
| ૩૬૭ | ૯ | હોય | હોય |
| ૩૭૯ | ૧૦ | શતિ | શાંતિ |
| ૩૯૪ | ૬ | કમના | કર્મના |
| ૩૯૬ | ૧૮ | સ્વગર્માં | સ્વર્ગમાં |
| ૩૯૯ | ૧૩ | સસજી | સમજી |
| ૪૦૧ | ૧૨ | दित्त | दिंत्त |

| | | | |
|---|---|---|---|
| ૪૦૫ | ૩ | અંતમુર્તનો | અંતમુંર્તનો |
| ૪૦૯ | ૨૩ | રચનાદિગન | રચાનાદિગત |
| ૪૧૦ | ૪ | કમબધ | કમંબધ |
| ૪૧૨ | ૨ | વતાપણું | વત્તાપણું |
| ૪૨૮ | ૩ | બઈ | ગઈ |
| ૪૨૯ | ૧૪ | ઉત્નમાગ | ઉન્માગ |
| ૪૩૧ | ૨૧ | નાકમ્ન | નામકર્મ |
| ૪૩૧ | ૨૨ | અટ્ટવ | અટ્ટેવ |
| ૪૩૭ | ૧૩ | એઠા | એઠાં |
| ૪૪૪ | ૧૯ | કરે ? | કરે છે ? |
| ૪૭૬ | ૭ | પરથી | પરથી |
| ૪૮૦ | ૧ | થયું, | થયું. |
| ૪૮૫ | ૧૫ | આપદેવ | આપ્તદેવ |
| ૪૮૬ | ૧૪ | પડે છે, | પડે છે. |
| ૪૮૯ | ૨ | અસંખ્યાતું | અસંખ્યાતું |
| ૪૮૯ | ૧૪ | ઉત્કૃષ્ટ | ઉત્કૃષ્ટ |

—o—

## પ્રકાશન અંગે પ્રથમથી સહાયક થનાર

## ભાવિકોની મુબારક નામાવલી



૭૦૦૧ શેઠ રૂપચંદ છબીલદાસ ચેરીટેબલ ટ્રસ્ટ–મદ્રાસ
૩૫૦૧ શ્રીમતી સુલોચના બહેન નરોતમદાસ હઠીસીંગ–અમદાવાદ
૧૦૦૦ શ્વે. મૂ. જૈન સંઘ–કોટ
[ જ્ઞાનખાતામાંથી ]
૫૦૧ શા મોહનલાલ પરમચંદ–રોલીયા–મદ્રાસ
૨૫૧ શા કાંતિલાલ ચંદુલાલ–મુંબઈ
૨૫૧ તારાબહેન છગનલાલ

૫૧ શા જેસીંગભાઈ સવજીભાઈ, મુબઈ
૫૧ શા ચુનીલાલ કેશવજી–કોટ, મુબઈ
૫૧ શા ચંદનબહેન મોહનલાલ, મુબઈ
૫૧ શા ભાણજી ધરમશી શાપરીયા–મુંબઈ
૫૧ શા દેવચંદ કલ્યાણજી–મુંબઈ
૫૧ શા કેશવલાલ બુલાખીદાસ–મુંબઈ
૫૧ શા છગનલાલ લક્ષ્મીચંદ–મુંબઈ
૨૫ શા ચીનુભાઈ લાલભાઈ સોલીસીટર–મુંબઈ
૨૫ શા સોભચંદ લાલચંદ–મુંબઈ
૨૫ શા ચીમનલાલ મણીલાલ–મુંબઈ
૨૫ શા લાલભાઈ મણીલાલ–મુબઈ
૨૫ શા વીરચંદ નાગજી–કોટ, મુબઈ
૨૫ શા જેઠાલાલ બનવદાસ–મુબઈ
૨૫ શા જસંવતલાલ છગનલાલ કંપાણી–મુબઈ
૨૫ શા બાબુભાઈ પ્રેમચંદ–મુબઈ
૨૫ શા ખુશાલચંદ નેમચંદ–મુબઈ
૨૫ શા બેચરદાસ હરિચંદ–મુબઈ
૨૧ શા ઉમેદમલ ઈંદાજી–મુબઈ
૨૧ શા બાપુલાલ જીવરાજ હીરાચંદ–મણીયાર–મુબઈ
૧૫ સૌરાષ્ટ્ર ટોબેકો કું–મુબઈ
૧૫ શા શંકરલાલ જેઠાલાલ–મુબઈ
૧૫ શા પાંતીલાલ ભોગીલાલ હ. તારાબહેન
૧૫ શા મેઘજી ઉમરસી, કોટ–મુબઈ
૧૦ ચંપાબહેન–મુબઈ

---



॥ ॐ ह्रीँ अर्हं नमः ॥

## વ્યાખ્યાન પહેલું

# આત્માનું અસ્તિત્વ

जिणवयणे अणुरत्ता, जिणवयणं जे करेंति भावेणं ।
अमला असंकलिट्ठा, ते हुंति परित्तसंसारा ॥

શાસ્ત્રકાર સ્થવિર ભગવંત શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના[1] જીવાજીવવિભક્તિ નામનાં છત્રીશમા અધ્યયનની આ ગાથામાં અલ્પ સંસારી આત્માનું સ્વરૂપ બતાવે છે: 'જે આત્માઓ જિનવચનમાં અનુરક્ત છે—શ્રદ્ધાવાન છે, જિનવચનમાં પ્રરૂપાયેલાં અને કહેવાયેલાં અનુષ્ઠાનો હૃદયના ઉલ્લાસપૂર્વક કરે છે,

---

૧. જૈન ધર્મના પ્રમાણભૂત મૂળ ગ્રંથોને આગમો કહેવાય છે. હાલ આવા ૪૫ આગમોની પ્રસિદ્ધિ છે તેમા ૧૧ અંગો છે, ૧૨ ઉપાંગો છે, ૧૦ પયન્ના છે, ૬ છેદસૂત્રો છે, અને ૨ સૂત્રો છે ચાર મૂળ સૂત્રો પૈકી એક ઉત્તરાધ્યયન સૂત્ર છે તેમા સાધુજીવનને ઉદ્દેશીને સુંદર હૃદયંગમ ઉપદેશ અપાયેલો છે, તથા બીજા પણ આનુષંગિક વિષયોનું વર્ણન છે. આ સૂત્ર કુલ છત્રીશ અધ્યયનમાં વહેંચાયેલું છે. તેમાં છત્રીશમું–છેલ્લું અધ્યયન જીવ અને અજીવનાં વર્ણનને લગતું છે, એટલે તે જીવાજીવવિભક્તિ સંજ્ઞા પામેલું છે.

જે મલરહિત[2] તથા સંક્લેશરહિત[3] પરિણામવાળા છે,[4] તે પરિમિત સંસારી બને છે.

આ વચનો ગંભીર છે. તેનો યથાર્થ ભાવ સમજવા માટે પ્રથમ આત્માનું સ્વરૂપ સમજવું પડશે. આત્મસ્વરૂપમાં પણ પ્રથમ વિચાર આત્માનાં અસ્તિત્વનો કરવો પડશે, કારણ કે આત્મા વિના આત્મસ્વરૂપ સંભવતું નથી. मूलो नास्ति कुत: शाखा ? જો મૂળ જ ન હોય તો ડાળી-ડાંખળાં શી રીતે સંભવે ?

શાસ્ત્રકાર ભગવંતોએ સમ્યક્ત્વનાં ૬૭ બોલો× કહ્યા છે, તેમાં ૭ બોલ સમ્યક્ત્વનાં સ્થાનને લગતાં છે. તે આ પ્રમાણે :

अत्थि जिओ तह निच्चा, कत्ता मोताय पुन्नपावाणं ।
अत्थि धुवं निव्वाणं, तदुवाओ अत्थि छट्ठाणे ॥

'૧ જીવ છે, ૨ તે નિત્ય છે, ૩ તે કર્મનો કર્તા છે, ૪ તે કર્મફળનો ભોક્તા છે, ૫ મોક્ષ છે અને ૬ તેનો ઉપાય પણ છે.'

એટલે જે 'જીવ છે' એમ માને છે, અર્થાત્ આત્માનું અસ્તિત્વ સ્વીકારે છે, તેને જ સમ્યક્ત્વ સ્પર્શી શકે છે, બીજાને નહિ.

જો જીવ કે આત્મા જેવી કોઈ સ્વતંત્ર વસ્તુનો સ્વીકાર

---

૨ મલ એટલે મિથ્યાત્વ આદિ દોષો

૩ સંક્લેશ એટલે રાગ અને દ્વેષને લીધે થતો જીવનો પરિણામ.

૪ જેને સંસારમાં મર્યાદિત સમય સુધી જ પરિભ્રમણ કરવાનું હોય તે પરિમિત સંસારી કે અલ્પસંસારી કહેવાય છે પરિમિત સંસારી થવું એ આધ્યાત્મિક દૃષ્ટિએ બહુ મોટી પ્રગતિ છે

× ૪ શ્રદ્ધા, ૩ લિંગ, ૧૦ વિનય, ૩ શુદ્ધિ, ૫ દૂષણ, ૮ પ્રભાવના, ૫ ભૂષણ, ૫ લક્ષણ, ૬ યતના, ૬ આગાર, ૬ ભાવના અને ૬ સ્થાન એ શુદ્ધ સમ્યક્ત્વના ૬૭ ભેદો છે

કરવામાં ન આવે તો પુણ્ય પાપનો વિચાર નિરર્થક ઠરે, સ્વર્ગ નરકની વાતો પણ નિરર્થક ઠરે અને પુનર્જન્મ કે પરલોકની વાતો અર્થહીન બની જાય. એટલે આત્માનાં અસ્તિત્વનો સ્વીકાર એ આત્મવાદ કે મોક્ષવાદના પાયાની પહેલી ઇંટ છે અને તેથી જ પ્રથમ વિચારણા તેની કરવામાં આવે છે.

કેટલાક સમજદાર અને ભણેલા ગણેલા માણસો આત્માનાં અસ્તિત્વનો સ્વીકાર કરતા નથી.[1] તેઓ કહે છે કે 'આત્મા દેખાતો નથી, તેને શી રીતે માનીએ ? જો દેખાડો તો માનવા તૈયાર છીએ.' પરંતુ આત્મા એ લોઢા-લાકડાં જેવી ચીજ નથી કે તેને હાથમાં પકડીને દેખાડી શકાય. જે ચીજ અરૂપી છે, નજરે દેખી શકાય તેવી નથી, તેને દેખવા માટે મહેનત કરવી પડે છે, ભેજું કસવું પડે છે અને તેના જાણકારનો સહવાસ પણ સેવવો પડે છે. જો આટલી તૈયારી હોય તો આત્માને દેખવાનું—આત્માની પ્રતીતિ કરવાનું કામ જરાયે અઘરૂં નથી.

આ દુનિયામાં જે ચીજ—વસ્તુ નજરે દેખાય છે, તેને જ આપણે માનીએ છીએ એવું નથી. જે ચીજ—વસ્તુ દેખાતી નથી, પણ તેનું કાર્ય દેખાય છે, તેને પણ આપણે માનીએ છીએ.

---

૧ પ્રથમ બધા વૈજ્ઞાનિકો આત્માનાં અસ્તિત્વનો સ્વીકાર કરતા ન હતા, પણ આજે આઇન્સ્ટાઇન વગેરે અનેક વૈજ્ઞાનિકોએ આત્માનો—સ્વતંત્ર ચૈતન્યનો સ્વીકાર કર્યો છે. સંભવ છે કે વિશેષ શોધખોળનાં પરિણામે બાકીના બધા વૈજ્ઞાનિકો પણ આત્માનાં અસ્તિત્વનો સ્વીકાર કરશે અને વિજ્ઞાનની હાલની પ્રવૃત્તિમાં મોટું પરિવર્તન થશે.

'અહીં ૫૦૦૦ વર્ષ પૂર્વે મોહન-જો-ડેરો નામનું શહેર હતું, તેના રસ્તા વિશાળ હતા, ઘરો સુંદર હતાં અને તે બાગબગીચાવાળું હતું' એવું પ્રતિપાદન શી રીતે કર્યું? તેનાં ખંડેરો, ચણતરના ભાગો અને કલાકારીગરીવાળી વસ્તુઓના નમુના પરથી જ. તેને નજરે જોનારો તો આજે કોઈ મોજૂદ નથી

પવન કે વાયુ નજરે કોણ જોઈ શકે છે? પણ વૃક્ષની ડાળીઓ હાલવા લાગે કે મંદિરની ધજા ફરફરવા માંડે તો સહુ કોઈ બોલી ઉઠે કે 'વાયુ વાય છે' તાત્પર્ય છે કે પવન નજરે દેખી શકાતો નથી, પણ તેનાં કાર્ય વડે જ આપણે તેને જાણી શકીએ છીએ.

વીજળી દ્વારા અનેક પ્રકારના કાર્યો થાય છે સ્વીચ (બટન) દાબો કે પંખો ફરવા માંડે અને ગ્લોબમા અતિ પ્રકાશવંત દીવો થાય પણ એ પંખો ફેરવનાર તથા પ્રકાશ વંત દીવો કરનાર વિદ્યુતશક્તિને કોઈએ નજરે જોઈ છે ખરી? ગમે તેવી તીણી નજરવાળો પણ એને જોઈ શકતો નથી અને એકનું સોગણું-હજારગણું બતાવનાર દુર્બીન આંખે લગાડો તો પણ એ જોઈ શકાતી નથી માત્ર તેના કાર્યો પરથી જ આપણે કહીએ છીએ કે આ જગતમા વિદ્યુત નામની એક શક્તિ અસ્તિત્વ ધરાવે છે

ગીત કલકત્તાથી આવ્યું ' એમ કહેવામાં આવે છે. તો એ ગીત અમેરિકા, કોલંબો કે કલકત્તાથી અહીં (મુંબઈમાં) શી રીતે આવ્યું? કોઈએ તેને આવતાં જોયું ખરું? જો એમ કહેવામાં આવે કે એ તો ઇથરનાં મોજાંમાં ગતિમાન થતું અહીં આવ્યું તો એ ઇથરને કે તેનાં મોજાઓને ગતિમાન થતાં નજરે કોણે જોયાં છે? માત્ર કાર્ય પરથી જ તેની પ્રતીતિ થાય છે.

' જે વસ્તુ નજરે જોઈએ—દેખીએ નહિ, તેનું અસ્તિત્વ માનવું નહિ ' એમ કહેનારાઓને પછવામાં આવે કે તમારા પિતામહ હતા કે નહિ? તેમના પિતામહ હતા કે નહિ? અને તેમના પિતામહ પણ હતા કે નહિ?' તો એ શું જવાબ આપશે? તે એમ જ કહેશે કે ' હા, હતા. ' ફરી તેમને પૂછવામાં આવે કે ' તમારી સોમી પેઢી હતી કે નહિ? હજારમી પેઢી હતી કે નહિ? અરે! લાખમી પેઢી હતી કે નહિ?' તો તેનો જવાબ પણ એમ જ આપશે કે ' હા, હતી. '

આમ કહેવાનું કારણ શું છે? જ્યાં પાંચમી પેઢી જોવાનું પણ મુશ્કેલ છે, ત્યાં સોમી, હજારમી કે લાખમી પેઢી કોણ જોઈ શકે? વહીવંચાના ચોપડામાં, ઇતિહાસનાં મોટાં પોથાઓમાં કે પુરાણા લેખોમાં પણ તેનો નિર્દેશ મળે નહિ. છતાં કહે છે કે ' હા, હતી. ' તેનું કારણ એજ છે કે એ પેઢીઓ નજરે દેખાતી નથી, પણ તેનું કાર્ય નજરે દેખાય છે. તમે પોતે જ એનું કાર્ય છો, એનો જીવતો-જાગતો

પૂરાવો છો. જો તમારી સોમી–હજારમી–લાખમી પેઢી ન હોત તો તમે હોત જ કયાંથી ?

આ પરથી એટલું નક્કી થયું કે જે વસ્તુ નજરે દેખાતી ન હોય પણ તેનું કાર્ય દેખાતું હોય, તે અસ્તિત્વમાં છે એમ આપણે માનીએ છીએ અને એમજ માનવું જોઇએ.

હવે આત્માનું કાર્ય દેખાય છે કે નહિ ? તે આપણે વિચારીએ. એક માણસ મૃત્યુ પામે છે, ત્યારે શરીર તો એનું એ જ હોય છે. એજ આકૃતિ, એજ નાક, એજ કાન, એજ મોઢું, બધું એનું એ, છતાં તે મૃત્યુ પામ્યા પછી કંઈ કરી શકતો નથી, તેનું કારણ શું ? પ્રથમ (મૃત્યુ પહેલાં) ભૂખ લાગતી ત્યારે તે ખાવાનું માગતો, તરસ લાગતી ત્યારે પાણી માગતો, પણ હવે તે કેમ કંઈ માગતો નથી ? કદાચ વગર માગ્યે તેનાં મ્હોંમાં અન્નનો કોળિયો મૂકવામાં આવે તો તે ખાય ખરો ? અથવા પાણી રેડવામાં આવે તો પીએ ખરો ? જ્યારે તે જીવતો હતો, ત્યારે એમ કહેતો હતો કે 'આ મારી પત્ની છે, આ મારો પુત્ર છે, આ મારી પુત્રી છે, આ મારાં સગાસ્નેહીઓ છે' તો હવે તે કેમ બોલતો નથી ? ઘડી પહેલાં તે એમ કહેતો હતો કે 'હવે મારાં કુટુંબનું શું થશે ? મારી માલમિલકતનું શું થશે ? જે ઢોરઢાંખરને મેં ઘણા પ્રેમથી પાળ્યા છે, તેનું શું થશે ?' અને તે નિસાસા મૂકતો હતો, અફસોસ કરતો હતો, આંખમાંથી આંસુ સારતો હતો, તે બધું એકાએક બંધ કેમ પડી ગયું ? શું તેની કુટુંબ પ્રત્યેની લાગણી ઘટી ગઈ? માલમિલકત

પરની મમતા ઓછી થઈ ગઈ? કે ઢોરઢાંખર પરનો પ્રેમ પરવારી ગયો? જો એવું થાય તો બેડો પાર થઈ જાય, પણ એવું કંઈ પણ બન્યા વિના તેનું બધું કાર્ય બંધ પડી ગયું, એ હકીકત છે.

મૃત્યુ પામેલાને કોઈ ગાળ દે તો બોલશે ખરો? અથવા લાત મારે તો ઊંકારો કરશે ખરો? પહેલાં કોઈ સળગતી દીવાસળી ચાંપે તો ગરમ થઈ જતો અને તેની સાથે લડી પડતો, પણ હવે તેને લાકડાંની ચેહમાં આખો ને આખો સળગાવી દેવામાં આવે તો પણ ગરમ થશે નહિ કે ચૂં-ચાં કરશે નહિ એનું કારણ શું? કારણ એ જ કે તેમાં જે જાણનારો હતો, જોનારો હતો, સાંભળનારો હતો, સુંઘનારો હતો, ચાખનારો હતો, સ્પર્શનારો હતો, બોલનારો હતો, વિચારનારો હતો અને ઇચ્છા મુજબ ક્રિયા કરી શકનારો હતો, તે ચાલ્યો ગયો

જો જાણવું-જોવું વગેરે કાર્યો શરીરના હોત તો મડદામાં શરીર મોજૂદ છે અને તે કાર્યો થવા જોઈતાં હતા, પણ તે કાર્યો થતાં નથી, એટલે એ ચોક્કસ છે કે એ કાર્યો શરીરનાં નહિ, પણ આત્માનાં જ હતાં તાત્પર્ય કે ચૈતન્યભર્યો જીવન-વ્યવહાર એ આત્માના અસ્તિત્વની મોટામાં મોટી સાબીતી છે. કોઈ પણ સમજદાર તેનો ઈન્કાર કેમ કરી શકે?

કીડી-મકોડી વગેરેમાં ચૈતન્યભર્યો જીવનવ્યવહાર છે, એટલે તેનામા આત્મા છે કાગળ, પેનસીલ, છરી, ચપ્પુ વગેરેમાં

ચૈતન્યભર્યો જીવનવ્યવહાર નથી, એટલે તેમનામાં આત્મા નથી. ગાય, ભેંસ, હાથી, ઘોડા, મત્સ્ય, સાપ, મનુષ્ય વગેરેમાં ચૈતન્યભર્યો જીવનવ્યવહાર છે, એટલે તેમનામાં આત્મા છે.

જેમ ધુમાડા પરથી અગ્નિનું અનુમાન કરી શકાય છે, તેમ ચૈતન્ય પરથી આત્માનું અનુમાન કરી શકાય છે. શાસ્ત્રકાર ભગવંતોએ ' चैतन्यलक्षणो जीवः । ' એવું સૂત્ર કહ્યું, તેનો અર્થ એ છે કે ' ચૈતન્ય દેખાય ત્યાં ત્યાં જીવ કે આત્માનું અસ્તિત્વ માનવું. '

આત્માનાં અસ્તિત્વ અંગે પ્રદેશી રાજાનો પ્રબંધ જાણવા જેવો છે, એ તમે એક ચિત્તે સાંભળશો તો આત્માનાં અસ્તિત્વ સંબંધી તમારાં મનના સર્વ સંશયો દૂર થઈ જશે.

## પ્રદેશી રાજાનો પ્રબંધ

તેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથની પરંપરામાં કેશીકુમાર નામના શ્રમણ થયા. તેઓ શાંત, દાંત, મહા તપસ્વી તથા અવધિ અને મનઃપર્યવ જ્ઞાનથી યુક્ત હતા.× ભવ્ય જનોને

× શ્રી ઉત્તરાધ્યયનસૂત્રનું ૨૩ મું અધ્યયન કેશીગૌતમીય નામનું છે. તેમાં કેશિકુમાર અને ગૌતમસ્વામી વચ્ચે થયેલા એક સુંદર સંવાદની નોંધ છે. આ અધ્યયનના પ્રારંભમાં જણાવ્યું છે કે—

जिणे पासि त्ति नामेण, अरहा लोगपूइए ।
संबुद्धप्पा य सव्वन्नू, धम्मतित्थयरे जिणे ॥ १ ॥
तस्स लोगपईवस्स, आसि सीसे महायसे ।
केसीकुमारसमणे, विज्जाचरणपारगे ॥ २ ॥
ओहिनाणसुए बुद्धे, सीससंघसमाउले ।
गामाणुगामं रीयंते, सेऽवि सावत्थिमागए ॥ ३ ॥

પ્રતિબોધ કરતાં તેઓ એકદા શ્રાવસ્તી નગરીએ પધાર્યા. રાષ્ટ્રભરમાં વિચરતા રહેવું અને લોકોને કલ્યાણનો સાચો માર્ગ બતાવવો એ ત્યાગી સંતોનું કર્તવ્ય છે.

કેશિકુમાર શ્રમણની ખ્યાતિ આ પ્રદેશમાં ખૂબ ફેલાયેલી હતી, એટલે અનેક લોકો તેમનું વ્યાખ્યાન સાંભળવા આવ્યા. તેમાં કામ પ્રસંગે શ્રાવસ્તી આવેલો શ્વેતમ્બિકા નગરીના રાજાનો પરમ વિશ્વાસુ ચિત્રનામે સારથિ પણ સામેલ હતો.

આચાર્ય મહારાજનું—ગુરુ મહારાજનું વ્યાખ્યાન શ્રવણ કરવા માટે પણ કેટલીક યોગ્યતા જોઈએ છે. એક કવિએ કહ્યું છે કે—

> પ્રથમ શ્રોતા ગુણ એહ, નેહ ધરી નયણે નીરખે;
> હસિત વદન હુંકાર, સાર પંડિતગુણ પરખે.
> શ્રવણ દિયે ગુણ વયણ, સયણતા રાખે સરખે;
> ભાવભેદ રસ પ્રીછ, રીજ મનમાહી રાખે.

---

શ્રીપાર્શ્વનાથ નામના જિન થયા, જે અર્હત્, લોકપૂજ્ય, સંબુદ્ધાત્મા, સર્વજ્ઞ, ધર્મતીર્થના સ્થાપક અને સર્વભયોને જિતનારા હતા ૧.

તે લોકપ્રદીપના કેશીકુમાર શ્રમણ નામના શિષ્ય હતા, જે મહાયશસ્વી અને વિદ્યા—ચારિત્રમા પારગત હતા ૨

અવધિજ્ઞાન અને શ્રુતજ્ઞાનથી યુક્ત તે મહાપુરુષ શિષ્યમંડળથી પરિવૃત્ત થઈને ગ્રામાનુગ્રામ વિચરતા એકદા શ્રાવસ્તી નગરીએ પધાર્યા ૩.

યુક્ત પ્રાન્તના અયોધ્યા જિલ્લામા બલરામપુર સ્ટેશનથી બાર માઈલના અંતરે આવેલો સહેટમહેટનો કિલ્લો પ્રાચીન શ્રાવસ્તીનું સ્થાન દર્શાવે છે શ્રાવસ્તી એ સાડી પચીસ આર્ય દેશોમા સ્થાન પામેલ કુણાલક દેશની રાજધાની હતી

વેધક મનમાંહિ વિચાર, સાર ચતુરાઈ ગુણ આગળા;
કહે કૃપા એવી સભા, તબ કવિયણ ભાખે કલા.

શ્રોતામાં પ્રથમ ગુણ એ હોવો જોઈએ કે તે બોલનારની—વકતાની સામે સ્નેહભરી નજર રાખે અને મુખ જરા મલકતું રાખીને હોંકારો ભણતો આવે. વળી તે વકતામાં રહેલા પંડિત તરીકેના ગુણોની પરીક્ષા કરે અર્થાત્ ગોળખોળને સરખા ન ગણતાં આ ઉત્તમ વકતા છે, આ મધ્યમ વકતા છે, આ સામાન્ય વકતા છે, એવો પોતાનાં મનમાં નિર્ણય કરે. તે પોતાના કાન વકતાને તાબે કરે અને જે ગુણકારી વચનો તેનાં મુખમાંથી નીકળી રહ્યા હોય તે બરાબર સાંભળે. તે આજુબાજુના શ્રોતાઓ સાથે સજ્જનતા રાખે, એટલે 'જોઈને બેસો' 'નથી દેખાતું ?' 'કેમ પગ લગાડચો ?' વગેરે વચનો બોલીને તકરાર ન કરે. કયો વિષય ચાલે છે અને તેનો શું અધિકાર કહેવાય છે ? તે ધ્યાનમાં રાખે અને તેમાં જે રસનું નિરૂપણ થઇ રહ્યું હોય તેને બરાબર ઝીલે તથા તેથી ઉત્પન્ન થતો આનંદ અમુક અંશે વ્યકત કરતો રહે. વળી મનમાં વેધક વિચારો કરે, એટલે હેય-જ્ઞેય-ઉપાદેયનો વિવેક કરે અને ઉત્તમ પ્રકારની ચતુરાઈ દર્શાવે. કૃપા કવિ કહે છે કે જ્યાં આવા શ્રેષ્ઠ ગુણો હોય ત્યાં વકતાને પોતાની કલા દર્શાવવાનો ઉમંગ આવે છે.'

શ્રી કેશિકુમાર આચાર્યનું વ્યાખ્યાન એક ચિત્તે શ્રવણ કરતાં અનેક મનુષ્યો પ્રતિબોધ પામ્યા અને ચિત્ર સારથિએ

પણ સમ્યક્ત્વમૂલ શ્રાવકનાં બાર વ્રતો ગ્રહણ કર્યાં× પછી તેણે વિદાય થતી વખતે આચાર્યશ્રીને વિનંતિ કરી કે 'હે ભગવન્! શ્વેતમ્બિકા નગરી પ્રાસાદિક છે, દર્શનીય છે અને રમણીય છે, માટે ત્યાં પધારવા કૃપા કરશો.'

ચિત્ર સારથિએ આમ બે ત્રણ વાર વિનંતિ કરી, ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે 'હે ચિત્ર! જે વનમાં ઘણા દુષ્ટ શ્વાપદો રહેતાં હોય, તે વનમાં વસવું સલામત ગણાય નહિ. તેમ જે નગરમાં ક્રૂર રાજાનું શાસન પ્રવર્તતું હોય ત્યાં આવવું શ્રેયસ્કર ગણાય નહિ.'

ચિત્રે કહ્યું: 'હે સ્વામી! આપ દેવાનુપ્રિયને પ્રદેશી રાજાનું શું કામ છે? રાજધાનીમાં બીજા ઘણા શેઠ–શ્રીમંતો વસે છે, તેઓ આપનો આદર કરશે અને ખાનપાન વગેરેની વિપુલ સામગ્રીથી આપની સેવા કરશે. આપ ત્યાં પધારશો તો મહા ઉપકાર થશે, માટે જરૂર પધારવાનું રાખશો.'

---

× સર્વ વ્રતનિયમો સમ્યક્ત્વપૂર્વક સફળ થાય છે, એટલે વ્રત ધારણ કરતા પહેલાં સમ્યક્ત્વ ઉચ્ચરવામા આવે છે અને તેથી શ્રાવકોના વ્રતો સમ્યક્ત્વમૂલ કહેવાય છે આ વ્રતોનાં નામ નીચે પ્રમાણે સમજવા. (૧) સ્થૂલપ્રાણાતિપાતવિરમણવ્રત. (૨) સ્થૂલમૃષાવાદ–વિરમણવ્રત. (૩) સ્થૂલઅદત્તાદાનવિરમણવ્રત. (૪) પરદારાગમન વિરમણ–સ્વદારાસંતોષવ્રત. (૫) પરિગ્રહ–પરિમાણવ્રત. (૬) દિક્ પરિમાણવ્રત. (૭) ભોગોપભોગપરિમાણવ્રત. (૮) અનર્થદંડ વિરમણવ્રત. (૯) સામાયિકવ્રત. (૧૦) દેશાવકાશિક વ્રત. (૧૧), પૌષધવ્રત અને (૧૨) અતિથિસંવિભાગવ્રત. આમાના પ્રથમ પાચ અણુવ્રતો, પછીના ત્રણ ગુણવ્રતો અને છેલ્લા ચાર શિક્ષાવ્રતો કહેવાય છે.

ચિત્રનું આગ્રહભર્યું વ્યવસ્થિત આમંત્રણ જાણી આચાર્યશ્રીએ કહ્યું: 'જેવી ક્ષેત્ર-સ્પર્શના.' સાધુ મુનિરાજો આવા પ્રસંગે નિશ્ચયકારી ભાષાનો પ્રયોગ કરતા નથી, કારણ કે સંયોગોનું બળ તેમને ક્યારે-ક્યાં ખેંચી જાય તે કહેવું મુશ્કેલ હોય છે. તેઓ હા કહે અને જઈ ન શકે તો અસત્ય ભાષણનો દોષ આવે અને મહાપુરુષો પણ આવું મિથ્યા બોલે છે, એવો લોકોમાં પ્રવાદ થાય, જે કોઈપણ રીતે ઇચ્છવા યોગ્ય નથી.

ચિત્ર આચાર્યશ્રીના ઈંગિત પરથી એટલુ સમજી શકયો હતો કે તેઓ એકવાર શ્વેતમ્બિકા જરૂર પધારશે, એટલે તેણે શ્વેતમ્બિકા પહોંચીને નગરના ઉદ્યાનપાલકોને બોલાવ્યા અને કહ્યું કે 'હે દેવાનુપ્રિયો! પાર્શ્વાપત્ય કેશિકુમાર શ્રમણ ફરતાં ફરતાં અહીં આવવાના છે, તેઓ અહીં આવે ત્યારે તમે તેમને વાંદજો-નમજો, રહેવાની અનુજ્ઞા આપજો અને પીઠ-ફલક વગેરે લઈ જવાનું નિમંત્રણ કરજો. પછી તેમનાં આગમનની ખબર મને આપજો '

કેટલાક વખત પછી ઉદ્યાનપાલકે આવીને ચિત્રને વધામણી આપી કે 'હે બુદ્ધિનિધાન! ધીર, વીર, અનુપમ, ઉદાર, નિર્ગ્રંથ અને નિરારંભી તથા ચારજ્ઞાનના ધણી એવા શ્રી કેશિ નામના ગણધર પોતાના શિષ્યપરિવાર સાથે આજે પ્રાતઃકાળમાં ઉદ્યાનને વિષે સમવસર્યા છે.'

આ વધામણી સાંભળતાં જ મંત્રીશ્વરનું હૃદય આનંદથી

ઉભરાઈ ગયું અને તેણે ઉદ્યાનપાલકને જીવનભર ચાલે તેટલું પ્રીતિદાન આપી વિદાય કર્યો. પછી તે નાહી ધોઈ, શુદ્ધ વસ્ત્રો પહેરી તથા શરીરને શણગારી આચાર્યશ્રીનાં દર્શનાર્થે ગયો અને તેમનો ઉપદેશ સાંભળ્યા પછી કહેવા લાગ્યો કે 'હે ભગવન્! અમારો રાજા પ્રદેશી અધાર્મિક છે અને દેશનો કારભાર બરાબર ચલાવતો નથી. વળી તે કોઈ શ્રમણ, બ્રાહ્મણ કે ભિક્ષુઓનો આદર કરતો નથી, અને સર્વ કોઈને હેરાન કરે છે. માટે આપ તેને ધર્મોપદેશ કરો તો ઘણું ભલું થાય, સાથે શ્રમણ બ્રાહ્મણ, ભિક્ષુઓ, મનુષ્યો, પશુઓ અને પક્ષીઓનું પણ ઘણું ભલું થાય.'

આચાર્યશ્રીએ કહ્યું: 'હે ચિત્ર! તારા રાજા પ્રદેશીને અમે ધર્મ કેવી રીતે કહીએ? તે અમારી પાસે આવે તો ને?'

ચિત્રે કહ્યું: 'હું તેને કોઈપણ ઉપાયે આપની પાસે લઈ આવીશ. આપ તેને ખૂબ છૂટથી ધર્મોપદેશ કરજો, લગારે સંકોચ રાખશો નહિ.'

ચિત્ર એ રીતે તૈયાર કરીને રથ લાવ્યો, એટલે પ્રદેશી રાજા રથમાં બેઠો અને શ્વેતમ્બિકા નગરીની વચ્ચે થઈને બહાર નીકળ્યો. પછી ચિત્ર સારથિ એ રથને ઘણે દૂર ખેંચી ગયો, ત્યારે રાજાએ ગરમી, તરસ અને ઉડતી ધૂળથી કંટાળીને કહ્યું કે 'ચિત્ર! હવે રથ પાછો વાળ.' ત્યારે ચિત્રે રથને પાછો વાળ્યો અને તેને મૃગવનઉદ્યાન આગળ લાવી ઊભો રાખ્યો કે જ્યાં કેશિકુમાર શ્રમણ પોતાના શિષ્ય-પરિવાર સાથે ઉતર્યા હતા.

ચિત્રે કહ્યુ: 'મહારાજ! આ મૃગવન ઉદ્યાન છે. ત્યાં ઘોડાને થોડો થાક ખવડાવીએ અને આપણો શ્રમ પણ દૂર કરીએ!' રાજાએ હા પાડતાં તે રથને અંદર લઈ ગયો અને કેશિકુમારના ઉતારાની પાસે જઈ ઘોડાઓને છોડી નાખી, તેમની સાર સંભાળ કરવા લાગ્યો. રાજા પણ રથથી નીચે ઉતર્યો અને ઘોડાઓનાં શરીર પર હાથ ફેરવવા લાગ્યો. એમ કરતાં તેણે સભાની વચ્ચે ઉપદેશ કરી રહેલા શ્રી કેશિકુમાર શ્રમણને જોયા.

એમને જોતાં જ પ્રદેશીને વિચાર આવ્યો કે 'આ વળી કોણ જડ મુંડિયો બેઠો છે? એ શું ખાતો હશે? શું પીતો હશે? કે શરીરે આવો અલમસ્ત અને દેખાવડો લાગે છે? વળી લોકોને તે એવું શુ આપે છે કે જેથી આવડી મોટી માનવમેદની અહીં એકત્ર થઈ છે?'

તેણે કહ્યુ: 'ચિત્ર! જો તો ખરો કે આ બધું શું ચાલી

રહ્યુ છે? પેલો મોટો જડ બરાડા પાડીને જડ લોકોને શું સમજાવી રહ્યો છે? આવા નફકરા લોકોને લીધે આપણે આવી ઉદ્યાનભૂમિમાં પણ સારી રીતે હરીફરી શકતા નથી! માત્ર વિસામો અને શાંતિ મેળવવા અહીં આવ્યા, તો એ મોટા બરાડા પાડીને આપણું માથું પકવી રહ્યો છે!'

ચિત્રે કહ્યુ: 'હે સ્વામી! એ કેશિકુમાર શ્રમણ પાર્શ્વાપત્ય છે, જાતિવંત છે, ચાર જ્ઞાનના ધારક છે, એમને પરમ અવધિજ્ઞાન થયેલુ છે અને તેઓ અન્નભક્ષી છે.'

રાજા કહે 'ચિત્ર! તું શું કહે છે? શુ આ પુરુષને પરમ અવધિ જ્ઞાન થયેલુ છે? શું એ અન્નજીવી છે?'

ચિત્રે કહ્યુ: 'હા, સ્વામી! એમજ છે.'

રાજા કહે, 'ત્યારે શું એ પુરુષની પાસે જવા જેવું છે?'

ચિત્ર કહે, 'હા મહારાજ! એમની પાસે જવા જેવું છે.'

પછી રાજા અને ચિત્ર કેશિકુમારની સામે જઈને ઊભા રહ્યા. રાજાએ પૂછયું કે 'હે ભંતે! તમે શું પરમ અવધિજ્ઞાન ધરાવો છો? તમે શું અન્નજીવી છો?'

આચાર્યે કહ્યુ: 'દાણચોરો દાણમાંથી છટકી જવા માટે કોઈને ખરો રસ્તો પૂછતા નથી, પણ આડાઅવળા માર્ગે ચાલે છે, તેમ હે રાજન્! વિનયના માર્ગથી છટકી જવાને લીધે તને પ્રશ્ન પૂછતાં પણ આવડતો નથી. વારુ, મને જોઈને તને એવો વિચાર થયેલો ખરો કે આ મોટો

જડ મોટા ખગડીને જડ લોકોને શું સમજાવી રહ્યો છે? અને મારા ઉદ્યાનમાં મોટા બગડા પાડીને મને શાંતિ લેવા દેતો નથી?'

રાજાએ કહ્યું, 'એ વાત સાચી છે પણ તમે આ શાથી જાણ્યું? તમને એવું કયું જ્ઞાન થયેલું છે કે જેથી તમે મારા મનનો વિચાર જાણી લીધો?'

આચાર્યે કહ્યું: 'હે રાજન્! અમારા શ્રમણનિર્ગ્રંથોનાં શાસ્ત્રમાં પાંચ પ્રકારનાં જ્ઞાન કહેલાં છે: મતિ, શ્રુત, અવધિ, મન:પર્યવ અને કેવલ. તેમાં મને પ્રથમનાં ચાર જ્ઞાન થયેલાં છે, તેના લીધે તારા મનનો સંકલ્પ હું જાણી શકું છું.'

રાજાએ પૂછ્યું 'હે ભગવંત! હું અહીં બેસું?'

આચાર્યે કહ્યું 'આ ઉદ્યાનભૂમિ તારી પોતાની છે તેથી અહીં બેસવું કે ન બેસવું એ તારી ઇચ્છા પર છે.'

પછી રાજા અને ચિત્ર સારથિ તેમની પાસે બેઠા. રાજાએ આચાર્યને પૂછ્યું કે 'હે ભંતે! તમારા શ્રમણનિર્ગ્રંથોમાં એવી સમજ છે કે જીવ જુદો છે અને શરીર જુદું છે, એ વાત સાચી?'

કેશિકુમારે કહ્યું કે 'હા! અમારી સમજ એવી છે.'

રાજાએ કહ્યું: 'જીવ અને શરીર જુદાં નથી, પણ એક જ છે, એવા નિર્ણય પર હું શાથી આવ્યો, તે સાંભળો. મારો દાદો આ નગરીનો જ રાજા હતો. તે ઘણો અધાર્મિક હતો અને પ્રજાની બરાબર સારસંભાળ પણ કરતો ન હતો. તે તમારા મત પ્રમાણે તો મરણ પામીને કોઈ નરકમાં જ

ગયેલો હોવો જોઈએ. મારા દાદાનો હું વહાલો પૌત્ર છું. તેને મારા પર ઘણું હેત હતું, હવે તમારા કહેવા પ્રમાણે જીવ અને શરીર જૂદા હોય અને તે મરીને નરકમાં ગયો હોય તો મને અહીં આવીને એટલું તો જણાવે ને કે 'તું કોઈ પણ પ્રકારનો અધર્મ કરીશ નહિ, કારણ કે તેનાં ફળ રૂપે નરકમાં જવું પડે છે અને ભયંકર દુઃખો ભોગવવા પડે છે. પણ તે હજી સુધી કોઈ વાર મને કહેવા આવ્યો નથી, માટે જીવ અને શરીર એક જ છે અને પરલોક નથી એવી મારી માન્યતા બરાબર છે.'

આચાર્યે કહ્યું : 'હે પ્રદેશી ! તારે સૂર્યકાંતા નામે રાણી છે. એ રૂડી-રૂપાળી રાણી સાથે કોઈ રૂડો રૂપાળો પુરુષ માનવીય કામસુખનો અનુભવ કરતો હોય તો એ કામુક પુરુષનો તું શું દંડ કરે ?'

રાજાએ કહ્યું : 'હે ભંતે ! હું એ પુરુષનો હાથ કાપી નાખું, પગ છેદી નાખું અને તેને શૂળીએ ચડાવી દઉં, અથવા એક જ ઘાએ તેનો જાન લઉં.'

આચાર્ય : 'હે રાજન્ ! એ કામુક પુરુષ તને એમ કહે કે 'હે સ્વામી ! ઘડીક થોભી જાઓ. હું મારા કુટુંબીઓ તથા મિત્રોને એમ કહી આવું કે કામવૃત્તિને વશ થઈ હું સૂર્યકાંતાના સંગમાં પડયો, તેથી મરણની શિક્ષા પામ્યો છું, માટે તમે ભૂલે-ચૂકે પાપાચરણમાં ન પડશો.' તો એ પુરુષનું એવું કાકલુદીભરેલું વચન સાંભળી તું એને સજા કરતો થોડી વાર થોભી જાય ખરો ?

રાજા—હે ભતે! એમ તો ન જ બને એ કામુક મારો અપરાધી છે, એટયે જરાયે ઢીલ કર્યા વિના હુ તેને શૂળીએ ચડાવી દઉં.'

આચાર્ય—હે રાજન્! તારા દાદાની હાલત પણ આવી જ છે તે પરતત્ર પણે નરકના દુઃખો ભોગવી રહ્યો છે, એટલે તને કહેવા શી રીતે આવી શકે? નારકીમા આવેલો તાજો અપરાધી મનુષ્યલોકમા આવવા તો ઇચ્છે છે, પણ તે ચાર કારણે અહીં આવી શકતો નથી પ્રથમ તો નરકની ભયકર વેદના તેને વિહ્વલ કરી નાખે છે, એટલે તે કિંકર્તવ્યવિમૂઢ બની જાય છે બીજુ નરકના કઠોર સત્રીઓ–પરમાધામીઓ તેને ઘડીકે છૂટો મૂકતા નથી, ત્રીજુ તેનુ વેદનીય કર્મ પૂરું ભોગવાયેલુ હોતું નથી અને ચોથુ તેનુ આયુષ્ય પૂરું થયેલુ હોતું નથી એટલે તે મનુષ્યલોકમા આવી શકતો નથી. મરીને નરકમા પડેલો પ્રાણી અહીં આવી શકતો નથી, તેનુ કારણ તેની પરતત્રતા છે, નહિ કે નરક નામની ગતિ નથી

રાજા—જીવ કોઈ સ્વતત્ર વસ્તુ નથી, એ મારી માન્યતા દઢીભૂત કરનારો બીજો દાખલો સાભળો આજ નગરમા મારી એક દાદી હતી તે ઘણી ધાર્મિક હતી અને શ્રમણોપાસિકા હતી વળી તે જીવ–અજીવ વગેરે તત્ત્વોને જાણનારી હતી અને સયમ તથા તપ વડે પોતાના આત્માને ભાવિત કરતી હતી મારી આ દાદી મરણ પામી અને તમારા કહેવા પ્રમાણે એ સ્વર્ગમા ગયેલી હોવી જોઈએ એ દાદીનો હુ ઘણો વહાલો પૌત્ર હતો તે મને જોઈ ને ઓછી ઓછી થઈ જતી

હતી. તેણે સ્વર્ગમાંથી આવીને મને એમ કહેવું જોઈતું હતું કે 'હે પૌત્ર! તું પણ મારા જેવો ધાર્મિક થજે, જેથી તને સ્વર્ગનાં સુખો પ્રાપ્ત થશે. પણ તે હજી સુધી મને એવું કહેવા આવી નથી, એટલે નરકની જેમ સ્વર્ગની વાત પણ મારા માન્યામાં આવતી નથી. તેથી જીવ અને શરીર જૂદા નહિ પણ એક જ છે, એવી મારી માન્યતા દૃઢ થયેલી છે.'

આચાર્ય—હે રાજન્! માની લે કે તું દેવમંદિરમાં જવા માટે નાહેલો છે, ભીનાં કપડાં પહેરેલાં છે, તારા હાથમાં 'કળશ ધૂપદાન રહેલું છે, અને તું દેવમદિરમાં જવા માટે પગલાં ઉપાડે છે, ત્યાં પાયખાનામાં બેઠેલો કોઈ પુરુષ તને એમ કહે કે 'તમે અહીં પાયખાનામાં આવો, બેસો, ઊભા રહો અને ઘડીક શરીર લાંબું કરો' તો હે રાજન્! તું એ વાતને સાંભળે ખરો?

રાજા—હે ભતે! હું એ વાતને બિલકુલ સાંભળું નહિ. પાયખાનુ ઘણું ગંદું હોય છે, એવી ગંદી જગામાં કેવી રીતે જઈ શકું?

આચાર્યશ્રી—હે રાજન્! એજ પ્રમાણે દેવ થયેલી તારી દાદી અહીં આવી તને પોતાનાં સુખો કહેવાને ઇચ્છે, તો પણ આવી શકે નહિ. સ્વર્ગમાં તાજો ઉત્પન્ન થયેલો દેવ મનુષ્યલોકમાં આવવા તો ઇચ્છે છે, પણ ચાર કારણોને લીધે તે અહીં આવી શકતો નથી. એક તો એ દેવ સ્વર્ગના દિવ્ય કામસુખોમાં ખૂબ મશગુલ બની જાય છે અને માનવી સુખોમાં તેની રુચિ રહેતી નથી. બીજું એ દેવનો મનુષ્ય

સાથેનો સંબંધ તૂટી ગયેલો હોય છે અને દેવદેવીઓ સાથેનો નવો પ્રેમસંબંધ તેમાં સંક્રમેલો હોય છે. ત્રીજું દિવ્ય સુખોમાં પડેલો એ દેવ ' અબઘડી જાઉં છું, અબઘડી જાઉં છું.' એમ વિચારે છે, ત્યાં તો કેટલોયે કાળ વહી જાય છે અને મનુષ્યલોકના અલ્પાયુષી સંબંધીઓ મરી ગયેલાં હોય છે. કારણ કે દેવની ઘડી એટલે આપણાં હજારો વર્ષ. ચોથું મનુષ્ય લોકની દુર્ગંધ ઘણી હોય છે. તે ઉપર ચારસો–પાંચસો યોજન સુધી ફેલાય છે, તેને દેવ સહી શકતો નથી, એટલે સ્વર્ગમાં ગયેલો પ્રાણી અહીં આવી શકતો નથી. આ પરથી તું સમજી શકયો હોઈશ કે તારી દાદી દેવરૂપે અહીં આવી શકી નહિ, તેનું કારણ સ્વર્ગના મોજશોખ તરફની અભિરુચિ છે, નહિ કે સ્વર્ગ નામની ગતિ નથી.

રાજા—જીવ અને શરીર જુદા નથી, તે માટે એક બીજો પુરાવો પણ સાંભળો. હું રાજસભામાં સિંહાસન પર બેઠો હતો, મંત્રી વગેરે પરિવાર બાજુમાં બેઠા હતા, તે વખતે કોટવાળ એક ચોરને પકડી લાવ્યો. મેં તે ચોરને જીવતો ને જીવતો લોઢાની કુંભીમાં પૂરી દીધો ને તેના પર લોઢાનું સજ્જડ ઢાંકણું ઢાંકી દીધું, તેને લોઢા અને સીસાનું રેણ કરાવી દીધું અને તેના પર મારા વિશ્વાસુ સૈનિકો મૂકી તેના પર બરાબર દેખરેખ રાખી થોડા દિવસ પછી તે કુંભીને ખોલાવીને જોયું, તો પેલા પુરુષને મરેલો જોયો. જો જીવ અને શરીર જુદા હોય તો એ પુરુષનો જીવ કુંભીમાંથી બહાર શી રીતે જાય ? કુંભીને કોઈપણ સ્થળે તલમાત્ર જેટલુંયે કાણું ન હતું. જો એવું કાણું હોત તો એમ માનત કે એ રસ્તે

જીવ બહાર નીકળી ગયો, પણ કુંભી ક્યાંયથી કાણી ન હતી. માટે જીવ અને શરીર બંને એકજ છે અને શરીર અક્રિય થતાં જીવ પણ અક્રિય થાય છે, એમ મારું માનવુ બરાબર છે.

આચાર્ય—હે રાજન્! એમ સમજ કે શિખરના ઘાટની ઘુમ્મટવાળી એક મોટી ઓરડી હોય, જે ચારે કોર લીંપેલી હોય, જેનાં બારણાં સજ્જડ વાસેલાં હોય અને જેમાં જરા જેટલીયે હવા પણ પેસી ન શકે તેવી હોય, તેમાં કોઇ પુરુષ ભેરી અને એને વગાડવાનો દંડો લઇને પેસે, પેસીને એનાં બારણા બંધ કરે, પછી તે ભેરીને મોટેથી વગાડે તો એ ભેરીનો અવાજ બહાર નીકળે ખરો?

રાજા—હા ભંતે! નીકળે ખરો.

આચાર્ય—એ ઓરડીમાં ક્યાંઇ કાણું છે?

રાજા—ના ભંતે! એ ઓરડીમાં કયાઇ કાણું નથી.

આચાર્ય—હે રાજન્! જે પ્રમાણે એ વગર કાણાની ઓરડીમાંથી અવાજ બહાર નીકળી શકે છે, તેમ વગર કાણા-ની કુંભીમાંથી જીવ પણ બહાર નીકળી શકે છે. અર્થાત્ ધાતુ, પથ્થર, ભીંત, પહાડ વગેરેને ભેદીને જવાનું સામર્થ્ય જીવમાં રહેલુ છે, માટે તેને ગમે ત્યાં પૂરવામાં આવે તો પણ તે બહાર નીકળી શકવાનો.

રાજા—હે ભંતે! જીવ અને શરીર જૂદા નથી એવી મારી ધારણાને ટેકો આપતો બીજો પણ પૂરાવો સાંભળો. મારા કોટવાળોએ પકડી લાવેલા એક ચોરને મ મારી નાંખ્યો અને તેને લોઢાની કુંભીમાં પૂર્યો. તેના ઉપર મજબૂત ઢાંકણું

બેસાડયું, તેને રેવરાવી, તેના પર પાકી ચોકી બેસાડી દીધી. પછી વખત જતાં એ કુંભી ઉઘાડીને જોયું તો તેમાં કીડા ખદબદતા હતા. તે કુંભીમાં કયાંય પેસવાનું સ્થાન નહોતું, છતાં તેમાં આટલા બધા કીડા કયાંથી આવી ગયા ? એટલે હું તો એમ જ સમજું છું કે જીવ અને શરીર એક જ છે અને તે બધાં શરીરમાંથી જ નીપજ્યા હોવા જોઈએ.

આચાર્ય—હે રાજન્ ! તેં કોઈ વાર ધમેલું લોઢું જોયું છે ? અથવા તેં લોઢું ધમાવેલું ખરૂં ?

રાજા—હા ભંતે ! મેં ધમેલું લોઢું જોયું પણ છે અને જાતે ધમાવેલું પણ છે.

આચાર્ય—એ લોઢું અગ્નિમય લાલચોળ થઈ ગયું હોય છે, એ વાત સાચી ?

રાજા—હા ભંતે ! એ વાત સાચી છે.

આચાર્ય—હે રાજન્ ! એ નક્કર લોઢામાં અગ્નિ શી રીતે પેઠો ? તેમાં જરા જેટલું યે કાણું ન હોવા છતાં જેમ તેમાં અગ્નિ પેસી શકયો, તેમ જીવ પણ અતિશીઘ્ર ગતિવાળો હોવાથી સર્વત્ર પેસી શકે છે. એટલે કુંભીમાં તેં જે જીવ જોયા, તે બહારથી પેઠેલા છે.

રાજા—હે ભંતે ! એક વાર મેં એક જીવતા ચોરને તોળાવ્યો, પછી તેને મારી નાખીને ફરીવાર તોળ્યો, તો તેનાં વજનમાં જરા પણ ફરક ન પડયો. જો જીવ અને શરીર જુદા હોય તો જીવ નીકળી જતાં તેનાં શરીરમાંથી કંઈક વજન તો ઓછું થવું જોઈએ ને ? પણ તેમ બનતું ન

દેખાયું, એટલે જીવ અને શરીર એક જ છે. એમ હું માનું છું.

આચાર્ય—હે રાજન્ ! તેં પહેલાં કોઈવાર ચામડાની મશકમાં પવન ભરેલો છે ખરો ? અથવા ભરાવેલો છે ખરો ? ચામડાની ખાલી મશક અને પવન ભરેલી મશક એ બંનેનાં વજનમાં કંઈ ફેર પડે છે ખરો ?

રાજા—ના ભંતે ! કંઈ ફેર પડતો નથી.

આચાર્ય—હે રાજન્! પવનભરેલી ખાલી ચામડાની મશકનાં વજનમાં કંઈ ફેર પડતો નથી, તેથી એમ કહેવાશે ખરું કે એક મશકમાં પવન જ નહોતો ? આમ કહેવું એ વાસ્તવિકતાથી વિરુદ્ધ હોઈ અપ્રામાણિક છે.

હે રાજન્ ! વજન કે ગુરુત્વ એ પુદ્ગલનો–જડનો ધર્મ છે અને તે વ્યક્ત થવા માટે સ્પર્શની અપેક્ષા રહે છે. એટલે કે એક વસ્તુનો જ્યાં સુધી સ્પર્શ થાય નહિ કે તેને કોઇ રીતે પકડી શકાય નહિ, ત્યા સુધી તેનું વજન થઇ શકતું નથી. તો પછી જે પદાર્થ પુદ્ગલથી સર્વથા ભિન્ન છે અને જેનો સ્પર્શ જ થઇ શકતો નથી, કે જેને કોઇપણ રીતે પકડી શકાતો નથી, તેનું વજન શી રીતે થઇ શકે ?

રાજા—હે ભંતે ! એકવાર મેં દેહાતદંડની શિક્ષા પામેલા એક ચોરનાં શરીરના બારીક ટુકડા કરાવીને જોયું કે તેમાં કયાં આત્મા રહેલો છે ? પણ મને તેમાના કોઇ ટુકડામા આત્મા દેખાયો નહિ, તેથી જીવ અને શરીર જુદા નથી, એવી મારી ધારણા પુષ્ટ થઇ.

આચાર્ય—હે રાજન્! અરણીનાં લાકડામાં અગ્નિ રહેલો છે, એ વાત જગપ્રસિદ્ધ છે. પણ તે જોવા માટે તેના નાના નાના ટુકડા કરવામાં આવે ને પછી તપાસવામાં આવે કે અગ્નિ કયાં છે, તો એ દેખાય ખરો? એ વખતે અગ્નિ દેખાય નહિ તો શું એમ કહી શકાય કે તેમાં અગ્નિ નથી? જો કોઈ એવું કથન કરે તો અવિશ્વસનનીય જ ગણાય. તે રીતે શરીરના ટુકડામાં આત્મા ન દેખાયો, માટે તે નથી, એમ માનવું એ પણ ખોટું જ ગણાય.

રાજા—હે ભંતે! જીવ અને શરીર એકજ છે, એમ હું એકલો જ માનતો નથી, પણ મારા દાદા અને મારા પિતા પણ એમજ સમજતા આવ્યા હતા, એટલે મારી એ સમજ કુલપરપરાની છે, તેથી એ સમજ હું કેમ છોડી શકું?

આચાર્ય—હે રાજન્! જો તારી એ સમજને તું નહિ છોડે તો પેલો લોઢાનો ભારો ન છોડનાર કદાગ્રહી પુરુષની પેઠે તારે પસ્તાવુ પડશે.

રાજા—એ લોઢાનો ભારો ન છોડનાર કદાગ્રહી પુરુષ કોણ હતો? અને તેને કેમ પસ્તાવું પડયું?

આચાર્ય—હે રાજન્! અર્થના કામી કેટલાક પુરુષો સાથે ઘણું ભાતું લઈને ચાલતાં ચાલતાં એક મોટી અટવીમાં આવી ચડયા, ત્યા એક સ્થળે તેમણે ઘણાં લોઢાથી ભરેલી ખાણ જોઈ. આથી તે પરસ્પર કહેવા લાગ્યા કે આ લોઢું આપણને ઘણું ઉપયોગી છે, માટે તેના ભારા બાંધી સાથે

લઈ જવું સારું છે. પછી તેઓ એના ભારા બાંધી અટવીમાં આગળ ચાલ્યા, ત્યાં એક સીસાની ખાણ જોવામાં આવી. સીસું લોઢા કરતાં વધારે કિંમતી, એટલે બધાએ લોઢાના ભારાને છોડી નાખી સીસું બાંધી લીધું, પણ એક જણે પોતાનો લોઢાનો ભારો ન છોડયો. સાથીઓએ તેને ઘણું સમજાવ્યો, ત્યારે તેણે કહ્યું કે 'આ ભારો હું ઘણે દૂરથી ઉપાડી લાવ્યો છું અને તેને ઘણો મજબૂત બાંધેલો છે, માટે એને મૂકીને સીસાનો ભારો બાંધવા હું ઈચ્છતો નથી.'

હવે સથવારો અટવીમાં આગળ વધ્યો, ત્યાં અનુક્રમે ત્રાંબાની, રૂપાની, સોનાની, રત્નની તથા હીરાની ખાણો જોવામાં આવી. એટલે તેઓ ઓછા મૂલ્યવાળી વસ્તુઓના ભારા છોડતા ગયા ને વિશેષ મૂલ્યવાળી વસ્તુઓના ભારા બાંધતાં ગયા. એમ કરતાં તેઓ પોતાના નગરમા પહોંચ્યા. ત્યાં તેમણે એ બહુમૂલ્ય હીરા વેચ્યા. આથી તેઓ ઘણા ધનવાન થઈ ગયા અને સુખેથી રહેવા લાગ્યા પેલા કદાગ્રહી પુરુષે પોતાનો લોઢાનો ભારો વેચ્યો, ત્યારે બહુ થોડા પૈસા મળ્યા. આથી તે ખેદ પામીને વિચાર કરવા લાગ્યો કે 'મેં પણ મારા સાથીઓની જેમ લોઢાનો ભારો છોડી વધારે સારી વસ્તુઓ લીધી હોત તો હું પણ તેમના જેવો વૈભવ મેળવી શકત.' આ રીતે હે રાજન્! જો તું તારો કદાગ્રહ છોડીશ નહિ તો આ લોઢાનો ભારો ઊચકી લાવનારની જેમ ખૂબ પસ્તાઈશ.

શ્રી કેશિકુમાર શ્રમણનાં આવા ઉપદેશથી પ્રદેશી રાજાને

ખાતરી થઈ ગઈ કે આત્માનું સ્વતંત્ર અસ્તિત્વ છે અને તે પોતે કરેલા પુણ્ય-પાપનો બદલો અવશ્ય ભોગવે છે, એટલે આચાર્યશ્રી પાસે ધર્મનું શ્રવણ કરી સમ્યક્ત્વમૂલ શ્રાવકનાં બાર વ્રતો અંગીકાર કર્યાં અને તેનું વિધિપૂર્વક આરાધાન કરવા લાગ્યો. હવે તેનું વલણ પૂરેપૂરું આધ્યાત્મિક થતાં તે ભોગથી વિમુખ થયો. આ વસ્તુ તેની રાણી સૂર્યકાંતાને પસંદ ન પડી, એટલે તેને ઝેર આપ્યું, છતાં તેણે છેવટ સુધી મનની સમાધિ બરાબર જાળવી રાખી અને મૃત્યુબાદ સૂર્યાભ નામનો દેવ થયો કે જેનું વર્ણન રાયપસેણઇય સૂત્રમાં આવે છે.

'આત્મા છે' એ ભારતીય તત્ત્વજ્ઞાનની અમર ઘોષણા છે અને તે સાચી છે. તેના સ્વીકારમાંજ સર્વેનું કલ્યાણ રહેલુ છે.



વ્યાખ્યાન બીજું

## આત્મા દેહ વગેરેથી ભિન્ન છે.

મહાનુભાવો !

શ્રુતસ્થવિર ભગવંતે શ્રી ઉત્તરાધ્યયનસૂત્રનાં છત્રીસમા અધ્યયનની ૨૫૮ મી ગાથામાં અલ્પ સંસારી આત્માનું જે વર્ણન કર્યું છે, તે પ્રસંગથી આત્માનો વિષય ચાલે છે.

કોઈ પણ વસ્તુનું અસ્તિત્વ બે રીતે જાણી શકાય છેઃ એક તો તેને નજરે જોવાથી અને બીજું તેના કાર્યો જોવાથી. તેમા આત્માનું અસ્તિત્વ તેના કાર્યો જોવાથી જાણી શકાય છે. આ વસ્તુ ગત વ્યાખ્યાનમાં અનેક દાખલા–દલીલોપૂર્વક સમજાવવામાં આવી છે અને હું માનું છું કે તે તમારાં ગળે બરાબર ઉતરી છે.

'આત્મા છે' એવું તો તમે પ્રથમ પણ માનતા હશો —માનતા હતા, પરંતુ કોઈ પૂછે કે એમ શાથી કહો છો?' તો તેનો સ્પષ્ટ ઉત્તર આપી શકતા ન હતા. હવે તેનો સ્પષ્ટ ઉત્તર આપી શકશો એમ માની લઈએ ને ?

આમાંથી (શ્રોતાવર્ગમાંથી) કેંકના છોકરાઓ હાઈસ્કૂલ તથા કોલેજમાં ભણતા હશે. તેઓને ત્યાં જે શિક્ષણ આપવામાં આવે છે, તેમાં ધાર્મિકનો વિષય શીખવાતો નથી– કેટલીક શાળાઓમાં શીખવાતો તે પણ સરકારે બંધ કર્યો

છે. આ સંયોગમાં તેઓ આત્મા, કર્મ કે ધર્મ સંબંધી શું જાણી શકે ? તેમને બે ઘડી તમારી પાસે બેસાડીને આત્મા સંબંધી વાત કરજો અને અહીં જે કંઈ કહેવાયું છે, તે તેમનાં ગળે ઉતારજો. 'ફુરસદ નથી' 'શું કરીએ ?' એમ કહીને છૂટી ન જતા. સ્વજનોને ધર્મનો ઉપદેશ કરવો એ શ્રાવકનું કર્તવ્ય છે એ જાણો છો ને ? જે ગૃહસ્થ પોતાના પોષ્ય વર્ગને ધર્મનો ઉપદેશ કરતો નથી, તે પોતાની સાચી ફરજ બજાવતો નથી.

'આત્મા છે' એમ માનવાથી જ તમારું કામ પૂરું થતું નથી. એ તો પાઠોશામાં પહેલી પૂણી છે. એક માણસ મુંબઈ આવે, પણ તેના કોઈ વિભાગ કે લત્તાથી પરિચિત ન હોય તો મુંબઈમાં છૂટથી હરીફરી શકે નહિ, તેમજ તેની મોજ માણી શકે નહિ. એ રીતે જેઓ 'આત્મા છે' એટલું જ જાણે, પણ તેનું સ્વરૂપ જાણે નહિ કે તેના ગુણોથી પરિચિત થાય નહિ, તે આત્મગુણોનો વિકાસ શી રીતે કરી શકે ? આત્મસુખનો સાચો આસ્વાદ શી રીતે માણી શકે ? એટલે આત્માનું સ્વરૂપ વિશેષ પ્રકારે સમજવાની જરૂર છે.

તમે 'હું એટલે મારો દેહ' એમ સમજીને વ્યવહાર ચલાવો છો અને તેની આળપંપાળમાં લાગ્યા રહો છો. એ આળપંપાળ આડે તમને નથી તો તત્ત્વની કોઈ વિચારણા સ્ફુરતી કે નથી તો ધર્મનું આરાધન કરવાની ફુરસદ મળતી, પણ આ રીતે જીવન ગાળનારના હાલ કેવા થાય છે ? તે જુઓ.

## મહેશ્વરદત્તની કથા

વિજયપુર નામે એક મોટું નગર હતું. તેમાં મહેશ્વરદત્ત નામનો એક ક્ષત્રિય રહેતો હતો. તેની પત્નીનું નામ ગાંગિલા હતું. આ મહેશ્વરદત્તના માતાપિતા વૃદ્ધ થયાં હતાં અને ધારે તો બધો વખત ઇશ્વિરભક્તિમાં–ધર્મધ્યાનમાં ગાળી શકે તેમ હતાં, પણ તેમાં તેમનું ચિત્ત જરાયે ચોંટતું નહિ. જેમણે આખી જીંદગી સંસારના વ્યવહારોમાં જ ગાળી હોય તેમને ઇશ્વિરભકિત કે ધર્મધ્યાન ક્યાંથી સૂઝે ? કોઈ દિવસ સાધુમંત પાસે જતા હોય, વ્યાખ્યાનવાણી સાંભળતા હોય અને કંઈ પણ વ્રતનિયમ કરતાં હોય તો મોટી ઉમરે તેમાં વધારે રસ જાગે અને પોતાનું જીવન સુધારી શકે, પણ એ કોઈ દિવસ સાધુસંત પાસે જતા નહિ. એ ભલા ને એમનો વ્યવહાર ભલો!

મહેશ્વરદત્તની સ્થિતિ લગભગ આવી જ હતી. તે સવારથી સાંજ સુધી ધધારોજગારમાં મચ્યો રહેતો અને કુટુંબનું પૂરૂં કરતો. તેના કુટુંબમાં માંસભક્ષણ પણ થતું અને મદિરા પણ પીવાતી. જ્યાં ધર્મના સંસ્કારો ન હોય, ત્યાં ભક્ષ્યાભક્ષ્યનો વિવેક ક્યાંથી હોય! આજે ભક્ષ્યાભક્ષ્યનો વિવેક ઘટી ગયો છે, તેનું કારણ એ છે કે ધર્મના સંસ્કારો નથી. સુજ્ઞો તો સમજતા હશે કે માંસભક્ષણ કરનાર અને મદિરા પીનારની ગતિ નરકની થાય છે અને તેમને અસહ્ય યાતનાઓ ભોગવવી પડે છે.

એકવાર મહેશ્વરદત્તનો પિતા માંદો પડયો. ઘણા ઓસડ-

વેસડ કરવાં છતાં સારો થયો નહિ. ઓસડવેસડ પણ આયુષ્ય હોય તો જ લાગુ પડે છે. પોતાનો અંત સમય નજીક આવેલો જાણી તે ચિંતા કરે છે કે મારી પત્નીનું શું થશે? મારા પુત્રનું શું થશે? કુટુંબપરિવારનું શું થશે? અને મેં જે ઢોરો ખૂબ મમતાથી પાળ્યા છે, તેનું પણ શું થશે?' તેને ચેન પડતું નથી. ખૂબ અકળાય છે. આ જોઈ મહેશ્વરદત્તે કહ્યુ કે 'પિતાજી! આપની કંઈ ઈચ્છા હોય તો જણાવો. તે હું પૂરી કરીશ. આપ કોઈ જાતની ફિકર કરશો નહિ.' ત્યારે પિતાએ કહ્યુ કે 'બેટા! તું ડાહ્યો છે અને ખૂબ કામગરો છે, એટલે કુટુબનું પાલણપોષણ સારી રીતે કરીશ, પણ હવે સમય બારીક આવ્યો છે, માટે ખર્ચે કરવામાં સાવધાની રાખજે અને આપણી ભેંસોની સાર સંભાળ બરાબર રાખજે. મેં તેમને બહુ મમતાથી ઉછેરી છે. અને બીજી એક વાત એ કે આપણા કુળમાં શ્રાદ્ધનો દિન આવતાં એક પાડાનું બલિદાન દેવાય છે, તે ભૂલતો નહિ'

આટલુ કહી પિતા મરણ પામ્યા. અંત સમયે પ્રાણીઓની જેવી મતિ હોય છે તેવી ગતિ થાય છે, એટલે મૃત્યુબાદ તે પોતાની જ એક ભેંસના પેટે પાડારૂપે અવતર્યો.'

થોડા વખત પછી મહેશ્વરદત્તની માતા પણ બિમાર પડી અને તે પણ 'મારુ ઘર,' 'મારું કુટુંબ' 'મારી લાજ' 'મારો વહેવાર' એમ 'મારુ મારું' કરતાં મરણ પામી. એટલે કૂતરી તરીકે જન્મ પામી અને મહેશ્વરદત્તનાં ઘરની આસપાસ રહેવા લાગી.

પિતા અને માતાનું ઉત્તરકાર્ય થયું, ન્યાત જમી, મહેશ્વરદત્તની આબરૂ વધી અને સંસારવ્યહવારનું નાવ આગળ ધપ્યું.

મહેશ્વરદત્તની પત્ની ગાંગિલા રૂપાળી હતી, ઘરનાં કામકાજમાં કુશળ હતી, પણ વિષયલંપટ હતી. આ દુર્ગુણ એવો મોટો છે, કે જે બધા સદ્ગુણોને ઢાંકી દે છે. સો મણ દૂધનો તાવડો ભર્યો હોય અને તેમાં થોડું સોમલ પડે તો? એ દૂધને તમે સારું કહેશો ખરા? સાસુસસરા છાતી પર હતા ત્યાં સુધી ગાંગિલાની આ વિષયલંપટતાને અવકાશ મળતો ન હતો, પણ હવે તે દૂર થયા હતા અને મહેશ્વરદત્ત ધંધારોજગાર અંગે મોટા ભાગે બહાર રહેતો હતો; એટલે તેની વિષયલંપટતાને પૂરો અવકાશ મળી ગયો. તે પરપુરુષ સાથે પ્રેમમાં પડી.

પણ પાપનો ઘડો ફૂટ્યા વિના રહેતો નથી. એક દિવસ કોઈ કામપ્રસંગે મહેશ્વરદત્તને એકાએક ઘરે આવવાનું થયું, ત્યારે અંદરનાં બારણાં બંધ જોયાં. આથી તેને વહેમ પડ્યો. બારણાંની તડમાંથી જોયું તો અંદર કોઈ પુરુષ દીઠો. જ્યારે એક જનાવર પણ પોતાની માદાને બીજા જનાવર સાથે જોઈ શકતું નથી, ત્યારે મનુષ્ય કેમ જોઈ શકે? તેણે બૂમ મારી કે 'ગાંગિલા! બારણું ઉઘાડ.'

ધાંટો સાંભળતાં જ ગાંગિલાના હોશકોશ ઉડી ગયા. તેણે પોતાના પ્રેમીને-યારને છુપાવી દેવાનો વિચાર કર્યો, પણ ત્યાં છુપાવી શકે એવું કોઈ સ્થાન હતું નહિ, એટલે

લાચારીથી બારણાં ઉઘાડી નાંખ્યાં અને ભયથી થરથર ધ્રૂજતી બાજુએ ઊભી રહી જાણે વાયુથી કંપતું પીંપળાનું પાન!

મહેશ્વરદત્તે ઓરડામાં દાખલ થતાં જ ગાગિલાના ચારની ગળચી પકડી અને તેને ગડદાપાટુનો માર મારવા માંડ્યો. તેમાં એક પાટુ પેડુમાં આવી ગઈ, એટલે તેના રામ રમી ગયા! પરંતુ આ વખતે મરનારને એટલી સન્મતિ આવી કે 'મારાં કુકર્મનું ફળ મને મળ્યું છે. તેમા બીજા પર ક્રોધ શા માટે કરવો?' મરણ સમયની આ સન્મતિને લીધે તેને મનુષ્યનો ભવ મળ્યો અને તે ગાગિલાની કૂખે પોતાના જ વીર્યમાં ઉત્પન્ન થયો. જુઓ સંસારની ઘટના! એક વખત પિતા હોય તે પુત્ર થાય છે અને પુત્ર હોય તે પિતા થાય છે એક વખત માતા હોય તે પત્ની થાય છે અને પત્ની હોય તે માતા થાય છે!

મહેશ્વરદત્તે ચારને મારી નાખ્યો, પણ ગાગિલાને અધિક ઠપકો આપ્યો નહિ, કારણ કે તેમ કરવા જતા પોતાની જ ફજેતી થાય તેમ હતું. નીતિકારોએ કહ્યું છે કે 'આયુષ્ય, ધન, ઘરનું છિદ્ર, મંત્ર, દવા, કામક્રીડા, દીધેલુ દાન, મળેલુ સન્માન અને થયેલુ અપમાન ગુપ્ત રાખવાં યોગ્ય છે'

દિવસો જતાં ગાગિલાએ એક સુદર સુખવાળા પુત્રને જન્મ આપ્યો અને આખું ઘર આનંદથી ઉભરાઈ ગયુ પુત્રજન્મ કયા માતાપિતાને આનદ આપતો નથી?

હવે શ્રાદ્ધના દિવસો આવતા મહેશ્વરદત્તને પિતાની વાત યાદ આવી અને તેણે બજારમાં જઈ પાડાની તપાસ

કરી. પણ જોઈએ તેટલી કિંમતમાં સારો પાડો મળ્યો નહિ, આથી તેણે ઘરમાં રહેલા પાડાનું બલિદાન દેવાનો નિર્ણય કર્યો. એ પ્રમાણે પાડાનું બલિદાન દેવાયું અને તેનું માંસ પકવીને સગાંવહાલાંઓને જમાડવાની તૈયારી કરી. ત્યાં પેલી કૂતરી ઘરમાં આવી અને એઠાં વાસણ પડ્યાં હતાં, તે ચાટવા લાગી. આથી મહેશ્વરદત્તને ક્રોધ આવ્યો અને તેણે પાસે પડેલી લાકડીનો છૂટો ઘા કર્યો. આથી કૂતરીની કમર તૂટી ગઈ અને તે બૂમો પાડતી બહાર ચાલી ગઈ.

હજી સગાંવહાલાંઓને આવવાની થોડીવાર છે, એટલે મહેશ્વરદત્ત પોતાના બાલપુત્રને તેડી બારણામાં ઊભો છે અને તેને વારંવાર ચુંબન ભરી પ્યાર કરે છે. એવામાં ત્યાંથી કોઈ જ્ઞાની મહાત્મા નીકળ્યા. તેમણે આ દૃશ્ય જોઈ માથું ધુણાવ્યું. તે મહેશ્વરદત્તના જોવામા આવ્યું, એટલે તેણે વંદન કરીને પૂછ્યું કે 'હે મહારાજ! અહીં એવું શું બની ગયું કે જેથી આપને મસ્તક ધૂણાવવુ પડ્યુ?'

મહાત્માએ કહ્યુ કે 'ભાઈ! એ વાત કહેવા જેવી નથી, છતાં તારી ઈચ્છા હોય તો મને કહેવામાં હરકત નથી.'

મહેશ્વરદત્તે કહ્યુ: 'તો મને જરૂર સંભળાવો.'

મહાત્માએ કહ્યુ: 'હે ભદ્ર! આજે તું તારા પિતાનું શ્રાદ્ધ કરે છે અને તે માટે તેં એક પાડાનો વધ કર્યો છે, એ પાડો તારો પિતા પોતે જ છે. મરતી વખતે ઢોરમાં વાસના રહી જવાથી તે તારે ત્યાં જ ઉત્પન્ન થયો હતો.'

આ શબ્દો સાંભળતાં જ મહેશ્વરદત્તને કંપારી આવી

ગઈ અને તેના ખેદનો પાર રહ્યો નહિ. તેણે કહ્યું 'હે પ્રભો ! શું આ વાત સાચી છે ? મહાત્માએ કહ્યું : 'હા, આ વાત તદ્દન સાચી છે, પણ આટલેથી જ અટકતી નથી. તેં થોડીવાર પહેલાં લાકડીનો છૂટો ઘા કરીને જે કૂતરીની કમર તોડી નાખી તે તારી માતા છે. તે પણ મૃત્યુ સમયે મારું ઘર, મારાં છોકરાં, મારો વ્યવહાર, એમ મારું મારું કરતાં મરણ પામી એટલે આ સ્થિતિ પામેલી છે.'

મહેશ્વરદત્તે આ સાંભળી કાને હાથ દીધા. તે વખતે મહાત્માએ કહ્યું કે 'હે ભદ્ર ! જ્યારે તેં વાત સાંભળી જ છે, ત્યારે તે પૂરી જ સાંભળી લે. તું જે પુત્રને આટલી મમતાથી રમાડી રહ્યો છે, તે બીજો કોઈ નહિ, પણ તારી પાછુથી મરણ પામેલો તારી સ્ત્રીનો યાર છે. અંત સમયે તેને સન્મતિ આવવાથી તે મનુષ્યગતિ પામ્યો અને પોતાનાં જ વીર્યમાં ઉત્પન્ન થયો.'

આ શબ્દો સાંભળતાં જ મહેશ્વરદત્તને સંસાર પર ધિક્કાર છૂટ્યો અને તેણે તેજ ક્ષણે પેલા મહાત્માનાં ચરણે પોતાનું શિર ઢાળી દઈ વિનંતિ કરી કે 'હે પ્રભો ! મારો આ અસાર સંસારમાંથી ઉદ્ધાર કરો.' મહાત્માએ તેને કલ્યાણનો માર્ગ બતાવ્યો અને એ માર્ગે ચાલીને તેણે પોતાના આત્માનું

પણ તેમા વિરાજનારો ચૈતન્ય લક્ષણવાળો આત્મા સમજવાનો છે જેમ મહેલમાં રહેનારો અને મહેલ એક નથી, તેમ દેહમાં રહેનારો અને દેહ એક નથી તરવારને મ્યાનમાં રહેલી જોઈ ને કોઈ તરવાર અને મ્યાનને એક જ સમજી લે તો આપણે તેને કવો કહીશુ ? તરવાર અને મ્યાન એ બે જુદી જુદી વસ્તુઓ છે, એ તો એક નાનું છોકરૂ પણ જાણે છે.

## દેહાત્માવાદીઓની દલીલો

આમ છતા કેટલાક મનુષ્યો દેહને જ આત્મા માનવાનું વલણ ધરાવે છે અને તે માટે કેટલીક દલીલો આગળ ધરે છે, એટલે તેની અહી સમીક્ષા કરીશુ તેઓ કહે છે કે પૃથ્વી, જળ, વાયુ, અગ્નિ અને આકાશ એ પચભૂતના× સયોગથી ચૈતન્યશક્તિ ઉત્પન્ન થાય છે અને તે દ્વારા આ શરીરનું કામ ચાલે છે એટલે ચતન્યની ઉત્પત્તિનું સ્થાન દેહ છે, અને ચૈતન્ય વાળી વસ્તુને જ આત્મા કહેવાતો હોય તો એ દેહથી ભિન્ન નથી.

વૈજ્ઞાનિકો પચભૂતની જગાએ બીજા પદાર્થોનાં નામ લે છે, પણ તેમના કહેવાની મતલબ તો એ જ છે કે જડ પદાર્થોના સયોગથી ચૈતન્યની ઉત્પત્તિ થાય છે અને તેથી જ શરીરની સર્વ ક્રિયાઓ ચાલે છે.

'આ શરીરનું કામ બંધ કેમ પડે છે ?' એમ પૂછીએ તો તેઓ કહે છે કે 'જ્યારે પાચ પૈકીના કોઈ પણ ભૂતનો

× કેટલાક ભૂતની સખ્યા ચારની પણ માને છે. તેમના મતે આકાશ એ ભૂત નથી.

સંયોગ સર્વથા છૂટો પડી જાય છે, ત્યારે ચૈતન્ય અદૃશ્ય થાય છે અને શરીરનું કામ બંધ પડે છે. તાત્પર્ય કે ચૈતન્યશક્તિ અથવા આત્મા દેહની સાથે જ ઉત્પન્ન થાય છે અને મૃત્યુ બાદ તેનું કોઈ અસ્તિત્વ રહેતું નથી.'

'આ પરિસ્થિતિમાં મનુષ્યે કેવી રીતે વર્તવું ?' તેનો જવાબ આપતાં તેઓ જણાવે છે કે—

> यावज्जीवं सुखं जीवेदृणं कृत्वा घृतं पीवेत् ।
> भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुत: ॥

'જીવો ત્યાં સુધી સુખેથી જીવો, એટલે એશઆરામમાં રહો અને બને તેટલી મોજમજાહ કરી લ્યો. જો એ મોજ-મજાહ કરવાના તમારી પાસે પૂરતા પૈસા ન હોય તો કોઈ સ્નેહી–સંબંધી પાસેથી ઉછીના લો, પણ ઘી પીવાનું એટલે માલમલીદા ઝાપટવાનું ચાલુ રાખો. આ દેહ બળીને ભસ્મીભૂત થઈ ગયા પછી ફરી આવવાનો નથી, ફરીને મળવાનો નથી.'

એક નાસ્તિક પોતાની પ્રિયતમાને કેવા શબ્દો કહે છે, તે પણ સાંભળી લો :

> पिब खाद च चारुलोचने,
> यदतीतं वरगात्रि तन्न ते ।
> न हि भीरु गतं निवर्तते,
> समुदयमात्रमिदं कलेवरम् ॥

'હે સુંદર નેત્રવાળી સ્ત્રી ! તું ખાઈપીઈને મોજ કર,

હે શ્રેષ્ઠ અંગવાળી! જે ગયું તે તારું નથી, એટલે યૌવન ચાલ્યું ગયું તો ફરી મળવાનું નથી. હે ભીરુ! (પાપથી ડરનારી!) ગયેલું (શરીર) પાછું આવતું નથી. આ શરીર તો માત્ર પંચભૂતનો સમુદાય જ છે. અર્થાત્ તેથી અતિરિક્ત આત્મા જેવી કોઈ વસ્તુ નથી કે જેનો વિચાર કરવો પડે અને પાપ કે પરલોકથી ડરવું પડે.'

નાસ્તિક લોકો 'આ ભવ મીઠો પરભવ કોણે દીઠો ?' એમ માનીને ભોગવિલાસમાં મસ્ત બને છે, પણ જ્યારે તેઓ વિવિધ પ્રકારના રોગોથી ઘેરાઈ જાય છે, ત્યારે તેમના શોક-સંતાપનો પાર રહેતો નથી. મૃત્યુ તેમને બિહામણું લાગે છે અને તેનાથી બચવા માટે તેઓ અનેક જાતના પ્રયત્નો કરે છે, પણ તે બધા વ્યર્થ નીવડે છે. મૃત્યુ તેમને છોડતું નથી. સિંહ જેમ બકરાનાં ટોળાં પર ત્રાટકે છે, તેમ મૃત્યુ તેમના પર ત્રાટકે છે અને તેઓ અનેક જાતનો વલોપાત કરતાં તેના પંજામાં સપડાઈ જાય છે. દશ દૃષ્ટાંતે દુર્લભ× માનવભવની આ

× મનુષ્યભવની પ્રાપ્તિ કેટલી દુર્લભ છે, તે સમજાવવા માટે શાસ્ત્રકારોએ ચક્રવર્તીના ચૂલાનું, પાસાનું, ધાન્યના ઢગલાનું, જુગારનું, રત્નનું, સ્વપ્નનું, રાધાવેધનું, ચર્મનું (સેવાળનુ), સમોલનું તથા પરમાણુનું એમ દશ દૃષ્ટાંતો આપેલાં છે. એક મનુષ્યને પ્રથમ ચક્રવર્તીના ચૂલે ભોજન કરાવ્યું હોય અને પછી તેનાં રાજ્યમાં રહેલા દરેક ચૂલે ભોજન કરવાનું હોય તો ફરી ચક્રવર્તીના ચૂલે ભોજન કરવાનો વારો આવવો જેટલો દુર્લભ છે, તેટલો મનુષ્યભવ પામવો દુર્લભ છે. આ રીતે દશે દૃષ્ટાંતોની યોજના સમજવી.

કેવી દુર્દશા ? જે ભવથી સકલ દુઃખોનો અંત લાવનાર મુક્તિ, મોક્ષ કે પરમપદની સાધના થઈ શકે તેમ છે, તેનાથી કંઈ પણ સધાતું નથી. ઉલટું દુર્ગતિનું ભાથુ બધાય છે અને ભવ-ભ્રમણ અનેકગણું વધારી દેવામાં આવે છે!

'પાંચ જડ વસ્તુઓના સંયોગથી ચૈતન્યશક્તિ શી રીતે ઉત્પન્ન થાય ?' એમ પૂછીએ તો ભૂતવાદીઓ કહે છે કે 'જેમ મદ્યનું+ પ્રત્યેક અંગ—જેવું કે ધાવડીનું ફૂલ, ગોળ, પાણી એ કોઈમાં મદ્યશક્તિ દેખાતી નથી, છતાં જ્યારે તેનો સમુદાય બની જાય છે, ત્યારે તેમાંથી મદ્યશક્તિ ઉત્પન્ન થાય છે અને તે અમુક કાળ સ્થિર રહી વિનાશની સામગ્રી મળતાં નષ્ટ થઈ જાય છે, તેમ પૃથ્વી આદિ પ્રત્યેક ભૂતમા ચૈતન્ય શક્તિ દેખાતી નથી, પણ જ્યારે તેનો સમુદાય થાય છે, ત્યારે તે પ્રત્યક્ષ થાય છે અને અમુક કાળ સ્થિર રહી વિનાશની સામગ્રી મળતા નષ્ટ થઈ જાય છે.'

પરંતુ આ દાખલો બરાબર નથી ધાવડીનાં ફૂલ, ગોળ, વગેરેમાં મદ્યની થોડી–ઘણી માત્રા રહેલી છે, તેથી જ તેનું સંયોજન થતાં મદ્યની શક્તિ ઉત્પન્ન થાય છે, જ્યારે ભૂતોમાં ચૈતન્યનો કોઈ અંશ રહેલો નથી, એટલે તેના સંયોજનથી ચૈતન્યની ઉત્પત્તિ થવાનો સંભવ હરગીજ નથી રેતીના કોઈ કણમાં તેલનો અંશ નથી, તો રેતીના સમુદાયમાં તે કયાંથી સંભવે ? આજ સુધીમા કોઈએ રેતી પીલીને તેલ કાઢયાનું જોયું છે—સાંભળ્યું છે ? નહિ જ.

+ મદ્ય—પીવાનો દારૂ, શરાબ,

જો પંચભૂતના વિશિષ્ટ સંયોજનથી ચૈતન્યશક્તિ પેદા થતી હોય તો તે બધા પ્રાણીઓમા—બધાં જીવોમા સરખી રીતે વ્યક્ત થવી જોઈએ, પણ તેમા તરતમતા દેખાય છે પંચેન્દ્રિય પ્રાણીઓમા[1] એ શક્તિ જેટલા પ્રમાણમાં વ્યક્ત થાય છે, તેટલી ચઉરિંદ્રિય પ્રાણીઓમા[2] વ્યક્ત થતી નથી, ચઉરિંદ્રિય પ્રાણીઓમા જેટલી વ્યક્ત થાય છે, તેટલી તેઇન્દ્રિય પ્રાણીઓમા[3] વ્યક્ત થતી નથી, તેઇંદ્રિય પ્રાણીઓમાં જેટલી વ્યક્ત થાય છે, તેટલી બેઇંદ્રિયઓમા[4] વ્યક્ત થતી

---

૧ જેને સ્પર્શનેંદ્રિય, રસનેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, ચક્ષુરિંદ્રિય અને શ્રોતેંદ્રિય એ પાચ ઇંદ્રિયો હોય છે, તે પંચેન્દ્રિય કહેવાય છે મનુષ્ય એ પંચેંદ્રિય પ્રાણી છે ઉપરાત ગાય, ભેંસ, ઘોડા, હાથી વગેરે ભૂચરો, માછલા, મગરમચ્છ, મગર વગેરે જળચરો અને કાગડા, કબૂતર, પોપટ મોર વગેરે ખેચરો પણ પંચેન્દ્રિય પ્રાણીઓ છે

૨ જેને પ્રથમની ચાર ઇંદ્રિયો હોય છે, તે ચઉરિંદ્રિય—ચાર ઇંદ્રિયવાળા પ્રાણી કહેવાય છે વીંછી, બગાઈ, ભમરા, ભમરી, તીડ, મચ્છર, ડાસ, મસક, કંસારી, ખડમાકડી, વગેરે ચઉરિંદ્રિય પ્રાણીઓ છે

૩ જેને પ્રથમની ત્રણ ઇંદ્રિયો હોય છે, તે તેઇંદ્રિય—ત્રણ ઇંદ્રિયવાળા પ્રાણી કહેવાય છે કાનખજૂરો, માકડ, જૂ, કીડી, ઉધેઈ, મંકોડા, ઇયળ, ધીમેલ, ગાય વગેરે પ્રાણી પર થતા ગીગોડા, ચોરમાડા, છાણના કીડા, ધનેરા, ગોકળગાય વગેરે તેઇંદ્રિય પ્રાણીઓ છે

૪ જેને પ્રથમની બે ઇંદ્રિય હોય તે બેઇંદ્રિય—બે ઇંદ્રિયવાળા પ્રાણી કહેવાય છે શંખ, કોડા, ગંડોલ (પેટના મોટા કૃમિ), જળો, ચંદનક, અળસિયા લાળિયા, કાષ્ટના કીડા, પાણીના પોરા, ચૂડેલ તથા છીપ વગેરે બેઇંદ્રિય પ્રાણીઓ છે

નથી અને જેટલી બેઇંદ્રિય પ્રાણીઓમાં વ્યક્ત થાય છે, તેટલી એકેન્દ્રિય પ્રાણીઓમાં[૫] વ્યક્ત થતી નથી.

વળી મનુષ્ય–મનુષ્યમાં પણ શક્તિની તરતમતા જોવામાં આવે છે. એક પ્રખર બુદ્ધિશાળી હોય છે, તો બીજો અકલનો બૂઠો હોય છે. એકની સ્મરણશક્તિ ઘણી તીવ્ર હોય છે, તો બીજાને પચીસવાર ગોખવા છતાં ય યાદ રહેતું નથી. એકમાં ચાલાકી–ચબરાકપણું ખૂબ દેખાય છે, તો બીજો રદ્દન ભોટ હોય છે

જો ભૂતના પ્રમાણમા ચૈતન્યનો આવિર્ભાવ સ્વીકારવામાં આવે તો જાડા માણસમાં વધારે ચૈતન્ય હોવું જોઈએ અને પાતળા માણસમાં ઓછુ ચૈતન્ય હોવું જોઇએ પણ પરિસ્થિતિ તેથી ઉલટી જ જણાય છે જાડા માણસોમાં સ્ફૂર્તિ કમ હોય છે અને બેઠા ત્યાથી ઊભા થવાનું મન કરતા નથી, જ્યારે પાતળા માણસોમા સ્ફૂર્તિ ખૂબ હોય છે અને તે ફરકડીની જેમ ફર્યા કરે છે

જો ચૈતન્યનું કારણ પંચભૂતનું વિશિષ્ટ સંયોજન છે, તો જીવનનું કારણ શું છે? એ પ્રશ્ન પણ ખડો થાય છે.

જો પંચભૂતનું વિશિષ્ટ સંયોજન એ જ જીવનનું કારણ

---

૫ જેને પ્રથમની એક એટલે માત્ર સ્પર્શનેન્દ્રિય હોય તે એકેન્દ્રિય પ્રાણી કહેવાય છે તે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિનુ શરીર ધારણ કરે છે તેના વિશેષ વર્ણન માટે જીવાજીવાભિગમ તથા પન્નવણાસૂત્ર જોવા જરૂરી છે સામાન્ય માહિતી માટે જીવવિચાર તથા નવતત્ત્વ પ્રકરણો પણ ઉપયોગી છે

હોય તો બધાનું જીવન સરખા આયુષ્યવાળું હોવું જોઈએ, પણ તેમાં ઘણી તરતમતા દેખાય છે, એટલે પંચભૂતનું સંયોજન કારણ ઘટી શકતું નથી. સાચી હકીકત એ છે કે ચૈતન્યનું કારણ આત્મા છે અને જીવનનું કારણ કર્મ છે. કર્મને લીધે જેટલું આયુષ્ય પ્રાપ્ત થાય છે, તેટલો વખત પ્રાણી જીવે છે. જો આયુષ્ય પૂરું થયું ન હોય તો હાથપગ તૂટવા છતાં પ્રાણી જીવે છે.

પંચભૂતનાં સંયોજનથી ચૈતન્યની ઉત્પત્તિનો સિદ્ધાંત બીજી રીતે પણ પોકળ ઠરે છે. જ્યારે આપણે એવું વિધાન કરીએ કે અમુક વસ્તુનાં સંયોજનથી અમુક વસ્તુ બને છે, ત્યારે તે વસ્તુઓનાં સંયોજનથી તે વસ્તુ અવશ્ય બનવી જોઇએ. હરડાં, બહેડાં અને આંબળાનાં સંયોજનથી ત્રિફલા ચૂર્ણ બને છે, એમ કહેનારાઓ હરડાં, બહેડાં અને આંબળાને ભેગા કરી ત્રિફલા ચૂર્ણ કરી બતાવે છે તથા આપણે પણ હરડાં, બહેડાં અને આંબળા સમભાગે એકત્ર કરીએ તો ત્રિફલા ચૂર્ણ બને છે. આ પ્રમાણે પંચભૂતથી કે અન્ય પદાર્થોથી ચૈતન્યશકિતની ઉત્પત્તિ માનનારાઓએ પંચભૂતનાં સંયોજનથી કે અન્ય પદાર્થોનાં મિશ્રણથી ચતન્ય-શકિતની ઉત્પત્તિ કરી બતાવવી જોઇએ, પણ હજી સુધી કોઈ ભૂતવાદી કે વૈજ્ઞાનિક એવો પાકયો કે નથી જેણે આ આ રીતે ચૈતન્યની ઉત્પત્તિ કરી બતાવી હોય.

આજનું વિજ્ઞાન આગળ વધેલું ગણાય છે, છતાં તે આંખ જેવી આંખ, કાન જેવો કાન કે નાક જેવું નાક

કે ઇંદ્રિય અને જ્ઞાન એ બંને જૂદી વસ્તુ છે દાખલા તરીકે 'હથોડા વડે ઘાટ ઘડાય છે' એમ કહીએ તો હથોડો અને ઘાટ એ બે વસ્તુઓ એક ઠરતી નથી, પણ જુદી જૂદી વસ્તુઓ ઠરે છે ત્યારે જ્ઞાન એ ઇંદ્રિયોનો અસાધારણ ધર્મ (ગુણ) બની જતો નથી, કારણ કે જે જેનો અસાધારણ ધર્મ હોય તે તેના વિના રહી શકતો નથી ઉષ્મા વિના અગ્નિ કે આર્દ્રતા વિના જળની કલ્પના કોણ કરી શકે છે? જ્યારે જ્ઞાન એ ઇંદ્રિયોનો અસાધારણ ધર્મ નથી, ત્યારે તેને આત્મા શી રીતે માની શકાય?

જ્ઞાન એ આત્માનો અસાધારણ ધર્મ છે, તેથી જ આત્મા 'આ વસ્તુ આવી છે,' 'આ વસ્તુ તેવી છે' એમ જાણી શકે છે અને તેની સ્મૃતિ પણ રાખી શકે છે, જ્યારે ઇંદ્રિયો પોતે કોઈ વસ્તુ જાણી શકતી નથી કે તેનો અનુભવ યાદ રાખી શકતી નથી એ અનુભવ તો ચૈતન્યના ભંડારમા જ પડચો રહે છે અને નિમિત્તાનુસાર વ્યક્ત થાય છે

જો ઇંદ્રિયો પોતે જ જાણી શકતી હોત તો નિંદ્રામા યે તેનુ જાણવાનુ ચાલુ રહેત અને મૃતાવસ્થામા પણ તેની એ પ્રવૃત્તિમા કોઈ અતરાય આવ્યો ન હોત, પરતુ તેમ બનતું નથી એ વાત સિદ્ધ છે

ઇંદ્રિયો વડે જ્ઞાન કેવી રીતે થાય છે? તે બરાબર જાણવામા આવે તો ઇંદ્રિયોને આત્મા માની લેવાની ભૂલ કોઈ કરે નહિ, તેથી એ સબધમા અહીં થોડું વિવેચન કરવામા આવે છે

દરેક ઇંદ્રિયના દ્રવ્ય અને ભાવથી બે પ્રકારો છે, એટલે દ્રવ્ય સ્પર્શનેન્દ્રિય અને ભાવ સ્પર્શનેન્દ્રિય, દ્રવ્ય રસનેન્દ્રિય અને ભાવ રસનેન્દ્રિય, એમ બધી ઇંદ્રિયોમાં સમજી લેવાનું છે. દ્રવ્યેન્દ્રિયમાં બે વિભાગો હોય છે. તેમાંના એક ભાગને નિર્વૃતિ કહેવામાં આવે છે અને બીજાને ઉપકરણ કહેવામાં આવે છે. આ નિર્વૃતિ અને ઉપકરણના પણ બાહ્ય અને અભ્યંતર એમ બબ્બે વિભાગો છે, એટલે બાહ્ય નિર્વૃતિ, અભ્યંતર નિર્વૃતિ, બાહ્ય ઉપકરણ અને અભ્યંતર ઉપકરણ એમ કુલ ચાર વિભાગો થાય છે. તેમાં સ્પર્શનેન્દ્રિયને બાહ્ય નિર્વૃતિ હોતી નથી.

ઇંદ્રિયની દશ્ય આકૃતિને નિર્વૃતિ કહેવાય છે. એ રીતે જીભ એ રસનેન્દ્રિયની બાહ્ય નિર્વૃતિ છે, નાક એ ઘ્રાણેન્દ્રિયની બાહ્ય નિર્વૃતિ છે, આંખ એ ચક્ષુરિંદ્રિન્યની બાહ્ય નિર્વૃતિ છે અને કાન એ શ્રોતેન્દ્રિયની બાહ્ય નિર્વૃતિ છે. તે જુદા જુદા પ્રાણીઓને જુદા જુદા પ્રકારની હોય છે.

ચામડી, જીભ, નાક, આંખ, કાન વગેરેનાં ચોકસ સંસ્થાનોમાં રહેલા પુદ્ગલોના આકારવિશેષને અભ્યંતર નિર્વૃતિ કહેતામાં આવે છે. તેમાં સ્પર્શનેન્દ્રિયની અભ્યંતર નિર્વૃતિ જુદા જુદા પ્રાણીઓનાં શરીર પ્રમાણે હોય છે, રસનેન્દ્રિયની અભ્યંતર નિર્વૃતિ ક્ષુરપ્ર એટલે અસ્રાના આકારે હોય છે, ઘ્રાણેન્દ્રિયની અભ્યંતર નિર્વૃતિ અતિમુક્તક ફૂલ કે પડઘમના આકારે હોય છે ચક્ષુરિન્દ્રિયની અભ્યંતર નિર્વૃતિ મસુરની દાળના આકારે હોય છે, અને શ્રોતેન્દ્રિયની અભ્યંતર નિર્વૃતિ કદંબના પુષ્પ જેવી ગોળારૂપ હોય છે.

બનાવી શકતું નથી. સાચી આંખ ને ખોટી આંખ વચ્ચે કેવો તફાવત હોય છે તે જોયો છે ને? એકમાં અનેરી ચમક દેખાય છે, તો બીજી સાવ કોડા જેવી લાગે છે. બનાવટી કાન–નાકના હાલ પણ એવા જ હોય છે. જ્યારે જીવંત શરીરના એક ભાગની પણ નકલ થઈ શકતી નથી, ત્યારે સમગ્ર ચૈતન્યની ઉત્પત્તિ તો થઈ જ શી રીતે શકે?

થોડા વખત પહેલાં વર્તમાનપત્રોમાં વાત આવી હતી કે રશિયન ડોકટરો મડદાંને અમુક પ્રકારનું ઇંજેકશન આપીને જીવંત કરવામાં સફળ નીવડ્યાં છે, પણ આ વાત માનવા યોગ્ય નથી. વધારે સ્પષ્ટ કહીએ તો લોકોને એક પ્રકારના ભ્રમજાળમાં નાખનારી છે. માણસમાં પ્રાણ અવશેષ રહી ગયો હોય અને ઇંજેકશનથી તેનો ફરી સંચાર થાય તો તેણે મરેલાને જીવતા કર્યા ન કહેવાય. જો તે મરેલાંને જીવતા કરતા હોય તો પછી એ દેશના કોઈ પણ માણસને મરવા શા માટે દે? કમમાં કમ નેતાઓને તો મૃત્યુમાંથી મુક્તિ મળી જ જાય. પણ એ દેશમાં યે પ્રતિદિન હજારો માણસો મરે છે અને તેમાં નેતાઓ પણ સામેલ હોય છે. એટલે પંચભૂત કે અમુક પદાર્થોનાં સંયોજનથી ચૈતન્યની ઉત્પત્તિ થાય છે, એ વાત પ્રમાણની કસોટી પર જરાયે

સર્વથા છૂટો પડી જાય તો ચૈતન્યશક્તિ અદશ્ય થઈ જાય છે, અર્થાત્ મૃત્યુ નિપજે છે '

' મૃત દેહમાથી કયો ભૂત સર્વથા છૂટો પડી ગયો ?' એમ પૂછવામા આવે તો તેઓ વાયુ કે અગ્નિનુ નામ આપે છે, પરતુ [ સ્થતિ આવી જ હોય તો મૃત શરીરમા નળી વાટે વાયુ દાખલ કરતા તેનામા શક્તિનો સચાર થવો જોઈએ, તે બિલકુલ થતો નથી એટલુ જ નહિ પણ જેઓને સીલીડરમાથી નળી વાટે ઓકિસજન વાયુ પૂરો પાડ વામા આવે છે, તેઓ પણ મરતાં જણાય છે, એટલે વાયુની વાત કોઈ શાણો માણસ સ્વીકારે તેમ નથી અગ્નિની વાત પણ એટલી નિરર્થક છે મડદાને તપાવવામા આવે કે ગરમ દવાના ઇજેક્શનનો આપવામા આવે તો પણ તેનામા શક્તિનો સચાર થતો નથી

આ રીતે દેહાત્મવાદીઓની બધી દલીલોનુ દલન થાય છે, એટલે દેહ અને આત્માને જુદા જ માનવા જોઈએ દેહ ને આત્માની ભિન્નતાનો સ્પષ્ટતયા સ્વીકાર કરવો જોઈએ

## આત્મા ઇન્દ્રિયોથી ભિન્ન છે.

કેટલાક કહે છે કે દેહમા રહેલી ઇન્દ્રિયો એ જ આત્મા છે, કારણ કે તેના વડે જ્ઞાન થાય છે અને જ્ઞાન એ આત્માનો સ્વભાવ છે પરતુ આ માન્યતા પણ ઉપરની માન્યતા જેટલી જ ભૂલભરેલી છે

ઇન્દ્રિયો વડે જ્ઞાન થાય છે, એનો અર્થ તો એ થયો

અભ્યંતર નર્વૃતની અંદર વિષયને ગ્રહણ કરવામાં સમર્થ એવા પુદ્ગલોની જે વિશિષ્ટ રચના હોય છે, તેને બાહ્ય ઉપકરણ (instrument) કહેવાય છે અને તેની અંદર રહેલી સૂક્ષ્મ રચનાને અભ્યંતર ઉપકરણ કહેવાય છે. તેમાં આઘાત-ઉપઘાત વડે જો કંઈ ખામી આવે તો ઈન્દ્રિય પોતાનો વિષય બરાબર ગ્રહણ કરી શકે નહિ. ઈન્દ્રિયોનું રક્ષણ કરવું એ બાહ્ય નિર્વૃતિનું પ્રયોજન છે.

ભાવેન્દ્રિયના પણ બે પ્રકારો છેઃ એક લબ્ધિ અને બીજો ઉપયોગ. તેમાં મતિજ્ઞાનાવરણીય વગેરે કર્મોનો ક્ષયોપશમ એ લબ્ધિ કહેવાય છે અને તેનાં પરિણામે વિષય સંબંધી આત્માનો જે ચેતનાવ્યાપાર થાય તેને ઉપયોગ કહેવાય છે.

આ રીતે ઇંદ્રિયો એ એક જાતનાં યંત્રો છે અને આત્મા એ તેને ચલાવનારો કારીગર છે, એટલે ઇંદ્રિયો એ જ આત્મા નથી, પણ આત્મા ઇંદ્રિયોથી ભિન્ન છે.

### પ્રાણ અને આત્મા ભિન્ન છે.

કેટલાક પ્રાણને જ આત્મા માનવાનું વલણ ધરાવે છે, પણ પ્રાણ એ શું વસ્તુ છે તેનો ખુલાસો કરી શકતા નથી. એક વાર તેને એક જાતનો વાયુ માને છે, તો બીજી વાર તેને સૂક્ષ્મ પ્રવાહી પદાર્થ માને છે, અને ત્રીજી વાર તેને સૂર્યમાંની ગરમી માને છે, પરંતુ આ બધાયે ભૌતિક પદાર્થો છે, એટલે તે આત્માનું સ્થાન લઈ શકે નહિ. જૈન શાસ્ત્રોમાં પ્રાણની સંખ્યા દશની માની છેઃ પાંચ ઇંદ્રિયો, ત્રણ

પ્રકારનાં બળ એટલે મનોબળ, વચનબળ, અને કાયબળ, શ્વાસોચ્છ્વાસ અને આયુષ્ય. આ દશે પ્રાણને ધારણ કરનારો તેનાથી ભિન્ન એવો આત્મા છે અને તેના લીધે જ તે પ્રાણિન્ —પ્રાણને ધારણ કરનારો કહેવાય છે.

## આત્મા મનથી જૂદો છે.

કેટલાક મનનેજ આત્મા માને છે, તે પણ વ્યાજબી નથી. મન વડે વિચારો કરી શકાય છે અને લાગણી તથા ઇચ્છાઓ પ્રદર્શિત કરી શકાય છે, પણ એ વિચારો કરનારો અને લાગણી તથા ઇચ્છા પ્રદર્શિત કરનારો તેનાથી જૂદો પડે છે અને તે જ આત્મા .છે આજના મનોવિજ્ઞાને મનનો ખુબ ખુબ અભ્યાસ કર્યા પછી જાહેર કર્યું કે આપણે જેના વડે વિચારો વ્યક્ત કરીએ છીએ તે બાહ્ય મન છે. તેની અંદર પણ એક બીજું મન રહેલું છે, જેને આંતરમન ( *subconcious mind* ) કહેવામાં આવે છે. વિચારો, લાગણીઓ અને ઇચ્છાઓનો મૂળ સ્રોત એમાંથી વહે છે. પરંતુ વૈજ્ઞાનિકોનું એ આંતરમન જૈન શાસ્ત્રકારોએ વર્ણવેલું ભાવ મન છે, તેથી અતિરિક્ત બીજી કોઈ વસ્તુ નથી.

આ રીતે આત્મા દેહ, ઈંદ્રિયો, પ્રાણ તથા મનથી ભિન્ન વસ્તુ છે અને વેદાંત આદિ અન્ય દર્શનોએ પણ તેનો એ જ રૂપમાં સ્વીકાર કરેલો છે.

જ્યાં સુધી દેહ—ઈંદ્રિયો વગેરેને આત્મા માનવાનો અધ્યાસ ટળે નહિ, ત્યાં સુધી આધ્યાત્મિક પ્રગતિ શક્ય નથી.



## વ્યાખ્યાન ત્રીજું

# આત્મા એક મોટો પ્રવાસી

મહાનુભાવો !

શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમાં આવેલા અલ્પસંસારી આત્માનાં વર્ણન પરથી આત્માનો વિષય ચાલે છે. તેમાં 'આત્મા છે' એ વાત નક્કી કરી ગયા અને તે દેહ, ઇંદ્રિયો, પ્રાણ તથા મનથી ભિન્ન છે, તે પણ જોઈ ગયા. હવે આત્મા એક મોટો પ્રવાસી છે, તે હકીકત તમને સમજાવવા માગીએ છીએ.

એક પ્રવાસી પ્રવાસ કરતો કરતો એક સ્થળે જાય છે. ત્યાં એક ધર્મશાળા કે સિરાઈમાં થોડો વખત સ્થિરતા કરે છે અને ત્યાંથી બીજે સ્થળે ચાલ્યો જાય છે. ત્યાં પણ ધર્મશાળા કે સિરાઈમાં થોડો વખત રહે છે અને ત્યાંથી ત્રીજે સ્થળે ચાલ્યો જાય છે. આમ તે પ્રવાસી જ્યાં સુધી પોતાનું ગંતવ્યસ્થાન ન આવે ત્યાં સુધી પ્રવાસ કર્યા જ કરે છે. તે જ રીતે કર્મથી આવૃત્ત થયેલો આત્મા એક દેહ ધારણ કરે છે, તેમાં અમુક વખત સ્થિરતા કરે છે અને તે છોડીને અન્યત્ર ચાલ્યો જાય છે. ત્યાં બીજો દેહ ધારણ કરે છે અને તેમાં પણ અમુક વખત સ્થિરતા કરી ત્રીજે સ્થળે ચાલ્યો જાય છે. આ રીતે તેનો પ્રવાસ—તેનું પરિભ્રમણ જ્યાં સુધી મુક્તિની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી ચાલુ જ રહે છે, એટલે આપણે તેને મોટો પ્રવાસી કહી શકીએ.

કોઈ માણસ પગપાળા ચાલતો હોય તો એક દિવસના વીશેક માઇલની મુસાફરી કરે અને એક મહિનામાં ૬૦૦ માઈલ ચાલે બાર મહિને ૭૨૦૦ માઈલ પૂરા કરે. એ ૫૦ વર્ષ સુધી ચાલ ચાલ કરે તો ૩૬૦૦૦૦ માઇલની મુસાફરી થાય.

બીજો મનુષ્ય રેલ્વે દ્વારા મુસાફરી કરતો હોય તે કલાકના ૩૦ માઈલ કાપે, ચોવીશ કલાકમાં ૭૨૦ માઈલ જાય અને એક મહિનો લાગટ મુસાફરી કરે તો ૨૧૬૦૦ માઈલનુ અંતર વટાવે જો તેની મુસાફરી આખો વર્ષ ચાલુ રહે તો ૨૫૯૨૦૦ની મુસાફરી થાય. પચાસ વર્ષે તે ૧૨૯૬૦૦૦૦ માઈલની મુસાફરી કરે.

વિમાનમાં મુસાફરી કરનાર કલાકના ૩૦૦ થી ૪૦૦ માઈલ કાપે છે. હવે નવા જેટ વિમાનો નીકળ્યા છે, તે કલાકના ૬૦૦ માઈલની ઝડપે પ્રવાસ કરે છે. એટલે તેમાં પ્રવાસ કરનારો રેલ્વે કરતા વીશ ગણો વધારે પ્રવાસ કરે અને પચાસ વર્ષમા ૨૫૯૨૦૦૦૦૦ પચીસ ક્રોડ બાણુ લાખ માઈલની મુસાફરી કરે કદાચ તે સો વર્ષ સુધી પ્રવાસ કરે તો તેથી બમણો કરે એટલે ૫૧૮૪૦૦૦૦ એકાવન ક્રોડ ચોરાશી લાખ લાઈલનો પ્રવાસ થાય

પણ આત્માના પ્રવાસ આગળ આ પ્રવાસ કંઈ વિસાતમાં નથી. મનુષ્યનું શરીર છોડીને દેવલોકમાં જનારો આત્મા કે દેવલોકમાંથી ચ્યવીને મનુષ્ય લોકમાં આવનારો આત્મા આથી અસંખ્યગણો વધારે પ્રવાસ કરે છે.

મનુષ્ય લોક અને અનુત્તર વિમાન વચ્ચે કાંઈક ન્યૂન સાત રજ્જુનું અંતર છે.× આ એક રજ્જુનું માપ કેટલું છે તે જાણો છો ? નિમિષમાત્રમાં એક લાખ યોજન જનારો દેવ છ મહિના સુધીમાં જેટલું અંતર કાપે તેને એક રજ્જુ કહેવાય. અથવા ૩૮૧૨૭૯૭૦ મણનો એક ભાર એવા એક હજાર ભારવાળા લોહગોળાને ઉપરથી જોરથી નાખવામાં આવે અને તે નીચે પડતો ૬ માસ, ૬ દિવસ, ૬ પહોર, ૬ ઘડી અને ૬ સમયમાં જેટલું અંતર કાપે તેને એક રજ્જુ કહેવાય.

આ માપ સાંભળીને ભડકી ન જતા. આજના ખગોળે પણ આકાશી અંતર બતાવવા માટે આવાં જ ઉપમાનોનો પ્રયોગ કર્યો છે. અથવા તો આથી પણ મોટાં ઉપમાનોનો આશ્રય લીધો છે.

---

× આ વિશ્વની ઊંચાઈ ચૌદ રાજની છે, તેથી તે ચૌદ રાજલોક કહેવાય છે. તેમા એક રાજનુ માપ એક રજ્જુપ્રમાણ છે વિશ્વમા સહુથી ઉપર સિદ્ધશિલા છે, તેની નીચે પાચ અનુત્તર વિમાનો છે, તેની નીચે નવ ગ્રૈવેયક છે, તેની નીચે બાર દેવલોક છે, તેની નીચે ચંદ્ર સૂર્યાદિ છે અને તેની નીચે મનુષ્યલોક આવેલો છે. આટલો ભાગ સાત રાજલોકમા આવે છે, એટલે અનુત્તર વિમાન અને મનુષ્યલોક વચ્ચેનુ અતર કાઈક ન્યૂન સાત રજ્જુનુ છે.

મનુષ્યલોકની નીચે વ્યંતર અને ભવનપતિના આવાસો છે અને સાત નરકનાં સ્થાન આવેલા છે બાકીના કઈક અધિક ૭ રજ્જુમાં આ બધુ સમાય છે.

હવે આ વાત તો આત્માના એક જ પ્રવાસની થઈ, પણ આવા પ્રવાસો તો તેણે આજ સુધીમાં અનંતી વાર કર્યા છે. શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે–

न सा जाई न सा जोणी, न तं ठाणं न तं कुलं ।
न जाया न मुया जत्थ, सव्वे जीवा अणंतसो ॥

'આ લોકમાં—ચૌદ રાજપ્રમાણ વિશ્વમાં એવી કોઈ જાતિ નથી, એવી કોઈ યોનિ નથી, એવું કોઈ સ્થાન નથી અને એવું કોઈ કુલ નથી કે જ્યાં સર્વ જીવો અનંતી વાર જન્મ્યા અને મર્યા ન હોય.'

આ પ્રવાસના આંકડા કોણ માંડી શકે ? એક લાખ માઈલ લાંબી કાગળની પટ્ટી હોય તો પણ તે ઓછી જ પડે. તાત્પર્ય કે આત્મા એક ન કલ્પી શકાય એવો મોટો પ્રવાસી છે અને તેના પ્રવાસનું કોઈ માપ નથી.

## લખ ચોરાશીના ફેરા

જન્મ ધારણ કરવાનાં ક્ષેત્રને—સ્થાનને યોનિ કહેવામાં આવે છે. તેની સંખ્યા ચોરાશી લાખની હોવાથી આ સંસાર લખ ચોરાશીના ફેરા કહેવાય છે. મતલબ કે આત્માને પોતાનાં કરેલાં કર્મોને લઈને આ ચોરાશી લાખ યોનિમાં ફરી ફરીને અવતરવું પડે છે. ઘણા ભાગ્યશાળીઓ આ ચોરાશી લાખ યોનિનાં નામ જાણતા નહિ હોય, કારણ કે એ વિષય બે પ્રતિક્રમણમાં આવે છે અને બે પ્રતિક્રમણ સુધી પહોંચનારા બહુ થોડા.

હમણાં મુંબઈની એક જ્ઞાતિનું વસ્તીપત્રક બહાર પડયું. તેના કામ કરનારાઓ ડાહ્યા હતા, એટલે તેમાં ધાર્મિક શિક્ષણનું પણ એક ખાનું રાખ્યું હતું. તેના પરથી હિસાબ નીકળ્યો કે ૮૬૫૭ ની વસ્તીમાં માત્ર ૪૮૦૧ સ્રીપુરુષો જ ધાર્મિક ભણેલાં છે; અને તેમાં પણ ૬૬૪ પુરુષો અને ૪૦૭ સ્રીઓ બે પ્રતિક્રમણ સુધી પહોચેલા નથી ! બાકીના ચે માત્ર નવકાર મંત્ર શીખીને જ સંતોષ માનેલો છે. જૈનકુલમાં જન્મેલાઓની આ દશા ? જૈન કુલમા જન્મેલાઓને પોતાના ધર્મ પર કેવી શ્રદ્ધા હોય તે સાંભળો.

## ધર્મશ્રદ્ધા પર મંત્રીનું દૃષ્ટાંત

એક રાજાનો મંત્રી જૈન કુલમાં જન્મ્યો હતો અને જિનેશ્વર દેવનો પાકો ભક્ત હતો. તે ન્યાયનીતિથી ચાલતો, સદાચારનું પાલન કરતો અને કોઈનું પણ ભલુ કરવામાં ઉત્સાહી રહેતો.

રાજાની સ્થિતિ આથી જુદી હતી તેને ધર્મ પર પ્રીતિ ન હતી, બલ્કે કંઈક દ્વેષ હતો અને તેથી મંત્રીનું આ ધર્મનિષ્ઠ જીવન તેને પસંદ ન હતું. પણ મંત્રી પોતાનાં કામકાજમાં ઘણો કુશળ હતો. તે ગુનામાં ન આવે ત્યાં સુધી રાજા તેને શું કહી શકે ?

એક વાર ચૌદશનો દિવસ આવ્યો, ત્યારે મંત્રીએ ગુરુ પાસે પોષહ લીધો અને તે પોતાનો સમય ધર્મધ્યાનમાં ગાળવા લાગ્યો. હવે દરબારમાં મંત્રીની જરૂર પડી, પણ

મંત્રી હાજર નહિ. રાજાએ મત્રીને બોલાવી લાવવા માટે સિપાઈઓ મોકલ્યા. સિપાઈઓ મંત્રીને ઘરે આવ્યા પણ મંત્રી તો ગુરુદેવ પાસે પોષહમાં છે, એટલે સિપાઈઓ ત્યાં પહોંચ્યા અને સંદેશો આપ્યો કે 'રાજા આપને બોલાવે છે.'

સામાન્ય લોકો રાજાનું વહેણ ઉથાપે નહિ અને પોસહ છોડી રાજદરબારમાં દોડી જાય. મનમાં એમ માને કે પોષહ આજે નહિ તો કાલે કરીશું, આવતી પર્વતિથિએ કરીશું, પણ રાજાના હુકમનો અનાદર કેમ થાય? જો અનાદર કરીશું તો ભૂખે મરીશું અથવા જાનથી જઈશું. પણ મંત્રી આવા વિચારનો ન હતો. તેનું હૃદય ધર્મના રંગે બરાબર રંગાયેલુ હતું, એટલે તે માનતો હતો કે ધર્મ પહેલો અને રાજસેવા પછી. તેણે સિપાઈઓને જણાવી દીધુ કે 'આજે મારે પોષહવ્રત છે, એટલે આવી નહિ શકું.'

સદેશો રાજાને પહોંચ્યો, એટલે તેની આંખો લાલ થઈ ગઈ. 'આ મત્રી શુ સમજે છે? તે મારા હુકમનો અનાદર કરે છે? તે પગાર મારો ખાય છે અને સેવા ધર્મની કરે છે. માટે હું તેને જોઈ લઉ,' એમ વિચારી તેણે પોતાના એક વિશ્વાસુ અંગરક્ષકને મત્રી પાસે મોકલ્યો અને કહેવડાવ્યું કે 'રાજદરબારમા આવો, નહિ તો મંત્રીમુદ્રા પાછી મોકલો.' આ અંગરક્ષક જાતનો હજામ હતો, અને હજામોની ટેવ તો તમે જાણો છો! નારદવિદ્યા કરવામાં જરાય પાછો ન પડે અને થોડું આળું મળ્યું કે માખીની માફક ચોંટી પડે.

તેણે રૂઆબથી રાજાનો સંદેશો સંભળાવ્યો કે 'રાજ-દરબારમાં આવો, નહિ તો મંત્રીમુદ્રા પાછી આપો.' મંત્રીને માટે આ પળ કસોટીની હતી. મંત્રીપદ મૂકે તો આજીવિકા જાય અને ઇજ્જત પર પાણી ફરે. છતાં તેણે એક ક્ષણનો પણ વિચાર કર્યા વિના કે ગુરુની સલાહ લીધા વિના મંત્રી-મુદ્રા અંગરક્ષકના હાથમાં મૂકી. મંત્રીએ રાજાની જોહુકમીને કારણે મંત્રીપદ છોડયું પણ પોષહ ન છોડ્યો.

આ જોઈ ગુરુને આશ્ચર્ય થયું તેમણે મંત્રીને પૂછ્યું કે 'આમ શા માટે કર્યું?' મંત્રીએ કહ્યું કે 'મુદ્રા ગઈતો ઉપાધિ ગઈ. તે હતી ત્યારે ધર્મધ્યાનની વચ્ચે આવતી હતી. હવે ધર્મધ્યાન નિરાંતે કરી શકીશ.'

આવા શબ્દો કયારે બોલાય? આવી ટેક કયારે આવે? જ્યારે ધર્મનો રસ બરાબર લાગ્યો હોય, ત્યારે જ આવું બની શકે. તમને આ મંત્રી જેવો ધર્મનો રસ લાગવો જોઈએ. એ રસ ગુરુનાં પડખાં સેવો તો જરૂર લાગી શકે.

હવે આપણે પેલા અંગરક્ષક તરફ આવીએ. તેના હર્ષનો પાર નથી. તે મનમાં વિચાર કરે છે કે રાજાની મારા પર પૂરી મહેરબાની છે, એટલે મંત્રીપદ તો મને જ મળશે! પણ એને કયાં ખબર છે કે આ મંત્રીમુદ્રા એના હાલ-હવાલ કરશે?

હજામ વિચાર કરે છે કે આ મંત્રીમુદ્રા જઇને હમણાં જ રાજાને આપું કે થોડીવાર પછી આપું? લાવને આ મુદ્રા પહેરી મંત્રીપદની મોજ માણી લઉં. એમ વિચારી રાજાને

પૂછયા વિના જ તેણે મંત્રીમુદ્રા આંગળી પર પહેરી. હવે જે મંત્રીમુદ્રા પહેરે તે મંત્રી કહેવાય, એટલે પોતે મંત્રી થયો છે, એમ બતાવવા બજાર ભણી ચાલ્યો.

ત્યાં પહેલી દુકાન તંબોળીની આવી. તે મંત્રીને જોઇ અડધો અડધો થઇ ગયો. મારી દુકાને મંત્રી કયાંથી ? એમ વિચારી તેણે એક સુંદર પાન બનાવી આપ્યું અને હજામે તેને મુખમાં મૂકયું. ત્યાંથી હજામ બીજી દુકાને ગયો, તો ત્યાં પણ તેવું જ માન મળ્યું. માન તો મંત્રીમુદ્રાને છે ને ? અન્ય દુકાનદારોએ પણ તેનો સુંદર સત્કાર કર્યો અને હજામભાઈનાં હૃદયમાં આનંદ માયો નહિ.

હવે આગળ શું બને છે તે જુઓ. રાજાના કેટલાક સામંતો પોતાની મરજી મુજબ રાજ્યમાં વર્તવાની ભાવનાવાળા હતા, પણ મંત્રીની ન્યાયનિષ્ઠતાનાં કારણે તેમની વગ રાજા પાસે બિલકુલ ચાલતી ન હતી, એટલે તેઓ મંત્રીનું કાસળ કાઢવાની તક શોધ્યા કરતા હતા. આ વખતે તેમણે ચાર મારાઓને ઉઘાડી તરવારે મંત્રીનું કાસળ કાઢવા મોકલ્યા હતા. તેઓ નગરમાં પેઠા, ત્યાં પહેલી દુકાન તંબોળીની આવી. તેમણે તંબોલીને પૂછયું કે 'અહીંના રાજાના મંત્રી કયાં રહે છે ?' તંબોલીએ આંગળી ચીંધીને કહ્યુ કે 'પેલા જાય તે મંત્રી.' પછી મારાઓએ બીજા દુકાનદારને પૂછયું તો તેમણે પણ આંગળી ચીંધીને તે હજામને બતાવ્યો. આથી મારાઓને ખાતરી થઈ કે 'પેલો જાય છે, તે જ અહીંના રાજાનો મંત્રી છે.' એટલે તેઓ એની પાછળ ચાલ્યા. લોકો સમજ્યા કે આ

તો મંત્રીના અંગરક્ષક છે, તેથી આ રીતે તેની પાછળ પાછળ જાય છે.

હવે પેલો હજામ એક શેરીમાં દાખલ થયો કે મારાઓ તેના પર તૂટી પડ્યા અને તેના ટૂકડા કરી નાસી છૂટ્યા. ત્યાં પોલીસ આવી, પંચનામુ થયું અને લોકોમા વાત વહેતી થઇ કે 'મંત્રી મરાયો, મંત્રી મરાયો.'

આ બાજુ રાજા વિચાર કરે છે કે 'હજી સુધી અંગરક્ષક પાછો કેમ ન ફર્યો? શું મંત્રીએ તેને દાદ દીધી નહિ હોય? તે પગાર ખાય મારો અને સેવા કરે ધર્મની, એ હવે ચાલવા નહિ દઉં. હુ પોતે જ તેની પાસે જઉં અને તેની ખબર લઇ લઉં.'

રાજા ઘોડેસ્વાર થઈને ઉઘાડી તરવારે મંત્રીનાં સ્થાન ભણી ચાલ્યો. ત્યાં રસ્તામાં બૂમ સાંભળી કે 'મંત્રી મરાયો.' એટલે ઘોડા પરથી નીચે ઉતર્યો અને શેરીમાં દાખલ થઈને જોયું તો પોતાના અંગરક્ષક હજામના ટૂકડા થઈ ગયા છે અને તેની આંગળીમા મંત્રીની મુદ્રા ચમકી રહેલી છે.

'આમ કેમ બન્યું હશે?' તેનો વિચાર કરતાં રાજાને લાગ્યું કે મંત્રીમુદ્રા ગઇ, એટલે મંત્રીએ આ કારસ્થાન રચ્યું હશે. પરંતુ આ એક ભળતું જ અનુમાન હતું. ભળતા અનુમાનના કેવા ભવાડા થાય છે, તે પણ તમને જણાવીએ.

### કથાંતર્ગત રજપૂતાણીનું દૃષ્ટાંત

એક ગામની બહાર એક બાવાજી આવ્યા. તે એક ઝાડ

શોધી તેની નીચે ધૂણી ધખાવીને બેઠા. સાંજના સમયે ગામની ત્રણ સ્ત્રીઓ આ ઝાડ નજીકના કૂવે પાણી ભરવા આવી. તેમાં-પહેલી બ્રાહ્મણી હતી, બીજી રજપૂતાણી હતી અને ત્રીજી વાણિયણ હતી. આ વખતે બાવાજી જાપ જપે છે અને તે પણ મોટેથી ' અગલી ભી અચ્છી, પીછલી ભી અચ્છી; બીચલી કો જુત્તે કી માર.' આ સાંભળી બ્રાહ્મણી અને વાણિયણ મોઢું ઢાંકી હસવા લાગી અને રજપૂતાણીનો તો એવો પિત્તો ગયો કે ત્યાં ને ત્યાં બેડું પછાડી પોતાનાં ઘરે પાછી ફરી.

ઘેર પાછી ફર્યા પછી તેણે ન પેટાવ્યો ચૂલો કે ન કર્યો દીવો એક તૂટેલ ખાટલામાં જેમ તેમ પડી રહી રાત્રે નોકરી પરથી તેનો ધણી ઘરે આવ્યો. ઘરમાં અંધારુ જોઇ આશ્ચર્ય પામ્યો. તેણે રજપૂતાણીના ખાટલા પાસે જઇને પૂછ્યું કે ' આમ કેમ ? શું તારુ કોઈએ અપમાન કર્યું છે ? '

રજપૂતાણીએ કહ્યુ · ' જેનો ધણી બાયલો હોય તેનું કોઇ પણ અપમાન કરે.'

આ તો રજપૂતની જાત. તે આવાં વચનો કેમ સાંભળી રહે ? તેણે હાથમાં તલવાર લીધી અને પૂછ્યુ કે ' કોણ છે તારુ અપમાન કરનાર ? જલ્દી તેનું નામ લે, હુ તેની ખબર લઉં છુ '

રજપૂતાણીએ કહ્યુ કે ' ગામ બહાર કૂવા પાસેનાં ઝાડ નીચે એક જોગટો બેઠો છે તેણે મારુ હડહડતું અપમાન કર્યું છે.' પછી બધી વાત કરી. રજપૂતે કહ્યુ કે ' હમણાં જ હું તેનું માથુ ધડથી જુદું કરી આવુ છું. તું જરાયે આમણી-દૂમણી થઇશ મા. '

રજપૂત કૂવા પાસે પહોંચ્યો, ત્યાં ઝાડ નીચે બાવાજી આગળ દશ-બાર રજપૂતોની મંડળી જામેલી હતી. આથી સાહસ કરવું યોગ્ય ન લાગ્યું. તે ઝાડની પછવાડે છૂપાઈ રહ્યો અને યોગ્ય સમયની રાહ જોવા લાગ્યો. ધીરે ધીરે રજપૂતોની મંડળી વિખરાઈ ગઈ અને બાવાજી એકલા પડયા, એટલે તે બોલવા લાગ્યા કે ' અગલી ભી અચ્છી, પીછલી ભી અચ્છી, બિચલી કો જુત્તે કી માર.' આ શબ્દો સાંભળી રજપૂત વિચારમાં પડયો : ' અત્યારે અહીં કોઇ સ્ત્રી નથી. છતાં આ બાવો આમ કેમ બોલતો હશે? માટે આમાં કંઇક રહસ્ય છુપાયેલુ છે, તેથી સાહસ કરવું નહિ.'

પછી રજપૂતે બાવાજીની સન્મુખ આવી નમસ્કાર કરીને પૂછયું કે ' આપ શું બોલી રહ્યા છો ? ' બાવાજીએ કહ્યુ કે ' એ તો મારે સમજવાની વાત છે, પણ તારે જાણવી હોય તો કહું કે આપણી ત્રણ અવસ્થા છે : બાલ્યા-વસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા. તેમાં પહેલી અને છેલ્લી અવસ્થા સારી છે, કારણ કે તેમાં આત્માને કંઈ વાંધો આવતો નથી. બાલ્યાવસ્થામાં સસારનું અજ્ઞાનપણું હોય છે અને વૃદ્ધાવસ્થામાં સંસારનો પૂરો અનુભવ થઈ ગયો હોય છે, ઉપરાંત ઇંદ્રિયો પણ શિથિલ થઈ ગઈ હોય છે, માટે પહેલી ભી અચ્છી અને પિછલી ભી અચ્છી એમ કહુ છું. વચલી યુવા-વસ્થામાં ઇદ્રિયો તોફાની ઘોડા જેવી હોય છે, એટલે તેને કાબૂમાં રાખવાનું ઘણું મુશ્કેલ હોય છે. મતલબ કે તે આત્માને ખૂબ હેરાન કરે છે, એટલે તેને જુત્તે મારવી જોઈએ, અર્થાત્ તેનું

નિયંત્રણ કરવું જોઈએ. આથી કહું છું કે 'બિચલીકો જુત્તે કી માર.'

આ શબ્દો સાંભળતાં જ રજપૂત બાવાજીના ચરણોમાં પડયો અને કહેવા લાગ્યો કે 'બાપજી! મને ક્ષમા આપો. મારી સ્રીએ આપનાં આ વચનો સાંભળ્યાં હતાં, તેથી તેને ઘોર અપમાન લાગ્યું હતું, કારણ કે ત્રણ પનિહારીઓમાં તે વચલી હતી અને તેના અપમાનનો બદલો લેવા માટે હું આપનું ખૂન કરવા આવ્યો હતો, પણ આપે જે ખુલાસો કર્યો, તેથી મારાં મનનું પૂરેપૂરું સમાધાન થઈ ગયું છે.' બાવાજીએ તેનાં માથા પર હાથ મૂકયો, એટલે રજપૂત ખુશ થઈ પોતાનાં ઘરે ગયો અને સ્રીને બધી વાત કહી સંભળાવી તેનાં મનનું પણ સમાધાન કયુ.

તાત્પર્ય કે એક વાતમાં ઊંડા ઉતર્યા વિના ભળતું જ અનુમાન કરી લેવામાં આવે તો મહા અનર્થ થાય છે. પણ રાજાએ ભળતું જ અનુમાન કરી લીધું હતું અને મનમાં મત્રીને જાનથી મારવાનો સંકલ્પ પણ કરી લીધો હતો.

## મૂળ કથા ચાલુ

આ તરફ મંત્રી મનથી દૃઢ છે. તેને મન દુનિયાદારી કરતાં આત્માનો ધર્મ પહેલો છે. જે ધર્મની રક્ષા કરે તે આબાદ થાય. જે ધર્મની અવહેલના કરે તે બરબાદ થાય. આજે જગતમાં ત્રાસ–ઉપદ્રવ–અશાંતિનું વાતાવરણ જામ્યું છે, તેનું કારણ ધર્મની અવહેલના છે. આખી દુનિયાનું ભલું કરી

શકે એવી તાકાત ધર્મમાં રહેલી છે. જો આપણે દિલમાં ધર્મને વસાવ્યો હોય તો તે આપણું રક્ષણ કરી શકે છે, આપણને શરણ આપી શકે છે. કહ્યું છે કે—

> व्यसनशतगतानां क्लेशरोगातुराणां,
> मरणभय हतानां दु:खशोकार्दितानाम् ।
> जगति बहुविधानां व्याकुलानां जनानां,
> शरणमशरणानां नित्यमेको हि धर्म: ॥

"સેંકડો કષ્ટને પામેલા, ક્લેશ અને રોગથી પીડાતા, મરણના ભયથી હતાશ થયેલા, દુ:ખ અને શોકથી રીબાતા, એમ બહુ રીતે વ્યાકુલ થયેલા આ જગતના અસહાય મનુષ્યોને ધર્મ જ નિત્ય શરણભૂત છે.'

રાજા વિચાર કરે છે કે 'આ મંત્રી ધર્મી છે, તેણે વગર વાંકે હજામને શા માટે માર્યો હશે? હજામ તો મારો અંગરક્ષક છે, ચીઠ્ઠીનો ચાકર છે, મારા કહેવાથી તે મંત્રી પાસે ગયો, તેમાં વાંક હોય તો મારો છે મંત્રીએ જો પોતાની તાકાત જ દેખાડવી હતી, તો મારા પર દેખાડવી હતી, પણ તેણે એક નોકર પર હાથ શા માટે ઉગામ્યો?'

ગુસ્સો જ્યારે ઉત્પન્ન થાય છે, ત્યારે તેનો વેગ ઘણો હોય છે, પછી જેમ સમય જાય છે, તેમ તે ધીમો પડતો જાય છે આથી જ અનુભવીઓએ કહ્યું છે કે જ્યારે ગુસ્સો આવે ત્યારે પરિણામનો વિચાર કરવો પણ ઉતાવળ કરવી નહિ. અહીં વિચાર કરતાં કેટલોક સમય નીકળી ગયો, એટલે રાજાનો ગુસ્સો કંઈક ઠંડો પડ્યો. તે વિચારવા લાગ્યો

કે 'મંત્રી ન્યાયનીતિથી ચાલનારો છે, એટલે લોકોમાં ખૂબ પ્રિય છે. જો તેનો એકાએક વધ કરીશ તો ખૂબ ઉશ્કેરણી ફેલાશે અને મારે રાજ્યમાં રહેવું ભારે થઈ પડશે. માટે પ્રથમ તો તેનો ગુનો સાબીત કરવો અને તે માટે અંગરક્ષકનું ખૂન કરનારા મારાઓને પકડી મંગાવવા. તેમની પાસેથી સાચી હકીકત જરૂર જાણી શકાશે.

રાજાનો હુકમ થતાં માણુસો છૂટયા. પેલા મારાઓ પગપાળા નાસતા હતા, જ્યારે આ માણુસો ઘોડા પર સવાર થયેલા હતા, એટલે તેમણે થોડા વખતમાં જ મારાઓને પકડી પાડયા અને રાજા સમક્ષ રજૂ કર્યા.

રાજાએ સત્તાવાહી અવાજે પૂછ્યું કે 'તમે મારા અંગરક્ષક હજામને શા માટે માર્યો?' મારાઓએ કહ્યુ કે 'અમે તમારા અગરક્ષકને હજામને નહિ, પણ મંત્રીને માર્યો છે તેના હાથમાં રહેલી મુદ્રા તેની નિશાની છે.'

આ શબ્દો સાભળતા જ રાજાને સાચી હકીકતનો ખ્યાલ આવી ગયો, છતા વધારે ખાતરી કરવા મારાઓને પૂછ્યું કે 'તમને આ કામ માટે કોણે રોકયા હતા? સાચુ બોલો, નહિ તો ગરદન મારીશ' આથી મારાઓએ સાચાં નામ આપી દીધાં.

આ સાંભળી રાજા સ્તબ્ધ થઈ ગયો અને હજામ તો મંત્રીપણાનો લહાવો લેવા જતાં કૂટાઈ ગયો છે, એ વાત તેનાં ધ્યાનમાં આવી ગઈ. પરંતુ સામંતોએ મત્રીને મારવા

મારા શા માટે મોકલ્યા ? એ પ્રશ્ન તેનાં મનમાં ઘોળાવા લાગ્યો. વધારે વિચાર કરતાં તે સમજી ગયો કે મંત્રી રાજ્યનો હિતસ્વી છે અને તે મારા હકમાં જરાય નુકશાન થવા દેતો નથી, જ્યારે આ સામંતોને મારી પાસે મનમાન્યું કરાવવું છે, તેથી તેમણે વચ્ચેનો કાંટો કાઢવા આ તરકટ રચ્યું અને મંત્રી બદલે હજામ માર્યો ગયો. જો મેં સાહસ કર્યું હોત તો શું થાત ? લોકો મને કેવો ગણત ? ’

રાજાની આંખ ઉઘડી ગઈ. તેને મંત્રી માટે પહેલાં કરતાં પણ વધારે માન થયું અને તે મનથી માનવા લાગ્યો કે મંત્રીની ધર્મબુદ્ધિએ-મંત્રીના પોષધે જ મને ભારે અપકીર્તિથી બચાવ્યો છે, એટલે તેણે હજામના હાથમાં રહેલી વીંટી કાઢી લઈ પોતાની પાસે રાખી અને મંત્રીની માફી માગી લઈ તેને પાછી આપવી એવો વિચાર કરી મંત્રીના નિવાસ ભણી આગળ વધ્યો. ખુલ્લી તરવાર હજી તેના હાથમાં એમને એમ રહેલી છે

પોષધમા બેઠેલો મંત્રી બારીમાથી રાજાને ખુલ્લી તલવારે પોતાના ભણી આવતો જુએ છે, એટલે તે પોતાને મારવા જ આવી રહ્યો છે, એવો ખ્યાલ કરે છે તેને ખબર નથી કે રાજા તેની માફી માગવા, તેને ભેટવા, તેનો ઉપકાર માનવા આ તરફ આવી રહ્યો છે મંત્રી પોતાના આત્માને કહે છે કે ‘ તું આ પહેલાં ઘણી વખત મર્યો હોઈશ, પણ તે તો મોહને વશ થઈને કે બીજા નિમિત્તે મર્યો હોઈશ, પરંતુ ધર્મનાં કારણે ધર્મમાં અડગ રહીને હજી સુધી એકે વાર મર્યો નથી. એટલે આ અવસર તારા માટે

અપૂર્વ છે. તું અડગ રહેજે. જરાયે ગભરાઈશ નહિ અને માનજે કે રાજા તારો મિત્ર છે. તે દુશ્મન નથી. એ તો કેવળ નિમિત્ત છે. તેના પર રોષ શા માટે કરવો ? હે આત્મન્ ! તું શાંતિ રાખજે, ધર્મ જ તને આ સંસારમાંથી તારનારો છે. મરવાથી તારે શા માટે ડરવું ? मरनेसे वो डरता है, जो पापी या अधर्मी है । હું નથી પાપી કે નથી અધર્મી. તો મૃત્યુથી શા માટે ડરવું ?"

મંત્રી આ રીતે આત્માને હિતશિક્ષા આપી મજબૂત કરે છે, ત્યાં રાજા ઉપર આવે છે અને હાથમાંની તરવાર મ્યાન કરીને નમસ્કાર કરતો કહે છે કે 'મંત્રીશ્વર ! તમારા ધર્મને કારણે તમે બચ્યા, હું પણ બચ્યો અને મારું રાજ્ય પણ બચ્યું, માટે આ મંત્રીમુદ્રાનો ફરી સ્વીકાર કરો. આજથી તમારો પગાર બમણો કરી આપું છું. વળી હવે પછી તમને ધર્મક્રિયા કરવામાં કોઈ બાધ ન આવે તેની પૂરી કાળજી રાખીશ. તમારી આ ધર્મક્રિયા પૂરી થયે તમે કામ ઉપર ચડજો અને મને પણ તમારા જેવો ધર્મી બનાવજો.'

આ શબ્દો સાંભળી મંત્રી ઘણો ખુશ થયો. તેની ખુશીનું કારણ મંત્રીમુદ્રા પાછી મળી કે પગાર બમણો થયો એ ન હતું, પણ રાજા પર ધર્મનો પ્રભાવ પડયો અને તે ધર્મ પ્રત્યે પ્રીતિવાળો થયો એ હતું.

જો મંત્રી ધર્મમાં અડગ રહ્યો, તેની શ્રદ્ધા જરાયે ચલિત ન થઈ તો પોતે ઉન્નતિ પામ્યો અને રાજા ઉપર પણ ઉપકાર કરી શકયો. જો તે દુન્યવી વિચારોમાં ફસાઈને ધર્મથી ડગમગી

ગયો હોત તો ધર્મ પણ ગુમાવત અને પોતાનો જાન પણ ગુમાવત. માટે સુજ્ઞ પુરુષોએ ધર્મમાં પૂરેપૂરો રસ લેવો અને પ્રાણાંતે પણ તેને છોડવો નહિ.

## ચોરાશી લાખ યોનિનાં નામ વગેરે

હવે આપણે મૂળ વાત પર આવીએ. ચોરાશી લાખ યોનિનાં નામો× શાસ્ત્રકારોએ આ પ્રમાણે ગણાવ્યાં છે:

| | |
|---|---|
| ૭ લાખ પૃથ્વીકાય | આ બધી એકેન્દ્રિય જીવોની જાતિ છે. |
| ૭ લાખ અપ્કાય | |
| ૭ લાખ તેઉકાય | |
| ૭ લાખ વાઉકાય | |
| ૧૦ લાખ પ્રત્યેક વનસ્પતિકાય | |
| ૧૪ લાખ સાધારણ વનસ્પતિકાય | |

૨ લાખ બેઇંદ્રિય
૨ લાખ તેઇંદ્રિય
૨ લાખ ચઉરિંદ્રિય

---

×ચોરાશી લાખ જીવયોનિ સબંધી જીવવિચાર પ્રકરણમા નીચેની ગાથાઓ જોવામા આવે છે

तह चउरासी लक्खा, जोणीण होइ जीवाण ।
पुढवाईण चउण्ह, पत्तेयं सत्त सत्तेव ॥ ४५ ॥
दस पत्तेय तरुण, चउदस लक्खा हवंति इयरेसु ।
विगलिंदिएसु दो दो, चउरो पंचिंदि-तिरियाण ॥ ४६ ॥
चउर चउर नारय-सुरेसु मणुआण चउदस हवंति ।
संपिंडिया य सव्वे, चुलसी लक्खा उ जोणीण ॥ ४७ ॥

૪ લાખ દેવતા
૪ લાખ નારકી
૪ લાખ તિર્યંચ પંચેન્દ્રિય
૧૪ લાખ મનુષ્ય
કુલ ૮૪ લાખ યોનિ

આ ચોરાશી લાખ યોનિમાંથી* દેવતાની ૧ ગતિ, નારકીની ૧ ગતિ, મનુષ્યની ૧ ગતિ અને બાકીનાં બધાં તિર્યંચોની ૧ ગતિ ગણતાં કુલ ચાર પ્રકારની ગતિ ગણાય છે. દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકી એ તેનો ક્રમ છે. તેમાં દેવતાની ગતિ સહુથી ઉત્તમ અને નરકની ગતિ સહુથી કનિષ્ઠ છે.

### ૭ પર્યાપ્તિ

આત્મા ચોરાશી લાખ જીવયોનિમાં પરિભ્રમણ કરે છે, તેનો અર્થ એ નથી કે ત્યા તે તે જાતનું શરીર તૈયાર હોય

---

*જેમાથી શક્તિનો નાશ થયો નથી અને જે જીવને ઉપજાવવાની શક્તિએ કરીને સપન્ન હોય છે, તેવુ જીવને ઉત્પન્ન થવાનુ સ્થાન યોનિ કહેવાય છે તેના મુખ્ય પ્રકારો નવ છે (૧) સચિત્ત, (૨) અચિત્ત, (૩) સચિત્તાચિત્ત, (૪) શીત, (૫) ઉષ્ણ, (૬) શીતોષ્ણ, (૭) સંવૃત, (૮) વિવૃત અને (૯) સવૃત-વિવૃત તેમા જીવપ્રદેશવાળી યોનિ તે સચિત્ત, જીવપ્રદેશથી રહિત યોનિ તે અચિત્ત, તે બનેના મિશ્રણવાળી તે અચિત્તાચિત્ત, જેનો સ્પર્શ ઠંડા તે શીત, જેનો સ્પર્શ ગરમ તે ઉષ્ણ, જેનો સ્પર્શ કેટલાક ભાગમા શીત અને કેટલાક ભાગમા ઉષ્ણ તે શીતોષ્ણ, જે ઢકાયેલી હોય તે સંવૃત, ઉઘાડી હોય તે વિવૃત અને કઈક ઢંકાયેલી તથા કંઈક ઉઘાડી હોય તે સંવૃત-વિવૃત.

છે, તેમાં તે પ્રવેશે છે; પણ તેનો અર્થ એ છે કે તે ત્યાં ઉત્પન્ન થઈને પોતાનાં કર્માનુસાર દેહની રચના કરે છે. તે માટે શાસ્ત્રકારોએ છ પર્યાપ્તિનો જે ક્રમ વર્ણવ્યો છે, તે બરાબર લક્ષમાં રાખવા જેવો છે. છ પર્યાપ્તિમાં પહેલી આહાર-પર્યાપ્તિ છે, બીજી શરીરપર્યાપ્તિ છે, ત્રીજી ઇન્દ્રિયપર્યાપ્તિ છે, ચોથી શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિ છે, પાંચમી ભાષાપર્યાપ્તિ છે અને છઠ્ઠી મનઃપર્યાપ્તિ છે.

પર્યાપ્તિનું અંતરંગ કારણ કાર્મણ યોગ છે અને બાહ્ય કારણ પુદ્ગલગ્રહણ છે. પુદ્ગલમાં રહેલ પરિણમનશક્તિને ઉપયોગમાં લેવાની જીવની શક્તિ એનું નામ પર્યાપ્તિ છે.

પૂર્વ સ્થાને પોતાનો દેહ છોડી પોતાની નવી આનુપૂર્વી, ગતિ, જાતિ, આદિ નામકર્મરૂપ કાર્મણ શરીર અનુસાર નવીન જન્મક્ષેત્રમાં પહોંચી સ્વજાતિયોગ્ય દેહધારણ કરવા જીવ જે શક્તિ વડે પુદ્ગલ ગ્રહણ કરે છે, તેને આહારપર્યાપ્તિ કહેવામાં આવે છે. આહારપર્યાપ્તિ વગેરે પર્યાપ્તિઓ સર્વ જીવો બીજા જન્મમાં આવતાં જ શરૂ કરે છે. તેમા આહારપર્યાપ્તિ પહેલા સમયે જ પૂરી થાય છે અને બાકીની પર્યાપ્તિઓ અંતર્મુહૂર્તમાં પૂર્ણ થાય છે.

આહારપર્યાપ્તિ વડે ગ્રહણ કરેલ અને ખલરસ રૂપે થયેલ પુદ્ગલમાંથી ખલ–અસાર પુદ્ગલને ત્યાગી બીજા સાર પુદ્ગલને ધાતુરૂપે પરિણમાવી શરીરનામકર્મ અનુસાર તેને દેહરચનામાં રૂપાંતર કરવાં એ શરીરપર્યાપ્તિ છે.

સાત ધાતુ રૂપે પરિણમાવેલ પુદ્ગલમાંથી ઇન્દ્રિય-

યોગ્ય પુદ્ગલ ગ્રહણ કરી ગતિ, જાતિ આદિ નામકર્મ અનુસાર દેહની ઇન્દ્રિયરચના કરવામાં તેને રૂપાંતર કરવા એ ઇન્દ્રિય-પર્યાપ્તિ છે.

સાતધાતુ રૂપે પરિણામવેલ પુદ્ગલમાંથી ઉદ્ભવ પામતી શક્તિવડે શ્વાસોચ્છ્વાસયોગ્ય પુદ્ગલ ગ્રહણ કરી તેને શ્વાસોચ્છ્વાસ રૂપે પરિણમાવી શ્વાસોચ્છ્વાસની લે–મૂક કરવી એ શ્વાસોચ્છ્વાસપર્યાપ્તિ છે.

સાતધાતુ રૂપે પરિણમાવેલ પુદ્ગલમાંથી ઉદ્ભવતી શક્તિ• વડે મનોવર્ગણાનાં પુદ્ગલો ગ્રહણ કરી તેને વચનરૂપે પરિણમાવી વચન રૂપે લે–મૂક કરવા એ ભાષાપર્યાપ્તિ છે.

સાતધાતુ રૂપે પરિણમાવેલ પુદ્ગલમાંથી ઉદ્ભવતી શક્તિવડે મનોવર્ગણાનાં પુદ્ગલો ગ્રહણ કરી તેને મનરૂપે પરિણમાવી, અવલંબીને, વિસર્જન કરવાની શક્તિવડે વિચાર, ચિંતન, મનન આદિ મનોવ્યાપારમાં ઉતારવા એ મનઃપર્યાપ્તિ છે.

શરીરની રચના પ્રથમ થાય છે અને આત્મા તેમાં પછી પ્રવેશે છે, એમ જો માનવામાં આવે તો તે વ્યાજબી નથી, કારણ કે એ રીતે તો મશીનમાંથી બહાર પડતી ટીકડીઓની માફક પુદ્ગલોનાં બનેલાં બધાં શરીર સરખાં જ હોવા જોઈએ; પણ તમે જુઓ છો કે તેમાં કેટલો બધો તફાવત હોય છે. કોઇ એમ કહેતું હોય કે જુદાં જુદાં વીર્ય અને રજને લીધે (ઉત્પાદક પદાર્થોને લીધે) આમ બને છે, તો એમ કહેવું પણ યુક્ત નથી; કારણ કે એક જ માતાપિતાથી ઉત્પન્ન થતાં સંતાનોનાં શરીર પણ રૂપરંગ, લાવણ્ય, આકૃતિ અને

બાંધાઓમાં× જુદી જુદી જાતના હોય છે, એટલે આત્મા દેહમાં ઉત્પન્ન થતો નથી, પણ દેહને બનાવે છે અને પૂર્વકર્મ અનુસાર તેનું નિર્માણ કરે છે.

---

× જૈન શાસ્ત્રોમાં આકૃતિને માટે **સંસ્થાન** શબ્દ યોજાયેલો છે અને તેના ૭ પ્રકારો માનવામાં આવ્યા છે. (૧) **સમચતુરસ્ર**-બધાં અંગો પ્રમાણોપેત અને લક્ષણ યુક્ત. (૨) **ન્યગ્રોધપરિમંડલ**-નાભિની ઉપરનો ભાગ પ્રમાણોપેત અને લક્ષણયુક્ત, પણ નીચેનો ભાગ પ્રમાણ અને લક્ષણથી રહિત. (૩) **સાદિ**-નાભિની નીચેનાં અંગો પ્રમાણોપેત અને લક્ષણયુક્ત પણ ઉપરનાં અંગો પ્રમાણ અને લક્ષણથી રહિત. (૪) **વામન**-હાથ, પગ, મસ્તક, ડોક પ્રમાણોપેત તથા લક્ષણ યુક્ત પણ બીજાં અંગો પ્રમાણ અને લક્ષણથી રહિત. (૫) **કુબ્જ** હાથ, પગ, મસ્તક, અને ડોક પ્રમાણ તથા લક્ષણથી રહિત પણ બીજાં અંગો પ્રમાણોપેત અને લક્ષણથી યુક્ત. (૬) **હુંડક**-શરીરનાં બધાં અંગો પ્રમાણ અને લક્ષણથી રહિત.

## દેહધારણક્રિયા

આત્માની આ દેહધારણક્રિયા વસ્ત્રધારણ જેવી છે. તે માટે ભગવદ્ગીતામાં કહ્યું છે કે—

वासांसि जीर्णानि यथा विहाय,
नवानि गृहणाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा—
न्यन्यानि संयाति नवानि देही ।

'જેમ મનુષ્ય જૂનાં વસ્ત્રો ત્યજીને નવાં વસ્ત્રો ધારણ કરે છે, તેમ દેહધારી આત્મા, જૂનાં શરીરો ત્યજીને નવાં શરીરો ધારણ કરે છે.'

આત્માની એક દેહધારણ કરીને છોડવા સુધીની ક્રિયાને આપણે ભવ કે અવતાર કહીએ છીએ આ ભવ કે અવતારની શરૂઆત ગર્ભધારણ કે જન્મથી થાય છે અને અંત મરણથી આવે છે, એટલે આત્મા જન્મ્યો અને મર્યો એ શબ્દો ઔપચારિક છે જન્મ અને મરણ દેહનાં થાય છે, પણ આત્માનાં થતાં નથી.

આત્મા ક્યારે પણ જન્મતો નથી, એટલે તે અજ કહેવાય છે અને કદી પણ નાશ પામતો નથી, એટલે અવિનાશી કે અમર કહેવાય છે. તે અરૂપી હોવાથી શસ્ત્રો વડે છેદાતો–ભેદાતો નથી, અગ્નિ વડે બળતો–પ્રજળતો નથી, પાણી વડે ભીંજાતો નથી કે પવન વડે સૂકાતો નથી.* તે

*ભગવદ્ગીતાના બીજા અધ્યાયમા નિમ્ન પંક્તિઓ નજરે પડે છે

ગમે તેવી કઠિન દિવાલો કે પહાડોને નિમિષમાત્રમાં+ ઓળંગી જાય છે અને કોઈ તેની રૂકાવટ કરી શકતું નથી. તેથી જ તે રાજલોકના એક છેડાથી બીજા છેડા સુધી ગમે ત્યાં જઈ શકે છે.

આત્માનો પ્રવાસ, આત્માનું સંસારપરિભ્રમણ ક્યારે શરૂ થયું તે વર્ષોની સંખ્યાથી બતાવી શકાય તેવું નથી. લાખ વર્ષ પહેલાં પણ તેનું સંસારપરિભ્રમણ ચાલુ હતું, ક્રોડ વર્ષ પહેલાં પણ ચાલુ હતું અને અબજ વર્ષ પહેલાં પણ ચાલુ હતું. તે માટે જે સમયનો નિર્દેશ કરો તે પૂર્વે પણ ચાલુ હતું, એટલે તે અનાદિ સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે.

સોનું જેમ પહેલેથી જ માટીમાં મળી ગયેલું હોય છે, તેમ આત્મા અનાદિકાલથી કર્મથી ખરડાયેલો છે અને તેનું કર્મબંધન સમયે સમયે ચાલુ જ છે, એટલે તેનાં ફળ

---

नैनं छिन्दन्ति शस्त्राणि, नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो, न शोषयति मारुतः ॥

આ આત્માને શસ્ત્રો છેદતા નથી, આને અગ્નિ બાળતો નથી, આને પાણી ભીંજવતું નથી અને પવન સૂકવતો નથી.

+અહીં નિમિષમાત્ર શબ્દનો પ્રયોગ વસ્તુસ્થિતિ સરલતાથી સમજવામાં આવે તે માટે કરેલો છે વાસ્તવિક રીતે આત્મા નિમિષના અસંખ્યાતમા ભાગે એટલે એક, બે કે ત્રણ સમયમાં જ પોતાનાં ગંતવ્ય સ્થાને પહોંચી જાય છે. આત્માની આ ગતિને વિગ્રહગતિ કહેવામાં આવે છે. આત્માની સ્વાભાવિક ગતિ ઉર્ધ્વ છે, તે ઉપર જણાવ્યું છે.

ભોગવવા માટે તેને દેહ ધારણ કરવો પડે છે. જ્યારે કર્મનો નવીન બંધ થતો અટકી જાય છે અને સત્તામાં રહેલા કર્મો ખરી જાય છે, ત્યારે તેને નવીન જન્મ ધારણ કરવો પડતો નથી. એ વખતે તે પોતાની સ્વાભાવિક ઊર્ધ્વગતિથી લોકના અગ્રભાગે પહોંચી જાય છે અને સિદ્ધશિલાના અગ્રભાગે વિરાજી મોક્ષનાં અક્ષય–અનંત સુખનો ઉપભોક્તા બને છે. ત્યારથી આ મહાન પ્રવાસીનો પ્રવાસ પૂરો થાય છે અને તે એક જ સ્થાને અનંત કાળ સુધી સ્થિર રહે છે.



## વ્યાખ્યાન ચોથું

# પુનર્જન્મ

મહાનુભાવો !

શ્રુતસ્થવિર ભગવંતે રચેલુ શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર, તેનુ છત્રીશમુ અધ્યયન અને તેમા અરૂપઅમાગી આત્માનુ વર્ણન તેના પરથી આત્માનો વિષય ચાલે છે

આત્મા એક મોટો પ્રવાસી છે અને તે અનાદિ કાળ થી પોતાના કર્માનુસાર ચાર ગતિ અને ચોરાશી લાખ જીવ યોનિમા પરિભ્રમણ કર્યા કરે છે આ પરિભ્રમણનો અત ત્યારે જ આવે છે કે જ્યારે તે મુક્તિની પ્રાપ્તિ કરે છે આ હકીકત તમને ગત વ્યાખ્યાનમા વિસ્તારથી જણાવી છે, પણ કેટલાકને પુનર્જન્મ વિષે શકા છે, એટલે તે સબધી વિશેષ વિચારણા કરીશુ

જેમને પુનર્જન્મ વિશે શકા છે, તેઓ એમ કહે છે કે 'જો અમારો પુનર્જન્મ થયો હોય તો અમને પૂર્વ ભવની વાતો યાદ કેમ ન રહે ? જ્યારે અમે પચીસ, પચાસ કે તેથી પણ અધિક વર્ષની વાતો યાદ રાખી શકીએ છીએ, ત્યારે અમને પૂર્વજન્મની વાત પણ યાદ રહેવી જ જોઈએ કોઈ એમ કહેતું હોય કે અમારી યાદદાસ્ત એટલી તીવ્ર નથી કે આ બધુ યાદ રહી શકે તો આ જગતમા એવી

યાદદાસ્તવાળા માણસો પણ પડ્યા છે કે જે એક વાર જોયેલું કે એક વાર વાંચેલું ભૂલતા નથી, તેમને પણ પૂર્વજન્મની વાતો યાદ નથી, એટલે માનવાને કારણ છે કે પુનર્જન્મ જેવી કોઈ વસ્તુ નથી.'

## પુનર્જન્મનો સિદ્ધાંત સર્વજ્ઞકથિત છે.

આ દલીલનું અમે બરાબર નિરાકરણ કરીશું, પણ તે પહેલાં એટલું જણાવવા ઇચ્છીએ છીએ કે પુનર્જન્મનો સિદ્ધાંત કોઈએ કલ્પેલો નથી, પણ જેઓ ભૂત, વર્તમાન અને ભવિષ્યકાલીન સર્વ પદાર્થોના સર્વ પર્યાયોને (સ્વરૂપોને) સાક્ષાત્ જાણી-જોઇ શકે છે,× તેમણે કથન કરેલો છે, એટલે તે અન્યથા હોય જ નહિ. એ સર્વજ્ઞ મહાપુરુષો વીતરાગ હતા, એટલે તેમને કોઈ પ્રત્યે રાગ કે કોઈ પ્રત્યે દ્વેષ ન હતો. બીજા શબ્દોમાં કહીએ તો તેમને આ જગતનો કોઈ પણ સ્વાર્થ ન હતો કે પોતાનાં જ્ઞાનમાં વસ્તુ જુએ એક પ્રકારે અને વર્ણવે બીજા પ્રકારે. એટલે તેમણે વચનો જે પ્રકારે કહ્યાં છે, તે પ્રમાણે જ બધી હકીકત માનવી જોઇએ. ધર્મશ્રદ્ધાળુ આત્માઓ તો એ વચનો એ જ પ્રમાણે ગ્રહણ કરે છે.

અનંત જ્ઞાનીનાં વચનો પર વિશ્વાસ ન રાખવો અને પોતાની મામુલી—તુચ્છ બુદ્ધિ પર વિશ્વાસ રાખવો એ કઇ

×કેવળજ્ઞાનીને પ્રથમ જ્ઞાન અને પછી દર્શન હોય છે, એટલે અહીં જાણી-જોઇ શકે છે, એવો પ્રયોગ કરેલો છે. તેની વિશેષ હકીકત આગળ પર આવશે

જાતનું ડહાપણ ? તમારે મોટી ઇમારત બાંધવી હોય તો તમારી બુદ્ધિ પર વિશ્વાસ રાખો છો કે ઇજનેરની બુદ્ધિ ઉપર ? તમારે રોગનિવારણ કરવું હોય તો તમારી બુદ્ધિ પર વિશ્વાસ રાખો છો કે વૈદ્ય—હકીમ-ડૉકટરની બુદ્ધિ પર ? જો આવી બાબતમાં તમે તમારી બુદ્ધિ પર વિશ્વાસ ન રાખતા એક કુશળ ઇજિનેર કે કુશળ વૈદ્ય—હકીમ-ડૉકટરની બુદ્ધિ પર વિશ્વાસ રાખો છો તો તત્ત્વની બાબતમાં તત્ત્વપારંગત એવા સર્વજ્ઞ ભગવંત પર વિશ્વાસ કેમ રાખતા નથી ?

સર્વજ્ઞ ભગવંતે સંસારને ભવસમુદ્ર કહ્યો છે, તેનો અર્થ એ છે કે સમુદ્રમાં રહેલા જલબિંદુઓની જેમ ભવની સંખ્યા અપાર છે. આ ભવની અનંતતા પુનર્જન્મ માન્યા સિવાય શી રીતે ઘટી શકે ? વળી પુણ્ય-પાપનો એટલે સારાં અને ખોટાં કર્મોનો ભોગવટો કરવા માટે જીવને અમુક ગતિમાં ઉત્પન્ન થવુ પડે છે, એમ પણ તેમણે કહેલુ છે, તે પુનર્જન્મ સિવાય શી રીતે સભવી શકે ? વિશેષમાં એ સર્વજ્ઞ મહાપુરુષોએ પોતાના પૂર્વ ભવોની હકીકત વિસ્તારથી કહેલી છે, તેથી પણ પુનર્જન્મ હોવાની ખાતરી થાય છે. જો પુનર્જન્મ જેવી કોઈ વસ્તુ જ ન હોય તો એ મહાપુરુષો પૂર્વભવોનું વર્ણન શા માટે કરે ?

કોઇ પણ વસ્તુ ત્રણ પ્રકારે સિદ્ધ થાય છે. શ્રુતિથી (શાસ્ત્રપ્રમાણોથી), યુક્તિથી (દલીલોથી) અને અનુભૂતિથી (અનુભવ પરથી). તેમાં શ્રુતિની વાત આપણે કરી ગયા. હવે આવીએ યુક્તિ પર

## પુનર્જન્મ માનવાનાં કારણો

પૂવર્જન્મની વાત યાદ નથી, માટે પુનર્જન્મ નથી, એમ કહેનારને આપણે પૂછી શકીએ કે તમને ગર્ભની વાત યાદ છે ખરી? જો ગર્ભની વાત યાદ હોય તો કહી બતાવો. તે શું જવાબ આપશે? ગર્ભની વાત યાદ નથી. જો ગર્ભની વાત યાદ નથી તો તમે ગર્ભને માનો છો કે નહિ? તમે ગર્ભમાંથી ઉત્પન્ન થયા કે આ જગતમાં એમને એમ પટકાઈ પડયા?

આ જગતમાં જેટલા મનુષ્યો જન્મ્યા છે, તે બધા એક વાર માતાના પેટમા હતા, નીચે માથું અને ઉપર પગ એ રીતે નવ માસથી પણ અધિક સમય તેમાં લટકયા હતા. એ હતી અંધારી કોટડી! અને તેમા હતી અનાજને પણ પચાવી દે એવી ઉત્કટ ગરમી! ઉપરાંત ત્યાં મોઢું ફેરવી લેવાનું મન થાય એવી દુર્ગંધ પણ હતી! રહેવાનું હતું બરાબર જકડાઈને, ન હાથ લાંબો થાય કે ન પગ ટૂંકો થાય પણ ગર્ભમાથી બહાર આવ્યા પછી એકદમ પલટો થયો અને આપણે એ બધુ ભૂલી ગયા તેથી એમ કહેવાશે ખરૂ કે આપણે ગર્ભમાં હતા જ નહિ?

જો મનુષ્યને ગર્ભાવસ્થાનુ આ દુઃખ યાદ રહે તો ફરી એ ગર્ભમા આવવાનું પસદ કરે જ નહિ, પણ મનુષ્ય એ બધુ ભૂલી જાય છે અને જે નવુ જીવન પ્રાપ્ત થયું છે, તેમાંજ આનંદ માને છે

બીજા કિનારાને મરણ કહીએ છીએ. વાસ્તવિકતાએ કોઈ તફાવત નથી. એકમાં આવવાનું છે અને બીજામાં જવાનું છે. આવનાર પૂર્વમાં મરીને જ આવે છે અને જનાર પણ મરીને જ જાય છે. પણ આપણે જન્મ વખતે વાજાં વગાડીએ છીએ, મીઠાઈઓ વહેંચીએ છીએ અને મોટો ઉત્સવ માંડીએ છીએ, જ્યારે મૃત્યુ વખતે રોકકળ કરીએ છીએ ને દિવસો સુધી શોક પાળીએ છીએ. આનું કારણ શું ? રાગ અને આપણો સ્વાર્થ કે બીજું કંઈ ? રાગ અને દ્વેષ એ બે જ આપણને આ સંસારમાં રખડાવનારા મહાન શત્રુઓ છે, છતાં આપણે તેની સોબત મૂકતા નથી, એ શું ઓછું ખેદજનક છે ?

મનુષ્ય ગર્ભાવસ્થાનું દુઃખ બહાર આવતાં કેમ ભૂલી જાય છે ? તે પણ તમને સમજાવવા માગીએ છીએ. મરણ પથારીએ પડેલો માણસ એમ કહે છે કે 'જો હું બચીશ તો ધર્મ કરીશ.' પણ તે ખરેખર બચી જાય તો શું કરે છે ? માંદગીમાં જે અનેક પ્રકારનું દુઃખ ભોગવવું પડયું હતું, તેમાંથી છૂટકારો થયાનો આનંદ માણે છે અને એ આનંદમાં પોતે કરેલો સંકલ્પ ભૂલી જાય છે.

તમે એક હોડીમાં બેઠા હો અને પવનનું તોફાન થતાં હોડી ડગમગવા લાગે ત્યારે શું કહો છો ? 'હે પ્રભુ ! મને બચાવો ! હે શાસનદેવ મારી રક્ષા કરો ! હે ચક્રેશ્વરી માતા ! મારી વારે ધાઓ. હે પદ્માવતી માતા ! આ પવનનાં તોફાનને શાંત કરી દો' વગેરે વગેરે. પરંતુ પવનનું તોફાન પસાર થઈ ગયા પછી તમે એ બધાને કેટલા યાદ કરો છો ? બે–ચાર

વાર નામ લેવું એ યાદ કર્યા ન કહેવાય. દિલમાં બરાબર રટણ ચાલે ત્યારે યાદ કર્યા કહેવાય. આવી રીતે યાદ કેટલી વખત કરો છો?

કોઈ જુવાનનું મરણ થાય છે અને તમે આભડવા જાઓ છો, ત્યારે તમારાં મનમાં કેવા વિચારો આવે છે? 'અહો! આ સંસાર અસાર છે! મૃત્યુ કોઈને મૂકતું નથી! મારે પણ વહેલા મોડું આ રીતે જવું પડશે, માટે હવે બીજું બધું છોડીને ધર્મનાં આરાધનમાં જ લાગી જઉં.' પણ આભડીને પાછા આવો છો ને વ્યવહારમાં પડો છો, ત્યારે તેમાનું કેટલું યાદ રહે છે? એ જ ખાન, એ જ પાન, એ જ રહેણી અને એ જ કરણી! બધું પૂર્વવત્ ચાલુ થઈ જાય છે અને પેલો સ્મશાનિયો વૈરાગ્ય ભૂંસાઈ જાય છે.

નાનું બાળક એક રમકડાંથી રમે છે. એ રમકડું હાનિકારક છે, પણ તેને આંચકી લેવામાં આવે તો બાળક રડે છે અને તોફાન કરે છે. પરંતુ તેને ફોસલાવીને બીજું રમકડુ હાથમાં મૂકી દઈએ તો તે શાન્ત થાય છે અને તેનાથી રમવા લાગે છે, એટલે પહેલાનું રમકડું આપોઆપ છૂટી જાય છે. તે જ રીતે મનુષ્યને નવું જીવન પ્રાપ્ત થાય છે, એટલે તે ગર્ભાવસ્થાનું દુઃખ ભુલી જાય છે.

ગર્ભાવસ્થામાં બાળક કોઈક વખત રડતું હોય છે. એ સંબંધી એક કિસ્સો યાદ આવે છે. અમદાવાદમાં છાયા ડોકટરની સ્ત્રીનું પેટ વધ્યું. ડોકટરે માન્યું કે તે ગાંઠ છે. અમદાવાદના સારા સારા ડોકટરોને બોલાવવામાં આવ્યા. બધાએ દરદીને

તપાસીને એકીમતે જાહેર કર્યું કે 'આના પેટમાં ગાંઠ છે, તે દૂર કરવા ઓપરેશન કરવું પડશે.'

ઓપરેશનની તૈયારીઓ થઈ. દર્દી સ્ત્રીને ઓપરેશન ટેબલ પર સુવાડવામાં આવી. હવે તે જ વખતે મીરજનો એક પ્રખ્યાત ડૉકટર કોઈ કામપ્રસંગે અમદાવાદ આવ્યો હતો. તેની ફી એક હજાર રૂપિયા હતી. તેના આવવાની છાયા ડૉકટરને ખબર પડી, એટલે તેને બોલાવીને સલાહ લેવાનું નક્કી કર્યું પત્ની પર તેને ઘણો પ્રેમ હતો. તે સારી થતી હોય તો હજાર રૂપિયા એ તેને મન મોટી વિસાત ન હતી.

તેણે મીરજના ડૉકટરને બોલાવ્યો અને તેણે સ્ત્રીનું પેટ જોયું. પછી તે હસતાં હસતાં કહેવા લાગ્યા કે 'તમે આ શું કરી રહ્યા છો?' પેલા ડૉકટરો પણ મનમાં હસવા લાગ્યા. તેઓ વિચાર કરે છે કે 'કેવો મૂર્ખ છે? આટલુ પણ સમજતો નથી?' પછી પ્રકટ રીતે જવાબ આપ્યો કે 'ઓપરેશન કરીએ છીએ.' પેલાએ પૂછયું: 'શાનું?' ડૉકટરોએ કહ્યુ કે 'ગાંઠનું' ત્યારે મીરજના ડૉકટરે કહ્યુ કે 'અરે ભાઈઓ! આ ગાઠ નથી, આ તો ગર્ભ છે.' આમ કહી તેણે સ્ત્રીનાં પેટ પર ભૂંગળી મૂકી બધાને બતાવ્યું કે બાળક પણ ગર્ભમાં ઝીણું ઝીણું રડે છે.

આ જોઈ અમદાવાદના ડૉકટરો ખસિયાણા પડી ગયા. જો તેઓએ આ સ્ત્રીનું ઓપરેશન કર્યું હોત તો બે જીવની હાની થાત અને વધારામાં છાયા ડૉકટરનું જીંદગી સુધી મહેણું રહેત. થોડા સમય પહેલા મીરજના ડૉકટરની મનમાં હાંસી

કરનારાઓએ તેનો આભાર માન્યો. આ સ્ત્રીએ પછી ગર્ભનું પાલન કર્યું અને પૂરા દિવસે પુત્ર અવતર્યો.

મરણનું દુઃખ જન્મનાં દુઃખ કરતા આઠ ગણું વધારે હોય છે. સેંકડો—હજારો વીંછી કરડે અને જે યાતના ભોગવવી પડે તેવી યાતના મરણ વખતે જીવને ભોગવવી પડે છે. ત્યાંથી તે જન્મક્ષેત્રમાં પ્રવેશે છે, ત્યારે મરણનાં દુઃખની સરખામણીમાં ગર્ભનું દુઃખ ઓછું હોવાથી તે પહેલાનું બધું ભૂલી જાય છે.

જેઓ પચીસ કે પચાસ વર્ષની વાત યાદ રાખવાનું કહે છે, તેમને તેમનાં વર્તમાન જીવનનાં પહેલા અને બીજા વર્ષની હકીકતો પૂછીએ તો કહી શકશે ખરા? જો તેમને પોતાનાં જીવનનાં પહેલા અને બીજા વર્ષની વાત યાદ નથી તો પહેલુ અને બીજું વર્ષ હતું જ નહિ એમ કહેવાશે ખરું?

આત્મા જ્યારે ગર્ભમાં હોય છે, ત્યારે તે કોઇનીસોબતમા આવતો નથી, છતાં એક બાળક ક્રૂર, બીજો દયાળુ, ત્રીજો લોભી તો ચોથો ઉદાર શા માટે? તેનો સ્વભાવ ઘણી વાર માતાપિતાથી પણ વિરુદ્ધ જોવામા આવે છે. મમ્મણશેઠ કૃપણ હતા પણ તેની માતા કૃપણ ન હતી. વસુદેવ ભોગી હતા અને તેમના છ પુત્રો પરમ વૈરાગી હતા. બહાદુર માતાનો પુત્ર કાયર અને કાયર માતાનો પુત્ર બહાદુર, મૂર્ખ પિતાનો પુત્ર જ્ઞાની અને જ્ઞાની પિતાનો પુત્ર મૂર્ખ જોવામાં આવે છે.

બાળકનો આ સ્વભાવ આવ્યો ક્યાંથી? તેનો જવાબ

એક જ હોઈ શકે કે આત્માએ જ્યારે આ દેહ ધારણ કર્યો, ત્યારે તે પૂર્વભવના સસ્કારોની કેટલીક મૂડી પોતાની સાથે લેતો આવ્યો હતો અને તેજ આ રીતે વ્યક્ત થઈ રહી છે.

અહીં એ પણ જણાવી દઈએ કે આત્મા જ્યારે એક દેહ છોડીને બીજો દેહ ધારણ કરવા માટે ગતિ કરે છે, ત્યારે તેની સાથે આ સસ્કારોની મૂડી ઉપરાંત તૈજસ અને કાર્મણ નામના બે શરીરો પણ હોય છે આ શરીરો અતિ સૂક્ષ્મ હોવાથી કોઈ તેની રૂકાવટ કરી શકતું નથી, એટલે આત્માની સાથે તે ગમે ત્યાં જઈ શકે છે

## પાંચ પ્રકારનાં શરીરો

અહીં તમને પ્રશ્ન થશે કે 'ારીર કેટલી જાતનાં હોય છે ? એટલે તેનો ખુલાસો પણ કરી દઈએ. શાસ્ત્રકાર ભગવંતે શ્રીપન્નવણા સૂત્રમાં કહ્યુ છે કે—पंच सरीरा पणत्ता, तं जहा ओरालिये, वेउव्विए, आहारए, तेयए, कम्मए । જ્ઞાની ભગવંતોએ પાચ પ્રકારના શરીરો કહેલા છે, તે આ પ્રમાણે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કામણ

જે શરીર ઉદાર એટલે ઉત્કૃષ્ટ પુદ્ગલોનું બનેલુ હોય તે **ઔદારિક** કહેવાય અથવા અન્ય શરીરોની અપેક્ષાએ જે ઉચ્ચ સ્વરૂપવાળુ હોય તે **ઔદારિક** કહેવાય. અથવા જેનુ છેદન, ભેદન, ગ્રહણ, દહન વગેરે થઈ શકે તે **ઔદારિક** કહેવાય.

શાસ્ત્રમા આદારિકને માટે ओरालिय શબ્દ છે, તે सरल,

उराल કે ओराल પરથી બનેલો છે. તેમાં उरल નો અર્થ છે વિરલ, એટલે આ શરીર અન્ય શરીરોની અપેક્ષાએ સ્વલ્પ પ્રદેશવાળું છે, વિરલ પ્રદેશવાળું છે. उराल નો અર્થ છે ઉદાર, એટલે આ શરીર બધાં શરીરો કરતાં સ્થૂલ છે એમ સમજવાનું છે. ओराल નો અર્થ છે હાડ—માંસ. એટલે જે શરીરમાં હાડ—માંસ વગેરે હોય તે ઔદારિક. બાકીનાં શરીરોમાં હાડ—માંસ હોતાં નથી.

જે શરીર નાનામાંથી મોટું થવાની અને મોટામાંથી નાનું થવાની, અથવા જાડામાંથી પાતળું થવાની અને પાતળામાંથી જાડું થવાની અથવા એક રૂપમાંથી અનેક રૂપ ધારણ કરવાની અને અનેક રૂપમાંથી એક રૂપ ધારણ કરવાની વિક્રિયાને પામે તે **વૈક્રિય** કહેવાય. દેવ અને નારકીઓને આવું શરીર જન્મથી હોય છે અને મનુષ્યને લબ્ધિથી પ્રાપ્ત થાય છે. ઔદારિક શરીર આત્માથી છૂટું પડચા પછી પણ એવું ને એવું રહી શકે છે, જ્યારે વૈક્રિય શરીર આત્માથી છૂટું પડચા પછી કપૂરની જેમ ઉડી જાય છે—વિખરાઈ જાય છે.

ચતુર્દશ પૂર્વધર× મુનિ સૂક્ષ્મ અર્થનો સંદેહ નિવારવા કેવલી ભગવંત પાસે જવા માટે અથવા તીર્થંકરની ઋદ્ધિ જોવાના હેતુથી તીર્થંકર પાસે મોકલવા માટે વિશુદ્ધ પુદ્ગલોનું બનાવેલું જે અવ્યાઘાતી શરીર ધારણ કરે છે, તે **આહારક** કહેવાય છે.

× ચૌદપૂર્વને સૂત્ર અને અર્થથી જાણનાર ચતુર્દશપૂર્વધર કહેવાય છે. ચૌદપૂર્વ એ બારમા અંગ દષ્ટિવાદનો એક ભાગ હતો અને તેમા અનેક ગૂઢ વિદ્યાઓ હતી.

જે શરીર ખાધેલા આહારનું પચન કરવામાં સમર્થ છે તથા તેજોમય છે અને ઉષ્મા આપનારું છે, તે **તૈજસ** કહેવાય છે.

અને જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મોનો સમૂહ જે આત્મ-પ્રદેશમાં એકતા પામેલો છે, તે **કાર્મણ** શરીર કહેવાય છે.

આ શરીરો ઉત્તરોત્તર સૂક્ષ્મ છે, એટલે ઔદારિક કરતાં વૈક્રિય સૂક્ષ્મ છે, વૈક્રિય કરતાં આહારક સૂક્ષ્મ છે, આહારક કરતાં તૈજસ સૂક્ષ્મ છે અને તૈજસ કરતાં કાર્મણ સૂક્ષ્મ છે.

## સંસ્કારનો સંચય અને તેની સુધારણા

આત્મા શરીર દ્વારા ક્રિયા કરે છે અને તેના સંસ્કાર તેના પર પડે છે, એટલે સારી ક્રિયાના સારા સંસ્કાર પડે છે અને ખરાબ ક્રિયાના ખરાબ સંસ્કાર પડે છે. જેઓ જિન-મંદિરે જતા હોય, દેવદર્શન કરતા હોય, સેવાપૂજા કરતા હોય, સદ્‌ગુરુનો સમાગમ કરતા હોય, તેમની વ્યાખ્યાનવાણી સાંભળતા હોય, વ્રતનિયમ કરતા હોય તથા સારાં સારાં ધાર્મિક પુસ્તકો વાંચતા હોય તે ધાર્મિક બને છે. અને જેઓ ખાવાપીવાની વાતમાં જ મશગુલ રહેતા હોય, નવી નવી ભોગસામગ્રી શોધતા હોય, નાટકતમાશામાં પોતાનો સમય વીતાવતા હોય તથા શરાબી, ગંજેરી કે જુગારી મિત્રોની સોબતમાં ફસ્યા હોય તે અધર્મી બને છે જેવો સંગ તેવો રંગ એ કહેવત દુનિયામાં પ્રસિદ્ધ છે.

## વસ્તુપાળ તેજપાળનું દૃષ્ટાંત

સંયોગોવશાત્ આ સંસ્કારો સુધરી પણ શકે છે. વસ્તુ-

પાળ અને તેજપાળ પહેલેથી ઉદાર નહોતા. પણ એક વખત સહકુટુંબ જાત્રાએ જવાનું થયું. મિલકત ઘણી હતી, તે કોણ સાચવશે? એમ વિચારી સોનામહોરનો ચરૂ ભર્યો અને તે સાથે લીધો. જાત્રામાં ગમે ત્યાં જાય ત્યાં સાથે રાખે, પૂજા કરવા જાય તો ચરૂ જોઈને જાય અને પૂજા કરીને આવે ત્યારે પાછો જોઈ લે. પૂજામાં પણ ધ્યાન ચરૂમાં રહે. ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં, નહાતાં, ધોતાં બધો વખત ચરૂની ફીકર રાખે. તેમની માતા સંસ્કારી હતા. તેનાથી આ સહન ન થયું. તેણે કહ્યું: 'બેટાઓ! ઘડી ઘડી ચરૂમાં ધ્યાન રાખો છો તો યાત્રા શી રીતે થશે? યાત્રામાં તો ધર્મ કરવો જોઈએ, તે આ રીતે થાય નહિ. આમાં તો મોહની વૃદ્ધિ થઈ રહી છે.'

પુત્રો વિનયી હતા, તેમણે કહ્યું: 'તો આ ચરૂનું શું કરીએ?' માતાએ કહ્યું: 'તેને વગડામાં દાટી દો. વળતી વખતે ત્યાંથી લઇ લેજો.' માતાનાં આ વચનનો સ્વીકાર કરીને રાત્રિના સમયે બન્ને ભાઈઓ એ ચરૂ દાટવા વગડામાં ગયા. ત્યાં થોડી જમીન ખોદી તો કોદાળી કોઇ નક્કર વસ્તુ સાથે અથડાઇ. વિશેષ ખોદ્યું તો તેમાંથી એક ચરૂ નીકળ્યો. તે મ્હોં સુધી સોનામહોરોથી ભરેલો હતો.'

તેઓ બન્ને ચરૂ માતા પાસે લઈ ગયા. માતાને લાગ્યું કે ઉપાધિ વધી. તેણે પૂછ્યું: 'બેટાઓ! આ ચરૂ કોનો?' પુત્રોએ કહ્યું કે 'તેના માલિકની ખબર નથી.' માતાએ કહ્યું કે 'જેમ તેનો ધણી તેને છોડી ગયો, તેમ તમારે પણ એને છોડી જવો પડશે કે નહિ?' પુત્રો આ વચનનો

મર્મ સમજી ગયા. તેમણે એ ચરૂ જમીનમાં દાટ્યો નહિ, પણ તેમાં રહેલી લક્ષ્મી છૂટા હાથે સુકૃતમાં વાપરવા માંડી અને બીજું પણ ઘણું ધન સારાં કામોમાં વાપરી દાનેશ્વરી તરીકે પ્રખ્યાત થયા. તાત્પર્ય કે નિમિત્ત મળતાં મનુષ્યના સંસ્કારોમાં પરિવર્તન થાય છે.

સંસ્કારથી સ્વભાવ ઘડાય છે અને સ્વભાવ પ્રમાણે પ્રવૃત્તિ થાય છે. આ રીતે બાળકોના જુદા જુદા સ્વભાવ અને જુદી જુદી પ્રવૃત્તિઓનું રહસ્ય પૂર્વજન્મના સંસ્કારોમાં રહેલું છે. આ રીતે યુક્તિથી પણ પુનર્જન્મ સિદ્ધ થાય છે.

## પુનર્જન્મ કહેનારા મનુષ્યો મળી આવે છે.

હવે આવીએ અનુભૂતિ ઉપર. આ જગતમાં દરેક સમયે એવા કેટલાક મનુષ્યો મળતા રહ્યા છે કે જેમને પૂર્વભવનું જ્ઞાન થયું હોય. આધુનિક યુગમા પણ એવા દાખલાઓ જોવામાં આવે છે અને તે વર્તમાનપત્રોના પૃષ્ઠ પર પ્રકટ થતા રહે છે. તમારામાંના ઘણાખરા એ તે વાંચ્યા હશે.

પ્રશ્ન—પણ એવા દાખલા કેટલા?

ઉત્તર—એવા દાખલા ભલે લાખોમાં બેચાર હોય, પણ તે પુનર્જન્મ સાબીત કરે છે, એટલે તેની મહત્તા ઘણી છે. આવો એક દાખલો અમને યાદ છે, તે તમને જણાવીએ છીએ.

પાટણ પાસે ચાણસ્મા નામે એક ગામ છે. ત્યાં એક છોકરાને પૂર્વભવનું જ્ઞાન થયું. તેણે કહ્યુ : 'હું પૂર્વભવમાં પાટણ શહેરમાં અમુક લત્તામાં રહેતો હતો. મારું નામ કેવલચંદ હતું.' આ વાતની ખાતરી કરવા લોકો તેને પાટણ

લઈ ગયા. ત્યા જે રસ્તેથી તેના ઘરે જવાતું હતું, તે રસ્તો તેણે બતાવી દીધો અને ઘર પણ ઓળખી બતાવ્યું. તથા તેની જે જે નિશાનીઓ બતાવી તે પણ બધી મળતી આવી. ત્યાં તેના છોકરાનો છોકરો મણિલાલ નામનો હતો, તેને પણ ઓળખી લીધો.

એટલે અનુભૂતિથી પણ પુનર્જન્મની વાતને સબળ ટેકો મળે છે, તેથી પુનર્જન્મના સિદ્ધાંતમાં કોઈ શંકા રાખવા જેવી નથી.



## વ્યાખ્યાન પાંચમું
## આત્માની અખંડતા

મહાનુભાવો !

શ્રી ઉત્તરાધ્યયનસૂત્રનાં છત્રીશમા અધ્યયનમાંથી ઉપસ્થિત થયેલો આત્માનો વિષય આગળ ચાલે છે. તેમાં આત્માની અખંડતા વિષે વિવેચન કરવાનું છે. આ વિષયને પસંદ કરવાનું કારણ એ છે કે આત્માની અમરતાને આત્માની અખંડતા સાથે નિકટનો સંબંધ છે. જો આત્માની અખંડતા દિલમાં ન વસી તો આત્માની અમરતા પણ દિલમાં વસવાની નહિ; અને આત્માની અમરતા દિલમાં ન વસી તો સ્થિતિ ચાર્વાકો જેવી જ થવાની. જો આત્મા રહેવાનો નથી તો પાપપુણ્યનું ફળ ભોગવવાનું કોને ? અને પાપપુણ્યનું ફળ ભોગવવાનું ન હોય તો તેનો વિવેક કરવાનું પ્રયોજન શું ? એટલે આત્મા નિત્ય છે, અમર છે, એ વાત અંતરના અણુએ અણુમાં ઠસવાની જરૂર છે. તેની પુષ્ટિ માટે જ આજના આ વિષયની પસંદગી છે.

### અખંડની વ્યાખ્યા

અખંડ કોને કહેવાય ? તે પહેલું વિચારીએ. જેના ખંડ એટલે ટુકડા ન થાય તે અખંડ કહેવાય. વિશેષતાથી કહીએ તો જે વસ્તુના એક, બે, ત્રણ અથવા ન્યૂનાધિક

રૂપમાં, પરિમાણમાં, આકારમાં કે અન્ય સંભાવ્ય પ્રકારોમાં કોઈપણ ક્રિયાથી ટુકડા ન થઈ શકે તેને અખંડ કહેવાય.

### આત્મા સદા અખંડ રહે છે.

વસ્ત્રાદિ કાલાંતરે ફાટે છે, તૂટે છે અને તેના ખંડ ખંડ ટુકડા થઈ જાય છે. વળી વસ્ત્રાદિ તદ્દન નવાં હોય અને તેના ટુકડા કરવા ધારીએ તો ચીરીને, ફાડીને કે તોડીને કરી શકીએ છીએ. પણ આત્માની સ્થિતિ આથી જુદી છે. ગમે તેટલો કાલ જવા છતાં તેનો કોઈ પ્રદેશ× તૂટતો નથી, છૂટો પડતો નથી કે તેના સ્વરૂપમાં કોઈ ન્યૂનાધિકપણું થતું નથી. વળી તેના પર ગમે તેવી ક્રિયા કરવામાં આવે કે ગમે તેવો પ્રયોગ કરવામાં આવે તો પણ તેના ખંડ કે ટુકડા થતા નથી. 'नैनं छिन्दन्ति शस्त्राणि, नैनं दहति पावकः' વગેરે વચનો તેની આ અખંડતા–અમરતાનાં કારણે જ ઉચ્ચરાયાં છે. આનો અર્થ એમ સમજવાનો છે કે આત્મા ભૂતકાલમાં અખંડ હતો, વર્તમાન કાળે પણ અખંડ છે અને ભવિષ્યમાં પણ તે અખંડ જ રહેશે.

તમે કહેશો કે 'હાથીનાં શરીરમાં રહેલો આત્મા કીડીનાં શરીરમાં પ્રવેશ કરે ત્યારે શું થતું હશે ? હાથીનું શરીર ઘણું મોટું હોય છે અને કીડીનું શરીર ઘણું નાનું હોય છે, તેથી હાથીનાં શરીરમાં રહેલો આત્મા જ્યાં સુધી ખંડ રૂપ ન બને ત્યાં સુધી કીડીનાં શરીરમાં શી રીતે દાખલ

×આત્માના અતિ સૂક્ષ્મ અંશને પ્રદેશ કહેવામા આવે છે.

થઈ શકે ? પરંતુ આવો પ્રશ્ન આત્માનું સ્વરૂપ નહિ સમજ-વાને લીધે જ મનમાં ઉઠે છે

## આત્મા સંકોચ–વિસ્તારના ગુણવાળો છે.

આત્મા જેમ અખંડ છે, તેમ સંકોચ–વિસ્તારના ગુણ વાળો પણ છે. તેથી મોટાં અને નાનાં બધાં શરીરોમાં તેમની અવગાહના પ્રમાણે વ્યાપીને રહે છે એટલે હાથી-નાં શરીરમાં રહેલો આત્મા કીડીનાં શરીરમાં પ્રવેશ કરે ત્યારે સંકોચાય છે, પણ ખંડિત થઈને નાનો બનતો નથી. એક વસ્ત્રની ઘડી કરીને તેને નાનું બનાવીએ તો તેનો સંકોચ કર્યો કહેવાય, અને તેને ફાડીને નાનું બનાવીએ તો તેનો ખંડ કર્યો કહેવાય, તેનું ખંડન કર્યું કહેવાય. સંકોચ અને ખંડન વચ્ચેનો આ તફાવત હવે તમારાં લક્ષમાં બરાબર આવી ગયો હશે.

સંકોચ અને વિસ્તારનો ગુણ સમજવા માટે દીપ-પ્રકાશનું દૃષ્ટાંત ઉપયોગી છે. એક દીપને ૪૦×૪૦ ફૂટના ઓરડામાં મૂકયો હોય તો તેનો પ્રકાશ તેટલી જગામાં વ્યાપીને રહે છે, ૨૦×૨૦ ફૂટના ઓરડામાં મૂકયો હોય તો તેનો પ્રકાશ તેટલી જગામાં વ્યાપીને રહે છે અને ૧૦×૧૦ ફૂટના ઓરડામા મૂકયો હોય તો તેનો પ્રકાશ તેટલી જગામાં વ્યાપીને રહે છે

## આત્મા દેહપરિમાણ છે.

આત્મા દેહ પ્રમાણે વ્યાપીને રહે છે, એટલે દેહ–

પરિમાણુ કહેવાય છે.x આત્માના ગુણો દેહ બહાર જણાતા નથી, એટલે તેને દેહથી અધિક પરિમાણુવાળો માની શકાય નહિ. જો આત્માને દેહથી અધિક પરિમાણુવાળો માનીએ તો ત્યાં સુખ-દુઃખનો અનુભવ શી રીતે થાય? અને સુખ -દુઃખનો અનુભવ ન થાય તો કર્મનું ભોક્તૃત્વ ક્યાં રહ્યું? જો કર્મનું ભોક્તૃત્વ ન હોય તો કર્તૃત્વનો પણ શો અર્થ? આ રીતે આત્માને દેહથી અધિક પરિમાણુવાળો માનવા જતાં અનેક આપત્તિઓ આવે છે.

કેટલાક આત્માને દેહથી સૂક્ષ્મ પરિમાણુવાળો માને છે. તેઓ કહે છે કે આત્મા તો માત્ર ચોખા કે જવના દાણા જેટલો છે, માત્ર અરીઠા જેટલો છે, માત્ર વેંત જેટલો છે, વગેરે. પણ આત્મા એ રીતે દેહથી સૂક્ષ્મ હોય તો ક્યાં રહે છે? એ પ્રશ્ન થાય છે. જો એમ કહેવામાં આવે કે તે હૃદયમાં રહે છે, તો બાકીના ભાગમાં સુખ—દુઃખનું સંવેદન કેમ થાય છે? કોઈ હાથ પગ પર ટાંકણી ઘોંચે તો તરત દુઃખ થાય છે અને ચંદનાદિનો લેપ કરે તો સુખ ઉપજે છે. એટલે આત્મા દેહથી અધિક પરિમાણુવાળો પણ નથી અને

x આત્મા દેહપરિમાણુ છે, એવી માન્યતા ઉપનિષદોમાં પણ મળે છે. કૌષીતકી ઉપનિષદ્મા કહ્યું છે કે જેમ છરો તેનાં મ્યાનમાં, જેમ અગ્નિ તેના કુંડમા વ્યાપ્ત છે, તેમ આત્મા શરીરમા નખથી માંડીને શિખ સુધી વ્યાપ્ત છે. તૈત્તિરીય ઉપનિષદ્મા આત્માને અન્નમય-પ્રાણુમય, મનોમય-વિજ્ઞાનમય કહેવામાં આવ્યો છે, તે શરીરપ્રમાણુ માનતાં જ ઘટી શકે છે.

સૂક્ષ્મ પરિમાણવાળો પણ નથી, પરંતુ દેહ જેટલા જ પરિમાણવાળો છે.

એક શ્રોતા અહીં પ્રશ્ન કરે છે કે 'રબ્બરને ખેંચીને ખૂબ પહોળું કરીએ અર્થાત્ તેનો ઘણો વિસ્તાર કરીએ તો તેના ટુકડા થઈ જાય છે, તેમ આત્મા કોઈ ઘણાં મોટાં શરીરમાં જાય અને બહુ વિસ્તાર પામે તો તેના ટુકડા થઈ જાય કે નહિ ?' તેનો ઉત્તર એ છે કે 'આત્માની શક્તિ ચૌદ રાજલોક×પર્યંત વ્યાપવા જેટલી છે, એટલે ગમે તેવા મોટાં શરીરમાં વ્યાપવા છતાં તેના ટુકડા પડતા નથી, ખંડ થતો નથી.'

હવે બીજો શ્રોતા પ્રશ્ન કરે છે કે 'શરીરની મોટામાં મોટી અવગાહના ૧૦૦૦ યોજનથી કંઈક અધિક હોય છે,+તેથી આત્માને વધારેમાં વધારે ૧૦૦૦થી કંઈક અધિક વિસ્તરવાનો પ્રસંગ આવે, પણ ચૌદ રાજલોક જેટલું તો કોઈ શરીર નથી,

---

× લોકનું માપ ચૌદ રજ્જુ જેટલું છે, એટલે તેને ચૌદ રાજલોક કહેવામાં આવે છે. એક નિમિષમાં લાખ યોજન જનારો દેવ છ માસમાં જેટલું અંતર કાપે તેને એક રજ્જુ કે એક રાજ સમજવું. પદાર્થોની ગતિમાં, ગ્રહો વગેરેનાં અંતરમાં હાલના વૈજ્ઞાનિકો પણ પ્રકાશવર્ષ વગેરે ઉપમાનોનો આવી રીતે જ ઉપયોગ કરે છે.

+ जोयणसहस्समहिअं, एगिंदियदेहमुक्कोसं ॥ २९१ ॥

—શ્રી બૃહત્સંગ્રહણીસૂત્ર.

એકેન્દ્રિયનું ઉત્કૃષ્ટ દેહમાન હજાર યોજનથી કંઈક અધિક હોય છે. આ અવગાહના તેટલાં ઊંડાં જલાશયમાં કમલ આદિને આશ્રી માનેલી છે.

એટલે વિસ્તાર થવાનો પ્રસંગ શી રીતે આવે ? અને જો એવો પ્રસંગ ન આવે તો આત્માની શક્તિ ચૌદ રાજલોકમાં વ્યાપવા જેટલી છે, તે શી રીતે જણાય?'

તેનો ઉત્તર એ છે કે શરીરની મોટામાં મોટી અવગાહના ૧૦૦૦ યોજનથી કંઈક અધિક હોય છે, તે બરાબર છે, પણ જ્યારે આત્માને કેવલી સમુદ્‌ઘાત×કરવાનો પ્રસંગ આવે છે, ત્યારે આત્મપ્રદેશો શરીરની બહાર નીકળે છે અને તે ચૌદ રાજલોકપર્યંત વ્યાપે છે. તે આ પ્રમાણેઃ જો સર્વજ્ઞ કેવલી ભગવંતને નામ, ગોત્ર અને વેદનીય એ ત્રણ કર્મની સ્થિતિ પોતાનાં આયુષ્યકર્મની સ્થિતિથી અધિક ભોગવવી બાકી રહી હોય તો તે કેવલી ભગવંત ઉક્ત ત્રણે કર્મની સ્થિતિને આયુષ્યકર્મની સ્થિતિ જેટલી બનાવવા માટે પોતાના આત્મપ્રદેશોને શરીર બહાર કાઢી પહેલે સમયે લોકાન્ત એટલે લોકના નીચેના છેડાથી ઉપરના છેડા સુધી ચૌદ રાજલોક પ્રમાણ ઊંચો અને સ્વદેહ પ્રમાણ જાડો આત્મપ્રદેશોનો દંડાકાર રચે છે, બીજે સમયે પૂર્વથી પશ્ચિમ અથવા ઉત્તરથી દક્ષિણ લાંબો લોકાંત સુધી કપાટ આકાર બનાવે છે, ત્રીજે સમયે ઉત્તરથી

× સમુદ્‌ઘાતમા આત્મપ્રયત્ન અને કર્મની ઉદીરણા મુખ્ય હોય છે (ઉદયમા ન આવેલા કર્મને આકર્ષીને ભોગવી લેવા તેનુ નામ ઉદીરણા ) તે (૧) વેદના, (૨) કષાય, (૩) મરણ, (૪) વૈક્રિય, (૫) તૈજસ, (૬) આહારક અને (૭) કેવલી એમ સાત પ્રકારે હોય છે. તેમાં પ્રથમના ૬ છદ્મસ્થ જીવોને પ્રત્યેક અન્તર્મુહૂર્તપ્રમાણ હોય છે અને છેલ્લો સર્વજ્ઞોને આઠ સમયપ્રમાણ હોય છે આ સમુદ્‌ઘાતનુ વિશેષ સ્વરૂપ દંડક વગેરેમાથી જાણી લેવુ

દક્ષિણ અથવા પૂર્વથી પશ્ચિમ આત્મપ્રદેશો લંબાવી બીજે કપાટાકાર એટલે મંથાન આકાર (ચાર પાંખવાળા રવૈયાનો આકાર) બનાવી ચોથે સમયે ચાર આંતરાં પૂરે છે, એટલે તે કેવલી ભગવંતનો આત્મા સ્વાત્મપ્રદેશો વડે સંપૂર્ણ લોકાકાશમાં વ્યાપ્ત થઈજાય છે, કેમ કે **એક આત્માના પ્રદેશો લોકાકાશ જેટલા છે.**

ત્યાર બાદ પાચમે સમયે આંતરામાં પૂર્વ સમયે પૂરેલા આત્મપ્રદેશો સંહરે છે, છઠ્ઠે સમયે મંથાનના અર્ધ ભાગના આત્મપ્રદેશો સંહરે છે, સાતમા સમયે કપાટ સંહરી લે છે અને આઠમે સમયે દંડાકાર પ્રદેશો સંહરી આત્મા પૂર્વવત્ હતો તેમ સંપૂર્ણ શરીરસ્થ થાય છે. આ કેવલી સમુદ્‌ઘાત પૂર્ણ થયા બાદ કેવલી ભગવંત અન્તર્મુહૂર્ત જીવીને મન—વચન—કાયાનો યોગનિરોધ કરીને મોક્ષગામી બને છે.

## એક શરીરમાં આત્મા કેટલા?

હવે એ જાણવું જરૂરનું છે કે એક શરીરમાં એક આત્મા પણ રહે અને અનંત આત્માઓ પણ રહે. આપણાં શરીરમાં તેમજ ગાય—ભેંસ—ઘોડા—હાથીનાં શરીરમાં એક આત્મા હોય છે, માછલાં—દેડકાં—પતંગિયા—કુંદાં—કીડીમંકોડી વગેરેનાં શરીરમાં પણ એક આત્મા હોય છે, તેજ રીતે પ્રત્યેક વનસ્પતિકાયનાં મૂળ, પાંદડાં, બીજ, છાલ, લાકડું, ફળ વગેરે અંગોમાં પણ એક આત્મા હોય છે, પરંતુ સાધારણ વનસ્પતિકાયમાં એક શરીરે અનંતા આત્માઓ હોય છે. ત્યાં તેનું માપ આંગળના અસંખ્યાતમા ભાગ જેટલું હોય છે.

'આટલા આત્માઓ એક સાથે શી રીતે રહી શકતા હશે? તેઓ પરસ્પર ટકરાતા હશે કે નહિ? પરસ્પર સંઘર્ષ થતો હશે કે નહિ? તેઓ એક બીજાની અસરથી ખંડિત થતા હશે કે નહિ?' વગેરે પ્રશ્નો તમારાં મનમાં ઉઠતા હશે, પણ તેનું તરત જ સમાધાન કરીશું. જેમ એક ઓરડામાં અનેક દીપકોના પ્રકાશો સાથે રહી શકે છે, તેમ એક શરીરમાં અનંત આત્માઓ સાથે રહી.શકે છે. આ દીપકોના પ્રકાશો એક જ ઓરડામાં સાથે રહેવા છતાં જેમ પરસ્પર ટકરાતા નથી, પરસ્પર સંઘર્ષ પામતા નથી કે એક બીજાથી ખંડિત થતા નથી, તેમ એક શરીરમાં અનંત આત્માઓ સાથે રહેવા છતાં પરસ્પર ટકરાતા નથી, પરસ્પર સંઘર્ષ પામતા નથી કે એક બીજાથી ખંડિત થતા નથી.

કોઈ એમ કહેતું હોય કે આ આત્માઓ પાણીમાં મીઠું ઓગળી જાય—લય પામી જાય તેમ એક બીજામાં લય પામી જતા હશે, તેથી જ પરસ્પર ટક્કર લાગતી નહિ હોય કે સંઘર્ષાદિ નહિ થતા હોય, તો એ કહેવું વ્યાજબી નથી. દીપકના વિવિધ પ્રકાશો સાથે રહેવા છતાં જેમ પોતાનું વ્યક્તિત્વ જાળવી રાખે છે, તેમ અનંત આત્માઓ સાથે રહેવા છતાં પોતાનું વ્યક્તિત્વ જાળવી રાખે છે.

'દીપકના પ્રકાશો શી રીતે પોતાનું વ્યક્તિત્વ જાળવી રાખે છે?' એમ પૂછવામાં આવતું હોય તો કહીએ છીએ કે એ દીપકમાંથી કોઈ પણ દીપકને બહાર લઈ જવામાં આવે

તો તેનો પ્રકાશ પણ તેની સાથે જ બહાર જશે. તાત્પર્ય કે અનેક દીપકોની સાથે રહેવા છતાં તે પોતાનો મૂળ પ્રકાશ ગુમાવતો નથી, પોતાનું વ્યક્તિત્વ છોડતો નથી.

દેવો પોતાની શક્તિથી અનેક જાતનાં રૂપો બનાવી શકે છે, એ હકીકત જાણીતી છે. માનો કે તેમણે આ લોકમાં એક રૂપ બનાવ્યું, તો તેઓ પોતાના આત્માનો એક ખંડ કે ટુકડો તેમાં મૂકી દેતા નથી, પણ પોતાના આત્મપ્રદેશો ત્યાં સુધી લંબાવે છે. આ લંબાયેલા આત્મપ્રદેશોને કોઈની ટક્કર લાગતી નથી કે અગ્નિ, વાયુ, જળ આદિનો ઉપઘાત થતો નથી, કારણ કે સ્વભાવથી એ અખંડ અને અરૂપી છે.

જે જમાનામાં સૂક્ષ્મદર્શક યંત્રો ન હતાં કે ટેલીસ્કોપ ન હતા, તે જમાનામાં આ બધું કહેવાયું છે, તે શી રીતે કહેવાયું હશે? સર્વજ્ઞ ભગવંતોએ પોતાનાં જ્ઞાનથી જે જોયું તે આપણને કહ્યુ છે અને તે પરમ સત્ય છે. આજના વિજ્ઞાને આ વિષયમાં થોડો ચંચુપાત કર્યો છે, પણ તે જૈન શાસને આપેલાં જ્ઞાનને પહોંચી શક્યું નથી. જૈનશાસનમાં ભવ્ય તત્ત્વજ્ઞાન ઉપરાંત ગણિત, ખગોળ, ભૂગોળ, ઇતિહાસ વગેરેનો ખજાનો ભરેલો છે. ઇટાલિયન વિદ્વાન્ ડૉ. ટેસીટોરીએ ઠીક જ કહ્યુ છે કે 'આધુનિક વિજ્ઞાન જેમ જેમ આગળ વધતું જાય છે, તેમ તેમ જૈન સિદ્ધાંતોને જ સાબીત કરતું જાય છે.'

### લોકાકાશ

એક આત્માના પ્રદેશો લોકાકાશ જેટલા છે, એમ ઉપર

કહેવામાં આવ્યું છે, એટલે અહીં લોકાકાશ સંબંધી પણ થોડી સ્પષ્ટતા કરી લઈએ. આકાશ એટલે અવકાશ (Space). એ બાબતમાં કોઈનો ય મતભેદ નથી. આજના વિજ્ઞાને પણ તેની અનંતતા કબૂલ રાખી છે. આ અનંત આકાશના જેટલા ભાગમાં લોક વ્યવસ્થિત થયેલો છે, તેને લોકાકાશ કહેવામાં આવે છે. અને બાકીના બધા આકાશને અલોકાકાશ કહેવામાં આવે છે, એટલે કે ત્યાં માત્ર આકાશ સિવાય કોઈ વસ્તુ નથી.

## લોકનો સામાન્ય પરિચય

લોક કોને કહેવો ? અથવા તેમાં શું હોય ? તેનો ઉત્તર શ્રી ઉત્તરાધ્યયનસૂત્રનાં અઠ્ઠાવીસમા અધ્યયનમાં આ પ્રમાણે આપવામાં આવ્યો છેઃ

धम्मो अहम्मो आगास, कालो पुग्गल-जंतवो ।
एस लोगोत्ति पण्णत्तो, जिणेहिं वरदंसिहिं ॥

'૧ ધર્મ, ૨ અધર્મ, ૩ આકાશ, ૪ કાલ, ૫ પુદ્ગલ અને ૬ આત્મા એ છ દ્રવ્યના સમૂહને શ્રેષ્ઠ દર્શનવાળા એટલે સર્વજ્ઞ–સર્વદર્શી જિનેશ્વર ભગવંતોએ લોક કહ્યો છે.'

તાત્પર્ય કે આપણે લોક એટલે વિશ્વ, બ્રહ્માંડ, જગત કે દુનિયા (Universe) કહીએ છીએ, તેમાં મૂળ દ્રવ્યો છ છે (૧) ધર્માસ્તિકાય, (૨), અધર્માસ્તિકાય, (૩) આકાશાસ્તિકાય, (૪) કાલ, (૫) પુદ્ગલાસ્તિકાય અને (૬) જીવાસ્તિકાય. પાંચ દ્રવ્યોને અસ્તિકાય શબ્દ લગાડ-

વાનું કારણ એ છે કે તેમાં અસ્તિ એટલે પ્રદેશોનો, કાય એટલે સમૂહ હોય છે. કાલને અસ્તિકાય ન કહેવાનું કારણ એ છે કે ભૂતકાલ તો નષ્ટ થયેલો છે અને ભવિષ્યકાળ અવિદ્યમાન છે, તેમજ વર્તમાનકાળ તો સમય માત્ર છે, એટલે તેમાં પ્રદેશોનો સમૂહ સંભવી શકતો નથી.

આત્માનું સ્વરૂપ સારી રીતે સમજવા માટે આ દ્રવ્યોનો સામાન્ય પરિચય મેળવી લેવો જરૂરી છે, એટલે તે સંબંધી અહીં થોડું વિવેચન કરીશું.

(૧) ધર્માસ્તિકાય એટલે ગતિસહાયક દ્રવ્ય. તે સકલ લોકાકાશમાં વ્યાપેલું છે અને પદાર્થોને ગતિ કરવામાં સહાય કરે છે. જેમ માછલીમાં તરવાની શક્તિ હોવા છતાં તે જળ વિના તરી શકતી નથી, તેમ પુદ્ગલ અને આત્મા ગતિ કરવામાં સમર્થ હોવા છતાં ધર્માસ્તિકાયની સહાય વિના ગતિ કરી શકતા નથી.

(૨) અધર્માસ્તિકાય એટલે સ્થિતિસહાયક દ્રવ્ય. તે પણ સકલ લોકાકાશમાં વ્યાપેલું છે અને પદાર્થોને સ્થિતિ થવામાં સહાય કરે છે. જેમ મુસાફરમાં સ્થિર થવાની શક્તિ હોવા છતાં વૃક્ષની છાયા વિના તે સ્થિરતા કરી શકતો નથી, તેમ પુદ્ગલ અને આત્મા સ્થિર થવાને સમર્થ હોવા છતાં અધર્માસ્તિકાયની સહાય વિના સ્થિર થઈ શકતા નથી.

પ્રથમ ઘણા દાર્શનિકો આ ધર્માસ્તિકાય અને અધ-ર્માસ્તિકાયનાં નિરૂપણ અંગે જૈન દર્શનની મજાક કરતા હતા, પણ આધુનિક વિજ્ઞાને ઈથરની શોધ કરી અને ધ્વનિ વગે-

રેને ગતિ કરવા માટે તેની ઉપયોગિતા સ્વીકારી ત્યારે તેમનાં મોઢાં ઉતરી ગયાં. તાત્પર્ય કે ગતિસહાયક અને સ્થિતિસહાયક દ્રવ્યોનો સહુથી પહેલો ખ્યાલ જૈન દર્શને આપ્યો છે અને તે સાચો છે.

(૩) આકાશાસ્તિકાય. તેની હકીકત ઉપર આવી ગઈ છે.

(૪) કાલ. કોઈ પણ વસ્તુની વર્તનાનો ખ્યાલ આ દ્રવ્યને લીધે આવે છે. આ વસ્તુ હતી, આ વસ્તુ છે, આ વસ્તુ હશે એ બધું કાલના આધારે જ કહેવાય છે.

(૫) પુદ્ગલાસ્તિકાય એટલે પૂરણ અને ગલન સ્વાભાવવાળું અણુ અને સ્કંધરૂપ વર્ણાદિથી યુક્ત દ્રવ્ય. પૂરણ એટલે ભેગા થવું અને ગલન એટલે જુદા પડવું. વર્ણાદિ એટલે વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને શબ્દ. તાત્પર્ય કે જે દ્રવ્ય ભેગું પણ થઈ શકે છે, છૂટું પણ થઈ શકે છે, તથા જેને રૂપ હોય છે, વાસ હોય છે, સ્વાદ હોય છે, સ્પર્શ હોય છે તથા જેનાથી શબ્દ એટલે ધ્વનિ (Sound) ઉત્પન્ન થાય છે, તેને પુદ્ગલદ્રવ્ય (Matter) સમજવાનું છે.×

× सद्दंधयार उज्जोओ, पहा छायाऽऽतवेइ वा ।
वण्ण-रसगंध-फासा, पुग्गलाण तु लक्खणं ॥
—શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર, અ૦ ૨૮મું.

'શબ્દ, અંધકાર, પ્રકાશ, કાંતિ, છાયા, આતપ, વર્ણ, રસ, ગંધ અને સ્પર્શ એ પુદ્ગલનું લક્ષણ છે.'

આ પાંચે દ્રવ્યો જડ એટલે ચૈતન્યરહિત છે અને છઠ્ઠું દ્રવ્ય આત્મા તે ચૈતન્યથી યુક્ત છે. આ આત્મા સંબંધી આપણે કેટલુંક વિવેચન કરવાનું છે, પરંતુ અહીં પ્રાસંગિક એટલું જણાવી દઈએ કે આત્માને ફસાવનાર પુદ્ગલ છે.

## આત્માને ફસાવનાર પુદ્ગલો છે.

સારો શબ્દ, સારૂં રૂપ, સારી ગંધ, સુંદર ભોજન, વહાલો સ્પર્શ આત્માને ફસાવે છે. ખરાબ, કડવી કે દુર્ગંધવાળી વસ્તુ આત્માને ફસાવી શકતી નથી. તમને કોઈ કઠોર સ્પર્શવાળા ખાટલામાં સૂવાડે તો સૂઓ ખરા ? સુકુમારીની વાત તો ઘણી જાણીતી છે. ધનવાનની પુત્રી હોવા છતાં તે કુરૂપ હતી. તેને પરણવા કોઈ તૈયાર નહતું. અરે ! તેની નજીક જવા માટે પણ કોઈની તૈયારી ન હતી. છેવટે ધનિક પિતાએ તેને એક રસ્તે રખડતાં ભીખારી સાથે પરણાવી. એ ભૂખ્યા, બેહાલ, ઘરબાર વિનાના રઝળતા ભીખારીને શેઠે ધન આપ્યું, મકાન-મિલકત આપ્યાં, સુંદર જરિયાન વસ્ત્રો પહેરાવ્યાં, પણ જ્યારે તે સુકુમારિકાને ભેટયો, ત્યારે તેનો અત્યંત અનિષ્ટ સ્પર્શ ક્ષણ પણ સહી ન શકયો અને બધું છોડીને ભાગી ગયો.×

ઇંદ્રિયો ચપળ ઘોડા છે. તેને બહેકાવશો તો તમને કયાંની કયાં લઇ જશે ! તેને તો જિનેશ્વરનાં ઉપદેશરૂપી દોરડાંથી બાંધી લેશો તો જ ઠેકાણું પડશે. જો ઇંદ્રિયોના વિષયમાં લલચાયા તો ડૂબ્યા સમજજો. તેનાથી દૂર ભાગવું જ સારું છે.

× દ્રૌપદી પૂર્વભવમાં સુકુમારિકા નામની શેઠની પુત્રી હતી. તેની આ કથા છે.

ઇંદ્રિયોનાં સુખો ગુડરાબ જેવાં છે અને આત્મિક સુખો બરફી પેંડા જેવા છે. તે માટે એક દૃષ્ટાંત સાંભળો.

## શેઠ અને જાટનું દૃષ્ટાંત

મારવાડનો એક વેપારી શેઠ સાસરે જવા નીકળ્યો. સાસરું પાંચ કોશ દૂર. સવારમાં ચાલવાનું શરૂ કર્યું કે દશ વાગે અઢી કોશ પહોંચ્યો. હવે માથે તડકો અને નીચે ગરમ વેળુ (રેતી). આ મરુભૂમિમાં આકડાનાં અને કેરડાનાં નાનાં ઝાડો સિવાય એક પણ ઝાડ જોવા ન મળે. આકડાની છાયા તો તેના પોતાનામાં જ બેસી જાય. શેઠ મુંઝાયા. આગળ કેમ જવું ? તેણે પાછળ જોયું તો એક જાટનું ગાડું ચાલ્યું આવતું હતું. તેને ઊભું રાખીને શેઠે પૂછયું : 'ક્યાં જાઓ છો ?' પેલાએ જવાબ આપ્યો : 'આગળને ગામ.' 'શેઠે કહ્યું: 'હું થાકી ગયો છું. તારાં ગાડામાં બેસવા દઈશ ?'

જાટે પણ શેઠની આ સ્થિતિનો લાભ લઈ પૂછયું: 'શું આપશો ?' 'શું જોઈએ તારે ?' શેઠે સામું પૂછયું. જાટે ઈસારાથી કહ્યું: 'ખાવાનું.' શેઠ તો જમાઈ તરીકે જવાના હતા, એટલે તેમણે હા પાડી. પેલાએ કહ્યું : 'છાશ—રોટલો નહિ ચાલે. ગુડરાબ આપો તો આવું.'

હવે શેઠ જાણતા હતા કે જમાઈને દૂધપાક મળે, રબડી પણ મળે, જે પકવાન—મિષ્ટાન્ન જોઈએ તે પણ મળે, પરંતુ સસરાનાં ઘરમાં ગુડરાબ ન મળે, કારણ કે તે ગરીબ લોકોનું મિષ્ટાન્ન છે. એટલે તેમણે કહ્યું: 'ગુડરાબ કરતાં યે સારું ખાવાનું આપીશ.' પરંતુ જાટે કહ્યું: 'ના, શેઠ ! આ જગતમાં

તેનાથી સારું કઈ ન હોય. મારે તો ગુડરાબ જોઈએ. જો તે માટે કબૂલ થતા હો તો બેસવા દઉં, નહિ તો હું મારે આ ચાલ્યો.'

શેઠે સમય ઓળખી તેની શરત કબૂલ કરી. આમ ગાડામાં બેસી શેઠ સાસરે આવ્યાં. શેઠ સાથે જાટનો પણ સત્કાર થયો. શેઠને નવરાવ્યાં—ધોવરાવ્યાં અને સાથે પેલા જાટને પણ નવરાવ્યો—ધોવરાવ્યો. પણ પેલાને ચેન ન પડે. તેનું મન તો ગુડરાબમાં જ ભરાઈ ગયું હતું. પરંતુ આ શેઠનું સાસરું હતું, એટલે બોલાય નહિ, એટલું તે સમજતો હતો.

બંનેને જમવા બેસાડ્યા. બરફી, પેંડા અને બીજી જાત જાતની વાનીઓ પીરસાઈ, પણ પેલી ગુડરાબ એટલે ગોળનું ગરમાણું ન આવ્યું. પીરસવા ધારેલું બધું પીરસાઇ ગયું, એટલે શાળાઓએ શેઠને કહ્યું કે 'જમવાનું ચાલુ કરો.' આ વખતે શેઠે જાટના સામું જોયું અને ઇસારાથી જમવાનું ચાલુ કરવા કહ્યું, ત્યારે જાટે ઇસારાથી સામું પૂછયું કે 'ગુડરાબ કયાં?' શેઠે ઇસારાથી કહ્યું: 'એ હમણાં આવશે, તું ખાવા માંડ.'

આથી જાટ ખીજાયો. તે મનમાં વિચાર કરે છે કે 'બાર વાગ્યા સુધી મને ભૂખ્યો બેસાડી રાખી હવે આ ધૂળ અને ઢેફાં આપે છે અને શરતપ્રમાણે ગુડરાબ નથી આપતો, માટે તેને જોઈ લઉં.'

શેઠ આ વસ્તુ પામી ગયા. પરંતુ શાળાઓની આગળ કંઈ બોલાય તેમ ન હતું. હવે શાળાઓને બીજા ઓરડામાં મોકલવા શેઠે મોઢામાં કોળિયો મૂકયો. મારવાડનો રિવાજ

તેનાથી સારું કંઈ પેલા જાટ ચાર થાળી ભરીને મીઠાઈ સફા-માટે કબૂલ.ના. હવે તે શેઠ પર ખૂબ ખુશ હતો તેણે પોતાની ચાલ્યેનરહતાં કહ્યુ કે 'શેઠ! હવે જ્યારે તમારે સાસરે આવવાનું થાય, ત્યારે મારે ગામ કહેવડાવી દેશો, તો હુ ગાડું જોડીને અરધી રાતે પણ ચાલ્યો આવીશ અને તમને સાસરે સારી રીતે પહોચાડી દઈશ '

શેઠના પર જાટની આવી કૃપા ઉતરવાનું કારણ ઉત્તમ પ્રકારની મીઠાઓનો લહાવો હતું આત્માનું પણ આવું જ છે. તેણે દુન્યવી સુખો રૂપી ગુડરાબનો સ્વાદ ચાખ્યો છે, પણ આત્મિક સુખરૂપી મીઠાઈઓનો સ્વાદ ચાખ્યો નથી તેને જો શેઠ જેવા કોઇ ગુરુ મળી જાય અને આત્મિક સુખનો સ્વાદ લગાડી દે તો પછી તે પેલા દુન્યવી સુખોરૂપ ગુડરાબ સામું જુએ પણ નહિ, કારણ કે એ સુખો તેને ખરબાદ કરનારાં છે, દુર્ગતિએ લઈ જનારા છે

જે ચીજનો રસ લાગવો જોઈએ તે ન લાગે તેની ઉપાધિ છે તમને સારુ સારુ ખાવાનો, પહેરવાનો, સારી જગામા રહેવાનો, સસાગ માડવાનો રસ લાગે છે, પણ રસ તો જ્ઞાન, દશન અને ચારિત્રરૂપી ત્રણ રત્નોનો લાગવો જોઈએ

ગુરુ આવો રસ લગાડવા માટે સૂત્રસિદ્ધાતનું વ્યાખ્યાન કરે છે અને તત્ત્વજ્ઞાનનો વિષય પીરસે છે, ત્યારે ભાગ્યશાળીઓની હાલત કેવી હોય છે, તે જુઓ.

## નિદ્રાની છાતી પર ચડી બેસનાર શેઠનું દષ્ટાંત

ગુરુ મહારાજનું વ્યાખ્યાન ચાલી રહ્યું હતું. તે વખતે એક શેઠ સહેજ મોડા પડ્યા, પણ આગેવાન હોવાથી તેમને આગળ બેસાડવામાં આવ્યા. આ વખતે કેટલોક વિષય ચાલી ગયો હતો અને તત્ત્વજ્ઞાનની ઝીણી વાત છણાતી હતી, એટલે શેઠ તે પકડી શક્યા નહિ. તેમની આંખો ઊંઘથી ઘેરાવા માંડી. આથી ગુરુ મહારાજે પૂછ્યું: ' કેમ શેઠ ઊંઘો છો ? '

શેઠ જરા રમુજી હતા. તેમણે કહ્યું: ' ગુરુદેવ ! હું ઊંઘતો નથી, પણ નિદ્રાદેવી આવવા માટે તૈયારી કરી રહી છે, તેથી હું આંખના દરવાજા બંધ કરી રહ્યો છું. '

વ્યાખ્યાન આગળ ચાલ્યું અને શેઠ ઝોકે ચડ્યા. આ જોઈ ગુરુ મહારાજે ફરી પૂછ્યું : ' કેમ શેઠ ! ઝોકા ખાઓ છો ? ' ત્યારે શેઠે કહ્યું: ' ગુરુદેવ ! હું ઝોકાં ખાતો નથી, પણ નિદ્રાદેવી મને પૂછે છે કે હું અંદર આવું ? એટલે તેને કહું છું કે આવી જા.'

શેઠની આ રમુજથી વાતાવરણ જરા હળવું થયું અને ગુરુ મહારાજનું વ્યાખ્યાન આગળ ચાલ્યું. પરંતુ થોડી વારે શેઠ ઢળી પડ્યા, એટલે ગુરુ મહારાજે જરા મોટા સાદે પૂછ્યું કે ' કેમ શેઠ ! ઊંઘી ગયા ? ' આથી શેઠ સફાળા જાગી ઉઠ્યા અને કહેવા લાગ્યા કે ' ગુરુદેવ ! હું ઊંઘી ગયો ન હતો, પણ નિદ્રાદેવી આવી ગઈ, તેથી તેની છાતી પર ચડી બેઠો હતો ! '

આ જવાબથી બધા શ્રોતાઓ હસી પડ્યા અને ગુરુ મહારાજને પણ હસવું આવી ગયું.

જ્યાં સુધી તત્ત્વજ્ઞાનની બાબતમાં રસ પડતો નથી, ત્યાં સુધી આવું બને છે, તેથી ભાગ્યશાળીઓએ તત્ત્વની વાતમાં રસ લેવો જોઈએ. શાસ્ત્રકારોએ કહ્યું છે કે *बुद्धे: फलं तत्त्व-विचारणं च*—બુદ્ધિનું ફલ તત્ત્વની વિચારણા છે. તમે બધા તત્ત્વની વાતમાં રસ લઈ રહ્યા છો તે આનંદની વાત છે, પણ હજી વિશેષ રસ લ્યો અને તત્ત્વબોધ પામી સાચો પુરુષાર્થ કરવા માંડો એ અમારી ભાવના છે.



## વ્યાખ્યાન છઠ્ઠું
# આત્માની સંખ્યા

મહાનુભાવો !

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના છત્રીશમા અધ્યયનમાંથી ઉદ્ભવેલો આત્માનો વિષય ચાલી રહ્યો છે. તમે તેનું રોજ શ્રવણ કરીને 'श्रृणोति जिनवचनमित्ति श्रावकः—જે જિનવચનોને ગુરુમુખેથી સાંભળે તે શ્રાવક' એ વ્યાખ્યા સિદ્ધ કરી રહ્યા છો, પરંતુ એક કાનેથી સાંભળી બીજા કાને કાઢી નાખવું એ ખરુ સાંભળ્યું ન કહેવાય. સાંભળવાની પણ રીત છે અને તે શ્રાવક શબ્દના બીજા અર્થમાં બતાવેલી છે. શ્રાવક શબ્દનો બીજો અર્થ એવો છે કે જે શ્રા એટલે શ્રદ્ધા, વ એટલે વિવેક અને ક એટલે ક્રિયાથી યુક્ત હોય તે શ્રાવક. તેથી તમે જે કંઈ સાંભળો, તે શ્રદ્ધાપૂર્વક સાંભળવાનું છે, જિનવચન અન્યથા હોય નહિ એવા દૃઢ વિશ્વાસ પૂર્વક સાંભળવાનું છે. તેમાં આ જાણવા યોગ્ય છે, આ આચરવા યોગ્ય છે, આ છોડવા યોગ્ય છે, એવો મનથી નિર્ણય કરતાં જાઓ એ વિવેક છે. અને જે આચરવા યોગ્ય લાગે તેની આચરણા કરતા રહો એ ક્રિયા છે.

'જે એકને જાણે છે, તે સર્વને જાણે છે' એવું જ્ઞાની

ભગવંતનું વચન છે, તેથી તમે એક આત્માને સારી રીતે જાણી લો.

આત્માનું અસ્તિત્વ છે, તે નિત્ય એટલે અજર-અમર છે, કર્મનાં ફળો ભોગવવા માટે જુદી જુદી યોનિઓમાં જન્મે છે અને હરહાલતમાં અખંડિત રહે છે. આટલી વાત આપણે વિસ્તારથી જોઈ ગયા. હવે આત્માની સંખ્યા કેટલી? તે સંબંધી કેટલીક વિચારણા કરીએ.

કેટલાક કહે છે કે આ લોકમાં—વિશ્વમાં એક બ્રહ્મ (આત્મા) છે, બીજું કંઈ નથી. તેમને પૂછીએ કે 'આ વિશ્વમાં એકલો બ્રહ્મ જ હોય તો સંસારનો પ્રપંચ શાથી જણાય છે?' તો કહે છે કે 'માયાથી.' આનો અર્થ તો એ થયો કે આ વિશ્વમાં માત્ર બ્રહ્મ નથી પણ માયા નામની બીજી વસ્તુ પણ છે. 'આ માયા ક્યાંથી આવી?' એમ પૂછીએ તો કહે છે કે 'અવિદ્યાના પ્રતાપે.' 'આ અવિદ્યા શું છે?' એમ પૂછીએ તો કહે છે કે 'અજ્ઞાન.' આ તો 'મુઆ નહિ ને પાછા થયા' એના જેવી વાત છે. માયા કહો. અવિદ્યા કહો કે અજ્ઞાન કહો, એથી પરિસ્થિતિમાં શું ફેર પડ્યો? એક બ્રહ્મને બદલે બીજી વસ્તુ માનવી જ પડી. આ બીજી વસ્તુ શું છે? કેમ આવી? ક્યાંથી આવી? તેનો સ્પષ્ટ ખુલાસો તેઓ કરી શકતા નથી.×

---

× આત્મા એક જ છે એવો મત વેદાંતદર્શનનો છે. ન્યાય-વૈશેષિક, સાંખ્ય-યોગ, ઉત્તરમીમાંસા વગેરેની માન્યતા આથી ભિન્ન છે.

જો આ વિશ્વમાં એક જ બ્રહ્મ હોય તો બધા જીવોના સ્વભાવ સરખા હોવા જોઈએ, બધાની પ્રવૃત્તિ પણ સમાન જોઈએ અને બધાને સુખદુઃખનો અનુભવ પણ સરખા પ્રમાણમાં થવો જોઈએ. પણ આપણે જોઈએ છીએ કે જીવોના સ્વભાવ જૂદી જૂદી જાતના હોય છે. કોઈ ઉદાર તો કોઈ કૃપણ, કોઈ શૂરવીર તો કોઈ બાયલા, કોઈ મહેનતુ તો કોઈ આળસુ, કોઈ શાંત તો કોઈ ઉગ્ર. વળી બધા જીવોની પ્રવૃત્તિ પણ જૂદી જૂદી હોય છે. કોઈ અધ્યયન–અધ્યાપન કરે છે, તો કોઈ શસ્ત્રસજ્જ થઈ લડાઈ લડે છે, કોઈ ખેતી કરે છે, તો કોઈ ગોપાલન કરે છે, કોઈ વેપાર કરે છે, તો કોઈ મજૂરી કરે છે. તે જ રીતે બધાનો સુખ–દુઃખનો અનુભવ પણ જૂદી જૂદી જાતનો હોય છે. જ્યારે કેટલાક જીવો ગાનતાનમાં મસ્ત બની ખૂબ આનંદ માણતા હોય છે, ત્યારે કેટલાક જીવો કરુણ આક્રંદ કરી પોતાનું કષ્ટ

જો આત્મા એક જ હોય તો સંસારમા પ્રત્યક્ષ થતા અનેક જીવોનો તેની સાથે શો સંબંધ છે? તે ખુલાસો જરૂરી છે. આ ખુલાસો આપવા બ્રહ્મસૂત્રના વ્યાખ્યાનકારોએ પ્રયત્ન કર્યો છે, પણ તેમાં એકમતી જળવાઈ નથી. શંકરાચાર્યે તેનો ખુલાસો માયાવાદથી કરવાનો પ્રયત્ન કર્યો, તો ભાસ્કરાચાર્યે સત્યોપાધિવાદને આગળ કર્યો. રામાનુજાચાર્યે વિશિષ્ટાદ્વૈતવાદ પર જોર આપ્યું તો નિમ્બાર્કે દ્વૈતાદ્વૈત એટલે ભેદાભેદવાદનું સમર્થન કર્યું. મધ્વાચાર્યે ભેદવાદનો સ્વીકાર કર્યો, તો વિજ્ઞાનભિક્ષુએ અવિભાગાદ્વૈતની ઘોષણા કરી ચૈતન્યે અચિંત્ય ભેદાભેદવાદને પ્રાધાન્ય આપ્યું તો વલ્લભાચાર્યે શુદ્ધાદ્વૈત માર્ગની પ્રરૂપણા કરી. આ મતભેદનું વિશેષ વર્ણન જોવુ હોય તેમણે શ્રી ગોવિંદલાલ હ. ભટ્ટ કૃત બ્રહ્મસૂત્રાણુભાષ્યના ગુજરાતી ભાષાંતરની પ્રસ્તાવના જોવી.

પ્રદર્શિત કરતા હોય છે. કેટલાક સાહિત્ય, સંગીત અને કલા વડે ઉચ્ચ પ્રકારનો આનંદ માણતા હોય છે, તો કેટલાક ગાળાગાળી કરી ભારે કલહ મચાવતા હોય છે અને એક-બીજાને પીટી દુ:ખ ઉપજાવતા હોય છે. કેટલાક શરીરને સુંદર વસ્ત્રાભૂષણોથી શણગારી ઉત્સવમાં મહાલતા હોય છે તો કેટલાક ભયંકર રોગોનો ભોગ બની પથારીમાં પડ્યા પડ્યા હાયવોય કરતા હોય છે. આ પ્રમાણે જીવોના સ્વભાવ, પ્રવૃત્તિ અને સુખ-દુઃખના અનુભવમાં ઘણી તરતમતા દેખાય છે.

વળી આ વિશ્વમાં એક જ બ્રહ્મ હોય તો બધાની ઉન્નતિ કે અવનતિ સાથે જ થવી જોઈએ, પરંતુ જોવામાં જૂદું જ આવે છે. એક જીવ ઉન્નતિની ટોચે જણાય છે, બીજો ઉન્નતિના માર્ગે જણાય છે, ત્રીજો અવનતિ તરફ પ્રયાણ કરતો હોય છે અને ચોથો અવનતિના નીચલા થરે પહોંચી ગયો હોય છે.

વળી આ વિશ્વમા એક જ બ્રહ્મ વ્યાપેલો હોય તો બંધ અને મોક્ષ જેવી કોઈ વસ્તુ સંભવે નહિ જ્યાં એક બ્રહ્મ હોય ત્યાં બંધ શેનો થાય ? જો બંધ માનો તો બીજી વસ્તુ સ્વીકારવી પડે. 'હાથે પાટો બાંધ્યો' એમ કહો તો હાથ અને પાટો એવી બે ભિન્ન વસ્તુઓ સિદ્ધ થાય કે નહિ ? તે જ રીતે જ્યાં એક જ બ્રહ્મ હોય ત્યાં મોક્ષ કોનો થાય ? કોણ કોનામાંથી છૂટે ? 'વાડામાંથી પાડું એક, છૂટું

થઈને નાહું છેક' એમ કહીએ ત્યાં વાડો અને પાડું એમ બે વસ્તુઓનું પ્રતિપાદન થાય કે નહિ ?

એક આત્માનો સિદ્ધાંત સમજાવવા માટે કેટલાક એમ કહે છે કે 'ચંદ્ર એક હોવા છતાં, જેમ તેનું પ્રતિબિંબ અનેક જલાશયોમાં પડે છે, તેમ આત્મા મૂલ સ્વરૂપે એક હોવા છતાં તેનું પ્રતિબિંબ જૂદા જૂદા જીવોમાં પડે છે.× આનો અર્થ તો એ થયો કે બધા જીવોમાં જે આત્મા જણાય છે, તે સાચો નથી, પણ ભાસ માત્ર છે. અહીં વિચારવાનું એ છે કે જો બધા જીવોમાં રહેલો આત્મા સાચો ન હોય અને ભાસમાત્ર હોય તો તે આત્માનું કાર્ય કેવી રીતે કરી શકે ? જલમાં રહેલું ચંદ્રનું પ્રતિબિંબ શું સાચા ચંદ્રનું કાર્ય કરી શકે ખરું ? ત્યારે અહીં તો દરેક આત્મા આત્માનું કાર્ય કરતો જણાય છે, એટલે આ માન્યતાને ઊભા રહેવાનો પગ નથી.

જો કહેવાનો આશય એવો હોય કે મૂળ આત્મા તો એક જ છે, પણ બધા જીવોમાં તેનો અંશ હોય છે, તો એ કથન પણ યોગ્ય નથી, કારણ કે એ રીતે બધા આત્માની સ્થિતિ એક જ પ્રકારની હોવી જોઈએ. એક કારખાનામાંથી નીકળેલો પેટન્ટ માલ એક સરખો હોય કે જૂદો ? ડોકા છાપનો દોરો લેવો હોય તો તેનું ગમે તે ટેલર લો, પણ તેમાંથી દોરો સરખો જ નીકળવાનો. આ રીતે બધા આત્મા એક

---

× एक एव हि भूतात्मा, भूते भूते प्रतिष्ठितः ।
एकधा बहुधा चैव, दृश्यते जलचन्द्रवत् ॥
— બ્રહ્મબિંદુ ઉપનિષદ્.

આત્માનો અંશ હોય તો સ્વભાવ, પ્રકૃતિ, સુખદુઃખનો અનુભવ બધું સમાન પ્રકારે જ થાય, પણ વસ્તુસ્થિતિ જૂદા પ્રકારની જોવાય છે, એટલે બધા આત્માઓને એક જ આત્માનો અંશ માની શકાય નહિ

આ રીતે એક આત્માનો વાદ એટલે એકાત્મવાદ કે અદ્વૈતવાદ આપણી બુદ્ધિને સંતોષી શકતો નથી, એટલે તેનો સ્વીકાર કેમ થઈ શકે ? બુદ્ધિમાન મનુષ્યો તો એમ જ કહે છે કે જ્યારે દરેક ભૂત, સત્ત્વ કે પ્રાણીઓને પોતાનું વ્યક્તિત્વ હોય છે, પોતાની ખાસિયત હોય છે અને સુખ-દુઃખનો અનુભવ ભિન્ન ભિન્ન પ્રકારે થાય છે, ત્યારે તે દરેકમાં જૂદો જ આત્મા માનવો જોઈએ જ્ઞાની ભગવંતોનું વચન પણ આવું જ છે તેઓ કહે છે

पुढवी जीवा पुढो सत्ता, आउजीवा तहाऽगणी ।
वाउजीवा पुढो सत्ता, तण रुक्खा सबीयगा ॥
अहावरा तसा पाणा, एव छकाय आहिया ।
एयावए जीवकाए, नावरे कोइ विज्जइ ॥

—સૂયગડાંગ સૂત્ર ૧, ૧૧.

'પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, અને બીજસહિત તૃણ, વૃક્ષ આદિ વનસ્પતિકાય એ સર્વે જીવો પૃથક્ પૃથક્ છે અર્થાત્ ઉપરથી એક આકારવાળા દેખવા છતાં તે દરેક જૂદું જૂદું વ્યક્તિત્વ ધરાવનારા જીવો છે

ઉક્ત પાંચ સ્થાવર જીવો ઉપરાંત બીજા ત્રસ પ્રાણીઓ

પણ છે. બધાને છકાય કહેલા છે. આ સંસારમાં જેટલા પણ જીવો છે, તે સર્વનો સમાવેશ આ ષડ્નિકાયમાં થઈ જાય છે. એના સિવાય અન્ય કોઈ જીવનિકાય નથી.'

જિનશાસનમાં પ્રાણીઓ વિષે જેટલું વિજ્ઞાન છે, તેટલું બીજે નહિ મળે. પ્રાણી કેટલા પ્રકારના હોય ? તે દરેકનાં શરીરનું જઘન્ય અને ઉત્કૃષ્ટ પ્રમાણ શું ? તે દરેકનું આયુષ્ય કેટલુ ? વગેરે તમામ હકીકતો તમને જિનશાસનમાંથી મળી શકશે. શ્રી જીવાભિગમસૂત્ર, શ્રી પન્નવણાસૂત્ર એ વિષયના મહાન ગ્રંથો છે શ્રી ભગવતીજી વગેરેમાં પણ તેને લગતા અનેક પ્રશ્નો ચર્ચાયેલા છે. તે બધાનો સાર તમને ટૂંકમાં જાણવા મળી જાય તે માટે જીવવિચાર અને દંડક જેવા પ્રકરણગ્રંથો પણ રચાયેલા છે. તમારામાંના કેટલાકે તેનો અભ્યાસ કર્યો હશે, જેણે ન કર્યો હોય તે હજી પણ એક-એક બે-બે ગાથાઓ લઈને તેનો અભ્યાસ જરૂર કરી લે.

હવે સંખ્યા પર આવીએ, પણ સંખ્યા વિષેનો આપણો ખ્યાલ ઘણો સુકુચિત છે, પેલા કૂવાના દેડકા જેવો છે. એક વાર કોઈ સરોવરનો દેડકો કૂવામાં આવી ગયો ત્યાં એક દેડકો કાયમ રહેતો હતો. આ દેડકાએ પેલા સરોવરના દેડકાને પૂછ્યું કે ' ભાઈ! તું ક્યાંથી આવે છે ?' પેલા દેડકાએ કહ્યું કે ' સરોવરમાંથી. ' આથી કૂવાના દેડકાને કંઈ સમજ પડી નહિ. તેણે પેલાને પૂછ્યું કે ' સરોવર એટલે શું ? ' પેલાએ કહ્યુ. 'સરોવર એટલે પાણીનો મોટો જથ્થો.' કૂવાના દેડકાએ પૂછ્યું: ' મોટો એટલે કેટલો ? શું આ કૂવાના ચોથા ભાગ જેટલો હશે ?' સરોવરના દેડકાએ ઠંડે કલેજે જવાબ આપ્યો કે ' ના,

તેનો જવાબ ૩૮ ક્રોડ, ૭૪ લાખ, ૨૦ હજાર અને ૪૮૯ અંકનો આવે. ઉપર વખત અને સાધનની વાત કરી તેનો ખુલાસો પણ કરી દઈએ. એક માણસ ખાવુંપીવું બધું છોડીને માત્ર અંકો લખતો જ રહે અને એક મીનીટના ૧૦ અંકો લખે તો આ સંખ્યાને લખતાં લગભગ ૭૪ાા વર્ષ લાગે અને એક ઇંચમાં ૧૦ અક્ષરો લખે તો તેને લખવા માટે ૬૧૧ માઈલથી પણ વધારે લાંબી પટી જોઈએ. હવે તેમજ કહો કે આટલો સમય અને આટલુ સાધન કોણ લાવી શકે?

પરંતુ શાસ્ત્રીય ગણિત આથી પણ આગળ વધે છે અને ઉત્કૃષ્ટ સંખ્યાનો ખ્યાલ અનવસ્થિત, શલાકા, પ્રતિશલાકા અને મહાશલાકાનાં ઉપમાનો વડે આપે છે.

અહીં એ જણાવી દઈએ કે વ્યવહાર–ગણિત ગણના માટે સંખ્યાત અને અસંખ્યાત એવા બે જ પ્રકારો માને છે અને અસંખ્યાતને જ અનંત કહે છે, પણ જૈન શાસ્ત્રકારોએ એથી આગળ વધીને વસ્તુની ગણના માટે ત્રણ પ્રકારો બતાવ્યા છે. સંખ્યાત, અસખ્યાત અને અનંત. તેમાં સંખ્યાત ત્રણ પ્રકારના બતાવેલા છે: જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ. ૧ની ગણના સંખ્યામાં થતી નથી, એટલે ૨ એ જઘન્ય સંખ્યા છે, ૧ થી માંડીને ઉત્કૃષ્ટ સુધીની સંખ્યા મધ્યમ છે અને જેનું ઉપર જણાવેલાં ઉપમાનો વડે કથન કરવામાં આવે છે, તેનાથી માત્ર ૧ ઓછો તે ઉત્કૃષ્ટ સંખ્યા છે.

મધ્યમ અને ઉત્કૃષ્ટ, એટલે અસંખ્યાતના કુલ નવ પ્રકારો થાય છે. તે આ પ્રમાણે :

૧ જઘન્ય પરિત્ત અસંખ્યાત.
૨ મધ્યમ પરિત્ત અસંખ્યાત.
૩ ઉત્કૃષ્ટ પરિત્ત અસંખ્યાત.
૪ જઘન્ય યુક્ત અસંખ્યાત.
૫ મધ્યમ યુક્ત અસંખ્યાત.
૬ ઉત્કૃષ્ટ યુક્ત અસંખ્યાત.
૭ જઘન્ય અસંખ્યાત અસંખ્યાત.
૮ મધ્યમ અસંખ્યાત અસંખ્યાત.
૯ ઉત્કૃષ્ટ અસંખ્યાત અસંખ્યાત.

ઉત્કૃષ્ટ સંખ્યાતમાં ૧ ઉમેરીએ એટલે જઘન્ય પરિત્ત અસંખ્યાત બને. આ રીતે અસંખ્યાતનું ગણિત ઘણું સૂક્ષ્મ છે, એટલે તેનું વિવેચન નહિ કરીએ, પરંતુ ટૂંકામાં એટલું જણાવીશું કે અસંખ્યાતને અસંખ્ય વાર ગુણીએ ત્યારે અસંખ્યાત અસંખ્યાત થાય છે.

આ ઉત્કૃષ્ટ અસંખ્યાત અસંખ્યાતમાં એક ઉમેરીએ એટલે અનંત કહેવાય. શાસ્ત્રકારોએ અનંતના પણ ત્રણ પ્રકારો માન્યા છે: પરિત્ત, યુક્ત અને નિજપદયુક્ત. અને તેના પણ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એવા ત્રણ પ્રકારો માન્યા છે, એટલે અનંત પણ નવ પ્રકારનું બને છે. તે આ પ્રમાણે :

૧ જઘન્ય પરિત્ત અનંત.

એથી ઘણો મોટો.' ત્યારે કૂવાના દેડકાએ ફરી પૂછ્યું: કે 'શું તે કૂવાના અર્ધા ભાગ જેટલો હશે?' પેલાએ પ્રથમની ઢબે જ કહ્યું: 'ના, એથી ઘણો મોટો?' આથી કૂવાનો દેડકો આશ્ચર્ય પામ્યો અને કહેવા લાગ્યો કે 'ત્યારે શું તે આખા કૂવા જેવડો હશે?' પેલાએ બિલકુલ ઠંડા કલેજે કહ્યું: 'અરે ભાઈ! એથી પણ ઘણો મોટો.' આ સાંભળી કૂવાના દેડકાએ કહ્યું: કે 'આ તો તું મારી બનાવટ કરી રહ્યો છે. આ આખા કૂવા કરતાં પાણીનો કોઈ જથ્થો મોટો હોય જ નહિ. મેં મારી આખી જીંદગીમાં આથી મોટો પાણીનો જથ્થો જોયો નથી.'

તમને પૂછીએ કે 'મોટી સંખ્યા કઈ?' તો તમે ક્રોડ કે અબજ કહેશો. કોઈએ લીલાવતી વગેરે જૂનાં ગણિતો જોયા હશે તે કહેશે કે પરાર્ધ. પણ આ કંઈ સંખ્યાનો છેડો નથી. એમાં તો માત્ર અઢાર જ અંકો હોય છે, જ્યારે સંખ્યા તો તેથી ઘણી આગળ વધે છે. શાસ્ત્રકારોએ ૧૯૪ અંકની સંખ્યાને શીર્ષપ્રહેલિકા કહી છે.× અને જ્યોતિષકરંડક વગેરે ગ્રંથોમાં ૨૫૦ અંકની સંખ્યા પણ આવે છે.+ વળી સંજ્ઞાથી સંખ્યા

બતાવવી હોય તો અંકની સંખ્યા લાખો—ક્રોડો સુધી પહોંચે છે. દાખલા તરીકે નવ ઉપર નવ અને તેના પર નવની સંખ્યા લખી હોય ( $૯^{૯^{૯}}$ ) તો તેનો જવાબ ૩૮ ક્રોડ અંક કરતાં પણ વધારે આવે. તમે પૂછશો કે આ શી રીતે બને ? એટલે તેનો થોડો ખુલાસો કરીશું. જ્યારે કોઈ પણ સંખ્યાનો વર્ગ વગેરે બતાવવો હોય ત્યારે તેના ઉપર એક નાનો અંક મૂકવામાં આવે છે. ૯ ઉપર ઝીણો ૨ મૂકીએ એનો અર્થ એ થયો કે ૯ ગુણ્યા ૯. તેનો જવાબ ૮૧ આવે અને અહીં ૯ ઉપર ૯ અને તેના ઉપર ૯ મૂક્યા છે, તેનો અર્થ એ થયો કે ૯ની ઉપર ૩૮૭૪૨૦૪૮૯ મૂકેલા છે. ($૯^{૩૮૭૪૨૦૪૮૯}$). હવે ૯ ને આટલી વાર ગુણવાના હોય તો તમારામાંનો કોઈ તો ગુણી શકે નહિ. ગણિતનો મોટો પ્રોફેસર હોય તો પણ ગુણી શકે નહિ. એમાં કેટલો વખત જાય અને કેવડાં મોટાં સાધનો જોઈએ તેનો વિચાર કરો ! પરંતુ તેમાં કેટલા અંક આવે તે જાણી શકાય. ૯ ને જેટલી વાર ૯ થી ગુણતા જાઓ, એટલી વાર એક એક અંક વધતો જાય છે,× એટલે

---

×

```
   ૯
 × ૯
 ----
  ૮૧     બે અંક
 × ૯
 ----
 ૭૨૯     ત્રણ અંક
 × ૯
 ----
૬૫૬૧     ચાર અંક
 × ૯
 -----
૫૯૦૪૯    પાંચ અંક
              વગેરે.
```

+ ૧ મિનિટના દસ તો કલાકના ૬૦૦ અને ૨૪ કલાકના ૧૪૪૦૦. તેને વર્ષના દિવસ ૩૬૦ થી ગુણીએ તો ૫૧૮૪૦૦૦ની સંખ્યા આવે. તેને ઉપર્યુક્ત ૩૮૭૪૨૦૪૮૯ની સંખ્યાએ ભાગતાં ૭૪ ભાગાકાર આવે અને ૩૬૦૪૪૮૯ શેષ વધે. એટલે અહીં લગભગ ૭૪॥ વર્ષ કહ્યા છે.

૨ મધ્યમ પરિત્ત અનત
૩ ઉત્કૃષ્ટ પરિત્ત અનત
૪ જઘન્ય યુક્ત અનત
૫ મધ્યમ યુક્ત અનત
૬ ઉત્કૃષ્ટ યુક્ત અનત
૭ જઘન્ય અનતાઅનત
૮ મધ્યમ અનતાઅનત
૯ ઉત્કૃષ્ટ અનતાઅનત

તેમા ગણના તો મધ્યમ અનતાનત સુધીની જ થાય છે, પણ Cત્કૃષ્ટ અનતાનત સુધીની થતી નથી,× એટલે કે તે માત્ર સમજવા પૂરતું જ છે

ઉત્કૃષ્ટ અનતાનત કેમ નથી? તેનો એક દાખલો વ્યવહાર ગણિતથી આપીશુ એક મનુષ્યને એમ કહીએ કે? ૧ ના બમણા કરતા જ જાઓ તો તે કયા સુધી કરી શકે? માનો કે એ મનુષ્યનુ આયુષ્ય અબજો વર્ષનુ છે, તો પણ એ પ્રક્રિયાનો અત આવે ખરો? તેજ રીતે ૧ના બે બે વિભાગ કરવાના હોય તો પણ તેનો અત આવે નહિ એટલે અનત એ બુદ્ધિગમ્ય હોવા છતા છેવટે તો અનુઅત—છેડા રહિત જ રહે છે અને તેથી ઉત્કૃષ્ટ અનત સભવતું નથી

અનત વિષે બીજી પણ એક વાત સમજી લેવાની છે કે અનતમા અનત ઉમેરાય તો પણ અનત રહે છે અને

× 'उक्कोसय अणताण नत्थि' ઉત્કૃષ્ટ અનતાનત નથી
—શ્રી અનુયોગદ્વાર સૂત્ર

અનંતમાંથી અનંત બાદ થાય તો પણ અનંત જ રહે છે. સમુદ્રનાં પાણીમાં પાંચ લાખ મણ નવું પાણી આવે તો એનું કદ વધી જતું નથી અને પાંચ લાખ મણ તેમાંથી લઈ લેવામાં આવે તો તે ઘટતું નથી.

સંખ્યાઓ વિષેનો આ ખ્યાલ મનમાં રાખીને આપણે આત્માની સંખ્યા પર આવીએ. આ વિશ્વમાં મનુષ્યોની સંખ્યા થોડી છે, એટલે કે મધ્યમ સંખ્યાત છે. દેવ અને નરકના જીવોની સંખ્યા તેથી અસંખ્યાત ગુણી છે અને તિર્યંચની સંખ્યા અનંત ગુણી છે. અહીં તિર્યંચ શબ્દથી જલચર, સ્થલચર અને ભૂચર એવા પચેંદ્રિય પ્રાણીઓ જ નહિ, પણ એકેન્દ્રિય, બે ઇંદ્રિય, તેઇંદ્રિય અને ચઉરિંદ્રિય એ ચારે વર્ગ પણ સમજવાના છે.

એકેન્દ્રિયના પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાય એ પાંચ ભેદો છે. તેમાં પ્રથમના પૃથ્વી આદિ ચારે જીવો સૂક્ષ્મ અને બાદર એ બે જાતના છે વનસ્પતિકાયની બે જાતો છેઃ એક પ્રત્યેક અને બીજી સાધારણ. તેમાં પ્રત્યેક વનસ્પતિ એક શરીરમાં એક જીવવાળી છે, જ્યારે સાધારણ વનસ્પતિ એક શરીરમા અનંત જીવવાળી છે. આ સાધારણ વનસ્પતિનાં જીવોનાં શરીરને જ નિગોદ તરીકે ઓળખાવાય છે. તેમાં પ્રત્યેક વનસ્પતિ બાદર જ હોય છે અને સાધારણ વનસ્પતિ અથવા નિગોદ સૂક્ષ્મ અને બાદર બન્ને પ્રકારની હોય છે.

શાસ્ત્રકાર ભગવંતોએ નિગોદ અંગે કહ્યું છે કે—

गोला य असंखिज्जा, अस्संख निगोअओ हवइ गोलो।
एकेकम्मि निगोए, अणंत जीवा मुणेयव्वा॥

'આ વિશ્વ એટલે ચૌદ રાજલોક અસંખ્ય (સૂક્ષ્મ) ગોળાઓથી વ્યાપ્ત છે. આ દરેક ગોળામા અસખ્ય નિગોદ છે અને દરેક નિગોદમા અનત જીવો છે, એમ જાણવુ'

એટલે એકલા સાધારણ વનસ્પતિકાયના જીવોની સખ્યા જ અનતાનત છે તેમા બીજા ગમે તેટલા આત્માઓ ઉમેરાય તો પણ એ માપ અનતાનતનું જ રહે છે, એટલે આત્માની સખ્યા મધ્યમ અનંતાનત છે, એમ સમજવાનું છે

આ વિશ્વ અનાદિ કાળથી ચાલી રહ્યુ છે અને તેમાં રહેલા જીવોનું મુક્તિગમન ચાલુ છે, તો કોઈ કાળે આ વિશ્વ આત્માથી તદ્દન રહિત થઈ જાય કે નહિ ? તેનો ઉત્તર નીચેની ગાથા આપે છે

जइआइ होइ पुच्छा, जिणाण मग्गंमि उत्तरं तइया।
इक्कस्स निगोयस्स, अणंत भागो य सिद्धिगया॥

'જિનમાર્ગમાં જ્યારે પણ એવી પૃચ્છા કરવામાં આવે છે કે અત્યાર સુધીમા કેટલા આત્માઓ સિદ્ધ થયા, ત્યારે તેનો ઉત્તર એ મળે છે કે અત્યાર સુધીમાં એક નિગોદનો અનતમો ભાગ સિદ્ધ થયો છે'

એટલે અનતમાથી અનત જવા છતા અનત જ રહેવાનું અને આ વિશ્વ આત્માઓથી કદી ખાલી નહિ થવાનું એ નિશ્ચિત છે

આ બધી વાતો સૂક્ષ્મ છે, પણ સદ્ગુરુનો સગ કરો

અને તેમના સહવાસમા આવતા રહો તો અજ્ઞાનનો પડદો ઉચકાતા વાર લાગશે નહિ. પારસમણિ અને લોઢાની ડબ્બી વચ્ચે રહેલો પડદો ઉચકાયો કે લોઢાની ડબ્બી સોનાની બની ગઈ, એ દૃષ્ટાંત અહીં વિચારવા યોગ્ય છે.

## પારસમણિનું દષ્ટાંત,

એક બાવાજી હતા તેમની પાસે એક પારસમણિ હતો. પારસમણિ લોખંડને અડે તો લોખંડનું સોનું થઈ જાય ગામના નગર શેઠને આ વાતની ખબર પડી, એટલે પોતાનો ધંધો-ધાપો છોડી દોડયા બાવાજી પાસે અને તેમની ચાકરી શરૂ કરી દીધી બાવાજીને કષ્ટ ન પડે તે માટે શેઠે પોતાનુ રહેવાનું, ખાવાનું, સૂવાનું, બેસવાનું બધું બાવાજીની સાથે રાખ્યું

બાવાજી ઉઠે તે પહેલા શેઠ ઉઠી જાય અને બાવાજીની સેવામા લાગી જાય બાવાજીના દાતણપાણી, સ્નાન, કપડાં, ભોજન, શયન બધાની ખૂબ કાળજી રાખે અને ખતપૂર્વક આતર-બરદાસ કરે. પરતુ આ સેવા શેઠ કોની કરતા હતા ? પેલા બાવાજીની કે પારસમણિની ? લાલચ એવી વસ્તુ છે કે તે માણસ પાસે ગમે તેવા કામો કરાવે છે

બાવાજી પણ પાકા હતા તે બધો તાલ જોયા કરતા, પણ કશું બોલતા નહિ એમ કરતા બાર વરસ વીતી ગયા, ત્યારે બાવાજી પ્રસન્ન થયા અને શેઠને કહેવા લાગ્યા કે 'તમારી સેવાથી હુ પ્રસન્ન થયો છુ માટે તમારે માગવું હોય તે માગો. શેઠે કહ્યુ 'પારસમણિ આપો ' બાવાજીએ કહ્યું :

'બહુ સારું. તે પેલી ઝોળીમાં લોખંડની ડબ્બીમાં પડયો છે, માટે ઝોળી અહીં લાવો.'

શેઠે તો સાંભળ્યું હતું કે પારસમણિ લોખંડને અડે તો સોનું થઈ જાય અને બાવાજી કહે છે કે તે લોખંડની ડબ્બીમાં પડયો છે, એટલે શેઠને વહેમ પડયો કે બાવાજી પારસમણિને બદલે પોતાને કોઇ બીજી જ વસ્તુ વળગાડી દેશે. બાર બાર વરસની એક સરખી સેવાચાકરીનું શું આ ફળ? આ વિચારે શેઠ ઢીલા પડી ગયા. પણ બાવાજીએ કહ્યું હતું, એટલે ઉઠીને ઝોળી લઇ આવ્યા અને તે બાવાજીને આપી.

બાવાજીએ તેમાંથી લોખંડની એક ડબ્બી કાઢી અને તેને ખોલી તો કપડાંની પોટલીમાં કંઈક બાંધેલું હતું. શેઠને વહેમ છે કે આમાં પારસમણિ નહિ, પણ બીજું જ કંઇ બાંધેલું છે. પણ બાવાજીએ કપડાંની પોટલી છોડી કે ઝળઝળ પ્રકાશ થયો અને તે મણિ હોય એવું લાગ્યું. પછી તે મણિને લોખંડની ડબ્બીમાં મૂકયો કે તે સોનાની થઈ ગઈ. આથી શેઠના જીવમાં જીવ આવી ગયો અને આ જરૂર પારસમણિ છે, એવી ખાતરી થઈ ગઈ. બાવાજીએ તેમને એ પારસમણિ ભેટ આપી દીધો અને શેઠની ઇચ્છા પૂરી કરી.

લોખંડ અને પારસમણિની વચ્ચે કપડાંનું અંતર હતું, એટલે લોખંડનું સોનું થતું ન હતું, તેમ તમારી અને ગુરુની વચ્ચે મોહમાયાનું અંતર છે, એટલે તમને સાચું જ્ઞાન થતું નથી. જો એ મોહમાયારૂપી પડદો હટી જાય તો તમને આજે ને અબઘડી જ સાચું જ્ઞાન પ્રાપ્ત થાય અને તમે તેના આધારે ચારિત્રમાં પ્રગતિ કરી શિવસદનમાં રહેલું અનંત સુખ ભોગવી શકો. માટે મોહમાયા છોડો અને સદ્ગુરુનો સંગ કરવામાં સદા ઉજમાળ રહો.



## વ્યાખ્યાન સાતમું
# આત્માનું મૂલ્ય

મહાનુભાવો !

શ્રી ઉત્તરાધ્યયનસૂત્રના છત્રીશમા અધ્યયનમાં આવતું અલ્પસંસારી આત્માનું વર્ણન એ આપણા વિષયની મૂળ પીઠિકા છે. જો આત્માનું સ્વરૂપ સારી રીતે સમજાયું તો જ એ પીઠિકા પર તમારી દૃષ્ટિ સ્થિર થાય અને તમે પણ અલ્પ-સંસારી આત્માના ગુણો કેળવી આ ભયાનક ભવસાગરનો શીઘ્ર પાર પામી શકો, તેથી આત્માનું સ્વરૂપ પ્રકાશવાનો અમારો પ્રયાસ છે.

જિનવચન આપણે માટે છેલ્લો શબ્દ છે. આમ છતાં તેની સાથે અમે યુક્તિ અને ઉદાહરણો પણ સારા પ્રમાણમાં આપીએ છીએ, જેથી તમારા મનમા ઉઠતી શકાઓનુ સમાધાન થાય અને તમે નિઃશંક બનીને આરાધનામા આગળ વધી શકો.

તમે વ્યાપારી છો અને દરેક વસ્તુનું મૂલ્યાકન કરો છો. તેમાં જે વસ્તુ વધારે મૂલ્યવાન—વધારે કિંમતી જણાય તેને મહત્ત્વ આપો છો અને તેની પ્રાપ્તિથી આનંદ પામો છો. જેની પાસે થોડા ત્રાંબિયા છે, તે ચાંદીના સિક્કાથી આનદ પામે છે, કારણ કે તેનું મૂલ્ય ત્રાબા કરતા વધારે છે જેની પાસે ચાંદીના સિક્કા છે, તે સોનામહોરોથી આનદ પામે છે, કારણ કે તેનું મૂલ્ય ચાદી કરતાં વધારે છે જેની પાસે સોના-

મહોરો છે, તે મણિમુક્તાથી આનંદ પામે છે, કારણ કે તેનું મૂલ્ય સોના કરતાં વધારે છે. અને જેની પાસે મણિમુક્તા છે તે મહામણિ કે ઉત્તમ મુક્તાથી આનંદ પામે છે, કારણ કે તેનું મૂલ્ય સામાન્ય મણિમુક્તા કરતાં વધારે છે. આમ જેનું મૂલ્ય વધારે તે તમને વધારે આનંદ આપે છે, એ વસ્તુ બરાબર ને ?

પરંતુ દુનિયાની મહા મૂલ્યવાન વસ્તુઓ કરતાં પણ તમારુ શરીર વધારે મૂલ્યવાન છે. કોઈ તમને મૂઠી ભરીને હીરા આપે અને બદલામાં કાન કે નાકની માગણી કરે અથવા એક હાથ કે એક પગ આપવાનું જણાવે તો તમે આપો ખરા ?

એક માણસ સવારથી સાંજ સુધી મહેનત—મજૂરી કરીને પેટ ભરતો હશે, તે પણ આ માગણી કબૂલ નહિ કરે, કારણ કે ધનદોલત કે મણિમુક્તા કરતાં શરીરની કિંમત તમે વધારે આંકો છો.

જરા તાવ આવ્યો, માથું દુખ્યું કે પેટપીડ ઉપડી તો તરત વૈદ્ય—હકીમ—ડૉકટરને બોલાવો છો અને તે માટે તેટલી ફી આપીને દવા લ્યો છો. તે એમ કહે કે ' બિમારી ઊંડી છે અને તમારે ફોટા કઢાવવા પડશે, અમુક ઇંજેકશનનો કોર્સ લેવો પડશે તથા અમુક ખર્ચ કરવો પડશે, ' તો તે માટે તમે કબૂલ થાઓ છો ને જે ધનને ઘણી મમતાથી એકઠું કર્યું હોય તેની કોથળીનું મોઢું છોડી નાખો છો. જો તમને ધન—દોલત કરતાં શરીર વધારે પ્યારું ન હોય તો તમે શરીરની ખાતર ધનનો ભોગ કેમ આપો?

શરીર તમને પ્યારું છે, એટલું જ નહિ પણ તે ખૂબ પ્યારું છે. તેને રખે કંઈ થઈ જાય એ ભીતિ તમારાં મનમાં સદા રહ્યા કરે છે અને તેથી જ તમે અનેક જાતની સાવચેતી રાખો છો, અનેક જાતના ઉપાયો કરો છો. જીવનસંરક્ષણની ભીતિ શરીર પર કેવી અસર ઉપજાવે છે, તે જોવા એક વાર ચાર ડૉકટરોએ ભેગા થઈ ને પ્રયોગ કર્યો હતો. એક તદન તંદુરસ્ત અને ખડતલ જણાતાં માણસને તપાસીને પ્રથમ ડૉકટરે કહ્યુ કે 'આમ તો તમારું શરીર બરાબર જણાય છે, પણ થોડી જ વારમાં તમને તાવ આવશે.' આ સાંભળી પેલો માણસ ભડકયો. 'શું મને તાવ આવશે?' એ વિચાર તેનાં મનમાં સવાર થઈ ગયો. થોડી વાર પછી બીજા ડૉકટરે તેને તપાસીને કહ્યુ કે "તમારાં શરીરમાં તાવ છે અને તે વધી જવા સંભવ છે, માટે હમણાં જ દવાનો એક ડોઝ લઈ લો.' આ સાંભળી પેલા માણસને ફાળ પડી કે કોઈ મોટી બિમારી તો લાગુ નહિ પડી જાય? તેનાં મનમાં એ ભયની એટલી બધી અસર થઈ કે તે થોડી જ વારમાં તાવથી હમહમવા લાગ્યો. તેને ડૉકટરે તપાસ્યો ત્યારે તેનાં શરીરમાં ૧૦૪॥ ડીગ્રી તાવ હતો. તેને ભયની અસર પૂરેપૂરી થઈ ચૂકી હતી, એટલે હવે તેને ભયમુક્ત કરવાની જરૂર હતી. આથી ડૉકટરે કહ્યું કે 'તમને તાવ ખૂબ આવેલો છે, પણ અમારી પાસે તેની અકસીર દવા છે તમે જરાયે ફીકર કરશો નહિ. થોડી વારમાં તમારો તાવ ઉતરી જશે.' આથી પેલા માણસને ખૂબ રાહત મળી અને ડૉટકરની દવા પીધા પછી થોડી જ વારમાં તાવ ઉતરવા લાગ્યો. ત્યારબાદ ચોથા ડૉકટરે તેને તપાસ્યો અને કહ્યુ કે

'માણસનું શરીર છે, તો કોઈ વાર તાવ—તરિયો આવી જાય. બાકી તમારાં શરીરમાં કોઈ રોગ નથી. તમે થોડા જ વખતમાં સારા થઈ જશો.' આ શબ્દોએ પેલા માણસનાં મનમાંથી ભીતિને સદંતર ભૂંસી નાખી અને તે તાવથી તદ્દન મુક્ત થઈ ગયો. કહેવાની મતલબ એ છે કે આ શરીર તમને એટલું પ્યારું છે કે તેને કંઈ પણ થઈ જવાના વિચારે પણ તમે ભયથી વ્યાકુળ બની જાઓ છો અને અનેક જાતના ઉપચારો કરવા લાગી જાઓ છો.

શરીર દુબળું ન પડી જાય તે માટે ઘણા તપશ્ચર્યા કરતા નથી. મોટી તિથિ કે પર્વનો દહાડો હોય તો પણ ત્રણે ટંક સારી રીતે આપટે છે. નોકારશી જેવું નાનું પચ્ચકખાણ—નાનો નિયમ પણ તેઓ કરતા નથી આ તે શરીર પરનો કેવો વ્યામોહ ? પણ જાણો છો કે આ શરીર નિત્યમિત્ર જેવું છે અને તે તમને વફાદાર રહેવાનું નથી

## ત્રણ મિત્રોનું દૃષ્ટાંત.

રાજાનો એક કારભારી. તે કામકાજમાં ઘણો કુશળ. પોતાની જવાબદારી બરાબર અદા કરે. તેને એક વખત વિચાર આવ્યો કે 'આજે તો રાજાના મારા પર ચારે હાથ છે, પણ તે ક્યારે રૂઠે તે કહેવાય નહિ. માટે એક એવો મિત્ર કરું કે જે મને મુશ્કેલીના સમયમાં મદદ કરે.' તેથી તેણે એક મિત્ર બનાવ્યો. તેની સાથે પાકી દોસ્તી કરી. તે એટલે સુધી કે હમેશા સાથે રાખે, સાથે નવડાવે, સાથે ખવડાવે અને જ્યાં જાય ત્યાં સાથે લઈ જાય.

કેટલાક વખત પછી એ કારભારીને વિચાર આવ્યો કે એક કરતા બે ભલા. એટલે બીજો મિત્ર બનાવ્યો. પરંતુ તેને કોઈ પર્વ કે તહેવારનો દહાડો હોય ત્યારે જ મળવાનું રાખ્યું. ત્યાર પછી એક ત્રીજો મિત્ર પણ થયો, પરંતુ તે કોઈક જ વાર મળતો અને જુહાર કરીને ચાલ્યો જતો. આમ એકના બે થયા અને બેના ત્રણ થયા, એટલે તેમને ઓળખવા માટે કંઈક નામ રાખવું જોઈએ, તેથી કારભારીએ એ ત્રણે મિત્રોનાં નામ રાખ્યાં. પહેલાંનું નામ નિત્યમિત્ર, બીજાનું નામ પર્વમિત્ર અને ત્રીજાનું નામ જુહારમિત્ર.

એક વખત કારભારીને વિચાર આવ્યો કે 'મેં મિત્રો તો બનાવ્યા, પણ તે સંકટસમયે કેટલી સહાય કરે છે, તેની પરીક્ષા કરવી.' આથી તેણે એક પ્રપંચ રચ્યો. રાજાના કુંવરને પોતાને ત્યાં જમવા તેડ્યો અને તેને પોતાના પુત્રની સાથે રમતગમતમાં લગાડી ઘરની અંદરનાં ગુપ્ત ભોંયરામાં ઉતાર દીધો. પછી બીજા પુત્રની સાથે પોતાની સ્ત્રીને પિયર મોકલ દીધી અને જેનાં પેટમાં વાત ન ટકે એવા એક નોકરને બોલાવીને કહ્યું કે 'આજે રાજાના કુંવરને આપણે જમવા તેડ્યો હતો, પણ તેનાં અતિ મૂલ્યવાન ઘરેણાં જોઈને મારી બુદ્ધિ બગડી, એટલે મેં તેની ડોક મરડીને ઘરેણાં કાઢી લીધાં. પણ હવે મને રાજાની બીક લાગે છે, એટલે હું ઘર છોડીને જતો રહું છું—અને કોઈક સ્થળે સંતાઈ રહીશ. જો રાજાના માણસો તપાસ કરવા આવે તો આ ગુપ્ત ભેદ પ્રકટ કરીશ નહિ, પણ તારી અક્કલ લડાવીને એવો જવાબ આપજે કે જેથી મારા પર ધાડ આવે નહિ.' આટલી ભલામણ કરી કારભારીએ

પોતાનું ઘર છોડયું અને તે સીધો નિત્યમિત્રને ત્યાં ગયો.

કારભારી એકાએક હાંફળો ફાંફળો પોતાને ત્યાં આવ્યો એટલે નિત્યમિત્ર વિચારમાં પડી ગયો-અને દાળમાં જરૂર કંઈક કાળું છે, એવા અનુમાન પર આવી ગયો. પરંતુ કારભારીએ તે કંઈ પણ સવાલ પૂછે તે પહેલાં જ જણાવી દીધું કે 'મારા વ્હાલા મિત્ર ! કહેતાં જીભ ઉપડતી નથી, પણ આજે મારા હાથે એક એવું કામ બની ગયું છે કે જેથી રાજા મને જરૂર પકડશે અને ફાંસીએ લટકાવશે, માટે મારું રક્ષણ કર.'

નિત્યમિત્રે પૂછયું પણ વાત શું બની છે ?' કારભારીએ કહ્યું કે 'આજે રાજાના કુંવરને મારે ત્યાં જમવા તેડ્યો હતો. તે અતિ સુંદર આભૂષણથી સજ્જ થઈને મારે ત્યાં આવ્યો હતો. એ જોઇ મારું મન લલચાયું અને તેનું ખૂન કરી બધાં આભૂષણો ઉતારી લીધાં. પણ હવે મને રાજાનો ડર લાગે છે, માટે મને બચાવ.'

કારભારીએ તેને ત્યાંથી વિદાય લીધી ત્યારે પેલાએ પોતાનાં ઘરનું બારણું બંધ કરી દીધું ને 'આવજો' એટલું પણ મોઢેથી બોલ્યો નહિ. એ તો એમ જ સમજ્યો કે આ બલા ગાંડ છૂટી.

કારભારી સમજ્યા કે આ મિત્ર પૂરો ગતલબી છે, એટલે ત્યાંથી નીકળીને સીધા પર્વમિત્રને ત્યાં ગયા અને પોતાની હકીકત જણાવી આશ્રય આપવાની વિનંતિ કરી. ત્યારે પર્વમિત્રે કહ્યું કે 'તમને મદદ કરવી એ મારી ફરજ છે. પણ મારાં ઘરમાં તમને છૂપાવી શકું એવું સ્થાન નથી. વળી હું બાળબચ્ચાવાળો માણસ રહ્યો, એટલે રાજાનો મારા પર ખોફ ઉતરે અને જેલ ભેગો થાઉં તો મારાં બૈરાં છોકરાનું શું થાય ? માટે તમે કોઈ બીજા સ્થળે ગોઠવણ કરી લો.'

કારભારીએ કહ્યું કે 'હાલ તો મારી મતિ મુંઝાઈ ગઈ છે. તેથી કયાં જાઉં ને શું કરું ? તે સૂઝતું નથી. માટે તું જ ભલો થઇને આશ્રય આપ.' પર્વમિત્ર એકનો બે ન થયો. એટલે કારભારી મનમાં પામી ગયા કે આ પણ પૂરો સ્વાર્થી છે.

ત્યાંથી પહોંચ્યા જુહારમિત્રને ત્યાં. તેણે કારભારીને જોતાં જ આવકાર આપ્યો અને મારા લાયક શું કામ પડયું ? એમ પ્રેમથી પૂછયું. કારભારીએ બધી હકીકત જણાવી અને પોતાને આશ્રય આપવાની માગણી કરી. જુહારમિત્રે કહ્યું : 'મારાં એવા સદ્ભાગ્ય કયાંથી કે આપને હું કામ આવું. હાલ ખુશીથી મારે ત્યાં રહો. આપને કોઇ જાતની

અગવડ આવવા નહિ દઉં.' આમ કહી તેણે કારભારીને આશ્રય આપ્યો.

આ બાજુ શું હકીકત બની તે પણ જોઈએ. છીછરાં પેટમાં કોઈ વાત ટકતી નથી, અથવા તો ભૂંડા ભૂંડાનો ભાવ જરૂર ભજવે છે. પેલા નોકરે કારભારીની વાત ગુપ્ત રાખવાને બદલે રાજાની આગળ જઈને ખુલ્લી કરી દીધી કે જેથી તેને વહાલા થવાય અને કંઈક ઈનામ મળે.

આ વાત સાંભળીને રાજાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે રાજસેવકોને હુકમ આપ્યો કે 'આ કમબખ્ત કારભારીને ગમે ત્યાંથી પકડીને મારી આગળ હાજર કરો.' આથી રાજસેવકો છૂટયા અને કારભારીના બેસવા-ઉઠવાનાં જે ઠેકાણાં હતાં, ત્યાં તપાસ કરવા લાગ્યા. એમ કરતાં તેઓ નિત્યમિત્રને ત્યાં આવ્યા, ત્યારે નિત્યમિત્રે કહ્યુ કે 'એ કાળાં કામનો કરનારો કારભારી મારે ત્યાં આવ્યો હતો અને આશ્રયની માગણી કરતો હતો, પણ હું એવો મૂર્ખ નથી કે તેના જેવા એક ખૂનીને આશ્રય આપું. હું માનું છું કે તે ઘણા ભાગે પર્વમિત્રને ત્યાં ગયો હશે, માટે ત્યાં તપાસ કરો.'

નિત્યમિત્રે સંકટ સમયે સહાય તો ન કરી, પણ ઉપરથી રાજસેવકો આગળ તેનું વાંકું બોલી આશ્રય મેળવવાનું સંભવિત સ્થાન પણ બતાવી દીધું!

રાજસેવકો પર્વમિત્રને ત્યાં પહોંચ્યા, ત્યારે તેણે કહ્યું કે 'મેં કારભારીને આશ્રય આપ્યો નથી. શક આવતો હોય

તો મારુ ઘર તપાસી લો. બાકી એના વિષે હુ કંઈ જાણતો નથી. '

હવે રાજસેવકો કોઇની પાસેથી સમાચાર મળતાં જુહારમિત્રને ત્યાં ગયા અને દમ મારીને કહેવા લાગ્યા કે 'તમે કારભારીને આશ્રય આપ્યો તે સારું કર્યું નથી. હજી પણ તમારું હિત ચાહતા હો તો તેમને અમારે હવાલે કરો ' ત્યારે જુહારમિત્રે કહ્યુ કે ' એ વાત ખોટી છે. તમારે તપાસ કરવી હોય તો કરી શકો છો ' રાજસેવ-કોએ બે ત્રણ વાર ફેરવી ફેરવીને કહેવા છતાં જુહારમિત્રે એક જ જવાબ આપ્યો, એટલે પેલાઓની શંકા ટળી અને ત્યાંથી ચાલતા થયા.

કોઈ સ્થળેથી કારભારીનો પત્તો મળ્યો નહિ, એટલે રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે ' જે કોઈ કારભારીને પકડી લાવશે, તેને રાજ્ય તરફથી મોટુ ઈનામ મળશે ! '

કારભારીને ત્રણે મિત્રોની પરીક્ષા કરવી હતી, તે પૂરેપૂરી થઈ ગઇ હતી, આથી તેણે જુહારમિત્રને કહ્યું કે ' તું રાજાનો ઢંઢેરો ઝીલી લે અને રાજાની પાસે જઇને કહે કે હુ કાર-ભારીનો પત્તો મેળવી આપુ, પણ તમે ધારો છો એવી રીતે કારભારી ગુનેગાર નથી, કારણ કે અખડ આયુષ્યવાળા કુમારશ્રી સલામત છે અને આપ આજ્ઞા કરો તે સમયે જ અહીં આવી શકે તેમ છે. '

જુહારમિત્રે તે પ્રમાણે કર્યું, એટલે રાજાએ કુંવર તથા કારભારીને હાજર કરવાનો હુકમ કર્યો. જુહારમિત્રે તે બંનેને

હાજર કર્યા. આ જોઈને રાજા ઘણો ખુશ થયો અને જુહારમિત્રને મોટું ઈનામ આપ્યું. પછી રાજાએ કારભારીને પૂછ્યું કે ' આ બધું શું છે ? ' ત્યારે કારભારીએ અથથી માંડીને ઇતિ સુધીની તમામ હકીકત કહી સંભળાવી. આથી રાજાને તેની દીર્ઘદૃષ્ટિ માટે ઘણું માન ઉપજ્યું અને તેના પગારમાં ઘણો વધારો કરી આપ્યો. પછી કારભારીએ નિત્યમિત્ર તથા પર્વમિત્રની સંગત છોડી દીધી અને માત્ર જુહારમિત્ર સાથે જ મહોબ્બત રાખી. આથી તે ઘણો સુખી થયો.

અહીં કારભારી તે જીવ જાણવો. નિત્યમિત્ર તે હમેશના પરિચયવાળું શરીર જાણવું. પર્વમિત્ર તે સગાંવહાલાં અને સંબંધીઓ જાણવા. અને જુહારમિત્ર તે કોઈક વખતે થતું ધર્મનું આરાધન જાણવું. જ્યારે મૃત્યુ આવીને ઊભું રહે છે, ત્યારે શરીર સર્વ સંબંધ છોડીને અલગું થઈ જાય છે અને સામે પણ જોતું નથી. સગાંવહાલાં થોડે સુધી વળાવવા આવે છે અને આંખમાંથી બે આંસુ પાડી તરત પાછા વળી જાય છે, જ્યારે જુહારમિત્ર સમો ધર્મ થોડો આચર્યો હોય તો પણ પરલોકમાં સાથે આવે છે અને વિપત્તિઓમાંથી રક્ષણ કરી સુખ–શાંતિ આપે છે, તેથી નિત્યમિત્ર જેવા બેવફા શરીરનો મોહ છોડો અને જુહારમિત્ર સમા પરમ વફાદાર ધર્મમિત્રની સોબત કરો.

શરીર કરતાં પણ એક વસ્તુ વધારે મૂલ્યવાન છે અને તે તમારો આત્મા. જો એ ન હોય તો આ શરીરનાં રૂપરંગની —લંબાઈ પહોળાઈની કંઈ કિંમત ખરી ? જ્યારે આત્મા શરીરને છોડીને ચાલ્યો જાય છે, ત્યારે લોકો શું કહે છે ? હવે ઉતાવળ

રાખો. શેની ઉતાવળ? પેલા આત્મરહિત શરીરને ઘરમાંથી બહાર કાઢવાની. વધારે વખત જાય તો ગડદું ભારે થાય અને ઉચકવું મુશ્કેલ પડે, એટલે તેને ઘરમાંથી જલ્દી બહાર કાઢી વાંસ—વળીની બનેલી નનામીમાં બાંધવામાં આવે છે અને સ્મશાન ભેગું કરવામાં આવે છે. ત્યાં એને લાકડાંની ચેહમાં મૂકી અગ્નિ પ્રકટાવવામાં આવે છે અને તેમાં તે ભડભડાટ બળી જાય છે. તમે જે શરીરને નિત્ય નવાં નવાં ભોજનો કરાવી રુષ્ટપુષ્ટ રાખતા હતા, સ્નાનવિલેપનથી સ્વચ્છ અને સુગંધિત રાખતા હતા અને જેની કાળજી કરવામાં ધર્મની આરાધના પણ વિસરી જતા હતા, તે શરીરની છેવટે આ કેવી દશા?

આ રીતે આત્મા એ જગતની સહુથી મૂલ્યવાન વસ્તુ છે. લાખો—ક્રોડો હીરા પણ તેની આગળ કંઈ વિસાતમાં નથી, છતાં તેની દરકાર તમે કેટલી રાખો છો? પણ સાચી હકીકત એ છે કે તમને આત્માનું સાચું મૂલ્ય સમજાયું નથી. જો સાચું મૂલ્ય સમજાયું હોય તો આ હાલત હોય નહિ.

કિંમતી વસ્તુનું મૂલ્ય કરવું હોય તો અક્કલ અને અનુભવ બંને જોઈએ.

પેશ્વા નાના ફડનવીસ બહુ બુદ્ધિશાળી ગણાતો હતો. તેને જોવા માટે લોકો દૂરદૂરથી આવતા હતા. એક વખત એક સોદાગર તેની સભામાં આવ્યો અને તેણે એક પાણીદાર હીરો કાઢી તેનું મૂલ્ય પૂછ્યું. એ રાજસભામાં કેટલાક ઝવેરીઓ પણ બેઠા હતા. તેમણે એ હીરો જોઈ ને કહ્યું કે આની કિંમત આશરે રૂપિયા દોઢ લાખની ગણાય. પછી એ હીરો નાનાફડનવીસના હાથમાં આવ્યો. તેણે એનું બારીકાઈથી

નિરીક્ષણ કરવા માંડ્યું. એવામાં એક માખી ઉડતી તે હીરા પર બેઠી. આથી નાનાફડનવીસને તરત જ ખ્યાલ આવી ગયો કે આ હીરો સાચો નથી, પણ બનાવટી છે અને તે એક પ્રકારની સાકરમાંથી પહેલ પાડીને બનાવ્યો છે, નહિ તો માખી તેના પર બેસે નહિ. પછી તેણે પેલા સોદાગરને ઉદ્દેશીને કહ્યું કે ' તમે આ હીરાનું મૂલ્ય પૂછો છો, તો હું જણાવું છુ કે તેની કિંમત સાકરના એક કકડા જેટલી છે ' એમ કહી તેણે એ હીરો મોઢામાં મૂકી દીધો અને બધાના દેખતાં કડકડ ચાવી નાખ્યો. પેલા સોદાગરે કાન પકડ્યા.

પરંતુ તમે તો સાકરના ટુકડાને જ હીરો માનીને કામ ચલાવી રહ્યા છો અને પાછા જગતમાં બુદ્ધિમાન તરીકે—ડાહ્યા તરીકે ખપો છો તમે માનો છો કે અમે દિવસરાત મહેનત —પરિશ્રમ કરીને કમાણી કરી રહ્યા છીએ, પણ જે કમાણીમાં-થી કંઈ પણ સાથે ન આવે તે શા કામની?

એક માણસનાં મકાનમાં આગ લાગી. તેનાં આખા જીવનની કમાણી તેની તીજોરીમાં હતી. તેજ તીજોરીનાં એક આનામા કેટલાક કોરાં કાગળિયાં પણ હતાં પેલા માણસને આગમાંથી માત્ર તીજોરી બચાવવાનું મન થયું, એટલે ઉતાવળ અને ગભરાટમા તીજોરીનું ખાનું ખોલી જે હાથમાં આવ્યું તે લઈને ભાગ્યો. બહાર નીકળતાં લોકોએ પૂછ્યું કે ' શું લાવ્યો ?' પેલાએ કહ્યુ ' મારાં જીવનની કમાઇ. ' આ વખતે તેના હાથમાં કોરાં કાગળિયાં જ હતાં. આ જોઈ લોકોએ હસતાં હસતાં કહ્યુ ' વાહ રે તારી કમાઈ ! શું તારી જીંદગીમાં તું આ કમાયો ? '

શરીરરૂપી મકાનમાંથી ભાગતી વખતે તમારા હાથમાં કોરાં કાગળિયાં ન આવી જાય તેની સાવચેતી રાખજો.

પૈસાની કમાણી એ સાચી નથી, કારણ કે તેમાંથી સાથે કંઇ પણ આવવાનું નથી. હીરામોતીના દાગીના કે નોટોનાં બંડલમાંથી કંઇ પણ સાથે આવવાનું હોય તો કહી દેજો. જ્યાં દાંત ખોતરવાની સળી જેટલું યે સાથે લઈ શકવાના નથી, ત્યાં બીજી વસ્તુની વાત શી કરવી ? સાથે આવવાનાં છે માત્ર પુણ્ય અને પાપ. જો પુણ્યની કમાણી કરી હશે તો ગતિ પણ સારી મળશે, શરીર પણ સારું મળશે અને સંયોગો પણ સારા મળશે.

પુણ્યશાળી આત્માનો કેવો પ્રભાવ હોય છે, તે પર એક દૃષ્ટાંત સાંભળો :—

## પુણ્યશાળી આત્માનો પ્રભાવ

એક ગામનો રાજા સભા ભરીને બેઠો છે. ત્યાં એક નિમિત્તિયો આવે છે. નિમિત્તિયો એટલે અષ્ટાંગ નિમિત્તનો જાણકાર, ભવિષ્યવેત્તા. રાજા તેને પૂછે છે કે 'ભવિષ્યમાં શું થવાનું છે?' નિમિત્તિયો કહે છે કે 'હે રાજન્ ! આવતે વર્ષે મોટો દુકાળ પડે તેવા ગ્રહયોગો છે, માટે અનાજનો પૂરતો સંગ્રહ કરી લેજો, જેથી પ્રજા ભૂખે મરે નહિ.'

રાજા કહે છે કે 'હું અનાજનો સંગ્રહ તો કરું પણ સુકાળ પડે અને ભાવમાં નુકસાન થાય તો? નિમિત્તિયો કહે 'જો મારું વચન ખરું ન પડે તો મારી જીભ ખેંચી

નાખજો. બીજું તો શું કહું ?' રાજાએ તેને નજરકેદ રાખ્યો અને ગામપરગામથી અનાજ એકઠું કરવા માંડ્યું.

પરંતુ જેઠ મહિનો બેઠો ન બેઠો ત્યાં આકાશ વાદળોથી ઘેરાવા લાગ્યું અને વરસાદપાણી ખૂબ સારાં થયાં. એ વર્ષે એટલુ અનાજ પાકયું કે કૂતરા પણ ન ખાય. આથી રાજા વિચાર કરે છે કે અનાજનો મોટો જથ્થો હવે ફેંકી દેવો પડશે અને રાજ્યને તેથી ખૂબ નુકશાન સહન કરવું પડશે. આ બધું નુકશાન પેલા નિમિત્તિયાને આભારી છે, માટે તેને સખ્ત શિક્ષા કરવી જોઈએ.'

એવામાં એક જ્ઞાની પુરુષ તે ગામમાં પધાર્યા. લોકો તેમનો ઉપદેશ સાંભળવા ઉમટ્યા શું તેમનો ઉપદેશ! શું તેમની વાણી! લોકોના આનંદનો પાર રહ્યો નહિ. આ વાત રાજાએ જાણી, એટલે તે પણ ઉપદેશ સાભળવા આવ્યો. ઉપદેશ સાભળતા તેના મન પર ખૂબ અસર થઈ અને હૃદયમાં ભક્તિભાવ જાગ્યો. પછી તો રોજ ઉપદેશ સાંભળવા આવે.

એક વાર રાજાએ પૂછ્યુ કે ' હે ભગવંત ! નિમિત્તિયો ઘણો જ્ઞાની હતો, છતાં ખોટો કેમ પડયો ? તેના કહેવા મુજબ દુકાળ તો ન પડચો, પણ એવો સુકાળ પડચો કે ન પૂછો વાત '

ગુરુએ કહ્યુ ' ' ગ્રહોના યોગ એવા છે કે આ વર્ષે દુકાળ પડવો જોઈતો હતો, પણ એક શેઠને ત્યાં મહા-પુણ્યશાળી આત્માનો જન્મ થયો, એટલે દુકાળ સુકાળમાં ફરી ગયો અને સહુને લીલાલહેર થઈ.' આ જ વખતે

વ્યાખ્યાનમાં પેલા શેઠ હાજર હતા કે જેને ત્યાં એનો જન્મ થયો હતો. તેણે ગુરુ મહારાજનાં કથનમાં સંમતિ આપીને કહ્યું કે 'આ છોકરાનો જન્મ થયા પછી મારી રિદ્ધિસિદ્ધિમાં ઘણો વધારો થયો છે. આજે અમે ખૂબ સુખી અને સંતુષ્ટ છીએ.'

પછી ગુરુમહારાજે એ છોકરાના પૂર્વજન્મની વાત કહી. 'આ છોકરો પૂર્વજન્મમાં ભીખારી હતો. તેને પોતાના જીવન પ્રત્યે ભારે અણગમો થયો, ત્યારે મારી પાસે આવ્યો અને કોઈપણ રીતે પોતાને ઊંચો લાવવાની માગણી કરી. મેં તેને નવકાર મંત્ર શીખવ્યો, સાથે એક શ્લોક પણ શીખવ્યો અને કહ્યું કે આ જિનેશ્વરદેવની સ્તુતિ છે. રોજ જિનેશ્વરદેવનાં મંદિરમાં જઇ આ સ્તુતિ કરજે અને જે કાંઈ મળે તેમાંથી ચોથો ભાગ ગરીબ-ગરબાંને આપી દેજે.'

ભીખારીએ તે પ્રમાણે કરવા માંડયું. રોજ નવકારમંત્ર ગણે, પેલો શ્લોક બોલે અને ભિક્ષામાં જે કંઈ પ્રાપ્ત થાય તેમાંથી ચોથો ભાગ ગરીબ-ગરબાંને આપી દે. ગમે તેવા પ્રતિકૂળ સંયોગોમાં પણ તેણે આ નિયમ પાળવા માંડ્યો. હવે લોકોને જાણ થઈ કે ગુરુમહારાજે એક ભિખારીને શ્રાવક કર્યો છે અને તે વ્રતનિયમ બરાબર પાળે છે, એટલે તેઓ એને ખાવાનું વધારે પ્રમાણમાં આપવા લાગ્યા. તો પણ પેલો ભીખારી પોતાનો નિયમ છોડતો નથી. જે મળે છે, તેમાંથી ગરીબોને ચોથો ભાગ આપ્યા કરે છે.

આમ કરતાં તેની પાસે થોડા પૈસા એકઠા થયા, તેમાંથી

ધંધો કરવા માંડચો અને તેમાં સફળતા મળતી રહી, એટલે થોડા જ વખતમાં એક મોટો વેપારી બની ગયો. આમ છતાં તે પોતાનો નિયમ ભૂલ્યો નહિ. તેને જે કંઇ નફો મળતો, તેનો ચોથો ભાગ ગરીબ-ગરબાંને આપી દેતો. આ રીતે પુણ્યનો સંચય થવા માંડચો અને છેવટે ઘણું પુણ્ય એકત્ર થયું. પછી સમાધિપૂર્વક કાળ કરી, પુણ્ય પ્રભાવે આ શેઠને ત્યાં જન્મ પામ્યો.'

ગુરુમહારાજનાં મુખેથી આ વાત જાણી રાજાએ પેલા નિમિત્તિયાને નજરકેદમાંથી મુક્ત કર્યો અને સાચી ભવિષ્યવાણી બદલ શિરપાવ પણ આપ્યો. પછી રાજાએ પેલા શેઠ પાસે તેના પુત્રની માગણી કરી, કેમકે તેને વારસ ન હતો. આ રીતે શેઠનો પુત્ર રાજાનો વારસ બન્યો. તે રાજા બન્યા પછી એ રાજ્યમાં કોઈ વાર દુકાળ પડચો નહિ કે મોટું સંકટ આવ્યું નહિ. પુણ્યશાળી આત્માનો પ્રભાવ આવો હોય છે.

સમસ્ત લોકમાં છ દ્રવ્યો વ્યાપેલાં છે. તેમાં આત્મા જ ચેતનવાળો છે, બાકીનાં બધાં જડ છે, એટલે પ્રધાનતા આત્માની છે. જો આત્મા ન હોય તો બાકીનાં દ્રવ્યોની કિંમત શું?

તમે આત્માનું આ મૂલ્ય બરાબર સમજો અને તેનાં હિતની જ પ્રવૃત્તિ કરો.



## વ્યાખ્યાન આઠમું
# આત્માનો ખજાનો

મહાનુભાવો !

શ્રુતસ્થવિર ભગવંતપ્રણીત શ્રીઉત્તરાધ્યયનસૂત્ર, તેનું છત્રીશમું અધ્યયન અને તેમાં અલ્પ સંસારી આત્માનું વર્ણન, આ ત્રણ વસ્તુઓ તમને બરાબર યાદ હશે. તેમાંથી નીકળેલા આત્માના વિષય અંગે અત્યાર સુધીમાં ઠીક ઠીક વિચારણા થઈ છે, પરંતુ વિષય અતિ ગહન છે, એટલે તે સંબંધી હજી ઘણી વિચારણા કરવાની બાકી રહે છે.

તમે શ્રીમંત કે રાજાના ખજાના જોયા હશે. તેમાં રોકડ નાણું, સોનું, રૂપું તથા હીરા, મોતી, માણેક, નીલમ વગેરે ઝવેરાત હોય છે. કેટલાક રાજાના ખજાના બહુ મોટા હોય છે અને તેમાં ઘણી કિંમતી તથા અજાયબ ચીજો સંઘરેલી હોય છે. થોડા વખત પહેલાં લોકો વડોદરાના નજરબાગ પેલેસમાં ગાયકવાડ સરકારનું ઝવેરાત જોવા જતા અને તેમાં સાચા મોતીની ચાદર વગેરે જોઈ આશ્ચર્ય અનુભવતા.

એમ કહેવાય છે કે નંદરાજાના ખજાનામાં ઘણું ધન હતું અને સિકંદરનો ખજાનો સોના તથા ઝવેરાતની બહુમૂલ્ય વસ્તુઓથી તર હતો. પરંતુ આ બધા ખજાના કરતાં

આત્માનો ખજાનો મોટો છે અને તે આજ તમારી સમક્ષ ખોલી નાખવાનો છે. વળી તેની ચાવી પણ તમને જ સોંપવાની છે, માટે પૂરી સાવધાની રાખશો.

આ ખજાનો ખોલતાં પહેલાં તેની બે વિશેષતાઓ જણાવી દઈએ. શ્રીમત કે રાજાના ખજાનાઓ ચોર-ડાકુઓ વડે લૂંટાય છે, અગ્નિ વડે બળી જાય છે અને જલપ્રલયાદિ કુદરતી આફતોને કારણે નાશ પામે છે, પરંતુ આત્માનો ખજાનો નથી તો ચોર-ડાકુઓ વડે લૂંટી શકાતો કે નથી તો અગ્નિ વડે બાળી શકાતો કે નથી તો જલપ્રલયાદિ કુદરતી આફતોને કારણે નાશ પામતો. બીજું શ્રીમંત કે રાજા બહાર જાય કે પ્રવાસમા સીધાવે ત્યારે પોતાનો કિંમતી ખજાનો સાથે લઈ જઈ શકતા નથી, કદાચ લઈ જાય તો બહુ મોટું જોખમ ખેડવું પડે છે, પરંતુ આત્માનો ખજાનો એવો છે કે તે જ્યાં જાય ત્યાં સાથે લઈ જઈ શકે છે અને તેમાં કંઈ જોખમ ખેડવું પડતું નથી.

ખજાનો મેળવવા ખાતર લોકો કેવાં જોખમો ખેડે છે ? તેઓ અંધારી રાતે જંગલનો પ્રવાસ કરે છે, પહાડોની બિહામણી ગુફાઓમાં દાખલ થાય છે અને ઊંડાં અંધારાં ભોંયરાઓમાં પણ ઉતરે છે. વળી ચારે બાજુ સાગરની છોળો ઉછળતી હોય અને જ્યાં ખાવાપીવાની કોઈ વસ્તુ ભાગ્યે મળતી હોય એવા બેટોમાં પણ જાય છે અને કોઈ તેમના માર્ગમાં અંતરાય નાખે તો તેમની સાથે જીવ સટોસટના યુદ્ધ પણ ખેલે છે. પરંતુ આત્માનો ખજાનો

મેળવવા માટે તમારે જંગલ, પહાડો, ભોંયરા કે દરિયાઈ બેટોમાં જવાની જરૂર નથી. એ તમારી નજીક છે, ઘણો નજીક છે અને તેમાંની વસ્તુઓ તમે સહેલાઈથી પ્રાપ્ત કરી શકો તેમ છો. આ કંઈ જેવી તેવી તક ન ગણાય! પરંતુ એ ખજાનાનો તમને ખરો ખ્યાલ નથી, એટલે મળેલી તક એળે જાય છે અને તમે જીવનભર દરિદ્રી રહી જાઓ છો.

ધનની દરિદ્રતા કરતાં ગુણની દરિદ્રતા વધારે ખતરનાક છે. એકથી અન્ન, વસ્ત્ર તથા રહેઠાણ વગેરેની તંગી અનુભવવી પડે છે, જ્યારે બીજાથી પ્રગતિ, વિકાસ કે અભ્યુદયના સર્વ માર્ગો રૂંધાઈ જાય છે અને માનવતા ચાલી જાય છે. આથી ગુણની દરિદ્રતાનો તો પડછાયો પણ લેશો નહિ.

આત્માના ખજાનામાં અનેક ગુણરત્નો ભરેલાં છે, પણ તેમાંબે ગુણરત્નો બહુ મોટાં છે. તેમનો પ્રકાશ અનેરો છે, તેમનું પાણી અનોખું છે. તેમનાં નામ છે—જ્ઞાન અને દર્શન.

ઉત્પત્તિના ક્રમથી જોઈએ તો દર્શન પહેલું છે અને જ્ઞાન પછી છે, મહત્ત્વની દૃષ્ટિએ જોઈએ તો જ્ઞાન—પહેલું છે અને દર્શન પછી છે.

જ્ઞાનપ્રાપ્તિનું નિમિત્ત મળતાં આપણને 'કંઈક, એવો જે અસ્ફુટ કે સામાન્ય બોધ થાય છે, તે દર્શન× અને તેના

---

×जं सामान्नगहणं भावाण नेय कट्टु आगार।
अविसेसिऊण अत्थे दसणमिइ वुच्चए समये॥

'સ્ફુટ આકાર કર્યો વિના તથા અર્થની વિશેષતા વિના ભાવોનું જે ગ્રહણ કરવું તેને શાસ્ત્રોમાં દર્શન કહેલું છે.'

હાલનું માનસશાસ્ત્ર આ ક્રિયાને Perception કહે છે.

રૂપ, રંગ, અવયવ, સ્થાન વગેરેનો સ્ફુટ કે વિશેષ બોધ થાય છે તે જ્ઞાન. ज्ञायते अनेन अस्माद् वा इति ज्ञानम्—જેના વડે કે જેનાથી જાણી શકાય તે જ્ઞાન. આ વ્યાખ્યા પ્રમાણે દર્શનને પણ જ્ઞાનનો જ એક ભાગ કહી શકાય, કારણ કે તે વસ્તુનું જ્ઞાન થવામાં ઉપયોગી છે

જાણવું એ એક પ્રકારનો ચેતનાવ્યાપાર છે, એટલે તે ચેતનાયુક્ત દ્રવ્યમાં જ સંભવે છે. આવું ચેતનાયુક્ત દ્રવ્ય આત્મા છે, એટલે જાણવાની ક્રિયા આત્મામાં જ સંભવે છે તળાઈ મશરૂની હોય પણ તેની સુંવાળપ ખાટલા કે પલંગને જણાતી નથી મીઠાઈ ગમે તેટલી સ્વાદિષ્ટ હોય પણ કડછી કે ચમચાને તેનો સ્વાદ લાગતો નથી. ફૂલ ગમે તેવા સુગંધી હોય પણ ટોપલી કે ફૂલદાનીને તેનું ભાન થતું નથી. મુગટ, હાર વગેરે ગમે તેટલા સુંદર હોય પણ ડાભડાને એ સુંદરતાનો ખ્યાલ આવતો નથી. અને વીણા—સીતાર વગેરેમાં સ્વરની ગમે તેવી મધુરતા હોય પણ ખુરશી કે દિવાલને તેનો અનુભવ થતો નથી

ચેતનાવ્યાપારને કહેવામાં આવે છે ઉપયોગ, પણ તે તમે સમજો છો એવા અર્થમાં નથી. એક જ શબ્દના જુદા જુદા અર્થો થાય છે. તે પર એક દૃષ્ટાંત સાંભળો

## ભીલ રાજાની ત્રણ રાણીનું દૃષ્ટાંત

ત્રણ રાણીઓ સાથે લઈને ભીલ રાજા પ્રવાસ કરી રહ્યો હતો. જ્યાં પહોંચવાનું હતું, તે સ્થાન હજી ઘણું દૂર હતું. તે વખતે એક રાણીએ કહ્યું કે 'હે સ્વામિન્! વર

સથી મારું ગળું સૂકાય છે, તો પાણી લાવી આપો.' બીજી રાણીએ કહ્યુ કે 'હે નાથ! મને ખૂબ ભૂખ લાગી છે અને આપણી પાસે કંઈ ભાથું નથી, માટે કોઇ પ્રાણીનો શિકાર કરી લાવો તો મારી ભૂખ ભાંગું.' ત્રીજી રાણીએ કહ્યુ કે 'હવે તો રસ્તો બહુ કંટાળાભરેલો લાગે છે, માટે કોઈ સુંદર ગીત ગાઓ, તો ચિત્ત પ્રસન્ન થાય અને રસ્તો સહેલાઈથી કપાઈ જાય.'

ભીલ રાજાએ ત્રણેની વાત સાંભળ્યા પછી જવાબમાં એટલુ જ કહ્યુ કે 'सरो नत्थि।' આથી ત્રણે રાણીઓને એમ લાગ્યું કે અમારા પ્રશ્નનો જવાબ મળી ગયો છે.

પહેલી સમજી કે 'નજીકમાં કોઈ સર એટલે સરોવર નથી, તો પાણી કયાંથી લાવું? એમ એ કહે છે.' બીજી સમજી કે 'ભાથામાં સર એટલે બાણ નથી તો શિકાર શી રીતે કરુ? એમ એ જણાવે છે' ત્રીજી સમજી કે 'સર એટલે સ્વર નથી તો શી રીતે ગાઉં? એમ એનો જવાબ છે.' આમ સર શબ્દના ત્રણ અર્થ થયા: સરોવર, બાણ અને સ્વર.

અહીં ઉપયોગ શબ્દનો અર્થ છે વસ્તુના બોધ પ્રતિ આત્માની પ્રવૃત્તિ* અથવા વિષય તરફની અભિમુખતા.

---

*उपयुज्यते वस्तुपरिच्छेद प्रति व्यापार्यते जीवोऽनेनेत्युपयोग। જેના વડે જીવ વસ્તુના પરિચ્છેદ એટલે બોધ પ્રતિ વ્યાપાર કરે-પ્રવૃત્ત થાય તે ઉપયોગ અથવા ઉપ એટલે સમીપ અને યોગ એટલે જ્ઞાન દર્શનનું પ્રવર્તન જેના વડે આત્મા જ્ઞાન-દર્શનનુ પ્રવર્તન કરવાની અભિમુખતાવાળો થાય એવો જે ચેતનાવ્યાપાર તે ઉપયોગ.

શાસ્ત્રકારોએ તેને જ જીવનું લક્ષણ માન્યું છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના અઠ્ઠાવીશમા અધ્યયનમાં *'जीवो उवओगलक्खणो'* એવા શબ્દો આવે છે× અને શ્રી ઉમાસ્વાતિ મહારાજે તત્ત્વાર્થસૂત્રના બીજા અધ્યાયમાં उपयोगो लक्षणम् એ સૂત્રથી 'જીવનું લક્ષણ ઉપયોગ છે' એમ કહ્યું છે.

જીવ ઉપયોગ લક્ષણવાળો છે, એનો અર્થ એ કે દરેક જીવને ઉપયોગ હોય છે અને તેથી તે વસ્તુનો સામાન્ય અને વિશેષ બોધ પ્રાપ્ત કરી શકે છે. અહીં તમે પૂછશો કે 'નિગોદના જીવને ઉપયોગ હોય છે ખરો? તેઓ શું જાણી શકતા હશે?' પરંતુ નંદિસૂત્રમાં કહ્યું છે કે 'સર્વ જીવોને અક્ષરનો અનંતમો ભાગ ઉઘાડો હોય છે.' એટલે તેમને પણ ઉપયોગ હોય છે અને તે પણ કંઈક જાણે છે.

અહીં એટલી વસ્તુઓ ધ્યાનમાં રાખો કે ઉપયોગ દરેક જીવને હોય છે, પણ તે બધાને સરખો હોતો નથી. કર્મના ક્ષયોપશમ પ્રમાણે તે ઓછોવત્તો હોય છે. દીવા પર ખાદીનું જાડું કપડું ઢાંકેલું હોય તો તેમાંથી આવતો પ્રકાશ ઘણો મંદ હોય છે. માદરપાટનું કપડું ઢાંક્યું હોય તો તેમાંથી આવતો પ્રકાશ ઠીક ઠીક હોય છે અને શરબતી મલમલ

×તે આખી ગાથા નીચે મુજબ છે:

वत्तणालक्खणो कालो, जीवो उवओगलक्खणो ।
नाणेणं दसणेणं च, सुहेण य दुहेण य ॥ १० ॥

કાલ વર્તનાલક્ષણવાળો છે અને જીવ ઉપયોગ લક્ષણવાળો છે. તે જ્ઞાન અને દર્શન વડે તથા સુખ અને દુઃખ ના અનુભવ વડે જાણી

ઢાંકી હોય તો તેમાંથી આવતો પ્રકાશ ઘણો તેજસ્વી હોય છે. આ રીતે જે આત્માને કર્મનું આવરણ ગાઢ હોય તેનો ઉપયોગ ઓછો હોય છે અને કર્મનું આવરણ પાતળું હોય તેનો ઉપયોગ વધારે હોય છે. આત્માની મધ્યમાં આવેલા આઠ રુચક પ્રદેશો સર્વથા શુદ્ધ રહે છે, એટલે તેના પર કર્મનું આવરણ હોતું નથી. જો આ પ્રદેશો પણ કર્મથી ઢંકાઈ જતા હોત તો જડ પદાર્થમાં અને તદ્દન નીચલા થરના આત્મામાં કોઈ તફાવત રહેત નહિ.

જ્ઞાન અને દર્શન એ આ ઉપયોગના જ બે પ્રકારો છે. જે ઉપયોગ સાકાર એટલે વિશેષતાવાળો હોય તે જ્ઞાન કહેવાય અને જે ઉપયોગ અનાકાર એટલે સામાન્ય પ્રકારનો હોય તેને દર્શન કહેવાય.

મિથ્યાત્વીનુ અવધિજ્ઞાન તે વિભંગજ્ઞાન કહેવાય છે મિથ્યાત્વીને મન પર્યંય અજ્ઞાન કે કેવળ અજ્ઞાન સંભવતા નથી

આ રીતે પાચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન મળી જ્ઞાનોપયોગ આઠ પ્રકારનો મનાય છે.

દર્શન ચાર પ્રકારનુ છે (૧) ચક્ષુદર્શન, (૨) અચક્ષુદર્શન, (૩) અવધિદર્શન અને (૪) કેવલદર્શન

ચક્ષુ વડે વસ્તુનો સામાન્ય બોધ થવો તે ચક્ષુદર્શન ચક્ષુ સિવાયની બીજી ઇંદ્રિયો તથા મન વડે સામાન્ય બોધ થવો તે અચક્ષુદર્શન ઇંદ્રિય અને મનની સહાયતા વિના આત્માને રૂપી દ્રવ્યનો જે સામાન્ય બોધ થાય તે અવધિ દર્શન અને આત્માને કેવળજ્ઞાન થયા પછી જે સામાન્ય ઉપયોગ થાય તે કેવળદર્શન કેવળજ્ઞાન અને કેવળદર્શન સાથે જ હોય છે

અહીં તમને પ્રશ્ન થશે કે ચક્ષુદર્શન અને અચક્ષુદર્શન એવા બે ભેદો કેમ કર્યા? તેનુ સમાધાન એ છે કે ચક્ષુદર્શન એ સામાન્ય બોધ હોવા છતા બીજી ઇંદ્રિયોથી અપેક્ષાએ વિશ્વસ્ત છે, એટલે તેનો ભેદ જુદો ગણ્યો 'મન પર્યંયદર્શન કેમ નહિ?' એ પ્રશ્ન પણ તમારા મનમા ઉઠશે, પણ મન પર્યંયજ્ઞાન માત્ર મનોગત ભાવનાઓનુ જ જ્ઞાન કરે છે, એટલે તેનો વિષય છે આલોચનાત્મક જ્ઞાન, માનસિક અવસ્થાઓનું જ્ઞાન, તેથી તેમા મન પર્યંયદર્શન હોતું નથી.

આઠ પ્રકારનો જ્ઞાનોપયોગ અને ચાર પ્રકારનો દર્શનોપયોગ મળી ઉપયોગ કુલ બાર પ્રકારનો થાય છે.

આત્મા જ્યારે જનાવરની યોનિમાં જાય છે, ત્યારે તેનું જ્ઞાન મનુષ્ય કરતાં ઓછું થઈ જાય છે. ચઉરિંદ્રિયમાં તેથી ઓછું, તેઇંદ્રિયમાં તેથી ઓછું, બેઇંદ્રિયમાં તેથી ઓછું ને એકેંદ્રિયમાં તેથી ઓછું થાય છે. જેમ સોનું ઘડતાં ઘડતા ઓછું થવા છતાં એ સોનું જ રહે છે, તેમ જ્ઞાન ઓછું થવા છતાં આત્મા એ આત્મા જ રહે છે.

મનુષ્યયોનિમાં જ્ઞાનનો ઘણો વિકાસ થઈ શકે છે, ઠેઠ કેવળજ્ઞાન સુધી પહોચી શકાય છે, તેથી જ તેને શ્રેષ્ઠ ભવ ગણવામા આવ્યો છે. મનુષ્યનો ભવ મળવા છતા જેઓ જ્ઞાનનો વિકાસ કરતા નથી, તેને માટે શાસ્ત્રકારોએ કેવા શબ્દો વાપર્યા છે, તે જાણો છો ?

**જ્ઞાન વિના પશુ સારીખા, જાણો એણે સંસાર;**
**જ્ઞાન આરાધનથી લહ્યું, શિવપદસુખ શ્રીકાર.**

'આ સસારમાં જેઓ જ્ઞાન વગરના છે, અર્થાત્ પોતાના સ્વાભાવિક જ્ઞાનગુણનો વિકાસ કરતા નથી, તે પશુ જેવા છે જેમણે જ્ઞાનની આરાધના—ઉપાસના કરી છે, તેમણે શ્રીકાર એવું મોક્ષ સુખ મેળવ્યું છે '

જ્ઞાન–મતિ–અક્કલ વિના સામાન્ય વ્યવહાર પણ ચાલતો નથી તેથી જ અનુભવી પુરુષોએ કહ્યુ છે કે 'પોતાની અક્કલ ન પહોચતી હોય તો બીજાની અક્કલ લેવી.' પદ-

આપણને ધ્યાન સિદ્ધ થઈ ગયું ગણાય અને તેથી આપણો બેડો પાર થઈ જાય, પણ છદ્મસ્થ આત્માઓને એક વસ્તુ પરનો દર્શનોપયોગ તથા જ્ઞાનોપયોગ વધારેમાં વધારે અંતર્મુહૂર્ત સુધી હોય છે,+ તેમાં દર્શનોપયોગ કરતાં જ્ઞાનોપયોગનો સમય સંખ્યાતાગણો વધારે હોય છે. કેવળીઓને બંને ઉપયોગ એકેક સમયના જ હોય છે.

આપણું જ્ઞાન વૃદ્ધિ પામે છે, તે સાકાર ઉપયોગ કે જ્ઞાનોપયોગને આભારી છે. તે સંબંધી શાસ્ત્રકાર ભગવંતોએ કહ્યું છે કે सव्वाओ लद्धीओ सागारोवओगवउत्तस्स, नो अनागारोवओगवउत्तस्स–કેવલજ્ઞાનાદિ સર્વ લબ્ધિઓ સાકાર ઉપયોગવાળા આત્માને હોય છે, પણ અનાકાર ઉપયોગવાળા આત્માને હોત નથી.

જ્ઞાન પાંચ પ્રકારનું છે: (૧) મતિ, (૨) શ્રુત, (૩) અવધિ, (૪) મનઃપર્યવ અને (૫) કેવળ.

સ્પર્શનેંદ્રિયાદિ પાંચ ઇંદ્રિયો અને છઠ્ઠાં મન વડે વસ્તુનો

---

+ લોકપ્રકાશમાં કહ્યું છે કે–

समयेभ्यो नवभ्यःस्यात् प्रभृत्यन्तर्मुहूर्त्तकम् ।
समयोनमुहूर्तान्तमसङ्ख्यातविधं यतः ॥

'નવ સમયોથી માંડીને અંતર્મુહૂર્તની શરૂઆત થાય છે અને તે મુહૂર્ત એટલે બે ઘડીમાં જ્યાં સુધી એક સમય ઓછો રહે ત્યાં સુધીના બધા સમયાંતરોને લાગુ પડે છે.' સમય એટલે જેના કલ્પનાથી પણ બે ભાગ ન પડી શકે એવો કાલનો નિર્વિભાજ્ય ભાગ.'

જે અર્થાભિમુખ ( અર્થ સમીપે લઈ જનારો ) નિશ્ચિત બોધ થાય તેને મતિજ્ઞાન કહેવાય છે. આભિનિબોધિક એ તેનુ બીજુ નામ છે.

શબ્દનાં નિમિત્તથી ઇંદ્રિયો અને મન દ્વારા જે મર્યાદિત જ્ઞાન થાય તેને શ્રુતજ્ઞાન કહેવાય છે.

ઇંદ્રિય અને મનની મદદ વિના આત્માને પ્રત્યક્ષ થતું અમુક ક્ષેત્રવર્તી–અમુક કાલવર્તી જ્ઞાન તે અવધિજ્ઞાન કહેવાય છે.

ઇંદ્રિય અને મનની મદદ વિના આત્માને થતું મનના પર્યાયો સંબંધી જ્ઞાન તે મનઃપર્યય કે મન પર્યવજ્ઞાન કહેવાય છે

કેવલજ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે મતિ, શ્રુત, અવધિ અને મન પર્યય જ્ઞાન હોતા નથી, એટલે તે એક હોય છે. તે વખતે જ્ઞાનાવરણીય કર્મનો મેલ જરાયે હોતો નથી, એટલે તે નિર્મલ હોય છે તેમા કોઈ જાતની અપૂર્ણતા હોતી નથી, એટલે તે પરિપૂર્ણ હોય છે તેના જેવુ બીજુ જ્ઞાન હોતું નથી, એટલે તે પરિપૂર્ણ હોય છે. અને આવ્યા પછી ચાલ્યુ જતું નથી, એટલે અનંત હોય છે

જેને કેવળજ્ઞાન થાય તે આત્મા તે જ ભવમાં સકલ કર્મનો ક્ષય કરી મોક્ષમાં જાય છે, એટલે સર્વ મુમુક્ષુઓનું ધ્યેય આ કેવળજ્ઞાનની પ્રાપ્તિ હોય છે.

મિથ્યાત્વીનું મતિજ્ઞાન તે મતિઅજ્ઞાન કહેવાય છે, મિથ્યાત્વીનું શ્રુતજ્ઞાન તે શ્રુતઅજ્ઞાન કહેવાય છે અને

મિથ્યાત્વીનું અવધિજ્ઞાન તે વિભંગજ્ઞાન કહેવાય છે. મિથ્યાત્વીને મન:પર્યય અજ્ઞાન કે કેવળ અજ્ઞાન સંભવતા નથી.

આ રીતે પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન મળી જ્ઞાનોપયોગ આઠ પ્રકારનો મનાય છે.

દર્શન ચાર પ્રકારનું છે : (૧) ચક્ષુદર્શન, (૨) અચક્ષુદર્શન, (૩) અવધિદર્શન અને (૪) કેવલદર્શન.

ચક્ષુ વડે વસ્તુનો સામાન્ય બોધ થવો તે ચક્ષુદર્શન. ચક્ષુ સિવાયની બીજી ઇંદ્રિયો તથા મન વડે સામાન્ય બોધ થવો તે અચક્ષુદર્શન. ઇંદ્રિય અને મનની સહાયતા વિના આત્માને રૂપી દ્રવ્યનો જે સામાન્ય બોધ થાય તે અવધિદર્શન અને આત્માને કેવળજ્ઞાન થયા પછી જે સામાન્ય ઉપયોગ થાય તે કેવળદર્શન. કેવળજ્ઞાન અને કેવળદર્શન સાથે જ હોય છે.

અહીં તમને પ્રશ્ન થશે કે ચક્ષુદર્શન અને અચક્ષુદર્શન એવા બે ભેદો કેમ કર્યા? તેનું સમાધાન એ છે કે ચક્ષુદર્શન એ સામાન્ય બોધ હોવા છતાં બીજી ઇંદ્રિયોથી અપેક્ષાએ વિશ્વસ્ત છે, એટલે તેનો ભેદ જુદો ગણ્યો. 'મન:પર્યયદર્શન કેમ નહિ?' એ પ્રશ્ન પણ તમારાં મનમાં ઊઠશે, પણ મન:પર્યયજ્ઞાન માત્ર મનોગત ભાવનાઓનુ જ જ્ઞાન કરે છે, એટલે તેનો વિષય છે આલોચનાત્મક જ્ઞાન, માનસિક અવસ્થાઓનું જ્ઞાન, તેથી તેમાં મન:પર્યયદર્શન હોતું નથી.

આઠ પ્રકારનો જ્ઞાનોપયોગ અને ચાર પ્રકારનો દર્શનોપયોગ મળી ઉપયોગ કુલ બાર પ્રકારનો થાય છે

આત્મા જ્યારે જનાવરની યોનિમાં જાય છે, ત્યારે તેનું જ્ઞાન મનુષ્ય કરતાં ઓછું થઈ જાય છે ચઉરિંદ્રિયમા તેથી ઓછુ, તેઇંદ્રિયમાં તેથી ઓછું, બેઇંદ્રિયમાં તેથી ઓછું ને એકેંદ્રિયમા તેથી ઓછું થાય છે. જેમ સોનું ઘડતાં ઘડતા ઓછું થવા છતાં એ સોનું જ રહે છે, તેમ જ્ઞાન ઓછું થવા છતા આત્મા એ આત્મા જ રહે છે.

મનુષ્યયોનિમાં જ્ઞાનનો ઘણો વિકાસ થઈ શકે છે, ઠેઠ કેવળજ્ઞાન સુધી પહોચી શકાય છે, તેથી જ તેને શ્રેષ્ઠ ભવ ગણવામા આવ્યો છે મનુષ્યનો ભવ મળવા છતાં જેઓ જ્ઞાનનો વિકાસ કરતા નથી, તેને માટે શાસ્ત્રકારોએ કેવા શબ્દો વાપર્યા છે, તે જાણો છો ?

**જ્ઞાન વિના પશુ સારીખા, જાણો એણે સંસાર;**
**જ્ઞાન આરાધનથી લહ્યું, શિવપદસુખ શ્રીકાર.**

'આ સંસારમા જેઓ જ્ઞાન વગરના છે, અર્થાત્ પોતાના સ્વાભાવિક જ્ઞાનગુણનો વિકાસ કરતા નથી, તે પશુ જેવા છે જેમણે જ્ઞાનની આરાધના—ઉપાસના કરી છે, તેમણે શ્રીકાર એવુ મોક્ષ સુખ મેળવ્યુ છે '

જ્ઞાન–મતિ–અક્કલ વિના સામાન્ય વ્યવહાર પણ ચાલતો નથી તેથી જ અનુભવી પુરુષોએ કહ્યુ છે કે 'પોતાની અક્કલ ન પહોચતી હોય તો બીજાની અક્કલ લેવી ' પદ-

ભ્રષ્ટ મંત્રીએ બીજાની અક્કલ લીધી તો ફરી મંત્રીપદે આવ્યો અને સુખી થયો.

## અક્કલ લેવા અંગે પદભ્રષ્ટ મંત્રીની કથા

એક રાજાનો મંત્રી સ્વભાવનો સરળ હતો અને નાયબ મંત્રી મહા ખટપટી હતો. ચંદ્રને માટે રાહુ જેવો આ નાયબ મંત્રી મુખ્ય મંત્રીની વિરુદ્ધ રોજ રાજાના કાન ભંભેર્યા કરતો. દોરડું રોજ પત્થર સાથે ઘસાય છે તો પત્થરમાં પણ ખાડો પડી જાય છે, તો જીવત એવા માણસનું કહેવું શું? રોજની ભંભેરણીથી રાજા ભરમાયો અને તેણે મંત્રીને પદ-ભ્રષ્ટ કર્યો તેનું સ્થાન પેલા નાયબ મંત્રીને આપ્યું, પરંતુ નાયબ મંત્રીને એટલાથી સંતોષ ન થયો. પદભ્રષ્ટ મંત્રી પાસે પૈસા હોય, પ્રતિષ્ઠા હોય તો ફરી પોતાનું સ્થાન ખૂંચવી લે, એટલે અનેક જાતના કાવાદાવા કરી તેની પાસે તમામ પૈસા ખલાસ કરાવી નાખ્યા. પૈસા જાય એટલે પ્રતિષ્ઠા જાય એ દેખીતું છે.

હવે પદભ્રષ્ટ મંત્રીએ વિચાર કર્યો કે 'આ ગામમાં વધારે વખત રહેવું સારું નથી મંત્રીપદ ગુમાવ્યું, પૈસા ગુમાવ્યા, તેમ કદાચ જાન પણ ગુમાવીશ, માટે બીજે ગામ ચાલ્યા જવું અને ત્યાં નસીબ અજમાવવું' આ વખતે તેની પાસે માત્ર સવાસો રૂપિયા બચ્યા હતા. તે લઈને પરગામ ચાલી નીકળ્યો

થોડા દિવસ બાદ તે એક શહેરમાં દાખલ થયો ત્યાં ફરતાં ફરતા એક દુકાન જોઈ તેના ઉપર 'અક્કલની દુકાન' એવું પાટિયુ મારેલું હતું. મંત્રીએ આજ સુધીમાં અનેક

પ્રકારની દુકાનો જોઈ હતી, પણ તેમાં અક્કલની દુકાન ન હતી. અક્કલની દુકાન જોવાનો પ્રસંગ આ પહેલવહેલો જ હતો, એટલે તે આશ્ચર્ય અને કુતૂહલથી દુકાન ઉપર ચડ્યો.

દુકાનમાં એક માણસ બેઠો બેઠો વાંચતો હતો. તેની આસપાસના કબાટમાં પુસ્તકો સિવાય બીજું કંઈ નજરે પડતું ન હતું. દુકાનદારે પૂછ્યું: 'કેમ ભાઈ! શું જોઈએ છે?' મંત્રીએ કહ્યું: 'શું તમે અક્કલ વેચો છો? એ વેચાતી મળી શકે ખરી?' દુકાનદારે કહ્યું: 'અલબત્ત' અક્કલ અમારે ત્યાંથી વેચાતી મળી શકે છે. બોલો તમારે કેટલા-વાળી અક્કલ જોઈએ છે? ઓછામાં ઓછી કિંમત રૂપિયા પચીશ છે. વધારે તો માગો તેટલી.'

આ જવાબ સાંભળી મંત્રીએ વિચાર કર્યો કે 'મારી પાસે સવાસો રૂપિયા છે. તેમાંથી પચીસ રૂપિયાવાળી એક અક્કલ લેવા દે.' પછી દુકાનદારને કહ્યું કે 'મને પચીશ રૂપિયાવાળી અક્કલ આપો.'

દુકાનદારે કહ્યું: 'રૂપિયા પહેલા આપો, માલ પછી મળશે.' એટલે મંત્રીએ પચીસ રૂપિયા રોકડા ગણી આપ્યા. દુકાનદારે તે પૈસા ગલ્લામાં મૂકયા. પછી મંત્રીને કહ્યુ કે 'મુસાફરીમાં જવું તો એકલા ન જવું.' આ સાંભળી મંત્રીને લાગ્યું કે પોતાના પૈસા પાણીમાં ગયા. આણે આમાં નવું શું કહ્યું? પણ હાર્યો જુગારી બમણું રમે, એ ન્યાયે તેણે બીજા પચીસ રૂપિયા આપીને કહ્યુ કે 'બીજી અક્કલ આપો.' તેનાં મનમાં એમ કે પહેલાંની કસર બીજામાં વળી રહેશે.

દુકાનદારે એ પચીસ રૂપિયા ગલ્લામાં મૂકીને કહ્યું કે 'પાંચ માણુસ કહે તે વાત માનવી.' પરંતુ મંત્રીને આ અક્કલમાં પણ ખાસ નવું લાગ્યું નહિ.' એટલે ત્રીજા પચીસ રૂપિયા આપીને કહ્યું કે 'આ વખતે કોઈ સુંદર અક્કલ આપો.' પેલાએ રૂપિયા ઠેકાણે મૂકીને કહ્યું કે 'જે જગાએ બધા સ્નાન કરતા હોય ત્યાં આપણે સ્નાન ન કરવું.'

'આમાં તે દુકાનદારે કઈ અક્કલ આપી નાખી?' એ વિચારે મંત્રીને ભારે વસવસો થયો. પરંતુ એક વાર વધુ અજમાયશ કરવા દે, એમ વિચારી તેણે ચોથા પચીસ રૂપિયા આપ્યા અને ચોથી અક્કલ માગી. પેલાએ રૂપિયા લઈને કહ્યુ કે 'કંઈ પણ ગુપ્ત વાત સ્ત્રીને ન કહેવી.'

મંત્રી વિચાર કરે છે કે 'આ તો ભારે થઈ. જો આટલા રૂપિયા ખાવાપીવા માટે સાથે રાખ્યા હોત તો ઘણું સારું થાત. પણ શંડચા પછીનું ડહાપણ શા કામનું?'

દુકાનદાર તેનાં મોઢા પરથી સમજી ગયો કે મેં આને આપેલી ચાર સલાહથી સંતોષ નથી થયો, એટલે તેણે કહ્યુ : 'કેમ ભાઈ! તને મારી આ સલાહોમાં વિશ્વાસ નથી બેસતો? આ વાતો જ્યાં સુધી વિચારરૂપે છે, ત્યાં સુધી તને એમ જ લાગ્યા કરશે કે આમાં શુ? પણ જ્યારે તું એનો અનુભવ કરીશ, ત્યારે એની મહત્તા સમજાશે. તેમ છતાં જો તું બીજા પચીસ રૂપિયા ખર્ચવા તૈયાર હો તો તને એક એવી ચમત્કારિક વસ્તુ આપુ કે જેનું ફળ તને નજર સામે જ મળે.'

હવે પચીસ રૂપિયા ખર્ચવા એટલે ગજવાની ખાંખી મૂડી સાફ કરી નાખવી. આથી મંત્રી ખૂબ વિમાસણમાં પડયો, છતાં 'પલાળ્યું તો પૂરું મૂંડાવી લેવા દે' એવો વિચાર કરી તેણે બાકીના પચીસ રૂપિયા પણ પેલા દુકાનદારને આપી દીધા. 'આ વખતે દુકાનદારે પોતાની પાસેથી થોડાં બીજ કાઢી રેતી પર પાથર્યાં અને તેના પર પાણી રેડયું કે તરત સાકરટેટીનો વેલો ફુટ્યો અને જોતજોતામાં તેના પર સુંદર મજાની ટેટી બેસી ગઈ. આ ટેટી કાપીને મંત્રીને ખવડાવી તો અમૃત જેવી મીઠી લાગી. પછી પેલા દુકાનદારે કહ્યું કે 'આમાં ખૂબી તો એ છે કે આ રીતે ટેટી તૈયાર થયા પછી તેમાંથી જે બીજ થશે તે પણ આવું જ કામ આપશે.' પછી તેમાંનાં થોડાં બીજ તેણે મંત્રીને આપ્યાં. આ છેલ્લી વસ્તુ મંત્રીને ગમી, એટલે પૈસા ગયાનો અફસોસ ઘણો ઓછો થઈ ગયો. તેણે વિચાર કર્યો કે 'હવે પરદેશ જવાની જરૂર શી છે? આ બીજની કરામતમાંથી જ જોઈતા પૈસા પેદા કરી લેવાશે. માટે ઘર તરફ પાછું ફરવું.'

તે ઘર તરફ પાછો ફર્યો, ત્યાં પહેલી અક્કલ સામે આવી કે 'મુસાફરીમાં જવું તો એકલા ન જવું.' પરંતુ અહીં સથવારો કોનો લાવવો? થોડી વાર વિચાર કરીને તે આજુબાજુ નજર કરે છે, ત્યાં વાડની નજીક પડેલો એક શેરો તેની નજરે પડયો. શેરો ગોળ દડા જેવો હોય છે અને તેની ચારે તરફ તીક્ષ્ણ કાંટા હોય છે. ખાવા વગેરેનાં કામસર તે મોઢું બહાર કાઢે છે, નહિ તો કોચલામાં મોઢું છૂપાવી રાખે છે.

'જ્યારે બીજો કોઈ સથવારો મળતો નથી, ત્યારે આ શેરો શું ખોટો ? એ પણ જીવ કહેવાય.' એમ વિચારી મંત્રીએ તેને ખડિયામાં નાખ્યો અને મુસાફરી ચાલુ કરી.

સાંજ વેળાએ તે એક ઝાડી આગળ આવ્યો, ત્યારે ખૂબ થાકી ગયેલો હતો, એટલે ઊંઘવાનો વિચાર કરી, ઝાડના એક થડ પાસે લેટ્યો, ત્યાં પેલો શેરો યાદ આવ્યો. જો તેને બહાર છૂટો મૂકી દે તો ફરી પત્તો લાગવો મુશ્કેલ, એટલે ખડિયામાંથી દોરી કાઢી તેને શેરાના એક પગે બાંધી અને તેનો બીજો છેડો પોતાના પગે બાંધ્યો. આથી શેરો છૂટથી હરીફરી શકે અને ભાગી પણ ન શકે. પછી તે તાંની સાથે જ ઘસઘસાટ ઊંઘી ગયો.

સવારે ઉઠીને જોયું તો ભયંકર દૃશ્ય નજરે પડયું. થોડે દૂર એક કાળો નાગ લોહીલુહાણ હાલતમાં નિષ્પ્રાણ થઈને પડયો છે અને તેની પૂંછડી શેરાનાં મુખમાં છે. આથી મંત્રી સમજી ગયો કે રાત્રે મારો કાળ આવી પહોંચ્યો હતો, પણ આ શેરાએ તેની સાથે લડાઈ કરીને મને બચાવી લીધો છે. આ વખતે તેણે પેલા દુકાનદારે આપેલી સુંદર અક્કલ માટે તેનો આભાર માન્યો અને હવે પછી તે પ્રમાણે જ વર્તવું એવો નિર્ણય કર્યો.

સાંજે એક ગામમાં પહોંચ્યો. ત્યાં ઉતારો ચોરામાં કર્યો અને તેના જેવા બીજા કેટલાક મુસાફરોની સાથે સૂઈ રહ્યો. સવારે ઉઠીને જોયું તો એક સિવાય બીજા બધા મુસાફરો ઉઠીને ચાલ્યા ગયા હતા. તપાસ કરતાં તે જાણી શકયો

કે પેલો ન ઉઠનાર મુસાફર રાત્રિ દરમ્યાન મૃત્યુ પામેલો છે.

થોડી વાર પછી ગામલોકો ચોરે એકઠા થયા, ત્યારે પ્રશ્ન એ થયો કે આને આવલમન્જલ કોણ પહોંચાડે ? મુસાફર તદ્દન અજાણ્યો હતો, તેનું સગુંવહાલું અહીં કોઈ ન હતું. એટલે બધા લોકોએ મંત્રીને કહ્યુ કે તમે આને અવલમંજલ પહોંચાડી દો. આ વખતે મંત્રીને બીજી અક્કલ યાદ આવી કે 'પાંચ માણસ કહે તે કરવું' એટલે મંત્રી મડદું ખભે ઉચકીને તેને સ્મશાનમા લઈ ગયો. તેને અગ્નિદાહ દેતા પહેલા તેનું શરીર તપાસ્યું તો કમરે એક વાંમળી બાધેલી હતી અને તે સોનામહોરોથી ભરેલી હતી. મંત્રીએ તે કાઢી લીધી અને મડદાને અગ્નિદાહ દીધો. આમ બીજી અક્કલ ફળેલી જોતાં મંત્રીના આનંદનો પાર રહ્યો નહિ

હવે અગ્નિદાહ દીધા પછી સ્નાન કરવા માટે તે નદી પર ગયો, ત્યાં ઘાટ પર ઘણા લોકો નહાતા હતા આ વખતે ત્રીજી અક્કલ યાદ આવી કે જે જગાએ બધા સ્નાન કરતા હોય ત્યાં આપણે સ્નાન ન કરવુ' એટલે ઘાટથી થોડે દૂર સારી એવી જગા શોધી કાઢી ઝટપટ સ્નાનાદિ ક્રિયા પતાવી લઈ ક્ષુધા સતોષવા ગામ તરફ ચાલ્યો થોડે દૂર જતા પેલી વાસળી યાદ આવી તે તેણે સ્નાન કરતી વખતે નદીકિનારે મૂકી હતી, પણ ઉતાવળમા લેવાની ભૂલી ગયો હતો 'હવે વાસળીનુ શું થયુ હશે?' એ વિચારે તેનાં પેટમા ફાળ પડી, એટલે તે દોડીને નદીકિનારે પહોચ્યો, ત્યાં વાસળી એની એ હાલતમા પડી હતી. તે જોતા તેના જીવમાં જીવ આવ્યો અને આ રીતે ત્રીજી અક્કલ પણ

ફલદાયક બની તે માટે તે પેલા દુકાનદારનો આભાર માનવા લાગ્યો

થોડા દિવસ બાદ તે ઘરે પહોંચ્યો અને ઉત્સાહના આવેશમા પોતે અનુભવેલી બધી વાત પોતાની પત્નીને જણાવી દીધી આ વખતે તેને ખ્યાલ ન રહ્યો કે પોતે ચોથી અક્કલનો ભગ કરી રહ્યો છે વળી તેણે પેલા બીજ પણ પત્નીને આપી દીધા

બીજે દિવસે સવારે તે રાજદરબારમા ગયો રાજાએ તેને આવકાર આપી કુશળસમાચાર પૂછ્યા નાયબ મત્રીને આ ન ગમ્યુ શેનુ ગમે ? જેનુ હૃદય માત્ર સ્વાર્થ અને લુચ્ચાઈથી ભરેલુ હોય તે બીજાને સારા કે સુખી જોઈ શકતા નથી આ વખતે મત્રીએ વાતમા ને વાતમા કહ્યુ કે 'મહારાજ ! આ જગતમા કંઈક ચમત્કાર જેવું પણ છે' એ સાભળ નાયબ મત્રી બોલ્યો કે 'આ જગતમા ચમત્કાર જેવી કોઈ વસ્તુ છે જ નહિ એ તો લોકોને છેતરવા માટેની ચાલબાજી છે જો ખરેખર ચમત્કાર હોય તો કરો સાબીત'

આ સાભળી મત્રીને પણ પાનો ચડ્યો તેણે કહ્યુ 'જો હુ સાબીત કરી આપુ તો તુ શુ હોડમા મૂકીશ ?' પેલાએ કહ્યુ 'જે જીતે તે સામાને ઘરે જાય અને જે વસ્તુને હાથ લગાડે તે વસ્તુ જિતનારની' મત્રીએ આ શરત કબૂલ કરી હવે પોતાને અક્કલ આપનાર પર તેની શ્રદ્ધા પૂરેપૂરી બેસી ગઈ હતી ઉપરાત રાજાને પોતાની બુદ્ધિપ્રતિભા બતાવવાની પણ નેમ હતી, એટલે રાજાને સાક્ષીમા રાખીને કહ્યુ કે

'આ બીજ સાકરટેટીનાં છે. તે રેતી પર નાખીને તેના પર પાણી છાંટીશ કે વેલો ફુટશે અને તેની સાકરટેટી તમને ખાવા મળશે.' આ સાંભળી નાયબ મંત્રી લુચ્ચું હાસ્ય કરવા લાગ્યો.

મંત્રીએ બીજ રેતી પર નાખ્યા અને પાણી રેડ્યું, પછી પરિણામની રાહ જોવા લાગ્યો. પરંતુ થોડી વાર થવા છતાં એ બીજમાં કંઈ ફેરફાર ન થયો. આ જોઈ મંત્રી હેબતાઈ ગયો. તેને સમજ ન પડી કે આમ શાથી થયું? બધી અક્કલો ફળી ને આમાં વાંધો કેમ આવ્યો? તેણે પોતાની હાર કબૂલ કરી, પણ શરતનો અમલ કરતાં પહેલાં પંદર દિવસની મુદત માગી. નાયબમંત્રીને જિતનો મદ હતો, વળી તે પોતે બહુ ઉદાર છે, એમ રાજાને દેખાડવા માગતો હતો, એટલે તેણે પંદર દિવસની મહેતલ કબૂલ કરી.

માજી મંત્રી ઘરે પાછો ન જતાં દડમજલ કરતો પેલા અક્કલ વેચનાર દુકાનદાર પાસે પહોંચ્યો અને બનેલી બધી હકીકત અક્ષરશઃ કહી સંભળાવી. દુકાનદારે કહ્યું કે 'આમાં તમે એક સ્થળે ભૂલ ખાધી છે. બધી વાત સ્રીને કહેવી જોઈતી ન હતી. જો તમે એને વાત ન કરી હોત તો બધાં સારાં વાનાં થાત. મને લાગે છે કે તમારી સ્ત્રી અને નાયબમંત્રી મળેલાં છે અને તેમણે તમને ઉથલાવી પાડવા માટે છેતરપીંડી કરેલી છે. તમે આ બીજ બારીકાઈથી જોશો તો ખબર પડશે કે તે શેકાયેલાં છે.'

પછી દુકાનદારે પોતાની પાસેનાં બીજ કાઢી ફરી પ્રયોગ કરી બતાવ્યો અને નવાં બીજ આપ્યાં તથા હવે શું

કરવું ? એ બાબતમાં થોડી સલાહ પણ આપી. આથી માજી મત્રી સંતોષ પામ્યો અને પોતાને ગામ પાછો ફર્યો. પણ તે ઘરે ન જતાં સીધો રાજદરબારમાં ગયો અને હવે પોતાની શરત પાળવા તયાર છે, માટે તમે નાયબમંત્રીને સાથે લઈ ઘરે પધારો એમ જણાવી પોતાના ઘરે ગયો.

મત્રીનું ઘર જૂની બાંધણીનું હતું. ઉપર મેડે ચડવા માટે એક નીસરણી મૂકવી પડતી હતી તેણે એ નીસરણી મારફત પત્નીને ઉપર મોકલી અને ભોયતળિયેથી દરેક ચીજ ઉપર ચડાવી દીધી પછી પત્નીને પણ ઉપર જ રહેવા દીધી, તે એમ કહીને કે તું ઉપર હોય તો જોઈતું કરતું નીચે આપી શકે અને નીસરણી બાજુએ મૂકી દીધી.

થોડી વાર પછી રાજા પેલા નાયબમંત્રીને લઈ મંત્રીનાં ઘરે આવ્યા મત્રીએ તેમનું સ્વાગત કર્યું હવે નાયબ મત્રી ચારે બાજુ નજર કરીને જુએ છે, પણ જે ચીજ પર પોતાને હાથ મૂકવો છે, તે નજરે પડતી નથી આ વખતે મંત્રીની પત્નીએ શરમ છોડીને કહ્યુ કે 'હુ ઉપર બેઠી છુ,' એટલે નાયબ મંત્રીએ તેનાં માથે હાથ મૂકવાના વિચારથી ઉપર ચડવાનો નિર્ણય કર્યો અને ત્યા પડેલી નીસરણી ઉપાડી દાદર પર ગોઠવી એ જ વખતે મત્રીએ કહ્યુ કે 'બસ, આપણી શરત પૂરી થાય છે તમે આ નીસરણીને હાથ લગાડયો છે, એટલે એ નીસરણી તમારી છે' ત્યારે જ નાયબ મત્રીને ભાન આવ્યુ કે પોતે ગભીર ભૂલ ખાધી છે. પણ હવે બીજો ઉપાય ન હતો

આ વખતે મંત્રીએ કહ્યું કે 'મહારાજ ! આ બધી વસ્તુ તો પતી, પણ મારે તમને ટેટીવાળો ચમત્કાર બતાવવાનો છે.' એમ કહી પોતાની પાસેનાં બીજ કાઢયાં અને રેતી પર નાખી, પાણી છાંટયું કે તરત તેમાંથી વેલો ફુટયો અને સાકરટેટી તૈયાર થઈ ગઈ. એ રાજાને ચખાડી તો અમૃત જેવી મીઠી લાગી. તે ખૂબ ખુશ થઈ ગયો. તેણે મંત્રીને પૂછયું કે 'જો આ બીજમાં આવી શક્તિ છે, તો પ્રથમ આમ કેમ થયું ?' મંત્રીએ કહ્યું કે 'આ નાયબ મંત્રીની દગલબાજીથી એ બીજ રાતોરાત શેકાઈ ગયાં હતાં.' આ ઉત્તરથી રાજા સમજી ગયો કે નાયબ મંત્રીએ નીસરણી પર હાથ મૂકયો તે નીસરણી લેવા માટે નહિ, પણ નીસરણી પરથી ઉપર ચઢીને મંત્રીની સ્ત્રી પર હાથ મૂકવા માટે જ મૂકયો હતો, તેથી આ મંત્રી ખરાબ ચાલનો છે અને મારા સાચા મંત્રીને ખોટી રીતે હેરાન કરવા માગે છે. આથી રાજાને નાયબ મંત્રી પર ખૂબ ગુસ્સો આવ્યો અને તેના ગળામાં પેલી નીસરણી બાંધી તેને આખા ગામમાં ફેરવ્યો. પછી તેને પદભ્રષ્ટ કરી દેશનિકાલની સજા કરી અને તેનું સ્થાન જૂના મંત્રીને આપ્યું. આ રીતે અક્કલ મળવાથી પદભ્રષ્ટ મંત્રી ફરી પોતાનાં સ્થાને આવ્યો અને સુખી થયો. એટલે જ્ઞાનનું મહત્ત્વ કદી પણ ઓછું આંકવું નહિ.

જ્ઞાનના પ્રકારો તથા બીજા ગુણો વિષે જ્ઞાની મહારાજે જોયું હશે તો હવે પછી કહેવાશે.



व्याख्यान नवमुं

## आत्मानो खजानो

[ चालु ]

महानुभावो !

व्याख्यानना प्रारंभे श्रीउत्तराध्ययन सूत्र अने छत्रीशमुं अध्ययन याद करी लईए, कारण के ते चाली रहेला आत्माना विषयनुं उद्गमस्थान छे. लोको नदी करतां नदीनां मूळने वधारे पवित्र माने छे अने तेथी ज नदीनी परकम्मा करतां करतां तेनां मूळ सुधी पहोंचे छे. दर वर्षे हजारो लोको हिमालयनां गंगोत्री-जन्मोत्री शिखरनी यात्राए जाय छे, तेनुं मुख्य कारण ए छे के गंगा अने जमना नदीनां मूळ त्यां माने छे.

गई काले आत्मानो खजानो खोल्यो अने तेमांनुं झवेरात तपासवा मांड्युं, त्यां ज्ञान-दर्शन आपणी नजरे चडयां. तेमा पण ज्ञाने आपणुं ध्यान विशेष खेंच्युं. आजे आ ज्ञान विषे ज तमने कंइक वधु कहेवुं छे.

ज्ञान ए आत्मद्रव्यनी विशेषता छे. ते तमने कोई जड पदार्थमां मळशे नहि. धर्मास्तिकाय, अधर्मास्तिकाय, आकाशास्तिकाय, काल अने पुद्गलास्तिकाय ए पांच जड छे. ते कोईमां ज्ञान होतुं नथी.

આત્મા જ્ઞાન વડે પદાર્થને જાણે છે અને જુએ છે, તેના પર શ્રદ્ધા કરે છે તથા હેય-ઉપાદેયનો વિવેક કરી ચારિત્રમાર્ગમાં આગળ વધવાને શક્તિમાન થાય છે. એટલે જ્ઞાન એ ધાર્મિક પ્રગતિનું મૂળ છે, આધ્યાત્મિક વિકાસનો પાયો છે અને સિદ્ધિસોપાન ચડવાની નીસરણી છે. 'पढमं नाणं तओ दया' 'नाणकिरियाहि मोक्खो' 'सम्यग् ज्ञानक्रियाभ्यां मोक्षः' વગેરે સૂત્રો જિનપ્રવચનમાં પ્રચલિત છે તેનો અર્થ એ છે કે દયા, સંયમ અથવા કોઈ પણ પ્રકારની ધાર્મિક ક્રિયા કરવી હોય તો પ્રથમ જ્ઞાન જોઈએ. જ્ઞાન ન હોય તો એ ક્રિયાઓ બરાબર થઈ શકે નહિ, પોતાનું ખરું ફળ આપી શકે નહિ.

જીવોની દયા પાળવી, એવું ગુરુમુખેથી સાંભળ્યું, પણ જીવ કોને કહેવાય ? અજીવ કોને કહેવાય ? જીવનું લક્ષણ શું ? જીવના પ્રકારો કેટલા ? એ જાણવામા ન આવે તો જીવની દયા શી રીતે પળાય ? તે જ રીતે સંયમ તથા બીજી બધી ક્રિયાઓમા સમજી લેવાનું

સંથારાપોરિસીમા એક ગાથા આવે છે.

*एगो मे सासओ अप्पा, नाणदंसणसंजुओ ।*
*सेसा मे बहिरा भावा, सव्वे संजोगलक्खणा ॥*

આ ગાથાનો અર્થ બરાબર સમજવા જેવો છે. આત્માનું અનુશાસન કેમ કરવું—આત્માને ઠેકાણે શી રીતે રાખવો ? એ સબંધમા આ ગાથા કહેવાયેલી છે ત્યાં પ્રથમ એમ ચિંતવવાનું છે કે 'एगो हं नत्थि मे कोइ' હુ આ

જગતમાં એકલો છું. મારું કોઈ નથી. ' नाहमन्नस्स कस्सइ ' તેમ હું પણ કોઈનો નથી.' જેનાં સગાવહાલાં મરી પરવાર્યાં છે, તેઓ પણ દીન બનીને—રાંક બનીને આવો વિચાર કરે છે, પણ અહીં એવી દીનતાથી આ વિચાર કરવાનો નથી.' અહીં તો આત્માની સાચી પરિસ્થિતિ સમજીને આ વિચાર કરવાનો છે. તેથી જ કહ્યું છે કે ' एवं अदीणमणसा अप्पाणमणुसासई—આ રીતે અદીન મનથી આત્માનું અનુશાસન કરે.'

પછી જે વિચારવાનું છે, તે આ ગાથામાં કહ્યું છે. ' एगो मे सासओ अप्पा—એક મારો આત્મા જ શાશ્વત છે આ આત્મા કેવો છે? ' नाणदसणसंजुओ—જ્ઞાન અને દર્શનથી યુક્ત. ' જ્ઞાન અને દર્શન એ આત્માના સ્વાભાવિક ગુણો છે, એટલે તે કોઈ કાળે છૂટા પડતા નથી. સાટે જ આત્માને જ્ઞાનદર્શનયુક્ત કહ્યો અહીં કોઈને એવો પણ પ્રશ્ન થાય કે ' આત્મા જો એકલો જ છે તો માતા, પિતા, ભાઈ, ભગિની, પત્ની, પરિવાર, સગાવહાલાં, સંબંધીજનો, મિત્રો વગેરે શું છે? શું તે પોતાના નથી?' તો ત્યાં એમ સમજવાનું કે ' सेसा मे बहिरा भावा, सव्वे संजोगलक्खणा—જ્ઞાન અને દર્શન સિવાયના બધા ભાવો બહિર્ભાવો છે, કારણ કે તે જન્મના સંયોગથી પ્રાપ્ત થયેલા છે, એટલે આ જન્મ પૂરતા જ છે, પણ બીજા જન્મ વખતે સાથે આવવાના નથી.' જેમને તમે ' મારા ' ' મારા ' કરો છો અને જેમને પાળવા, પોષવા તથા રાજી રાખવા માટે ન કરવાનાં કામો કરવાની હદે પહોંચી જાઓ છો, તે તમને બે ડગલાં વળા-

વીને જ પાછા ફરે છે, પણ તેમાંનું કોઈ સાથે આવતું નથી. ત્યારે ધનમાલ શું સાથે આવે છે? ઘરેણાંનાં દાબડા, નોટનાં બંડલો અને આલીશાન ઈમારતો બધુંયે અહીં જ પડ્યું રહે છે. આત્મા આ વસ્તુઓના મોહથી દુઃખી થાય છે અને દુર્ગતિમાં જાય છે, એટલે આ બધા સંયોગો આત્માને દુઃખદાયી હોવાથી ત્યાજ્ય છે.

આત્મા એકલો આવ્યો અને એકલો જવાનો એમાં કંઈ ફેર નથી.

આત્માની જ્ઞાનશક્તિ ઘણી મોટી છે. લોકો અણુબોંબ અને અણુશસ્ત્રોની વાત સાંભળીને ચકિત થઈ જાયછે, પણ એ શોધ્યાં કોણે? જ્ઞાને કે બીજા કોઈએ? અલબત્ત, આવાં જ્ઞાનને આપણે અજ્ઞાન કહીએ છીએ, કારણ કે તે મિથ્યાત્વથી યુક્ત છે, પણ એ એક પ્રકારનું જ્ઞાન તો છે જ.

અણુશક્તિમાં પુદ્ગલના અણુનું સ્ફોટન કરવાની ગજબ શકિત મનાય છે, પણ આત્મા જ્ઞાનશક્તિ વડે ક્રોડો વર્ષમાં સંચિત થયેલાં કર્મના ક્ષણમાત્રમાં ભુક્કા ઉડાવી દે છે. કહ્યું છે કે—

**જ્ઞાની સાસોસાસમેં, કરે કર્મનો ખેહ;**
**પૂર્વ કોડી વરસાં લગેં, અજ્ઞાને કરે તેહ.**

'અજ્ઞાની જે કર્મનો ક્ષય ક્રોડો વર્ષના પરિશ્રમે કરી શકે છે, તે કર્મનો ક્ષય જ્ઞાની માત્ર શ્વાસોચ્છ્વાસ જેટલા સમયમાં કરી નાખે છે.'

આને કોઇ અતિશયોક્તિ ન માનતા. અતિશયોક્તિ

કવિઓ કરે, પણ જૈન મહર્ષિઓ ન કરે. તેઓ તો જેવું હોય તેવું જ કહે. પરંતુ તમારી બુદ્ધિ દાખલા અને દલીલોથી ટેવાયેલી છે, એટલે દરેક બાબતમાં દાખલા–દલીલની ઈચ્છા રાખો છો. અમે પણ તમારી બુદ્ધિને સંતોષવા પૂરતા પ્રમાણુમાં દાખલા–દલીલો આપીએ છીએ. આ વિષયમાં તમારાં મનનું સમાધાન એક દૃષ્ટાંતથી કરીશું.

### ઈલાપુત્રનું દૃષ્ટાંત

ધનદત્ત શેઠ બધી વાતે સુખી હતા, પણ તેમને એકે પુત્ર ન હતો. લોકો પુત્ર માટે શું નથી કરતા? અનેક જોશીઓને પૂછે છે, ભગતભૂવાને મળે છે તથા દેવદેવીઓની બાધા–આખડીઓ રાખે છે. આ પ્રમાણે ધનદત્ત શેઠે ઘણી બાધા આખડીઓ રાખ્યા પછી ઈલાદેવીની કૃપાથી તેમને એક પુત્ર થયો, એટલે તેનું નામ ઈલાપુત્ર રાખ્યું.

એકનો એક પુત્ર અને શ્રીમંત ઘર, એટલે તેના લાડકોડમાં શી મણા રહે? 'દિન દોગુના રાત ચોગુના' એ રીતે ઉછરીને તે મોટો થયો અને અનુક્રમે યુવાવસ્થા પામ્યો. આ અવસ્થામાં મનુષ્યને વિષયાભિલાષ જાગે છે અને પૂર્વ સંસ્કારોનું બળ પૂરતા પ્રમાણુમાં ન હોય તો તેના હાથે કેટલાક અનર્થ થાય છે. ઈલાપુત્રનું પણ તેમ જ બન્યું.

એક વાર નટ લોકો રમવા આવ્યા. તેમની એક યુવાન પુત્રીને જોઈ ને ઈલાપુત્ર મોહિત થયો. 'જો પરણું તો આ નટપુત્રીને જ પરણું' એવી મનમાં ગાંઠ વાળી. પછી તે આમળો–દૂમળો થતો એક તૂટેલી ખાટ પર સૂઈ રહ્યો.

માતાપિતાએ તેને ઘણો મનાવ્યો, ત્યારે બોલ્યો કે ‘ આજે આપણાં મકાનની નીચે જે નટ લોકો નાચતા હતા, તેમની પુત્રી મને પરણાવો તો હા, નહિ તો ના. ’

પિતાએ કહ્યું ‘ આપણે ત્યાં સુંદર કન્યાની કયાં ખોટ છે કે તું આ નટપુત્રીને પરણવાની ઇચ્છા રાખે છે ? ’ પણ ઈલાપુત્ર સમજ્યો નહિ. આખરે ધનદત્ત શેઠે નટલોકોને બોલાવીને કહ્યુ કે ‘ તમારે લેવું હોય તેટલું ધન લો, પણ તમારી પુત્રી મારા પુત્રને પરણાવો. ’ નટલોકોએ કહ્યું ‘ શેઠ ! અમે અમારી પુત્રીને વેચવા ઇચ્છતા નથી. પરંતુ તમારો પુત્ર જો અમારી સાથે રહે અને અમારી બધી વિદ્યાઓ શીખી કોઈ રાજાને રીઝવે અને તેની પાસેથી મોટું ઇનામ મેળવે તો તેને અમારી પુત્રી પરણાવીએ. ’

આ શરતને નામોશીભરેલી ગણી ધનદત્ત શેઠે તેનો સ્પષ્ટ ઇનકાર કર્યો, પણ ઈલાપુત્રનું મન નટડીમાં ચોંટયું હતું, એટલે તેણે એ શરત સ્વીકારી લીધી અને માતાપિતા તથા ધનવૈભવનો ત્યાગ કરી નટની સાથે ચાલી નીકળ્યો. મોહથી મનુષ્યનાં મનમાં કેવી વ્યાકુળતા પેદા થાય છે, તેનો આ નમૂનો છે.

નટોની સાથે રહેતાં ઈલાપુત્ર તેમની બધી વિદ્યાઓ શીખી ગયો અને રાજાને રીઝવવાના ઇરાદાથી તે બેનાતટ નગરે આવ્યો ત્યાં રાજાની રજા લઇ રાજમહેલની પાસેના ચોકમાં ખેલ કરવા લાગ્યો. આજે સર્કસના ખેલ જોઈ લોકો મ્હોમાં આંગળી નાખે છે, પણ આપણા નટલોકોના એવા

તેના કરતાં ઘણા ચડિયાતા હતા. વાંસ પર વાંસ બાંધે અને તેના પર પણ વાંસ બાંધે, પછી માથે સાત બેડાની હેલ લઈ તેના પર ચડી જાય. તેમાં ન તેનો પગ લથડે કે ન એકે બેડું ફૂટે. તેજ રીતે હાથમાં છરા, જમૈયા કે તલવાર લે અને વાંસ પર ચડી તેના અનેક પ્રકારના ખેલો કરી બતાવે. ઇલાપુત્રે પણ આવા અદ્‌ભુત ખેલો કરવા માંડયા. રાજા અને રાણી આ ખેલો જોવા માટે ઝરૂખે આવીને બેઠાં અને લોકો ચોકમાં ટોળે મળ્યા.

ચોથી વાર વાંસ પર ચડ્યો અને પોતાની વિદ્યાનું પાણી બતાવવા લાગ્યો. પણ જેણે પહેલેથી જ મનમાં ગાંઠ વાળી હોય તે શેનો રીઝે ?

લોકો વિચાર કરે છે કે આવા અદ્ભુત ખેલ છતાં રાજા કેમ રીઝતો નથી ? જરૂર દાળમાં કંઇક કાળું છે. રાણીને પણ રાજાનું આ વલણ ઊંડા વિચારમાં મૂકી દે છે અને રખે રાજાની દાનત પેલી નટપુત્રી પર પડી હોય એવી શંકા તેનાં મનમાં પેદા કરે છે.

છેવટે ઇલાપુત્ર પાંચમી વાર વાંસ પર ચડ્યો અને જીવ સટોસટનો ખેલ કરવા લાગ્યો. ત્યાં તેની નજર બાજુની હવેલીમાં ગઈ. ત્યાં એક અત્યંત રૂપવતી નવયૌવના સ્ત્રી હાથમાં મોદકનો થાળ લઈને ઊભી છે અને મુનિરાજને તે ગ્રહણ કરવા વિનંતિ કરી રહી છે, પણ મુનિરાજ મોદક લેતા નથી કે આંખ ઊંચી કરીને પેલી સ્ત્રી સામું જોતા પણ નથી.

જ્ઞાન થવામાં પણ કંઇક નિમિત્ત જોઈએ, તે ઇલાપુત્રને મળી ગયું. તે વિચાર કરવા લાગ્યો કે ‘ પોતે યુવાન છે, સામે રૂપવતી સ્ત્રી છે અને એકાંતનો યોગ છે, છતાં તેમનું રૂવાડું ફરકતું નથી અને હું એક નટડીના પ્રેમમાં પાગલ બનીને ઠેર ઠેર ભટકી રહ્યો છું. ધિક્કાર હો મારી જાતને ! ફીટકાર હો મારી આ મોહાંધ દશાને ! હું આ બુઝદીલ રાજાને રીઝવવા મારી જીંદગીને હોડમા મૂકી રહ્યો છુ, એ પણ મૂર્ખતાની પરાકાષ્ટા છે. હું ઘણું ભૂલ્યો, પણ હવે મારી બાજી સુધારી લઇશ. ’

ઈલાપુત્રને ભોગની નિસારતા સમજાઈ અને આત્મા પ્રત્યેનું કર્તવ્ય યાદ આવ્યું આનું નામ જ ખરું જ્ઞાન. એ જ્ઞાનનો ઝગઝળાટ જેમ વધતો ગયો, તેમ તેનો કર્મરાશિ નાશ પામવા માંડયો હજી તે વાંસ પરજ છે, લોકો તેને ખેલ કરતો જોઈ રહ્યા છે, એવામા રગ બદલાઈ ગયો. ક્રોડો વર્ષથી ઉપાર્જિત કરેલાં કર્મો નાશ પામ્યાં અને તેને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. તેજ ક્ષણે ચમત્કાર ખડો થયો, વાંસ મટીને સિંહાસન બની ગયો અને ઇલાપુત્ર કેવળી તેના પર બિરાજેલા સહુના જોવામાં આવ્યા દેવોએ ત્ય જ્ઞાનમહોત્સવ કરવા માંડયો.

આ જોઈ રાણી વિચાર કરવા લાગી કે 'આટઆટલી રૂપાળી રાણીઓ અંતપુરમાં હોવા છતાં રાજાનું મન એક નટપુત્રીમા ગયું, માટે આ સંસાર જ અસાર છે.' આ રીતે તેના હૃદયમાં જ્ઞાનની જ્યોતિ પ્રકટી અને તે પ્રતિક્ષણે વધવા લાગી, એટલે તેના ઘાતીકર્મોનો પણ નાશ થયો અને તે કેવલજ્ઞાન પામી

આ દૃશ્ય જોતાં રાજાનું હૃદય પણ પલટાયું અને તેને પોતાની અધમતા માટે તિરસ્કાર છૂટયો. તેની આંખમાંથી પશ્ચાત્તાપનાં આસુ ટપ ટપ ટપકવા લાગ્યાં. તેને પણ આ સંસાર અસાર ભાસ્યો અને તેમાંથી આત્માને ઉગારી લેવાની ભાવના પ્રકટી. આ ભાવનાના પ્રતાપે તે પણ થોડી ક્ષણોમાં ઘાતી કર્મોનો નાશ કરી કેવલજ્ઞાની બન્યો.

આ બાજુ નટડી વિચાર કરે છે કે 'હું જ બધા

અનર્થનું મૂળ છું. મારાં રૂપે જ આ ઇલાપુત્રને ઘેલો કર્યો. અને રાજાની દાનત બગડી, માટે ધિક્કાર હો આ રૂપને ! હવે મારે આ નટવિદ્યાથી પણ સર્યું ! હું સાધુતાના માર્ગે સંચરીશ અને મારું કલ્યાણ કરીશ.' જ્ઞાનનો ઉદય અજ્ઞાનનો નાશ કરે છે, મોહનો પરાજય કરે છે, એટલે નટડીનાં હૃદયમાં પણ ભારે પરિવર્તન થયું અને શુભ ભાવના ભાવતાં તે પણ કેવલજ્ઞાન પામી. પછી તે ચારે કેવળીઓએ જગતને ધર્મનો બોધ આપી મહા ઉપકાર કર્યો.

તાત્પર્ય કે જે કર્મને અજ્ઞાની ક્રોડો વર્ષમાં ખપાવી શકતો નથી, તે જ્ઞાની માત્ર શ્વાસોચ્છ્વાસમાં ખપાવી દે છે અને કેવલજ્ઞાન પ્રાપ્ત કરી મુક્તિનો અધિકારી બને છે.

## મતિજ્ઞાનના ભેદો

મતિજ્ઞાન ચાર પગથિયે થાય છે, એટલે તેના મુખ્ય ભેદો ચાર છે: ૧ અવગ્રહ, ૨ ઈહા, ૩ અપાય અને ૪ ધારણા.

અર્થને એટલે જાણવા યોગ્ય પદાર્થને ગ્રહણ કરવો તે અવગ્રહ. તેમાં પ્રથમ વ્યંજન (પૌદ્ગલિક સામગ્રી) ગ્રહણ કરાય છે અને પછી 'કંઈક' એવો અવ્યક્ત બોધ થાય છે, એટલે અવગ્રહના પણ **વ્યંજનાવગ્રહ** અને **અર્થાવગ્રહ** એવા બે પ્રકારો છે. ચક્ષુ અને મનનો વ્યંજનાવગ્રહ થતો નથી, કારણ કે તે અપ્રાપ્યકારી છે. અપ્રાપ્યકારી એટલે વસ્તુને પ્રાપ્ત કર્યા વિના જ તેનો બોધ કરનાર. ચક્ષુ દૂર રહેલા વૃક્ષ, પર્વત તથા ચંદ્રસૂર્યાદિને જોઈ શકે છે અને મન અહીં બેઠું દૂરસુદૂરના વિચારો કરી શકે છે

'આ શું હશે?' એવો વિચાર તે **ઈહા**. 'આ અમુક વસ્તુ છે' એવો નિર્ણય તે **અપાય**, અને તેનું અવધારણ કરવું એટલે યાદ રાખવું તે **ધારણા**.

તમને એમ થશે કે આપણે તો ઘોડાને જોતાં જ આ ઘોડો છે, એમ જાણી જઈએ છીએ. તેમાં આ ચાર પગથિયા શી રીતે મંડાતાં હશે? પણ એ અવશ્ય મંડાય છે. ચિરપરિચિત વસ્તુમાં આપણો ઉપયોગ ઘણો ઝડપી હોવાથી બધાં પગથિયાનો ખ્યાલ આવતો નથી, પણ કોઈ અજાણી વસ્તુ જોઈએ, ત્યારે એ ખ્યાલ બરાબર આવે છે. માનો કે

સાંજ વેળાએ તમે એક ખેતરમાં થઈને પસાર થઈ રહ્યા છો. ત્યાં દૂર કંઈક દેખાય છે, એટલે તમે બરાબર નજર માંડો છો અને વિચાર કરો છો કે 'આ શું હશે? શું એ કોઈ ઝાડનું ઠૂંઠું હશે કે મનુષ્ય?' પછી તમે એવો વિચાર કરો છો કે 'માણસ હોય તો કંઈક હલનચલન થાય, વળી તેનો ઉપરનો ભાગ નીચેના ભાગ કરતાં પ્રમાણમાં નાનો હોય, ત્યારે આ તો તદ્દન સ્થિર જણાય છે અને તેનો ઉપરનો ભાગ નીચેના ભાગ કરતાં પ્રમાણમાં કંઈક મોટો લાગે છે, માટે તે ઝાડનું ઠૂંઠું જ છે.' પછી તમે યાદ રાખી લો છો કે 'મેં ઝાડનું ઠૂંઠું જ જોયું.' આ રીતે તમને અવગ્રહ, ઇહા, અપાય અને ધારણા એ ચારે પગથિયાં અહીં સ્પષ્ટ સમજાય છે.

બે પ્રકારના અવગ્રહ, ઈહા, અપાય અને ધારણા એ પાંચને પાંચ ઇંદ્રિયો અને છઠ્ઠાં મનથી ગુણીએ તો ૩૦ની સંખ્યા આવે, પણ તેમાં ચક્ષુ અને મનનો વ્યંજનાવગ્રહ હોતો નથી, એટલે મતિજ્ઞાનના કુલ ૨૮ ભેદો ગણાય છે. આ ભેદો જ્ઞાનપ્રાપ્તિના ક્રમને અનુલક્ષીને માનવામાં આવ્યા છે, પરંતુ મતિ એટલે બુદ્ધિના પ્રકારો જોઈએ તો ચાર છે : ૧ ઔત્પત્તિકી, ૨ વૈનેયિકી, ૩ કાર્મિકી અને ૪ પારિણામિકી. જે બુદ્ધિ સૂત્ર, ગુરુ કે વડીલની મદદ વિના જન્માંતરીય સંસ્કારોની ક્ષયોપશમની તીવ્રતાને લીધે વસ્તુના યથાર્થ મર્મને પકડી શકે છે અને તેના યોગ્ય ઉપાયો યોજી શકે છે તે ઔત્પત્તિકી. જે બુદ્ધિ ગુરુ અને શાસ્ત્રનો વિનય કરવાથી પ્રગટે છે તે વૈનેયિકી. જે બુદ્ધિ કર્મ એટલે વારંવારના

નહિ. આખરે એક વૃદ્ધ સૈનિકે કહ્યું કે ‘ગધેડાઓને છૂટા મૂકો. તે ભૂમિ સૂંઘતાં જે સ્થળે પહોંચશે, ત્યાંથી પાણી મળી આવશે.’ સૈન્યમાં ભાર ઉચકવા માટે કેટલાંક ગધેડાં પણ રાખવામાં આવ્યાં હતાં, તેને રાજાએ છૂટા મૂકી દેવાનો હુકમ કર્યો. આ ગધેડાં ભૂમિ સૂંઘતાં સૂંઘતા એવા સ્થળે પહોંચ્યા કે જ્યાં પાણીથી ભરેલુ એક તળાવ હતું. એ તળાવનું પાણી પીને રાજાએ તથા સૈન્યે પોતાના પ્રાણ બચાવ્યા. અહીં વૃદ્ધ સૈનિકની બુદ્ધિને વૈનેયિકી જાણવી, કારણ કે તેણે આ બુદ્ધિ વડીલોનો વિનય કરીને મેળવી હતી.

## કાર્મિકી બુદ્ધિ

ઘાણી ચલાવવી અને લોકોને તેલ આપવું, એ ઘાંચીનો ધંધો ઘાંચણ રોજ થડે બેસતી અને લોકોને જોઈતું તેલ આપતી એમ કરતાં તેને જોઈતું તેલ આપવાનો ખૂબ મહાવરો પડી ગયો

એકવાર કંઈ કામે તે મેડી ઉપર ગઈ અને નીચે ઘરાકો આવી પહોચ્યા. તેઓ કહેવા લાગ્યા કે ‘આ ઘનાકીટાણે ઘાંચણ કયાં ગઈ? અમારે કયાં સુધી રોકાવું?’ ઘાંચણે ઉપર રહ્યા આ શબ્દો સાંભળ્યા, એટલે તે બોલી કે ‘જેને તેલ લેવુ હોય તે આ બારી નીચે આવો. જેને જેટલુ જોઇશે તેટલુ આપીશ’ એટલે તેલ લેનારા બારી નીચે ગોઠવાઈ ગયા.

પહેલાએ કહ્યુ: ‘એક શેર.’ એટલે ઘાંચણે ઉપરથી તેલની ધાર કરી. તેનાથી વાસણમાં બરાબર એક શેર તેલ પડ્યું. ન ઓછું કે ન વધારે. વળી તેણે ધાર એવી કરી

કે તેનું એક ટીપું પણ બહાર પડયું નહિ. આ રીતે જે ઘરાકે જેટલું તેલ માગ્યું, તેટલું તેણે બરાબર આપ્યું. આ તેની કાર્મિકી બુદ્ધિ જાણવી.

## પારિણામિકી બુદ્ધિ

રાજાને ત્યાં નાનામોટા અનેક સેવકો હોય છે. તેમાંથી એક વાર તરુણ સેવકોએ રાજાને કહ્યું કે 'મહારાજ! સફેદ વાળવાળા અને જીર્ણ શરીરવાળા વૃદ્ધોને નોકરીમાં ન રાખતાં જે તરુણ હોય તેને જ નોકરીમાં રાખો, જેથી આપનો મહેલ શોભશે.'

રાજા ઠરેલ હતો, અર્થાત્ પારિણામિકી બુદ્ધિવાળો હતો. તેણે કહ્યું: 'હું તમારી વાત ધ્યાનમાં રાખીશ.'

આ વાતને થોડા દિવસ વીતી ગયા પછી રાજાએ તરુણ સેવકોને ભેગા કરીને પૂછયું કે 'મને લાત માર-નારને શું શિક્ષા કરવી જોઇએ?' તરુણ સેવકોએ તરત જવાબ આપ્યો કે 'એને શૂળીની શિક્ષા કરવી જોઇએ.' પછી રાજાએ વૃદ્ધ સેવકોને ભેગા કરીને એજ સવાલ પૂછયો, ત્યારે તેમણે કહ્યુ કે 'અમને થોડો સમય આપો. વિચારીને ઉત્તર આપીશું.'

બધા વૃદ્ધ સેવકો ભેગા થઈને વિચાર કરવા લાગ્યા કે 'રાજાને લાત કોણ મારી શકે? કાં તો રાણી કે કાં તો તેમના બાળકુંવર. માટે તેનો તો સત્કાર કરવો જોઇએ.'

અભ્યાસથી ઉત્પન્ન થાય છે તે કાર્મિકી અને જે બુદ્ધિ અનુભવથી પાકટ થયેલી હોય છે તે પારિણામિકી.

બુદ્ધિના આ ચારે પ્રકારોનું સ્વરૂપ તેનાં દૃષ્ટાંતોથી ખ્યાલમાં આવી જશે.

## ઔત્પત્તિકી બુદ્ધિ

ગામડાનો એક ખેડૂત કાકડીનું ગાડું ભરીને નજીકનાં શહેરમાં વેચવા ગયો. ત્યાં એક ચાલાક માણસે આવીને કહ્યું કે 'જો કોઈ માણસ આ ગાડાની બધી કાકડીઓ ખાઈ જાય તો તેને શું આપે?' આ તે કંઇ બનતું હશે? એમ માનીને પેલા ખેડૂતે કહ્યું કે 'જો કોઈ એમ કરે તો તેને આ નગરના દરવાજામાંથી બહાર નીકળી શકે નહિ એવો લાડુ આપું.'

ચાલાક માણસે એ શરતનો સ્વીકાર કર્યો અને તેનાં ગાડામાં ભરેલી બધી કાકડીઓ જરા જરા ચાખી લીધી. પછી તે ખેડૂત એ કાકડીઓને વેચવા લાગ્યો, ત્યારે લોકોએ કહ્યું કે 'આ બધી કાકડીઓ ખાધેલી છે.' પેલા ચાલાકે આ શબ્દો પકડી લીધા અને ખેડૂતને જણાવ્યું કે 'મારી શરત મેં પૂરી કરી છે, માટે તારી શરત તું પૂરી કર.'

ખેડૂને તો માનેલું કે આવો લાડુ આપવાનો વખત જ આવવાનો નથી, એટલે તે સંબંધી તેણે કંઈ વિચાર કરેલો નહિ, પણ હવે તે ગભરાયો અને પેલાને શરતમાંથી મુક્ત કરવા માટે પચીસ રૂપિયા આપવા લાગ્યો. પરંતુ પેલાએ તેનો સ્વીકાર કર્યો નહિ. ખેડૂતે તેને પચીસને બદલે પચાસ રૂપિયા આપ-

વાની વાત કરી, બે રૂપિયા આપવાની વાત કરી, પણ પેલો માન્યો નહિ. છેવટે ખેડૂતે વિચાર કર્યો કે 'આ ધૂર્ત મને છોડવાનો નથી. માટે કોઈ બુદ્ધિશાળીને શોધી કાઢું અને આનો ઉપાય પૂછું.' પછી તે એક બુદ્ધિશાળી માણસ પાસે ગયો કે જે તેની ઔત્પત્તિકા બુદ્ધિ માટે પંકાતો હતો. તે બુદ્ધિમાને ખેડૂતની બધી વાત સાંભળીને કહ્યુ કે 'આમાં ગભરાય છે શું ? આ તો બહુ સહેલી વાત છે. તું એ માણસને એવો લાડુ આપી શકીશ કે જે નગરના દરવાજામાંથી બહાર નીકળી શકે નહિ.' પછી તેણે શું કરવું તે જણાવ્યું.

હવે તે ગામડીઓ કંદોઈની દુકાનેથી મૂઠીમાં સમાય તેવો એક લાડુ લઈને પેલા ધૂર્ત તથા નગરલોકો સાથે શહેરના દરવાજે ગયો અને તે લાડુને દરવાજા વચ્ચે મૂકીને કહેવા લાગ્યો કે 'હે લાડુ ! તું નગરના દરવાજામાંથી બહાર નીકળ.' પણ લાડુ નગરના દરવાજામાંથી બહાર નીકળી શકયો નહિ. એટલે તેણે એ લાડુ ધૂર્તને આપતાં જણાવ્યું કે 'આ લાડુ એવો છે કે જે નગરના દરવાજામાંથી બહાર નીકળી શકે એવો નથી.'

પેલો શું બોલે ? શેરને માથે સવાશેર બરાબર મળી ગયો હતો.

## વૈનયિકી બુદ્ધિ

એક રાજા સૈન્ય લઈને વિજયયાત્રા કરવા નીકળ્યો. તે દડમજલ કરતો એક જંગલમાં આવી પહોંચ્યો. ત્યાં બધા તૃષાતુર થઈને પાણીની શોધ કરવા લાગ્યા, પણ પાણી

થોડીવારે તેમણે જવાબ આપ્યો કે ' મહારાજ ! આપને લાત મારનારનો સત્કાર કરવો જોઈએ. '

આશય પ્રમાણે જવાબ મળવાથી રાજા ખુશ થયો અને તેણે તરુણ સેવકોને આ જવાબનો હવાલો આપીને કહ્યું કે ' હવે તમેજ કહો કે મારે તમ્પુ નોકરીને નોકરીમાં રાખવા કે કેમ ? '

તરુણ સેવકો શું જવાબ આપે ? તેમણે મનથી રાજાની તથા વૃદ્ધોની ઠરેલ બુદ્ધિની પ્રશંસા કરી

મતિજ્ઞાનનો વિષય અહીં પૂરો થાય છે. હવે શ્રુત જ્ઞાનના ભેદો વિચારીએ.

## શ્રુતજ્ઞાનના ભેદો

શ્રુતજ્ઞાન કોને કહેવાય ? તે અમે ગઈ કાલે જણાવ્યું છે, જે જ્ઞાન પુસ્તક વાંચીને, ગુરુનો ઉપદેશ સાંભળીને કે શબ્દનાં નિમિત્તથી થાય તે શ્રુતજ્ઞાન કહેવાય છે આપણાં જ્ઞાનનો બહુ મોટો ભાગ આ રીતે પ્રાપ્ત થાય છે, એટલે તેનું મહત્ત્વ ઘણું છે. શાસ્ત્રકારોએ ચાર જ્ઞાનને મૂંગા કહ્યા અને શ્રુતને બોલતું કહ્યું, તે આજ કારણે કેવળી ભગવતો કેવળજ્ઞાનથી બધું જાણી શકે છે, પણ તેનું વ્યાખ્યાન તો શબ્દ દ્વારા જ કરે છે.

શ્રુતજ્ઞાનના ચૌદ ભેદો માનવામાં આવ્યા છે તેનો તમને સામાન્ય પરિચય કરાવી દઈએ. આ ભેદો જાણવાથી તમને શ્રુતજ્ઞાનને લગતી પરિભાષા બરાબર સમજાઈ જશે.

વિવિધ પ્રકારની લિપિઓ એટલે અક્ષરો વડે જે જ્ઞાન

થાય તે **અક્ષરશ્રુત** કહેવાય અને અક્ષરના ઉપયોગ વિના એટલે હાથપગના ઈસારાથી, ડોકું હલાવવાથી, ચપટી વગાડવાથી, ખોંખારો ખાવા વગેરેથી જે જ્ઞાન થાય તે **અનક્ષરશ્રુત** કહેવાય.

અસંજ્ઞી જીવોનું જે શ્રુતજ્ઞાન તે **અસંજ્ઞીશ્રુત** કહેવાય. એકેંદ્રિયથી સંમૂચ્છિંમ પંચેંદ્રિય સુધીના જીવો અસંજ્ઞી છે અને બાકીના પચદ્રિય જીવો સંજ્ઞી છે, એટલે સંજ્ઞી જીવોનું જે શ્રુત જ્ઞાન તે સંજ્ઞી શ્રુત કહેવાય.

સમ્યકત્વધારીનું રચેલુ શ્રુત તે **સમ્યક્શ્રુત** કહેવાય અને મિથ્યાત્વીઓનું રચેલુ શ્રુત તે **મિથ્યાશ્રુત** કહેવાય.

જે શ્રુતની આદિ હોય તે **સાદિશ્રુત** કહેવાય અને આદિ ન હોય તે **અનાદિશ્રુત** કહેવાય જે શ્રુતનો અંત હોય તે **સપર્યવસિત શ્રુત** કહેવાય અને અંત ન હોય તે **અપર્યવસિત શ્રુત** કહેવાય

સાદિ, અનાદિ, સપર્યવસિત અને અપર્યવસિત શ્રુતનો વિચાર દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ કરવાનો છે એક વ્યક્તિની અપેક્ષાએ શ્રુતજ્ઞાન આદિ અને અતવાળું છે, એટલે તે સાદિ અને સપર્યવસિત છે અને અનેક વ્યક્તિની અપેક્ષાએ તે આદિ અને અતવાળું નથી, એટલે અનાદિ અપર્યવસિત છે ક્ષેત્રની અપેક્ષાએ પાચ ભરત અને પાચ ઐરાવતમા સાદિસપર્યવસિત શ્રુત છે અને મહાવિદેહમાં અનાદિઅપર્યવસિત શ્રુત છે કાલની અપેક્ષાએ ઉત્સર્પિણી અને અવસર્પિણીમાં સાદિસપર્યવસિત શ્રુત છે અને નોઉત્સ-

પિંણી-નોઅવસર્પિણી (મહાવિદેહ ક્ષેત્રમાં આવો કાળ છે) માં અનાદિ અપર્યવસિત શ્રુત છે. ભાવની અપેક્ષાએ ભવ્ય જીવો માટે સાદિસપર્યવસિત શ્રુત છે, અભવ્ય જીવો માટે અનાદિ અપર્યવસિત શ્રુત છે.

જેમાં સરખા આલાપકો હોય તેવું દૃષ્ટિવાદ (બારમા અંગ)નું શ્રુત તે **ગમિકશ્રુત** કહેવાય અને જેમાં સરખા આલાપકો નથી, તેવું દૃષ્ટિવાદ સિવાયનું બીજું શ્રુત તે **અગમિકશ્રુત** કહેવાય.

શ્રી ગૌતમ સ્વામી વગેરે ગણધર ભગવંતોએ રચેલું તે **અંગપ્રવિષ્ટશ્રુત** કહેવાય અને શ્રી ભદ્રબાહુ સ્વામી વગેરે સ્થવિર ભગવંતોએ રચેલું તે **અંગબાહ્યશ્રુત** કહેવાય. દ્વાદશાંગી એ અંગપ્રવિષ્ટશ્રુત છે અને ઉપાંગો, પયન્ના વગેરે અંગબાહ્ય શ્રુત છે.

શાસ્ત્રોનું જ્ઞાન સાંભળવાથી મળે છે, તેને શ્રુત કહેવામાં આવે છે. આપણું શ્રુત સાગર જેટલું વિશાળ છે, એટલે તેને શ્રુતસાગરની ઉપમા અપાય છે. જ્ઞાનને લગતો જે આઠ પ્રકારનો આચાર છે, તે આ શ્રુતજ્ઞાન અંગે સમજવાનો છે.

શ્રુત યોગ્ય કાલે ભણવું તે કાલ નામનો જ્ઞાનાચાર, શ્રુત ગુરુ અને શાસ્ત્રના વિનયપૂર્વક ગ્રહણ કરવું તે વિનય નામનો જ્ઞાનાચાર, શ્રુત ગુરુ અને શાસ્ત્ર પ્રત્યેના બહુમાનપૂર્વક ગ્રહણ કરવું તે બહુમાન નામનો જ્ઞાનાચાર, શ્રુત ઉપધાનપૂર્વક ગ્રહણ કરવું તે ઉપધાન નામનો જ્ઞાનાચાર. ઉપધાન તો

આજે ખૂબ થઇ રહ્યાં છે, એટલે તેનું સ્વરૂપ તમે જાણતા જ હશો.

જ્ઞાન આપનાર ગુરુનું નામ, જાતિ વગેરે છૂપાવવા નહિ તે અનિહ્નવતા નામનો જ્ઞાનાચાર, સૂત્રપાઠના અક્ષરો હોય તે પ્રમાણે જ ગ્રહણ કરવા તે વ્યંજન નામનો જ્ઞાનાચાર, સૂત્રપાઠનો અર્થ હોય તે પ્રમાણે જ ગ્રહણ કરવો તે અર્થ નામનો જ્ઞાનાચાર અને અક્ષરો તથા અર્થ ઉભય શુદ્ધ પ્રકારે ગ્રહણ કરવા તે તદુભય નામનો જ્ઞાનાચાર.

જેમ ટીપે ટીપે સરોવર ભરાય છે અને કાંકરે કાંકરે પાળ બંધાય છે, તેમ થોડું થોડું શીખતાં ઘણુ જ્ઞાન મળી શકે છે, તેથી જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છાવાળાએ રોજ થોડો શાસ્ત્રાભ્યાસ અવશ્ય કરવો. તમે સાભળ્યું હશે કે—

> देवपूजा गुरुपास्ति स्वाध्यायः संयमस्तपः ।
> दानं चेति गृहस्थानां, षट्कर्माणि दिने दिने ॥

ગૃહસ્થે છ કર્તવ્યો હમેશા કરવા લાયક છે. પહેલું દેવપૂજા, બીજું ગુરુની સેવા, ત્રીજું સ્વાધ્યાય એટલે શાસ્ત્રનો અભ્યાસ, ચોથું સયમ, પાંચમું તપ અને છઠ્ઠું દાન. એટલે શાસ્ત્રાભ્યાસ એ માત્ર સાધુઓનું નહિ પણ તમારું યે નિત્ય કર્તવ્ય છે. તમે અધિકાર મુજબના ગ્રંથો વાચી શકો છો.

### અવધિજ્ઞાન વગેરેના ભેદો

અવધિ, મન:પર્યય અને કેવળ એ ત્રણે ઉચ્ચ કોટિનાં જ્ઞાનો છે. તે મનુષ્યોને સંયમ તથા તપના પ્રભાવે પ્રગટ

થાય છે. દેવો તથા નારકીના જીવોને અવધિજ્ઞાન ભવપ્રત્યય એટલે તે ભવનાં નિમિત્તથી સહજ હોય છે. અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકે એટલે આત્મા દૂર સુદૂર રહેલાં રૂપી દ્રવ્યોને જોઇ–જાણી શકે છે.

અવધિજ્ઞાનના મુખ્ય ભેદો છ છે. **અનુગામી** એટલે અવધિજ્ઞાનવાળા પુરુષની સાથે જનારું. **અનનુગામી** એટલે સાથે નહિ જનારું. **વર્ધમાન** એટલે ઉત્તરોત્તર વૃદ્ધિ પામનારું અને **હીયમાન** એટલે ઉત્તરોત્તર ઓછું થનારું. **પ્રતિપાતી** એટલે આવ્યા પછી ચાલ્યું જનારું અને **અપ્રતિપાતી** એટલે આવ્યા પછી કાયમ રહેનારું.

આજના વિજ્ઞાને કલેરવોયન્સ વગેરે શક્તિઓને માન્ય રાખી છે, તે આ જ્ઞાનના પૂરાવા રૂપ છે

મનઃપર્યય જ્ઞાનના બે ભેદો છે ઋજુમતિ અને વિપુલમતિ. તેમાં ઋજુમતિ મનોગત ભાવોને સામાન્ય રૂપે જાણે છે અને વિપુલમતિ વિશેષ રીતે જાણે છે આજે જેને ટેલીપથી કહેવામાં આવે છે, તે આ જ્ઞાન હોવાની સાબીતી આપે છે.

કેવલજ્ઞાનમાં કોઇ ભેદ નથી, એટલે તે એક છે આ રીતે મતિજ્ઞાનના ૨૮, શ્રુતજ્ઞાનના ૧૪, અવધિજ્ઞાનના ૬, મન પર્યયજ્ઞાનના ૨ અને કેવલજ્ઞાનનો ૧ મળી જ્ઞાનના કુલ ૫૧ ભેદો થાય છે

આત્માના ખજાના વિષે હજી કેટલુક કહેવાનું છે, તે જ્ઞાની મહારાજે જોયું હશે તો આગળ કહેવાશે.



## વ્યાખ્યાન દશમું
# આત્માનો ખજાનો
## [ ચાલુ ]

મહાનુભાવો !

સાગર સમા વિશાળ જૈન શ્રુતમાં અનેક રત્નો પડેલાં છે, તેમાનું એક મહારત્ન તે શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર તેનાં અધ્યયને અધ્યયનમાથી પ્રજ્ઞાનો પવિત્ર પ્રકાશ ઝળહળે છે અને તે મુમુક્ષુઓને મોક્ષસાધનાનું સુંદર માર્ગદર્શન કરાવે છે. છત્રીસમા અધ્યયનમા અલ્પ સંસારી આત્માનો વિષય આવ્યો, તે પરથી આપણે આત્મસ્વરૂપની ઊંડી વિચારણા કરવા માડી તેમા બીજી અનેક બાબતો ઉપરાંત આત્માની અમરતા જોઈ, અખંડતા જોઈ, સખ્યા તથા મૂલ્યનો પણ વિચાર કર્યો અને હવે તેના સમૃદ્ધ ખજાના તરફ વળ્યા છીએ હાલ તે ખજાનો તપાસવાનું કામ ચાલી રહેલુ છે

આત્મા જેમ જ્ઞાનદર્શનથી યુક્ત છે, તેમ વીર્યથી પણ યુક્ત છે વૈદકની પરિભાષામા વીર્યનો અર્થ શુક્ર થાય છે, પણ અહીં તેનો અર્થ ક્રિયાશક્તિ સમજવાનો છે. આ ક્રિયાશક્તિ વડે આત્મા કોઈ પણ ક્રિયા કે પ્રવૃત્તિ કરવાને શક્તિમાન થાય છે. ખાવું, પીવું, સૂવુ, ઉઠવુ, બેસવું, ચાલવું,

દોડવુ, વિચારો કરવા, વાતો કરવી, આનંદવિનોદ કરવો, ભોગવિલાસ કરવો, ધર્મની આરાધના કરવી વગેરે ક્રિયાઓ આત્માની આ શક્તિને લીધે જ સભવે છે જો આત્મામાં આ શક્તિ ન હોય તો આમાનુ કંઈ પણ સંભવે નહિ

જડ વસ્તુઓમા યન્ત્રાદિના પ્રયોગથી ક્રિયાશકિત ઉત્પન્ન થાય છે, પણ તે ક્રિયામા અને આ ક્રિયામા ઘણો મોટો તફાવત છે. યાન્ત્રિક ક્રિયામા સજ્ઞા (Instinct), વિચાર (Thought), લાગણી (Feeling) કે ઇચ્છા (Will) જેવુ કઇ હોતું નથી, માત્ર એકધારી ગતિ (Motion) હોય છે અને તે વેગ (Speed) પૂરો થતા અટકી પડે છે, જ્યારે આત્મા વડે થતી ક્રિયામા સજ્ઞા, વિચાર, લાગણી કે ઇચ્છાનુ તત્ત્વ હોય છે અને તેથી તેમા વિવિધતા દેખાય છે ×

કૂતરાનું રમકડુ ચાવી દેવાથી ચાલે દોડે ખરૂ, પણ તે જીવત કુરકુરિયાની જેમ ઇચ્છાપૂર્વકની વિવિધ ગતિ કરી શકે નહિ જીવત કુરકુરિયાને ચાલતા આનદ આવે તો તે પોતાની પુછડી પટપટાવે, કાન ઊચાનીચા કરે કે જીભ બહાર કાઢે, પણ જડ રમકડુ તેવું કશું કરી શકે નહિ

મનુષ્ય, પશુ આદિ જીવંત પ્રાણીઓ ચાલીને કે દોડીને અમુક સ્થળે પહોંચી શકે છે, પણ જડ યન્ત્રો પોતાની મેળે

× જે આત્માઓ હજી અવિકસિત સ્થિતિમા છે, તેમની ક્રિયાઓમા વિચાર નહિ પણ સજ્ઞા મુખ્ય હોય છે આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ એ ચાર મુખ્ય સજ્ઞાઓ છે પ્રકારાન્તરે દશ, પદર અને સોળ સજ્ઞાઓનો પણ શાસ્ત્રમા ઉલ્લેખ છે

ચાલીને કે ગતિમાન થઈને અમુક સ્થળે પહોંચી શકતા નથી. મોટર પોતાની મેળે ચાલશે કે ગતિમાન થશે ખરી? મોટરમાં પેટ્રોલ ભરીને તેને ચાલતી કરી હોય અને એક દિશામાં છોડી મૂકી હોય તો શું પરિણામ આવે? મનુષ્ય, પશુ વગેરે જીવંત પ્રાણીઓ રસ્તામાં વળાંક આવતો હશે તો વળાંક લેશે, ખાડો આવતો હશે તો કૂદી જશે અને સામેથી માલની ભરેલી કોઈ લોરી આવતી હશે તો બાજુએ હટી જશે. પણ મોટર નહિ તો એ વળાંક લે, નહિ તો એ ખાડો કૂદે કે નહિ તો એ બાજુએ હટે. એ તો ચાલી એટલે ચાલી. પછી ભલે થોડી જ વારમાં અકસ્માત થાય અને તેના ભુક્કા ઉડી જાય. જો મોટર પોતાની મેળે જ કોઈ સ્થળે પહોંચી શકતી હોત તો ડ્રાઈવરની જરૂર રહેત નહિ, પણ દરેક મોટરને ડ્રાઈવર જોઈએ છે, તે એમ બતાવે છે કે તે પોતાની મેળે કોઈ પણ સ્થળે જઈ શકતી નથી. રેલ્વે, સ્ટીમર, સબમરીન, વિમાન વગેરે સર્વ યાંત્રિક વાહનોનું એમ જ સમજવું.

મનુષ્ય, પશુ વગેરે જીવંત પ્રાણીઓ અમુક સ્થળે જવું હોય તો રસ્તામાં થોભશે, આરામ કરશે, ખાશે-પીશે અને વળી પોતાનો માર્ગ કાપશે, પણ યંત્રથી ગતિમાન થયેલ જડ પદાર્થ તેમ કરી શકશે નહિ. બંદુકમાંથી ગોળી છૂટી એટલે સીધી નિશાન તરફ જ જવાની. તે રસ્તામાં નહિ ક્યાંય થોભે કે નહિ ક્યાંય આરામ કરે.

યંત્રબળથી ગતિ કરતું એક રોકેટ હમણાં ચંદ્રની

સપાટી પર પહોંચ્યું કહેવાય છે. તે ત્યાં જઈને અથડાયું કે ઉતર્યું ? જો તેમાં જીવંત ક્રિયાશક્તિ હોત તો તે શીતસરનું ઉતરાણ કરત, પણ એ હતી જડ શક્તિ, એટલે અથડાયા સિવાય બીજું પરિણામ શું આવે ? રૉકેટમાં મનુષ્યોને મોકલવાના પ્રયત્નો થાય છે, તે એટલાજ માટે કે યંત્ર પર કાબૂ રહી શકે, તેની દિશા બદલવી હોય તો દિશા બદલી શકે અને ધાર્યું ઉતરાણ કરી શકે."

આ રીતે જડની ક્રિયાશક્તિમાં અને આત્માની ક્રિયાશક્તિમાં ઘણો મોટો તફાવત છે.

જો આત્મા શુભ ક્રિયાઓમાં પ્રવૃત્ત થાય તો પુણ્યનો સંચય કરે છે અને અશુભ ક્રિયાઓમાં પ્રવૃત્ત થાય તો પાપનો સંચય કરે છે. આ પુણ્ય-પાપનાં ફળ તેને આ લોકમાં કે પરલોકમાં અવશ્ય ભોગવવા પડે છે, તેથી જ આત્માને કર્મનો કર્તા અને ભોક્તા માનવામાં આવ્યો છે.

કેટલાક કહે છે કે આત્મા પોતે કંઈ પણ ક્રિયા કરતો નથી, પણ ઈશ્વર તેને ક્રિયા કરવાની પ્રેરણા કરે છે, એટલે તે સારી કે ખોટી ક્રિયા કરવામાં પ્રવૃત્ત થાય છે.× અહીં પ્રશ્ન એ થાય છે કે જો ઈશ્વર જ આત્માને ક્રિયા કરવાની

---

× ईश्वरप्रेरितो गच्छेत्, स्वर्गं या श्वभ्रमेव वा ।
अज्ञो जन्तुरनीशोऽयमात्मनः सुखदुःखयोः ॥

'ઈશ્વરની પ્રેરણાથી જીવ સ્વર્ગમાં અથવા નરકમાં જાય છે. તેમ જ ઈશ્વરની પ્રેરણા વિના, આ જીવ પોતાને સુખ મેળવવામાં કે દુઃખ મેળવવામાં સમર્થ નથી.'

પ્રેરણા કરતો હોય તો માત્ર મારાં કામો કરવાની જ પ્રેરણા કેમ કરતો નથી? ખરાબ કે દુષ્ટ કામો કરવાની પ્રેરણા શા માટે કરે છે? ખરાબ કે દુષ્ટ કામો કરવાનું પરિણામ દુઃખ-પ્રાપ્તિમાં જ આવે, એટલું આપણે સામાન્ય બુધ્ધિના માણસો પણ જાણીએ છીએ, તો સર્વજ્ઞ એવા ઇશ્વરની ધ્યાન બહાર એ વસ્તુ કેમ હોય? જો એ વસ્તુ ધ્યાનમાં હોવા છતાં તે પ્રાણીઓ પાસે દુષ્ટ કામો કરાવે તો એનો અર્થ એ થયો કે પ્રાણીઓને તે જાણીબૂઝીને દુઃખનાં દરિયામાં ધકેલી દે છે. તો પછી 'મહાદયાળુ' 'કૃપાસિંધુ' 'પરમપિતા' એ વિશેષણો સાર્થક શી રીતે થવાનાં?

દુનિયાનો કાયદો તો એમ કહે છે કે જે ગુનો કરે તે સજાને પાત્ર અને ગુનો કરાવે તે પણ સજાને પાત્ર. કોઈને ગુનો કરવાની ઉશ્કેરણી કરવા માટે ઇંડિયન પીનલ કોડમાં ૧૧૪ મી અને ૧૦૯ મી કલમો રાખેલી છે, તે જાણો છો ને? એટલે પ્રાણીઓ પાસે દુષ્ટ કાર્યો કે ગુનો કરાવવા માટે ઇશ્વર પણ સજાને પાત્ર જ ગણાય. અહીં કોઇ એમ કહે કે 'ઇશ્વર સહુથી મોટો છે, તેથી તેને સજા ભોગવવાની હોય નહિ,' તો આમા ન્યાય કયાં રહ્યો? મોટા ગુનો કરવાની પ્રેરણા કરીને છુટી જાય અને નાના ગુનો કરવાની સજા ભોગવ્યા જ કરે એ તો હડહડતો અન્યાય જ કહેવાય. જો ખરાબ કામ માટે શિક્ષા થતી હોય—થાય જ છે—તો તે બંનેને થવી જોઈએ અને સરખા પ્રમાણમાં થવી જોઇએ. આમ ઇશ્વરને કર્મનો પ્રેરક માનવા

જતાં તેનામાં અનેક દોષોનો આરોપ થાય છે, એટલે એમ માનવું યોગ્ય નથી.

પરંતુ આ સિદ્ધાંતની સહુથી વધારે ખરાબી તો ત્યારે પ્રકટ થાય છે કે જ્યારે મનુષ્યો અનેક પ્રકારનાં દુષ્ટ કર્મો કરવા છતાં પોતાને જવાબદાર માનતા નથી અને તેના દોષનો સર્વ ટોપલો ઇશ્વરને માથે ઓઢાડે છે. 'તેં દારૂ કેમ પીધો?' તો કહે કે 'ઇશ્વરે પ્રેરણા કરી.' 'તેં માંસ કેમ ખાધું?' તો કહે કે 'ઇશ્વર પ્રેરણા કરી.' 'તેં અમુકને ત્યાં ચોરી કેમ કરી?' તો કહે કે 'ઇશ્વરે પ્રેરણા કરી' અને 'તે અમુકની સ્ત્રી સાથે વ્યભિચાર કેમ કર્યો?' તો પણ કહે કે 'ઇશ્વર મને પ્રેરણા કરી.'

થોડા વખત પહેલાંનો જ એક કિસ્સો છે. એક મનુષ્યનાં મનમાં એવી ભ્રમણા થવા માંડી કે 'મારાં ઘરના બધા માણસો દુષ્ટ છે.' આથી તેણે એક રાત્રે ઇશ્વરનું સ્મરણ કર્યું અને 'હે ઇશ્વર! તું મને આ દુષ્ટોનો સંહાર કરી નાખવાનું બળ આપ' એવી પ્રાર્થના કરી બધાંનાં ખૂન કરી નાંખ્યાં. સવારે લોકોને ખબર પડી, એટલે તેમણે પોલીસને ખબર આપી અને પોલીસે ખૂનના આરોપસર તેની ધરપકડ કરી. તે અંગે કામ ચાલ્યું, ત્યારે ન્યાયાધીશે પૂછ્યું કે 'તેં આ બધાનાં ખૂન શા માટે કર્યા?' ત્યારે પેલાએ જવાબ આપ્યો કે 'ઇશ્વરે મને પ્રેરણા કરી, એટલે મેં આ ખૂનો કર્યાં છે.' આ સાંભળી ન્યાયાધીશે કહ્યું કે 'ઇશ્વર મને એવી પ્રેરણા કરે છે કે તને ફાંસીની સજા કરવી, એટલે તને ફાંસીની સજા ફરમાવું છું.'

ઇશ્વરને કર્મનો પ્રેરક માનવા જતાં ન્યાય અને નીતિનું તથા સંયમ અને સદાચારનું કેવું દેવાળું નીકળી જાય છે, તે આ પરથી સ્પષ્ટ સમજી શકાશે, એટલે સારાં અને ખોટાં બંને કર્મોનો કર્તા આત્મા જ છે અને તેનાં ફળો તેને અવશ્ય ભોગવવાં પડે છે.

બૃહદારણ્યક ઉપનિષદ્‌માં એક સ્થળે કહ્યું છે કે ' यथाकारी यथाचारी तथा भवति, साधुकारी साधुर्भवति, पापकारी पापो भवति, पुण्यः पुण्येन कर्मणा भवति, पापः पापेन । अथो खल्वाहुः काममय एवायं पुरुष इति स यथाकामो भवति, तत्क्रतुर्भवति, यत्क्रतुर्भवति तत्कर्म कुरुते तदभिसंपद्यते । —માણુસ જેવું કામ કરે છે ને જેવું આચરણ રાખે છે, તેવો તે બને છે. સારું કામ કરનારો સારો બને છે, પાપનું કામ કરનારો પાપી બને છે. તેથી જ કહ્યુ છે કે માણુસ કામનાઓનો બનેલો છે. જેવી તેની કામના હોય, તેવો તે નિશ્ચય કરે; જેવો નિશ્ચય કરે તેવું કામ કરે, જેવું કામ કરે તેવું ફળ મેળવે. '

આ શબ્દો સાંભળ્યા પછી કોઇને આત્માની કર્તૃત્વ અને ભોક્તૃત્વ શક્તિ વિષે કંઇ પણ શંકા રહેવી ન જોઇએ.

આત્માની ક્રિયાશક્તિને કામે લગાડવી, તેને પુરુષાર્થ કહેવાય છે. આ પુરુષાર્થના યોગે જ ધર્મની આરાધના થઈ શકે છે. પુરુષાર્થ ન કરો તો અહિંસા પાળી શકાય નહિ, તેમજ સંયમમાં સ્થિરતા આવે નહિ. ધર્મ થવો હશે તો થશે એમ માનીને બેસી રહો તો ધર્મનું આરાધન કદી પણ થઇ શકે જ નહિ. તે માટે દૃઢ સંકલ્પ કરવો જોઇએ અને આત્માનું

વીર્યં બરાબર ફોરવવું જોઈએ હસ અને કેશવની વાત સાભળો, એટલે તમને આ વાતની ખાતરી થશે

### હસ અને કેશવની વાત

એક ગામની બહાર બે ભાઈઓ ચાલ્યા જતા હતા તેમા હસ મોટો હતો અને કેશવ નાનો હતો રસ્તામા ગુરુ મહારાજ મળ્યા તેમણે બનેને ઉપદેશ આપ્યો કે 'રાત્રિભોજન એ નરકનો દરવાજો છે, માટે તેનો ત્યાગ કરો ' તે વખતે બને ભાઈઓએ રાત્રિભોજન ન કરવાની પ્રતિજ્ઞા લીધી

કામથી પરવારી ઘરે પાછા ફર્યા, ત્યારે રાત્રિ પડી ગઈ હતી, એટલે તેમણે જમવાની ના પાડી દીધી પિતાએ પૂછ્યુ કે 'કેમ જમવુ નથી ?' ત્યારે તેમણે પોતાની પ્રતિજ્ઞાની વાત કરી પિતાને આ બિલકુલ ગમ્યુ નહિ તેમણે ઘરમા કહી દીધુ કે 'આવતી કાલથી આમને દિવસના ભાગમા કઈ પણ ખાવાનુ આપશો નહિ '

સવારે બનેને દુકાને લઈ ગયા અને સાજ સુધી છોડયા નહિ રાત્રે પાછા આવ્યા ત્યારે માતાએ ભોજન આગળ ધર્યું, પણ પ્રતિજ્ઞામા દઢ રહીને બને જણાએ જમવાની ના પાડી દીધી માબાપને થયુ કે આજે નહિ તો કાલે જમશે

બીજા દિવસે પણ પિતાએ તેમને દુકાને લઈ જઈ સાજે છોડયા અને તેઓ રાત્રે ઘરે પહોચ્યા આ વખતે તેમની આગળ ખાવાનુ ધરવામા આવ્યુ, પણ તેમણે એની સામે નજર પણ કરી નહિ આમ કરતા ચોથો દિવસ થયો

ત્યારે પિતાએ કહી દીધું કે 'મારાં ઘરમાં રહેવું હોય તો રાતે જમવું પડશે, નહિ તો તમે તમારો રસ્તો શોધી લો.' આથી બંને ભાઈઓ ત્યાંથી ચાલતા થયા. પણ એ વખતે હંસને કંઇક ઢીલો જોઇ પિતાએ તેનો હાથ પકડી લીધો અને તેને ઘરમાં રાખ્યો.

કેશવ પોતાની પ્રતિજ્ઞામાં અચળ છે, પરંતુ બને છે એવું કે દિવસે કંઈ ખાવાનું મળતું નથી, એટલે તેને કડાકા ઉપર કડાકા થાય છે. આ રીતે સાતમો દિવસ થયો, ત્યારે તે મધ્યરાત્રિના સમયે ભંડીરવ યક્ષનાં મંદિર પાસે આવી પહોંચ્યો.

પૂનમની રાત્રિ છે અને લોકો ત્યાં યક્ષની પ્રાર્થના કરતાં બેઠા છે. તેમને એવી પ્રતિજ્ઞા છે કે આ વખતે કોઇ અતિથિ આવી પહોંચે તો તેને જમાડીને જમવું. તેઓ કેશવને જોતાં હર્ષમા આવી ગયા અને તેને જમાડવાની તૈયારી કરવા લાગ્યા. પરંતુ કેશવે જણાવી દીધું કે 'મારે જમવું નથી, માટે કંઇ તૈયારી કરશો નહિ.'

લોકો તેને વિનવે છે કે 'ભાઇ આમ શા માટે કરો છો? અમે બધા અહીં ભૂખ્યા બેઠા છીએ. તમે જમી લો, એટલે અમે પણ જમી શકીએ' સાત દિવસના કડાકા છે, લોકોની ખૂબ વિનંતિ છે, પણ કેશવ પોતાની પ્રતિજ્ઞામાંથી ચળતો નથી. તે લોકોને નમ્રતાપૂર્વક કહે છે કે 'મારે રાત્રે નહિ જમવાની પ્રતિજ્ઞા છે. માટે તમે સવાર સુધી થોભી જાઓ. પછી હું જમીશ.' લોકો કહે છે કે 'જો તમે

અત્યારે નહિ જમો, તો વાત કાલ મધરાત્રિ પર જશે અને ત્યાં સુધીમાં કેટલાક ભૂખના માર્યા મરી પણ જશે, માટે ભલા થઈને અમારું માનો. તમારે રાત્રે ન જમવાની પ્રતિજ્ઞા હોય તો પણ ઘણાનાં કલ્યાણની ખાતર રાત્રે જમો.' પરંતુ એ વચનો કેશવને તેની પ્રતિજ્ઞામાંથી ચલાવી શક્યા નહિ.

હવે એજ વખતે યક્ષ પ્રકટ થયો અને હાથમાં મુદ્‌ગર લઈ કેશવની સમક્ષ આવ્યો. તે ક્રોધથી ધમધમતો મોટા અવાજે કહેવા લાગ્યો કે 'આ લોકોનું કહ્યું તું કેમ માનતો નથી? જો જીવવું હોય તો અત્યારે જ જમી લે, નહિ તો આ મુદ્‌ગરથી તારું માથું ફોડી નાખીશ.'

યાત્રાળુઓ યક્ષને જોઈ હર્ષના પોકારો કરવા લાગ્યા, પણ કેશવની સ્થિતિ ઘણી કફોડી થઈ પડી. તે વિચાર કરે છે : 'હવે શું કરવુ ? આ યક્ષ મને જીવતો છોડશે નહિ તેનું કહ્યું માની લેવું અને જીવ બચાવવો કે પ્રતિજ્ઞા પાળીને પ્રાણનું બલિદાન આપવુ?' જો તેની જગાએ કોઈ કાચોપોચો માણસ હોત તો તેણે યક્ષની ધમકી સ્વીકારી લીધી હોત અને ચૂપચાપ જમી લીધુ હોત, પણ કેશવે ભારે હિંમત દાખવીને કહ્યુ કે 'આપને કરવું હોય તે કરો, બાકી અત્યારે મારાથી જમી શકાશે નહિ'

આ વખતે યક્ષ તેને પ્રતિજ્ઞા આપનાર ગુરુ મહારાજને હાજર કરે છે અને ગુરુ મહારાજ કહે છે કે 'હવે બહુ થયું. તું ઘણાનાં ભલાની ખાતર જમી લે.' પણ કેશવ વિચારમાં પડે છે : 'જે ગુરુએ મને રાત્રે ન જમવાની પ્રતિજ્ઞા આપી તે મને રાત્રે જમવાનું કેમ કહે ? માટે

આમાં કંઇક દગો લાગે છે.' એટલે તે કંઇ પણ બોલ્યા વિના ઊભો રહ્યો. ત્યારે યક્ષે કહ્યું કે 'જો તું નહિ માને તો તને પ્રતિજ્ઞા આપનાર આ ગુરુનો નાશ કરીશ અને તારો પણ નાશ કરીશ.' એમ કહીને તેણે ગુરુ પર મુદ્‌ગરનો પ્રહાર કર્યો. ગુરુ આર્ત્તનાદ કરવા લાગ્યા. પરંતુ હજીયે કેશવને લાગે છે કે 'મારા ગુરુ તો એવા શક્તિશાળી હતા કે તેને આ રીતે કોઇ યક્ષ સતાવી શકે નહિ અને તેઓ મને આ રીતે ખાવાની વિનંતિ પણ કરે નહિ, માટે મારે આનાથી છેતરાવું નહિ '

યક્ષે જોયું કે આથી પણ કેશવ ડગતો નથી, એટલે તે ગુરુને છોડીને તેના તરફ વળે છે અને દાંત કચકચાવીને મુદ્‌ગર ઉગામતા બોલે છે કે 'જોઇ લે મારી આજ્ઞા ન માનવાનું પરિણામ '

એક મહાબળવાન યક્ષનો લોખંડી મુદ્‌ગર માથા પર પડે ત્યાં માનવીનું શું ગજુ? પરંતુ ત્યા હકીકત જૂદી જ બની. તેનાં માથા પર તોળાયેલો મુદ્‌ગર અદૃશ્ય થયો, યક્ષ પણ અદૃશ્ય થયો અને યાત્રાળુઓ પણ અદૃશ્ય થયા. એક મહા તેજસ્વી દેવ તેની સમક્ષ ઊભો છે અને તે કહે છે કે "હે કેશવ! આ બધી દેવમાયા હતી, તારી આવી અડગ પ્રતિજ્ઞાથી હું પ્રસન્ન થયો છું, માટે તને ત્રણ વરદાન આપું છું. આજથી સાતમે દિવસે તું રાજા થઇશ, તારાં શરીરનો કોઇપણ ભાગ ધોઇ તે પાણી રોગીનાં શરીર પર છાંટીશ તો ગમે તેવો ભારે રોગ પણ મટી જશે, અને તારા આતુર

મને જે ઇચ્છા કરીશ તે હું પૂર્ણ કરીશ.' આટલું કહી દેવ અદૃશ્ય થયો.

બીજા દિવસે કેશવ એક નગરમાં દાખલ થયો અને ત્યાં પારણું કર્યું. છ દિવસ ત્યાં પસાર કર્યા. હવે તે રાત્રે સૂતો છે, ત્યાં ગામનો રાજા અપુત્રિયો મરણ પામે છે, એટલે મંત્રી વગેરે પંચદિવ્ય કરે છે, તેમાં હાથણીની સૂંઢમાં કળશ આપી નવા રાજાની શોધમાં નીકળે છે. તે હાથણી ચાલતાં ચાલતાં જ્યાં કેશવ સૂતો છે, ત્યાં આવે છે અને તેનાં માથે કળશ ઢોળે છે. એવી રીતે બીજાં પણ ચાર દિવ્યો થાય છે. આથી મંત્રીઓ વગેરે તેનો રાજા તરીકે સ્વીકાર કરી રાજમહેલમાં લઈ જાય છે અને તેને ગાદીએ બેસાડી તેનો વિધિસર અભિષેક કરે છે, આ રીતે દેવતાનું આપેલુ પ્રથમ વરદાન પૂરું થાય છે.

દુઃખી દુઃખી થઈ ગયો છું. તે દિવસે તારા ભાઈ હંસે રાત્રિભોજન કર્યું, તેમાં કોઈ ઝેરી જંતુની લાળ આવી ગઈ, આથી તેને ઉલટી અને ઝાડા થવા લાગ્યા. ઘણા ઉપચાર પછી પણ તેના પર કાબૂ આવ્યો નહીં, તેનું શરીર લીલું કાચ થઈ ગયું અને આખાં શરીરમાં વેદના થવા લાગી. ગમે તેટલા ઉપાયો કરવા છતાં આ વેદના મટી નહિ. આખરે એક અનુભવી વૃદ્ધ વૈદે કહ્યું કે તમે ત્રીસ દિવસ પહેલાં અમુક ઔષધ લઈ આવો તો તમારો પુત્ર સાજો થઈ શકશે, પછી કોઈ ઉપાય નથી.' એટલે હું ઔષધની શોધમાં નીકળ્યો છું અને ગામેગામ રખડી રહ્યો છું.'

આ સાંભળી કેશવને ઘણું દુઃખ થયું. પોતાનું અંગ ધોઈને તેનું પાણી પાય તો એનો રોગ જરૂર મટી જાય, પણ એ સેંકડો માઇલ દૂર, ત્યાં શું થાય? એવામાં દેવનું ત્રીજું વરદાન યાદ આવ્યું, એટલે પોતાને તથા પોતાના પિતાને પોતાનાં મૂળ ઘરે મૂકી દેવાની ઉત્કટ ઇચ્છા કરી અને દેવે તેમને થોડીજ વારમાં ત્યાં મૂકી દીધા. દેવો નિમિષ માત્રમાં ધાર્યું કાર્ય કરી શકે છે, એ ભૂલવાનું નથી.

કેશવે પોતાનું શરીર ધોઈને તે પાણી હંસને પાયું કે હંસનું શરીર મૂળ રંગમાં આવી ગયું અને તેની વેદના પણ શાંત થઇ ગઇ. બધાએ કેશવને ખૂબ ધન્યવાદ આપ્યા અને હવે પછી રાત્રિભોજન ન કરવાની પ્રતિજ્ઞાઓ લીધી. પછી પોતાના બધા કુટુંબીજનોને સાથે લઇ તે પોતાનાં રાજ્યમાં ગયો અને ધર્મનું પાલન કરી સુખી થયો.

તાત્પર્ય કે ધર્મનું આરાધન કરવું હોય તો દૃઢ સંકલ્પ અને પુરુષાર્થની જરૂર છે.

## પુરુષાર્થની પ્રતિષ્ઠા

વ્યવહારમાં પણ પુરુષાર્થની પ્રતિષ્ઠા ઓછી નથી. એક કામ હાથ ધરી તેની પાછળ સતત મંડયા રહેનાર ગમે તેવાં દુર્ઘટ કાર્યો પણ પાર પાડે છે અને યશ લાભના અધિકારી થાય છે મહાભારતના મોરચે જય મેળવવો એ જેવું તેવું કામ ન હતું, પણ પાંડવોએ પુરુષાર્થ છોડયો નહિ, તો આખરે યશસ્વી થયા અને આ દુનિયામા પોતાનું નામ અમર કરી ગયા. શ્રી રામચંદ્રજીએ લંકાના યુદ્ધમા વિજય શી રીતે મેળવ્યો ? સૈન્યમાં વાનરો હતા, સમુદ્ર તરવાનો હતો અને સામે મહાબળિયો રાવણ જેવો રાજા હતો, છતાં પુરુષાર્થને વળગી રહ્યા તો વિજયની વરમાળા તેમના ગળામાં પડી કવિઓ, લેખકો, પત્રકારો અને રાજદ્વારી પુરુષોનાં જીવનમાં પણ તમને આ હકીકતની પુષ્ટિ કરનારા અનેક દાખલાઓ મળી આવશે.

કેટલાક કહે છે કે લક્ષ્મી તો ભાગ્યનો ખેલ છે, પણ ભાગ્ય એ પૂર્વ ભવના પુરુષાર્થ વિના બીજું શું છે ? પૂર્વ ભવમાં જે પુણ્યની કમાણી કરી તેનું નામ ભાગ્ય, એટલે આખરે તો બધી વાત પુરુષાર્થ પર આવીને જ ઉભી રહે છે.

## પુરુષાર્થનાં પાંચ પગથિયાં

પુરુષાર્થના પાંચ પગથિયા માનવામા આવ્યા છે, તે

પણ તમારે જાણી લેવાં જોઈએ. **ઉત્થાન** એટલે આળસ મરડીને ઊભા થવું એ પહેલું પગથિયું છે. **કર્મ** એટલે કામે લાગવું એ બીજું પગથિયું છે. **બલ** એટલે સ્વીકારેલાં કાર્યમાં કાયા, વાણી અને મનનાં બળનો બને તેટલો ઉપયોગ કરવો એ ત્રીજું પગથિયું છે. **વીર્ય** એટલે સ્વીકારેલાં કામને પાર પાડવાનો ઉલ્લાસ રાખવો, આનંદ માણવો, એ ચોથું પગથિયું છે અને **પરાક્રમ** એટલે ગમે તેવી મુશ્કેલીઓનો સામનો કરીને ધૈર્યપૂર્વક ઊભા રહેવું એ પાંચમું પગથિયું છે. પ્રભુ મહાવીરે સાધનાકાલમાં કેવું પરાક્રમ દર્શાવ્યું હતું, તે તમે જાણો છો.

ગોશાળો કહેતો હતો કે ' જગતમાં બધા ભાવો નિયત છે, એટલે ઉત્થાન, કર્મ, બલ, વીર્ય અને પરાક્રમથી કંઈ પણ થવાનું નહિ. સુખ-દુઃખ નિયત છે અને તે પ્રાણીને અવશ્ય ભોગવવાં પડે છે. ' તેના આ નિયતિવાદની નિરર્થકતા પ્રભુ મહાવીરે કેવી રીતે દર્શાવી આપી, તેની નોંધ શાસ્ત્રમાં થયેલી છે.

## નિયતિવાદની નિરર્થકતા ઉપર સદ્દાલપુત્રનું દૃષ્ટાંત

પોલાસપુરમાં સદ્દાલપુત્ર નામે એક ગૃહસ્થ રહેતો હતો. તેની પાસે પુષ્કળ ધન હતું. એક કોટિ હિરણ્ય નિધાનમાં હતું, એક કોટિ વ્યાજે ફરતું હતું અને એક કોટિ પોતાના વ્યવહારધંધાના ઉપયોગમાં હતું. તેની પાસે દશ હજાર ગાયો હતી. તેની ગાલીકીનાં પાંચસો હાટ પોલાસપુર નગરીની બહાર આવેલાં હતાં. તેમાં તેણે અનેક માણસોને

રોકયા હતાં. તેઓ વાસણ તથા બીજી વસ્તુઓ બનાવતા હતા અને રાજમાર્ગમાં લઈ જઈને વેચતા હતા. સદ્દાલપુત્રની પત્નીનું નામ અગ્નિમિત્રા હતું.

સદ્દાલપુત્ર ગોશાલાનો ભક્ત હતો, એટલે નિયતિવાદમાં દઢ શ્રદ્ધાવાળો હતો. એક વાર તે પોતાના બગીચામાં બેઠો હતો, ત્યાં આકાશવાણી થઈ કે ' આવતી કાલે અહીં એક સર્વજ્ઞ, સર્વદર્શી, ત્રૈલોકયપૂજિત મહાપુરુષ પધારશે. તેમને તું વદન કરજે અને અશનપાનાદિનું નિમત્રણ કરજે. '

મદ્દાલપુત્ર સમજ્યો કે આવા મહાપુરુષ તો મારા ગુરુ ગોશાલક વિના બીજા કોઈ હોય નહિ પરંતુ બીજા દિવસે શ્રમણ ભગવાન મહાવીર ત્યાં પધાર્યા. આકાશવાણી થઈ હતી, એટલે સદ્દાલપુત્ર તેમનાં દર્શને ગયો. તે વખતે ભગવાને આકાશવાણીની વાત કહી. આથી સદ્દાલપુત્ર આશ્ચર્ય પામ્યો અને તેમના પ્રત્યે શ્રદ્ધાવાળો થયો. પછી તેણે ભગવાનને પોતાની જોઈતી વસ્તુઓ લેવાનું નિમત્રણ આપ્યું.

એક વાર સદ્દાલપુત્ર કાચાં વાસણોને તડકે સૂકવતો હતો ત્યાં ભગવાન પધાર્યા અને તેમણે કહ્યુ : ' હે સદ્દાલપુત્ર ! આ વાસણ કેવી રીતે બન્યું છે ? ' સદ્દાલપુત્રે કહ્યુ : ' ભગવન્ ! પહેલાં તો તે માટીરૂપે હતું. પછી તેને મસળીને ચાકડે ચડાવવામાં આવ્યું, ત્યારે હવે તે વાસણરૂપે બન્યું છે. '

ભગવાને કહ્યુ : ' તેમાં ઉત્થાન, કર્મ, બલ, વીર્ય અને પરાક્રમની જરૂર પડે કે નહિ ?' આ પ્રશ્નથી સદ્દાલપુત્ર ચમકયો,

પણ તેણે પોતાના આજીવિક સિદ્ધાંત પ્રમાણે જવાબ આપ્યો કે ' ભગવન્ ! ઉત્થાન, કર્મ, બલ, વીર્ય અને પરાક્રમ વિના જ નિયતપણે તે બન્યે જાય છે.

ભગવાને કહ્યું : ' હે સદ્દાલપુત્ર ! કોઈ માણસ તારાં આ વાસણો ઉપાડી જાય, ફેંકી દે કે ફોડી નાખે અથવા તારી આ અગ્નિમિત્રા ભાર્યા સાથે ભોગો ભોગવે તો તું તેને શિક્ષા કરે કે નહિ ? '

સદ્દાલપુત્રે કહ્યું : ' હે ભગવન્ ! તો હું જરૂર તે દુષ્ટ પુરુષને પકડું, બાંધું અને મારું. '

ભગવાને કહ્યુ : ' જો બધું કોઈનાં ઉત્થાન, કર્મ, બલ, વીર્ય અને પરાક્રમ વિના નિયતપણે બનતું હોય તો કોઈ વાસણ ચોરતું નથી, ફોડતું નથી કે તારી સ્ત્રી સાથે ભોગ ભોગવતું નથી, તો પછી તું શા માટે એ પુરુષને પકડે, બાંધે અને મારે ? તારે હિસાબે તો આ બધુ નિયત છે અને કોઈના પ્રયત્ન વિના બન્યે જાય છે. '

આ શબ્દોએ સદ્દાલપુત્રની આંખ ઉઘાડી નાખી. પછી તેણે ભગવાનનો સિદ્ધાંત સાંભળવાની ઇચ્છા કરી. ભગવાને તેને પોતાનો સિદ્ધાંત સારી રીતે સમજાવ્યો, એટલે તેણે પોતાની સ્ત્રીસહિત ભગવાનના સિદ્ધાંતનો સ્વીકાર કર્યો અને તેમની પાસે શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કર્યાં. આ વ્રતોનું પાલન તેણે એવી દૃઢતાથી કર્યું કે તે પ્રભુ મહાવીરના સુપ્રસિદ્ધ શ્રાવકોમાં સ્થાન મેળવી શક્યો×

× ભગવાન બુદ્ધે પણ ગોશાલકના નિયતિવાદને નિકૃષ્ટ ગણ્યો

જેમ કર્મને લીધે આત્માની જ્ઞાન–દર્શનશક્તિ દબાય છે, તેમ ક્રિયાશક્તિ પણ દબાય છે. તેથી જ જૂદાં જૂદાં પ્રાણીઓમાં તેની તરતમતા જણાય છે. જ્યારે કર્મનાં આવરણો સદંતર હઠી જાય છે, ત્યારે આત્મા આ શક્તિનો સ્વામી છે, એ વાત સિદ્ધ થાય છે. પરમાત્મા મહાવીર સ્વામીએ જન્મ્યા તે જ રાત્રિએ મેરુ પર્વત ઉપર ચોસઠ ઇન્દ્રો વડે થતા અભિષેકના સમયે પોતાના પગના અંગૂઠાનાં જરાક દબાણથી લાખ જોજનનો મેરુ પર્વત કંપાવ્યો, તેવી શક્તિ આપણામાં પણ છે, પણ આપણી શક્તિ કર્મથી દબાયેલી છે. આખા જગતનો ધ્વંસ અને રક્ષણ કરવાની તાકાત આત્મામાં રહેલી છે. કર્મને લીધે આપણે કમજોર છીએ. કર્મનો ધ્વંસ થતાંની સાથે જ આત્મા અનંત બલી બને છે.

---

હતો અંગુત્તરનિકાયના મક્ખલિવર્ગમાં કહ્યું છે કે 'હે ભિક્ષુઓ! આ અવનિ ઉપર મિથ્યાદૃષ્ટિ જેવો બીજો કોઈ અહિતકર પાપી નથી મિથ્યાદૃષ્ટિ એ સર્વ પાપીઓમાં શિરોમણિ છે, કારણ કે તે સદ્ધર્મથી વિમુખ રાખે છે. હે ભિક્ષુઓ! આવા મિથ્યાદૃષ્ટિ જીવો ઘણા છે, પણ મોઘપુરુષ ગોશાલક જેવું અન્યનું અહિત કરનાર હું બીજા કોઈને જોતો નથી. સમુદ્રમની જાળ જેવી રીતે અનેક માછલીઓ માટે દુઃખદાયી, અહિતકર અને ઘાતક નિવડે છે, તેવી રીતે આ સંસારસાગરમા મોઘપુરુષ ગોશાલક અનેક જીવોને ભ્રમમાં નાખીને દુઃખદાયક અને અહિતકર નીવડે છે.........મક્ખલિ ગોશાલકનો વાદ બધા શ્રમણવાદોમાં નિકૃષ્ટ છે.'

## શ્રદ્ધા

પુરુષાર્થ શ્રદ્ધાથી ઉદ્ભવે છે અને શ્રદ્ધાથી જ આગળ વધે છે. તમારાં મનમાં એવી શ્રદ્ધા હોય કે હું અમુક રસ્તે ચાલીશ અને અમુક અંતર વટાવીશ તો અમુક સ્થળે પહોંચાશે, ત્યારે જ તમે એ ગામ તરફનો રસ્તો પકડો છો અને ચાલવા માંડો છો. તમારાં મનમાં એવી શ્રદ્ધા હોય કે હું અમુક જાતનું ભોજન કરીશ તો મારું શરીર સારું–નરવું રહેશે, તો જ તમે એ જાતનું ભોજન કરો છો અને તમારાં મનમાં એવી શ્રદ્ધા હોય કે હું અમુક ધંધો કરીશ તો ધન કમાઈશ, ત્યારે જ તમે એ ધંધો કરવા તૈયાર થાઓ છો ને એ ધંધો કરવા લાગો છો.

મનુષ્ય દોરડાના આધારે ગમે તેવી ઊંચી ભીંત પર ચડી જાય છે, પણ એ દોરડું તૂટે તો શું પરિણામ આવે છે? શ્રદ્ધાની બાબતમાં પણ એમ જ સમજવાનું છે, કારણ કે એ પણ એક જાતનું આલંબન છે. જ્યાં શ્રદ્ધા તૂટી, વિશ્વાસ ડગ્યો, એટલે પ્રવૃત્તિ ખલાસ. આ ધંધામાં બરકત આવવાની નથી, એમ તમારાં મનમાં પાકું ઠસ્યા પછી તમે એ ધંધો કરો ખરા?

ધર્માચરણની બાબતમાં શ્રદ્ધાને પહેલી મૂકવામાં આવે છે. શ્રદ્ધા વિનાની ક્રિયા પૂર્ણ ફલ આપતી નથી. જો તમને ધર્મપ્રવર્તક પ્રત્યે શ્રદ્ધા હોય, ધર્મગુરુ પ્રત્યે શ્રદ્ધા હોય અને તેમના દ્વારા ઉપદેશાતા સિદ્ધાંતો પ્રત્યે શ્રદ્ધા હોય તો એ

સિદ્ધાંતોને આચરણમાં મૂકવા તૈયાર થાઓ, એટલે પ્રથમ પુષ્ટિ શ્રદ્ધાની કરવામાં આવે છે.

શ્રદ્ધા કોના પર મૂકવી ? તે પણ વિચારવા જેવું છે ખોટી દવા પર શ્રદ્ધા રાખીને તેનું સેવન કર્યા કરીએ તો ફાયદો દૂર રહે અને નુકશાન જરૂર થાય. દેવ, ગુરુ અને સિદ્ધાંતોની બાબતમાં પણ એમ જ સમજવાનું છે જેઓ કુદેવ, કુગુરુ અને કુવચનમાં શ્રદ્ધા રાખીને તેને અનુસરે છે, તેમને ફાયદો થવાને બદલે નુકસાન અવશ્ય થાય છે તેથી જ શાસ્ત્રકારોએ દેવ, ગુરુ અને પ્રવચનની પરીક્ષા કરવાનું કહ્યું છે અને તેમાં જે સમ્યક્ એટલે સાચા જણાય તેને અનુ સરવાનો આદેશ આપ્યો છે.

સુદેવ, સુગુરુ અને સુધર્મ પરની શ્રદ્ધાને સમ્યકત્વ કહેવામા આવે છે સમ્યકત્વના પ્રતાપે જ જ્ઞાન અને ક્રિયા સફળ થાય છે એક મનુષ્ય બહુશ્રુત હોય અને ધાર્મિક ક્રિયા પણ કરતો હોય, પરંતુ તે સમ્યકત્વથી રહિત હોય તો તેનો આધ્યાત્મિક વિકાસ થવાનો નહિ શાસ્ત્રકાર ભગવંતો કહે છે :

विना सम्यकत्वरत्नेन व्रतानि निखिलान्यपि ।
नश्यन्ति तत्क्षणादेव ऋते नायाद्यथा चमूः ॥
तद्विमुक्त क्रियायोगः प्राय स्वल्पफलप्रद ।
विनानुकूल्यवातेन कृषिकर्म यथा भवेत् ॥

'સમ્યકત્વ રત્ન વિના બધાં વ્રતો સેનાપતિ વિનાની સેનાની જેમ તરત જ નાશ પામે છે અનુકૂળ પવન વિના

જેમ ખેતી ફલદાયક થતી નથી, તેમ સમ્યક્ત્વ વિના બધી ક્રિયાઓ પ્રાયઃ અલ્પ ફળ આપનારી થાય છે.'

શ્રાવકનાં બાર વ્રતો સમ્યકત્વનું મૂલ કહેવાય છે, કારણ કે તેમાં પહેલું સમ્યકત્વ ઉચ્ચરાવવામાં આવે છે અને પછી વ્રતો અપાય છે.

સમ્યકત્વ વિષે આગળ ઘણું વિવેચન કરવાનું છે, તેથી અહીં તેનો વિસ્તાર નહિ કરીએ, પણ એટલું જણાવીએ છીએ કે 'સમ્યક્ત્વ એ આત્માનો મૂળ ગુણ છે, એટલે તેને બરાબર ખીલવો. જેનું સમ્યકત્વ નિર્મળ અને દૃઢ હશે તે એક કાળે અવશ્ય મુક્તિ પામશે.'

લોકો આનંદને શોધે છે. કોઈ ખાનમાં, કોઈ પાનમાં, કોઈ ગાનમાં તો કોઈ તાનમાં. કોઈને તે કંચનમાં દેખાય છે, તો કોઈને કામિનીમાં દેખાય છે. કોઈને તે મકાન–મહેલો માં દેખાય છે, તો કોઈને તે માનપાન ને અધિકારમાં દેખાય છે. પણ એ બધો ભ્રમ છે, માયાજાળ છે. એ કોઈમાં આનંદ નથી, આનંદ આપવાની શક્તિ નથી. આ તો કસ્તૂરિયા મૃગ જેવી સ્થિતિ છે. કસ્તૂરિયા મૃગને કસ્તૂરીની મીઠી સુગંધ આવે છે, એથી તે મોહિત બને છે અને આવી સુગંધ ક્યાંથી આવે છે? તે શોધવા આખા વનમાં ભમે છે, પણ તે એનું મૂળ સ્થાન શોધી શકતો નથી. કસ્તૂરી છે પોતાની ડુંટીમાં અને શોધે છે બહાર, તે ક્યાંથી મળે? આ રીતે આનંદનો સ્રોત વહે છે તમારા આત્મામાંથી અને શોધો છો બહાર, તે તમને ક્યાંથી મળે?

ખાનપાન, ગાનતાન વગેરેમાં તમે આનંદ માન્યો છે, માટે તે આનંદદાયક લાગે છે. અર્થાત્ એ આનંદ ખાનપાન, કે ગાનતાન વગેરેનો નથી, પણ તમારી માન્યતાનો છે. એ માન્યતા બદલાય તો તેમાંની કઈ વસ્તુ આનંદ આપી શકે ? અરુચિ રોગવાળાની આગળ મેવામીઠાઇના થાળ ધરો તો તે શું કહેશે ? 'મહેરબાની કરીને આ વસ્તુઓ દૂર લઈ જાઓ ' એ જ કે બીજું કંઇ ? કોઈ માણસનો યુવાન પુત્ર મરણ પામ્યો હોય અને તેની આગળ ગાનતાન કરવામાં આવે તો તે તરત જ બોલી ઉઠશે કે ' ભલા થઈને આ બધું બંધ કરો અને મને શાંતિથી બેસવા દો. ' કંચન પણ બધાને આનંદ આપી શકતું નથી. જેનું મન ત્યાગ-વૈરાગ્યથી વાસિત છે, તેને તે કંટક સમાન લાગે છે. કામિનીનું પણ તેવું જ છે. જ્યાં સુધી મનમાં મોહરાયનું તાંડવ ચાલુ હોય છે, ત્યાં સુધી તે આનંદજનક લાગે છે, પણ એ તાંડવ શમ્યું કે તે બંધનરૂપ ભાસે છે અને તેના પાશમાંથી છૂટવાનું મન થાય છે. માન્યતા બદલાય તો મહેલો કેદખાનાં જેવા લાગે છે, માનપાન મિથ્યોપચાર ભાસે છે અને અધિકાર અકળામણ જગાડનારો જણાય છે.

આત્મા આ બધી વસ્તુઓમાં આનંદ માને છે, તેનું કારણ તેની વિભાવ દશા છે. વિભાવ દશા એટલે મોહગ્રસ્ત સ્થિતિ. આ સ્થિતિ જેમ જેમ દૂર થતી જાય છે, તેમ તેમ તે સ્વભાવમાં આવતો જાય છે અને નિજાનંદ માણતો થાય છે.

આત્માના ખજાનામાં આનંદ ઠાંસી ઠાંસીને ભર્યો છે,

એટલે જ તે આનંદઘન કહેવાય છે. આ આનંદ કદી ખૂટે એવો નથી, કદી નાશ પામે એવો નથી, એટલે તે અક્ષય અને અવિનાશી છે. સિદ્ધ ભગવંતો આવો આનંદ સદા માણી રહ્યા છે અને તેજ સર્વે આત્માર્થી પુરુષોનું લક્ષ્ય છે.

તમે મોહને છોડો, એટલે આ આનંદનો અનુભવ થશે. એક વાર આ આનંદનો અનુભવ થયો કે પછી તમને પૌદ્ગલિક આનંદ ગમશે નહિ, પૌદ્ગલિક આનંદની ઇચ્છા થશે નહિ. જેને ચક્રવર્તીનુ ભોજન મળતું હોય તે કુસકા-કોદરીનાં ભોજનની ઇચ્છા શા માટે કરે ?

અમે તમને આ વ્યાખ્યાનના પ્રારંભમાં જ કહ્યું હતું કે 'આત્માનો ખજાનો અપૂર્વ છે, તેની સરખામણી આ જગતના કોઇ પણ પાર્થિવ પદાર્થથી થઇ શકે તેમ નથી,' એ વચનોનો મર્મ હવે બરાબર સમજાય છે ને ?



## વ્યાખ્યાન અગિયારમું

# સર્વજ્ઞતા

મહાનુભાવો !

શ્રી ઉત્તરાધ્યયનસૂત્રનાં છત્રીશમા અધ્યયનમાંથી ઉદ્ભવેલા આત્માના વિષય પર અત્યાર સુધીમાં કેટલુંક વિવેચન થઇ ગયું છે, તે તમને યાદ હશે. મુદ્દાની વાતો તો તમે નહિ જ ભૂલ્યા હો. સાંભળેલા વિષય પર ચિંતન–મનન કરવાથી તે બરાબર યાદ રહે છે અને તેનું રહસ્ય પણ હૃદયમાં ઊંડું ઉતરે છે. પરંતુ અહીં સાંભળેલું અહીં જ મૂકતા જાઓ તો સ્થિતિ રળિયા ગઢવી જેવી સમજવી. ' રળિયા ગઢવી કયાં ગયા 'તા તો કહે ઠેરના ઠેર. ' સ્વાધ્યાયના પાંચ પ્રકારોમાં ત્રીજો પ્રકાર પરાવર્તનાનો છે. એનો અર્થ એ છે કે જે કંઇ શીખ્યા હોઈએ, તેને વારંવાર યાદ કરતાં રહેવું. એક ગુરુ ચેલાને પૂછે છે કે—

પાન સડે, ઘોડા હડે, વિદ્યા વિસર જાય;
તવા ઉપર રોટી જલે, કહો ચેલા કયું થાય ?

' હે ચેલા ! નાગરવેલનાં પાન સડી રહ્યાં છે, ઘોડો હડ કરી રહ્યો છે, શીખેલી વિદ્યા ભૂલાઈ રહી છે અને તવા ઉપર નાખેલી રોટલી બળી રહી છે, તેનું કારણ શું ? '

ચેલો બુદ્ધિશાળી છે. તે ચારે પ્રશ્નનો એકજ ઉત્તર

આપે છે કે 'ગુરુજી ફેરવ્યા વિના.' એટલે નાગરવેલનાં પાનને ફેરવ્યા હોત તો તે સડત નહિ, ઘોડાને રોજ ફેરવ્યા કર્યો હોત તો તે હઠીલો બનત નહિ, શીખેલી વિદ્યાને ફેરવ્યા કરી હોત તો તે ભૂલાત નહિ અને તવા પર રોટલી નાખ્યા પછી તેને ફેરવી હોત તો તે બળી જાત નહિ. એટલે જે કંઈ શીખો—સાંભળો તેને ફેરવતા રહેવાની જરૂર છે.

ગત વ્યાખ્યાનોમાં કેવળજ્ઞાન યાને સર્વજ્ઞતા વિષે નિર્દેશ થયેલો છે, તે સંબંધી આજે કેટલુંક વિવેચન કરીશું.

જ્ઞાન અને દર્શન આત્માનો સ્વભાવ છે, તેથી આત્મા કદી પણ જ્ઞાન અને દર્શનરહિત હોતો નથી. આત્મા જ્યારે મૂળ નિગોદ—અવસ્થામાં હોય છે, ત્યારે તેનું જ્ઞાન ઓછામાં ઓછું હોય છે અને જ્યારે તે કેવલજ્ઞાની બને છે, ત્યારે તેનું જ્ઞાન વધારેમાં વધારે હોય છે. કેવલજ્ઞાની એટલે પૂર્ણ-જ્ઞાની, સર્વજ્ઞ. તે સર્વ પદાર્થોના સર્વ પર્યાયો બરાબર જાણી-જોઇ શકે, તેમજ ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની તમામ હકીકતો માલુમ કરી શકે.

કર્મવશાત્ સંસારમાં પરિભ્રમણ કરી રહેલો આત્મા દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકી એ ચાર પૈકી એકગતિમાં અવશ્ય હોય, તેમાં કેવળજ્ઞાન કઈ ગતિમાં થાય? તે પ્રથમ બતાવીશું.

સામાયિકની સામગ્રી મળી જાય અર્થાત્ ચારિત્રની પ્રાપ્તિ થાય તો અમારું દેવત્વ સફલ થાય,× પણ એ સામગ્રી તેમને પ્રાપ્ત થતી નથી. દેવોને અવધિજ્ઞાન જન્મથી હોય છે પણ ચારિત્રના અભાવે તેઓ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શકતા નથી

નારકીના જીવો દેવની માફક જન્મથી જ અવધિજ્ઞાન વાળા હોય છે, પણ નિરંતર દુખનો અનુભવ કરતા હોય છે, તેથી ચારિત્રપરિણામી થતા નથી, એટલે તેમને પણ કેવળજ્ઞાન થઈ શકે નહિ

તિર્યંચોની હાલત કેવી કફોડી હોય છે, તે તમે જાણો છો. ભૂખ, તરસ, ટાઢ, ગરમી તથા બીજા અનેક જાતના ઉપદ્રવો તેમને સહન કરવાના હોય છે, તેમા ચારિત્રના પરિણામ ક્યાથી હોય? તિર્યંચોને—સજ્ઞી પચેન્દ્રિયોને નિમિત્તવશાત્ જાતિ સ્મરણજ્ઞાન થાય છે અને તેઓ પોતાનો પૂર્વભવ જોઈ શકે છે તથા તેમને નિમિત્તવશાત્ અવધિજ્ઞાન પણ થાય છે,*પરતુ ચારિત્રના અભાવે+તેઓ કેવળજ્ઞાન પામી

×सामाइयसामग्गि, देवा वि चिंतति हिययमज्झम्मि ।
जइ होइ मुहुत्तमेग, ता अम्ह देवत्तण सुलह ॥

* શ્રી તત્ત્વાર્થસૂત્રના પ્રથમ અધ્યાયમા 'यथोक्तनिमित्त षड्विकल्प शेषाणाम् ॥ २३ ॥ એ સૂત્રથી નારક અને દેવ સિવાયના બીજાઓને નિમિત્તવશાત્ અવધિજ્ઞાન થાય છે, અને તે છ પ્રકારનુ હોય છે, એમ જણાવેલુ છે

+ તિર્યંચોમા મહાવ્રતોનો આરોપ હોવા છતા તેમને ચારિત્રના પરિણામોનો અભાવ હોય છે, આ વસ્તુ શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે વિશેષાવશ્યકભાષ્ય નામના ગ્રથમા સ્પષ્ટ કરી છે

શકતા નથી.

બાકી રહી મનુષ્યગતિ. તેમાં ચારિત્ર હોવાથી કેવળજ્ઞાન સંભવે છે. મનુષ્યગતિને—મનુષ્યભવને શ્રેષ્ઠ માનવાનું જો કોઇ પણ કારણ હોય તો તે આજ છે. મનુષ્યભવ વિના ચારિત્ર નથી, ચારિત્ર વિના કેવળજ્ઞાન નથી અને કેવળજ્ઞાન વિના મુક્તિ નથી.

જ્ઞાનના મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યય અને કેવળ એવા જે પાંચ પ્રકારો કહ્યા છે, તે પાંચે મનુષ્યને વિષે સંભવે છે. મતિ અને શ્રુતજ્ઞાન તેને સહજ હોય છે તથા અવધિ, મનઃપર્યય અને કેવળજ્ઞાન લબ્ધિજન્ય હોય છે.

કેવળજ્ઞાન કોઇનું આપ્યુ આવતું નથી, પણ તે જાતે જ મેળવવાનું હોય છે. જે પુરુષાર્થ કરે અર્થાત્ સંયમ–તપ –જપ–ધ્યાનના માર્ગે વિચરે અને તેમાં અપ્રમત્ત રહે તેને તે પ્રાપ્ત થાય છે. આજ સુધીમા અનંત કેવળીઓ થઈ ગયા છે, તે બધાએ કેવળજ્ઞાનની પ્રાપ્તિ આ રીતે જ કરેલી છે અને હવે પછી જે અનત કેવળી થવાના છે, તેઓ પણ આ રીતે જ કેવળજ્ઞાનની પ્રાપ્તિ કરશે.

કેવળજ્ઞાની પોતાનું પણ ભલુ કરે છે અને દુનિયાનું પણ ભલુ કરે છે. તમારે પણ પોતાનું તથા દુનિયાનુ ભલુ કરવું હોય તો કેવળજ્ઞાની બનવાનુ ધ્યેય રાખવું જોઈએ. કોઈ એમ કહેતું હોય કે આવું ધ્યેય રાખવાથી શો ફાયદો ? કેવળજ્ઞાન તો હાલ પ્રાપ્ત થવાનુ નથી, તો એ કહેવું સમજણ વિનાનુ છે. આજે વેપાર કરીએ અને આજે જ લક્ષા-

ધિપતિ થઈ જઈએ એવું હોતું નથી, છતાં વેપાર કરવામાં આવે છે, તેનું કારણ શું ? કારણ એજ કે ભવિષ્યમાં મોટો નફો થવાની ધારણા છે. તો અહીં પણ ભવિષ્યમાં થનારા મોટા લાભને ધ્યાનમાં રાખીને કેવળજ્ઞાની બનવાનું ધ્યેય રાખવાનું છે. આ ભવે નહિ તો બીજા ભવે, બીજા ભવે નહિ તો ત્રીજા ભવે, ત્રીજા ભવે નહિ તો તેરમા ભવે અને તેરમા ભવે નહિ તો તેંતાલીશમા ભવે, પણ કેવળજ્ઞાની થવું એ સાચું, એવો દૃઢ સંકલ્પ મનમાં કર્યો હશે અને તે અનુસાર પુરુષાર્થ કરવા માંડયો હશે, તો એક કાળે તમે અવશ્ય કેવળજ્ઞાની થવાના. દૃઢ સંકલ્પ અને પુરુષાર્થ જીવનને સફળ બનાવવાના અમોઘ ઉપાયો છે, એ કદી પણ ભૂલતા નહિ.

આજે આપણને કોઈ એમ પૂછે કે તમારી પીઠ પાછળ શું થઈ રહ્યુ છે ? તો તે આપણે કહી શકતા નથી, કારણ કે આપણી જોવાની શક્તિ મર્યાદિત છે. પણ કેવળજ્ઞાન-કેવલદર્શનની પ્રાપ્તિ થાય તો આપણે પીઠપાછળ શું થઈ રહ્યુ છે, તે જોઈ શકીએ. ભીંત પાછળ શું થઈ રહ્યુ છે, તે પણ જોઈ શકીએ; અંધારા ભોંયરામાં શું બની રહ્યુ છે તે પણ જોઈ શકીએ; અને નગરમાં, જીલ્લામાં, પ્રાંતમાં, દેશના કોઈ પણ ભાગમાં, શું બની રહ્યું છે, તે પણ જોઈ શકીએ.

ઘુવડ રાતે અંધારામાં જોઈ શકે છે, પણ દિવસે જોઈ શકતું નથી. કાગડો દિવસે જોઈ શકે છે, પણ રાતે જોઈ શકતો નથી. આપણે દિવસે સારી રીતે જોઈ શકીએ છીએ અને રાત્રે સામાન્ય જોઈ શકીએ છીએ. કદાચ અંધારું

વધારે હોય તો રાત્રે જોઈ શકતા નથી, પરંતુ કેવળજ્ઞાન થાય તો આપણે દિવસ અને રાત બરાબર જોઈ શકીએ. ગમે તેવો ઘોર અંધકાર પણ આપણી એ દર્શનશક્તિને આવરી શકે નહિ. અતિ ઘોર અંધકારમાં મૃગાવતી સાધ્વીએ કાળા નાગને પસાર થતો જોયો હતો, એ તમે જાણો છો ને?

ભગવાન મહાવીર કૌશાંબીમાં વિરાજતા હતા, ત્યારે ચંદ્ર અને સૂર્ય પોતાના સ્વાભાવિક વિમાન સાથે તેમને વંદના કરવા આવ્યા. એ વિમાનના તેજથી આકાશ પ્રકાશવંતું રહ્યું, તેથી લોકો મોડી રાત થયા છતાં હજી દિવસ છે, એમ સમજીને બેસી રહ્યા. સાધ્વી મૃગાવતીનું પણ એમજ થયું, જો કે તેમનાં ગુરુણી મહત્તરા ચંદનબાળા તો યોગ્ય સમય થતાં પોતાનાં સ્થાને ચાલ્યા ગયા હતા.

જ્યારે મૃગાવતીને ખ્યાલ આવ્યો કે આ તો મોડી રાત થઈ ગઈ છે, ત્યારે તેમને આઘાત થયો અને તેઓ પોતાની ભૂલનો પશ્ચાતાપ કરવા લાગ્યા. તેઓ ઉપાશ્રયે પહોંચ્યા ત્યારે ચંદનબાળાની માફી માગવા લાગ્યા. ગુરુણી ચંદનબાળાએ કહ્યુ કે 'સાધ્વીઓથી મોડી રાત સુધી બહાર રહી ન શકાય. તેમણે સમયસર ઉપાશ્રયમાં આવી જ જવું જોઈએ.'

મૃગાવતી કોઈ સામાન્ય સાધ્વી ન હતા, તે મહારાજા ચેટકની પુત્રી હતા, કૌશાંબીની રાજરાણી હતા, સંસારી પક્ષે ચંદનબાળાના માસી હતા અને કરવા ધારે તો બચાવ થઈ શકે એમ હતો, પણ ભૂલનો બચાવ શા માટે? એમ વિચારી તેઓ ચૂપ રહ્યા. 'જ્યારે મેં સર્વસ્વ છોડયું, ત્યારે

આટલી યે સ્ખલના શા માટે ?' એ વિચારે તેમનાં મનને આવરી લીધું. તેઓ શુદ્ધ ભાવનાથી દારુણ પશ્ચાત્તાપ કરવા લાગ્યા. આ પશ્ચાત્તાપનાં પરિણામે તેમની કર્મશૃંખલાઓ તૂટી ગઈ, ઘાતીકર્મો નાશ પામ્યાં અને તેઓ કેવલજ્ઞાન પામ્યા.

મૃગાવતીનો સંથારો મહત્તરા ચંદનબાળાના સંથારાની પાસે હતો. એ વખતે ઉપાશ્રયમાં રાત્રિનો ગાઢ અંધકાર વ્યાપેલો હતો, એવામાં મૃગાવતીએ ચંદનબાળાના હાથ તરફ આવી રહેલો એક કાળો નાગ જોયો, એટલે તેમણે ચંદનબાળાનો હાથ ઊંચો કર્યો. એ નાગ ચંદનબાળાના હાથ નીચેથી પસાર થઈ ગયો.'

'પણ તમે આવા ગાઢ અંધકારમાં એક કાળા નાગને જોયો શી રીતે ?' મહત્તરા ચંદનબાળાએ આશ્ચર્યથી પૂછયું.

'આપના પ્રતાપે થયેલા કેવલજ્ઞાનનાં કારણે' સાધ્વી મૃગાવતીએ વિનયથી જવાબ આપ્યો. તે જ વખતે ચંદનબાળા ઊભા થયા અને તેમણે મૃગાવતીનાં ચરણમાં પડી થયેલી આશાતના માટે ક્ષમા માગી. આ બધી ઘટના પર વિચાર કરતા તેમનાં હૃદયમાં પણ પશ્ચાતાપનો અગ્નિ પ્રજ્વલિત થયો અને તેમાં સર્વ ઘાતી કર્મો બળીને ભસ્મ થતાં તેમને પણ તેજ વખતે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું.

કેટલાક કહે છે કે આત્માની જાણવાની—જોવાની શક્તિ અમે કબૂલ રાખીએ છીએ, પણ તે સર્વ જાણી—જોઈ શકે એ વાત અમારાં ગળે ઉતરતી નથી. 'કેમ ઉતરતી નથી ?' એમ પૂછીએ તો તેઓ કહે છે કે 'એ વાતનું કોઈ પ્રત્યક્ષ પ્રમાણ નથી. આજે કોઈ સર્વજ્ઞ હોય તો બતાવો.' પરંતુ

દરેક વસ્તુ પ્રત્યક્ષ પ્રમાણથી જ સિદ્ધ થતી નથી. કેટલીક શાસ્ત્રાધારે સિદ્ધ થાય છે, કેટલીક યુક્તિથી સિદ્ધ થાય છે તો કેટલીક અનુભવના આધારે સિદ્ધ થાય છે. વળી આજે કોઈ સર્વજ્ઞને ભલે બતાવી ન શકીએ, પણ એવી વ્યક્તિઓ જોવામાં આવે છે કે જેના પરથી સર્વજ્ઞનું અનુમાન આપણે કરી શકીએ છીએ. આ વસ્તુ અમે અહીં વિસ્તારથી સમજાવીશું.

શાસ્ત્રોમાં જ્ઞાનના પાંચ પ્રકારો જણાવેલા છે, તેમાં કેવળજ્ઞાનનો નિર્દેશ છે. જો કેવળજ્ઞાન જેવી–સર્વજ્ઞતા જેવી કોઇ વસ્તુ આ વિશ્વમાં હોત જ નહિ, તો શાસ્ત્રકારો તેનો નિર્દેશ શા માટે કરત ? વળી દરેક તીર્થંકરો સર્વજ્ઞ અને સર્વદર્શી હોય છે, તેથી જ તેમની *'सव्वन्नूणं सव्वदरिसीणं'* તરીકે સ્તુતિ કરવામાં આવે છે તેમને આ સર્વજ્ઞ–સર્વદર્શીપણું કેવી રીતે પ્રાપ્ત થાય છે, તેના વિસ્તૃત વર્ણનો શાસ્ત્રમાં પ્રાપ્ત થાય છે. અન્ય મહાપુરુષો અને મહાસતીઓને કેવળજ્ઞાન પ્રાપ્ત થયાની હકીકતો પણ શાસ્ત્રોમાં–ચારિત્રગ્રંથોમાં સંગ્રહાયેલી છે. શું આ બધું યે ખોટું ? શાસ્ત્રકારોને ભૂલ્યા માનીએ, પણ બધા શાસ્ત્રકારો ભૂલ્યા ? કોઈને સાચું કહેવાનું ન સૂઝયું ? બધા શાસ્ત્રકારોને ખોટા કહેવાનું સાહસ તો તેઓ જ કરી શકે કે જેની પોતાની બુદ્ધિ ઠેકાણે ન હોય, અથવા ભૌતિકવાદના ભારથી જડ બની ગયેલી હોય.

યુક્તિથી વિચાર કરીએ તો પણ પલ્લુ સર્વજ્ઞતાની તરફેણમાં જ ઢળે છે. ફાનસ પર જાડું કપડું ઢાંકયું હોય

નિમિત્તિયાઓ આ પ્રમાણે ચોક્કસ ભવિષ્ય ભાખી શકતા, કારણ કે ભાવીના આ બનાવો તેમનાં અંતરચક્ષુ સમક્ષ ખડાં થતાં, તો પછી તેના કરતાં અનેક ગણા શક્તિશાળી કેવળજ્ઞાનીનાં અંતરચક્ષુ સમક્ષ એ બધું ખડું કેમ ન થાય? એ વસ્તુને તે યથાર્થરૂપે કેમ ન જાણી શકે?

આપણે માણસોને જૂદા જૂદા વિષયમાં નિષ્ણાત જોઈએ છીએ. કોઈ વ્યાકરણમાં નિષ્ણાત, કોઈ કાવ્યમાં નિષ્ણાત, કોઈ ઇતિહાસમાં નિષ્ણાત, કોઈ ભૂગોળમાં નિષ્ણાત, કોઈ તત્ત્વજ્ઞાનમાં નિષ્ણાત તો કોઈ વિજ્ઞાનમાં નિષ્ણાત. સામાન્ય મનુષ્યની અપેક્ષાએ તેમનુ આ જ્ઞાન ઘણીજ ઉચ્ચ કોટિનું હોય છે. વળી એવા પણ પ્રતિભાશાળી માણસો જોવામાં આવે છે કે જે સેંકડો શ્લોકો એક વાર સાંભળીને યાદ રાખી લે અને બરાબર બોલી બતાવે. એટલે આત્માની જ્ઞાનશક્તિ અગાધ છે. આ શક્તિ જ્યારે ચરમ સીમાએ પહોંચે ત્યારે સર્વ વસ્તુઓના સર્વ ભાવો કેમ ન જાણી શકે?

તમે મેસ્મેરીઝમ કરનાર માણસોને જોયા હશે જેને મેસ્મેરાઇઝ કરવામા આવે છે, તેની આંખે પાટા બાંધી દેવામા આવે છે, અથવા તેનાં આખાં શરીર પર કાળું જાડું કપડું ઓઢાડી દેવામાં આવે છે પછી મેસ્મેરીઝમ કરનારો પોતાના હાથમાં કોઇ ચોપડી લે અને તેના પર મીટ માંડે કે પેલો મેસ્મેરાઇઝ થયેલો મનુષ્ય તે કડકડાટ બોલી જાય છે અથવા કોઈ માણસ રસ્તેથી પસાર થતો હોય તેના તરફ મેસ્મેરિઝમ કરનારો આંગળી કરીને પૂછે તો

પેલો તેનું યથાર્થ વર્ણન કરી જાય છે. કેવલજ્ઞાન ન હોવાનો તર્ક કરનારને અમે પૂછીએ છીએ કે 'જ્યારે એક મનુષ્યની આંખો બંધ હોય છે અને તેના ઉપર કપડું ઢાંકેલું હોય છે, ત્યારે તે મનુષ્ય આ બધું શી રીતે જોઇ શકે છે?' આ પરથી એટલું સમજી શકાય છે કે આંખો વિના પણ જોઈ શકાય છે અને તે જોનારો બીજો કોઈ નહિ પણ આત્મા છે.

હીપ્નોટીઝમની અવસ્થામાં મનુષ્ય બેહોશ હોય છે, છતાં તેની આગળ મૂકવામાં આવેલાં પુસ્તકમાંથી તે હીપ્નોટીઝમ કરનાર ધારેલું પાનું કાઢે છે અને તેમાંનો ધારેલો પરિચ્છેદ વાંચી જાય છે અને કાગળ પર લખી પણ આપે છે.× ખૂબીની વાત તો એ છે કે આ પુસ્તક તેમણે અગાઉ કદી જોયેલું હોતું નથી.

મુંબઈમાં વસતા અધ્યાત્મવિશારદ ડૉ. મુળશંકર હીરજી ભાઈ વ્યાસ અહીં બેઠાં સેંકડો માઇલ દૂરની વસ્તુ જોઈને

×પોલ બ્રન્ટન પીએચ. ડી. કે જે જગતનો એક મહાન લેખક છે અને જેણે દુનિયાના અનેક ભાગમાં સંશોધન કરીને અધ્યાત્મવિદ્યા ઉપર પુસ્તકો લખ્યાં છે, તેણે 'A seach in secret Egypt—ગુપ્ત ઇજિપ્તમાં શોધખોળ' નામનાં અતિ વખણાયેલાં પુસ્તકમાં પૃષ્ઠ ૯૭ થી શરૂ કરીને હીપ્નોટીઝમનાં અદ્ભુત પ્રયોગો કરી બતાવનાર મોસ્યર એડવર્ડ એડીઝનું જે વર્ણન કર્યું છે, તે આ વિષયમાં પ્રમાણ રૂપ છે. આવૃત્તિ ૧૧ મી પૃ. ૧૦૦ ઉપર આ રીતે લખી આપેલી પંક્તિઓનું ચિત્ર પણ આપેલું છે.

નિમિત્તિયાઓ આ પ્રમાણે ચોક્કસ ભવિષ્ય ભાખી શકતા, કારણ કે ભાવીના આ બનાવો તેમનાં અંતરચક્ષુ સમક્ષ ખડાં થતાં, તો પછી તેના કરતાં અનેક ગણા શક્તિશાળી કેવળજ્ઞાનીનાં અંતરચક્ષુ સમક્ષ એ બધુ ખડું કેમ ન થાય ? એ વસ્તુને તે યથાર્થરૂપે કેમ ન જાણી શકે ?

આપણે માણસોને જૂદા જુદા વિષયમાં નિષ્ણાત જોઈએ છીએ. કોઈ વ્યાકરણમાં નિષ્ણાત, કોઈ કાવ્યમાં નિષ્ણાત, કોઈ ઇતિહાસમાં નિષ્ણાત, કોઈ ભૂગોળમાં નિષ્ણાત, કોઈ તત્ત્વજ્ઞાનમાં નિષ્ણાત તો કોઈ વિજ્ઞાનમાં નિષ્ણાત. સામાન્ય મનુષ્યની અપેક્ષાએ તેમનુ આ જ્ઞાન ઘણીજ ઉચ્ચ કોટિનું હોય છે. વળી એવા પણ પ્રતિભાશાળી માણસો જોવામાં આવે છે કે જે સેંકડો શ્લોકો એક વાર સાંભળીને યાદ રાખી લે અને બરાબર બોલી બતાવે. એટલે આત્માની જ્ઞાનશક્તિ અગાધ છે. આ શક્તિ જ્યારે ચરમ સીમાએ પહોંચે ત્યારે સર્વ વસ્તુઓના સર્વ ભાવો કેમ ન જાણી શકે ?

તમે મેસ્મેરીઝમ કરનાર માણસોને જોયા હશે. જેને મેસ્મેરાઇઝ કરવામાં આવે છે, તેની આંખે પાટા બાંધી દેવામાં આવે છે, અથવા તેનાં આખાં શરીર પર કાળું જાડું કપડું ઓઢાડી દેવામાં આવે છે. પછી મેસ્મેરીઝમ કરનારો પોતાના હાથમાં કોઇ ચોપડી લે અને તેના પર મીટ માંડે કે પેલો મેસ્મેરાઇઝ થયેલો મનુષ્ય તે કડકડાટ બોલી જાય છે અથવા કોઈ માણસ રસ્તેથી પસાર થતો હોય તેના તરફ મેસ્મેરિઝમ કરનારો આંગળી કરીને પૂછે તો

પેલો તેનું યથાર્થ વર્ણન કરી જાય છે. કેવલજ્ઞાન ન હોવા-નો તર્ક કરનારને અમે પૂછીએ છીએ કે 'જ્યારે એક મનુષ્યની આંખો બંધ હોય છે અને તેના ઉપર કપડું ઢાંકેલું હોય છે, ત્યારે તે મનુષ્ય આ બધું શી રીતે જોઇ શકે છે?' આ પરથી એટલું સમજી શકાય છે કે આંખો વિના પણ જોઈ શકાય છે અને તે જોનારો બીજો કોઈ નહિ પણ આત્મા છે.

હીપ્નોટીઝમની અવસ્થામાં મનુષ્ય બેહોશ હોય છે, છતાં તેની આગળ મૂકવામાં આવેલાં પુસ્તકમાંથી તે હીપ્નોટીઝમ કરનાર ધારેલુ પાનું કાઢે છે અને તેમાનો ધારેલો પરિચ્છેદ વાંચી જાય છે અને કાગળ પર લખી પણ આપે છે × ખૂબીની વાત તો એ છે કે આ પુસ્તક તેમણે અગાઉ કદી જોયેલુ હોતું નથી.

મુબઈમાં વસતા અધ્યાત્મવિશારદ ડૉ ગુળશંકર હીરજી ભાઈ વ્યાસ અહીં બેઠાં સેંકડો માઇલ દૂરની વસ્તુ જોઈને

---

×પોલ બ્રન્ટન પીએચ ડી કે જે જગતનો એક મહાન લેખક છે અને જેણે દુનિયાના અનેક ભાગમાં સશોધન કરીને અધ્યાત્મવિદ્યા ઉપર પુસ્તકો લખ્યા છે, તેણે 'A seach in secret Egypt—ગુપ્ત ઇજિપ્તમાં શોધખોળ' નામના અતિ વખણાયેલાં પુસ્તકમા પૃષ્ઠ ૮૭ થી શરૂ કરીને હીપ્નોટીઝમનાં અદ્ભુત પ્રયોગો કરી બતાવનાર મોશ્યર એડવર્ડ એડીઝનુ જે વર્ણન કર્યુ છે, તે આ વિષય મા પ્રમાણ રૂપ છે આવૃત્તિ ૧૬ મી પૃ ૧૦૦ ઉપર આ રીતે લખી આપેલી પંક્તિઓનું ચિત્ર પણ આપેલુ છે.

તો દીવાનો પ્રકાશ ઓછો આવે છે, પાતળુ કપડુ ઢાકયુ હોય તો એ પ્રકાશ વધારે આવે છે અને કપડુ ઉઠાવી લીધુ હોય તો એ પ્રકાશ પૂરો આવે છે, તેમ આત્મા પરથી કર્મનુ આવરણ પૂરેપૂરુ હઠી જાય તો એને પૂર્ણજ્ઞાન કેમ ન થાય? જો કર્મ એ જ્ઞાનનુ આવરણ કરનારો પદાર્થ છે, તો એનો નાશ થવાથી આત્માને પૂર્ણજ્ઞાન થવુ જ જોઈએ વળી જે થોડુ જાણી શકે તે વધારે જાણી શકે અને વધારે જાણી શકે તે પૂરુ પણ જાણી શકે એવો ન્યાય છે કને જાણનારો ખ, ગ, ઘ, વગેરે અક્ષરોને જાણી શકે છે અને ખ, ગ, ઘ, વગેરે અક્ષરો જાણનારો બાકી બધા અક્ષરો જાણી શકે છે, એ રીતે આત્મા થોડામાથી વધારે અને વધારેમાથી પૂર્ણ કેમ ન જાણી શકે?

આપણુ જ્ઞાન સામાન્ય હોવા છતા આપણે ભૂત અને ભવિષ્યનુ અનુમાન કરી શકીએ છીએ પગલા જોઈને કહેવુ કે અહીંથી હરણ પસાર થયા છે, તે ભૂતકાલીન ઘટના સબધી અનુમાન છે અને વાદળા તથા પવન વગેરે પરથી કહેવું કે અમુક સમયમા વરસાદ આવશે એ ભવિષ્યકાળની ઘટના સબધી અનુમાન છે આપણુ આ અનુમાન ઘણી વખત સાચુ હોય છે તો પછી જેઓ સર્વ શ્રેષ્ઠ જ્ઞાનવાળા છે તે ભૂત અને ભવિષ્યકાલના સાક્ષાત્ દર્શન કેમ ન કરી શકે?

કોઈ તર્ક કરશે કે આપણી પાસે સામગ્રી છે, વસ્તુ છે, કઈ પણ પદાર્થ કે નીશાન છે, માટે આપણે ભૂતકાલીન કે ભવિષ્યકાલીન અનુમાન કરી શકીએ છીએ, પણ જ્યા

વસ્તુનું નામનીશાન ન હોય, કોઈ પણ એંધાણ ન હોય ત્યાં તેનું સાક્ષાત્ દર્શન શી રીતે થાય? પરંતુ આ તર્ક કરનારે ભૂલવું ન જોઈએ કે દ્રવ્યના પર્યાયોનો નાશ થાય છે, પણ દ્રવ્યનો નાશ થતો નથી, એ તો આ વિશ્વમાં કોઈને કોઈ-સ્વરૂપે વિદ્યમાન હોય છે. એટલે તેના પરથી ભૂતકાલીન તથા ભવિષ્યકાલીન સ્થિતિનાં દર્શન કરી શકાય. ખાણમાંથી નીકળેલો એક પત્થર જૂદા જૂદા અનેક હાથોમાંથી પસાર થઈને 'સાઇકોમેટ્રી' જાણનાર પાસે આવ્યો હોય તો એ તેને કપાળે અડાડીને કહી શકે છે કે આ પત્થર અમુક ખાણમાંથી નીકળેલો છે, તેને અમુક વ્યક્તિએ કાઢયો છે, તેની પાસેથી અમુક અમુક પાસે આવ્યો છે, વગેરે. આમાં-ની બધી વ્યક્તિઓ વિદ્યમાન હોય છે, એવું નથી. ઘણી મરી પરવારી હોય છે, છતાં સાઇકોમેટ્રીસ્ટ તેનાં નામો કહે છે, તેનુ વર્ણન કરે છે અને તે ખરૂ હોય છે.

રાવણ એક નીતિમાન રાજા હતો. તેને ફક્ત સીતા તરફ જ રાગ જન્મ્યો હતો તે સિવાય કોઈ પરસ્ત્રી તરફ તેણે ઊંચી આંખે જોયુ ન હતું. એક દિવસ તેણે રાજ્યના નિમિત્તિયાને—જ્યોતિષીને બોલાવીને પૂછયુ કે 'મારું મરણ ક્યારે—કેમ છે?' નિમિત્તિયાએ ગ્રહદશા જોઈ બરાબર ગણતરી કરીને કહ્યુ કે 'ભવિષ્યમાં થનાર દશરથ રાજાનાં પુત્રો બલદેવ અને વાસુદેવ દ્વારા અને જનક રાજાની પુત્રી સીતાનાં નિમિત્તે તમારું મૃત્યુ થશે.' આ વ્યક્તિઓ તે વખતે જગતમાં વિદ્યમાન ન હતી, છતાં નિમિત્તિયાએ એ વાત કરી અને આપણે જાણીએ છીએ કે તે ખરી પડી

તો દીવાનો પ્રકાશ ઓછો આવે છે, પાતળું કપડું ઢાંક્યું હોય તો એ પ્રકાશ વધારે આવે છે અને કપડું ઉઠાવી લીધું હોય તો એ પ્રકાશ પૂરો આવે છે, તેમ આત્મા પરથી કર્મનું આવરણ પૂરેપૂરું હઠી જાય તો એને પૂર્ણજ્ઞાન કેમ ન થાય? જો કર્મ એ જ્ઞાનનું આવરણ કરનારો પદાર્થ છે, તો એનો નાશ થવાથી આત્માને પૂર્ણજ્ઞાન થવું જ જોઈએ. વળી જે થોડું જાણી શકે તે વધારે જાણી શકે અને વધારે જાણી શકે તે પૂરુ પણ જાણી શકે એવો ન્યાય છે કને જાણનારો ખ, ગ, ઘ, વગેરે અક્ષરોને જાણી શકે છે અને ખ, ગ, ઘ, વગેરે અક્ષરો જાણનારો બાકી બધા અક્ષરો જાણી શકે છે, એ રીતે આત્મા થોડામાંથી વધારે અને વધારેમાથી પૂર્ણ કેમ ન જાણી શકે?

આપણુ જ્ઞાન સામાન્ય હોવા છતાં આપણે ભૂત અને ભવિષ્યનું અનુમાન કરી શકીએ છીએ. પગલા જોઈ ને કહેવુ કે અહીંથી હરણ પસાર થયા છે, તે ભૂતકાલીન ઘટના સબધી અનુમાન છે અને વાદળાં તથા પવન વગેરે પરથી કહેવું કે અમુક સમયમાં વરસાદ આવશે એ ભવિષ્યકાળની ઘટના સંબધી અનુમાન છે આપણું આ અનુમાન ઘણી વખત સાચું હોય છે. તો પછી જેઓ સર્વ શ્રેષ્ઠ જ્ઞાનવાળા છે તે ભૂત અને ભવિષ્યકાલનાં સાક્ષાત્ દર્શન કેમ ન કરી શકે?

કોઈ તર્ક કરશે કે આપણી પ ને સામગ્રી છે, વસ્તુ છે, કંઈ પણ પદાર્થ કે નીશાન છે, માટે આપણે ભૂતકાલીન કે ભવિષ્યકાલીન અનુમાન કરી શકીએ છીએ, પણ જ્યાં

વસ્તુનું નામનીશાન ન હોય, કોઇ પણ એંધાણ ન હોય ત્યાં તેનું સાક્ષાત્ દર્શન શી રીતે થાય? પરંતુ આ તર્ક કરનારે ભૂલવું ન જોઈએ કે દ્રવ્યના પર્યાયોનો નાશ થાય છે, પણ દ્રવ્યનો નાશ થતો નથી, એ તો આ વિશ્વમાં કોઈ ને કોઈ-સ્વરૂપે વિદ્યમાન હોય છે. એટલે તેના પરથી ભૂતકાલીન તથા ભવિષ્યકાલીન સ્થિતિનાં દર્શન કરી શકાય. ખાણમાંથી નીકળેલો એક પત્થર જુદા જુદા અનેક હાથોમાંથી પસાર થઈને 'સાઇકોમેટ્રી' જાણનાર પાસે આવ્યો હોય તો એ તેને કપાળે અડાડીને કહી શકે છે કે આ પત્થર અમુક ખાણમાંથી નીકળેલો છે, તેને અમુક વ્યક્તિએ કાઢ્યો છે, તેની પાસેથી અમુક અમુક પાસે આવ્યો છે, વગેરે. આમાં-ની બધી વ્યક્તિઓ વિદ્યમાન હોય છે, એવું નથી. ઘણી મરી પરવારી હોય છે, છતાં સાઇકોમેટ્રીસ્ટ તેનાં નામો કહે છે, તેનું વર્ણન કરે છે અને તે ખરું હોય છે.

રાવણ એક નીતિમાન રાજા હતો. તેને ફક્ત સીતા તરફ જ રાગ જન્મ્યો હતો. તે સિવાય કોઈ પરસ્ત્રી તરફ તેણે ઊંચી આંખે જોયુ ન હતું. એક દિવસ તેણે રાજ્યના નિમિત્તિયાને—જ્યોતિષીને બોલાવીને પૂછ્યુ કે 'મારું મરણ ક્યારે—કેમ છે?' નિમિત્તિયાએ ગ્રહદશા જોઈ બરાબર ગણતરી કરીને કહ્યું કે 'ભવિષ્યમાં થનાર દશરથ રાજાનો પુત્રો બળદેવ અને વાસુદેવ દ્વારા અને જનક રાજાની પુત્રી સીતાનાં નિમિત્તે તમારું મૃત્યુ થશે.' આ વ્યક્તિઓ તે વખતે જગતમાં વિદ્યમાન ન હતી, છતાં નિમિત્તિયાએ એ વાત કરી અને આપણે જાણીએ છીએ કે તે ખરી પડી.

તેનું વર્ણન કરી શકે છે. તેમણે ચાલુ વર્ષે મુંબઈમાં હોલમાં જૈન સાહિત્ય પ્રકાશનમંદિર તરફથી યોજાએલા શિક્ષાસ્મૃતિ સમારોહ પ્રસંગે+ આંખે પાટા બાંધીને અનેક વસ્તુનાં નામ કહી આપ્યાં હતાં, રંગ ઓળખી આપ્યા હતા, તથા જુદી જુદી ભાષાનાં પુસ્તકોનાં નામ પણ કહી આપ્યાં હતાં. તેમની આંખો પ્રથમ બંધ કરાવીને ઉપર રૂના મોટા પોલ મૂકવામાં આવ્યા હતા, પછી રૂમાલ કસીને બાંધવામાં આવ્યો હતો, ત્યાર બાદ આઠવડું ખાદીનું કપડું બાંધવામાં આવ્યું હતું, એટલે પાટામાં કોઈ ગફલત હોવાની શંકા સ્થાને નથી. જ્યારે તેઓ કબાટમાં રહેલી, ભોયમાં રહેલી, પાણીમાં રહેલી અને સેંકડો માઈલ દૂર રહેલી વસ્તુ કહી શકે છે, ત્યારે આપણને આત્માની ગમે તેટલે દૂર રહેલી વસ્તુ જોવા-જાણવાની શક્તિ વિષે ખાતરી થાય છે.

થોડા વખત પહેલાં મુંબઈ સમાચાર સપ્તાહિકમાં શ્રી ગિરિશચંદ્ર વનવાસીએ 'માનવી ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણી શકે છે' એવો એક લેખ પ્રકટ કર્યો હતો. તેમાં જે હકીકત જણાવી છે, તે ધ્યાનમા લેવા જેવી છે. તેઓ એ મનનીય લેખમાં જણાવે છે કે—

**માનવી ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણી શકે છે!**

આપણી અનેક ધાર્મિક પુરાણ-કથાઓમાં આપણે મહાન ઋષિમુનિઓને ભૂત, ભવિષ્ય અને વર્તમાન બતાવ-

+આ સમારોહ જૈન શિક્ષાવલીની પ્રથમ શ્રેણીના પ્રકાશન નિમિત્તે યોજાયો હતો

નાર તરીકે વાંચીએ છીએ અને હજી પણ તેવા સંત મહા-
ત્માઓ આપણા ભારતમાં છે કે જેઓ હિમાલય, ગિરનાર
વગેરે પહાડોની ગુફાઓમાં વાસ કરે છે અને પોતાની ધ્યેય
–સાધનામાં મગ્ન રહે છે. તે સંત મહાત્માઓ કોઈ કોઈને
મળે છે અને તેની વાત સાંભળી આપણે વિચારમાં પડી
જઈએ છીએ કે શું સાચે જ માનવી ભૂત, ભવિષ્ય અને
વર્તમાન જાણી શકે છે?........હા, એ વાત સાચી જ છે.

ઘણા માણસો કહે છે, ભૂત, ભવિષ્ય અને વતમાન
માનવીએ જાણી શકવાની વાત વાહિયાત અને એક જાતનો
દંભ છે. આપણા ભારતીય ઋષિ મુનિઓની મહત્તા વધારવા
માટે આવી અફવાઓ ઉડાડવામાં આવે છે. બાકી જો માનવી
ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણી શકતો હોય તો દુનિયામાં
જે અશાંતિ છે, તે તરત જ દૂર થઈ જાય, વગેરે. મને
તેમનાં અજ્ઞાન ઉપર હસવું આવે છે અને દુઃખ થાય છે.

આજે પણ હોલાંડમાં આવો એક માનવી વસે છે.
તેનું નામ છે પિટર હરકોસ. તે ભૂત, ભવિષ્ય અને વર્તમાન
જાણી શકે છે.

(ઇંગ્લાંડના) સ્કોટલેંડ યાર્ડના એક પોલીસ અધિકારી-
એ આ વાત સાંભળી અને તે શંકિત બનતાં આશ્ચર્ય પામ્યો.
તેને અને તેના સહકાર્યકર્તાઓને આ અંગે ખાતરી કરવા
વિચાર થયો અને તેમણે પિટરને તેડું મોકલ્યું.

ઇ. સ. ૧૯૫૧ની નાતાલના તહેવારો હતા. તે વખતે
સ્કોટલેંડ યાર્ડની પોલીસનું તેડું આવતાં પિટર વિચારમાં

પડ્યો, પણ તે બહાર આવ્યો. પોલીસ અધિકારીએ પિટરને આવકાર આપતાં કહ્યું : 'મિ. પિટર અમે સાંભળ્યું છે કે આપ ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણી શકો છો, એ વાત સાચી છે ?'

'જી.......' પિટરે નમ્રતાપૂર્વક માથું નમાવતાં કહ્યું અને પિટર એ પોલિસ અધિકારીની ખુરશીમાં ગોઠવાયો.

'એમ ? આપ ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણી શકો છો ?' અધિકારીએ આશ્ચર્યપૂર્વક પૂછ્યું.

'જી.......હોલાંડવાસી બધાય આ હકીકતથી વાકેફ છે.' પીટરે હસીને કહ્યું.

'તો આપ આપની શક્તિ અમને બતાવશો ? અમને મદદ કરશો ?' પોલીસ અધિકારીએ પૂછ્યું.

'કહો.' પિટરે ટૂંકમાં જ જવાબ આપ્યો.

'વેસ્ટ મિનસ્ટર એબેમાંથી રાજ્યાભિષેકની એક બહુ મુલ્યવાન ચીજ ચોરાઈ ગઈ છે. તેની શોધમાં આપ અમને મદદ કરશો તો અહેશાન ભુલાશે નહિ અને આપની એ અદ્દ્ભુતશક્તિની અમને પ્રતીતિ પણ થશે.' પોલીસ અધિકારીએ કહ્યું.

'અવશ્ય, આપને મદદ–સહકાર આપીશ.'

'તો ચાલો લંડન....' પોલીસ અધિકારીએ કહ્યું.

'હું તૈયાર જ છું.'

અને પોલીસ અધિકારી સાથે પિટર એરોપ્લેનમાં લંડન આવ્યો. હવાઈમથકે લંડનના પોલીસ અધિકારીએ પિટરનું આશ્ચર્યપૂર્વક બહુમાન કર્યું. પિટરને તરત જ વેસ્ટ મિનસ્ટર એબેમાં લાવવામાં આવ્યો.

પિટર આવવાની જાણ થતાં કેટલાય લંડનવાસી પ્રેક્ષકો પિટરને જોવા ઉમટી પડ્યા. પોલીસે પ્રેક્ષકોને દૂર કર્યા અને વેસ્ટ મિનસ્ટર એબેના દરવાજા બંધ કર્યા.

'આપ શાંતિપૂર્વક બધું જોયા કરજો અને હું જે કહું તેની નોંધ કરજો. કોઈપણ બોલશો નહિ અને શાંતિનો ભંગ કરશો નહિ, એવી મારી વિનંતિ છે!' પિટરે કહ્યું.

અને બધા જ પોલીસ અધિકારીઓ—સી. આઈ. ડી (લંડન) ઓફિસરો આશ્ચર્ય પામતાં પિટરની કાર્યવાહી જોતા જ રહ્યા.

પાંચેક મિનિટમાં શાંતિભર્યું વાતાવરણ છવાઈ ગયું. પિટર બેઠો ઘુંટણીભર રાજ્યાભિષેકનાં સિંહાસન સામે.... અને તે ધ્યાનસ્થ બની ગયો, જાણે કોઈ ભારતીય યોગી!

થોડીક ક્ષણો વહી ગયા પછી પિટરે બોલવું શરૂ કર્યું:

'ચોરી પાંચ માણસોએ કરી છે.' સી. આઈ. ડી. ઓફિસરે ડાયરીમાં નોંધ કરી.

'એક બે અંદર આવ્યા છે અને બાકીના બહાર ચોકી કરતા હતા.' પિટરે મંદસ્વરે કહ્યુ. તેની આંખો બંધ હતી, શ્વાસ ધીમો અને મંદ ચાલતો હતો. સી. આઈ. ડી. ઓફિસરે તેની પણ નોંધ કરી લીધી.

પિટર બોલતો બંધ થયો, થોડીવાર મૌન રહ્યો અને પાછો તે બોલ્યોઃ 'ચોરીમાં મોટરનો ઉપયોગ કરવામાં આવેલ.' તે મોટરની લાયસન્સ પ્લેટના આંકડા પિટરે કહ્યા અને તે પાછો થોડીવાર મૌન રહ્યો

'લોઅર ટેમ્સ સ્ટ્રીટ' પિટરે કહ્યુ અને તે ભાગનું ચિત્ર પણ બતાવ્યું. પિટરના એક એક શબ્દે પોલીસ અધિકારીઓ આશ્ચર્યમુગ્ધ બનતા જતા હતા. તેણે જે સ્ટ્રીટનું નામ આપ્યું અને ચિત્ર બતાવ્યું તે બરાબર હતું અને પિટર ક્યારે ય આ પહેલાં ઇંગ્લાંડ આવ્યો ન હતો!

'તમારી પાસે ચોરી કરનાર ડાકુઓની કોઈ ચીજ છે?' પિટરે પોલીસ અધિકારીઓને પૂછ્યું.

'હા, આ કોશ છે તેનાથી ડાકુઓએ તાળું તોડયું છે.' પોલીસ અધિકારીએ કોશ પિટર સામે રજૂ કરતાં કહ્યું.

પિટરે કોશને જોઈ અને કોશ પકડી પાછો ધ્યાનસ્થ બન્યો. પાંચેક મિનિટ એમ જ પસાર થયા પછી પિટર આંખો ખોલતાં બોલ્યો કે 'ચાલો મારી સાથે.'

કોશ ખરીદી છે.' પિટરે કહ્યું અને પાછા તેઓ વેસ્ટ-મીનસ્ટર એબેમાં આવ્યા.

'લુંટની ચીજ પહેલાં લંડનમાં જ ખપાવેલી, પણ પછી ગ્લાસગો લઈ ગયેલ છે!' પિટરે કહ્યું.

અને પોલીસો, સી. આઇ. ડી. કામે વળગી ગયા. પિટરે કહેલી હકીકત સત્ય જ હતી. આખરે ગુન્હેગારો પકડાયા અને પિટરને પ્રસિદ્ધિ મળી. લંડનના પત્રોમાં તેના ફોટાઓ અને પરિચય છપાયા.

આવો જ એક બીજો પ્રસંગ પેરીસનો છે. ઈ. સ. ૧૯૫૨માં પેરીસના એક લતાનાં જૂનાં મકાનમાં જૂનો સામાન વેચવાની દુકાન હતી. તેમાં લેદી ખૂન થયું. ખૂનીએ ખૂન કરીને શબ ગુમ કર્યું હતું.

પેરીસની પોલીસને ખૂન થયાની જાણ થતાં તે ઘટના સ્થળે આવી અને તેણે તેની કાર્યવાહી શરૂ કરી. ખૂનીને પકડવા માટે પોલીસે તે મકાનના માણસોનાં અને આજુબાજુમાં રહેતા પાડોશીઓનાં નિવેદનો લીધાં. પણ ન ખૂની મળ્યો કે ન ખૂન થયેલ વ્યક્તિનું શબ મળ્યું. ખૂનની જગ્યાની આસપાસ સી. આઈ. ડી. અને પોલીસો સાદા વેશમાં ફર્યા કરતા હતા, પણ કંઈ પણ જાણવા મળતું ન હતું.

પેરીસની પોલીસે કમર કસી, ખૂબ દોડધામ કરી, શક પડતી વ્યક્તિઓને પકડી, ચૌદમા રત્નનો પરચો પણ બતાવ્યો, ખૂબ સમજાવ્યા, પણ પોલીસની એ બધીય મહેનત

વ્યર્થ ગઈ. ખૂન થયાને એક સપ્તાહ....બીજું સપ્તાહ.... ત્રીજું સપ્તાહ વ્યતીત થયું.

વર્તમાનપત્રો પેરીસની પોલીસની કડક ટીકા કરતાં હતાં, ત્યારે પોલીસો આમતેમ દોડધામ કરી વ્યર્થ પસીનો પાડતા હતા. ખૂની પકડાતો ન હતો. શબ હાથ લાગતું ન હતું.

ખૂન થયાને ચોથું સપ્તાહ, પાંચમું સપ્તાહ, છઠ્ઠું સપ્તાહ પસાર થયું. પેરીસના પોલીસ અધિકારીઓ માથે હાથ દઈને બેઠા! સી. આઈ. ડી. ઓએ કપાળ કૂટયું. ત્યાં એક પોલીસ અધિકારી કૂદકો મારીને ઊભો થયો. ગયા વર્ષમાં લંડનમાં ગન્ધ્યાભિષેકની ચોરાયેલી ચીજના ગુન્હેગારો મેળવી આપનાર ભવિષ્યવક્તા પિટર યાદ આવ્યો. અને તે હર્ષમાં નાચી ઉઠયો. પિટરને ટ્રંક કોલ કર્યો. બનેલ ઘટનાની જાણ કરી અને પેરીસ બોલાવ્યો.

થોડાજ વખતમાં પિટર પેરીસના પોલીસ અધિકારી સામે હાજર થયો. તેણે વિસ્તૃત હકીકત માગી અને પોલીસ અધિકારીઓએ તે પૂરી પાડી. પિટરે સ્થળ જોવા માગ્યું અને જે વ્યક્તિનું ખૂન થયું હતું તેનો ફોટો જોવા માગ્યો. પોલીસ અધિકારીઓએ મૃત વ્યક્તિનો ફોટો આપ્યો.

પિટર તે ફોટા સામે ધ્યાનસ્થ બની જોઈ રહ્યો બાદ બોલ્યો 'મારી સાથે ચાલો.' અને પિટર ચાલતો થયો. પેરીસનાં ઊંચાં ઊંચાં મકાનો અને શેરીઓ વટાવતો તે એક જૂનાં મકાન પાસે આવીને ઊભો રહ્યો. પોલીસ અધિકારીઓ

તેની સાથે હતા. તેઓ આશ્ચર્યમુગ્ધ બની ગયા. તે મકાનમાં આગળ વધ્યો. પોલીસ અધિકારીઓએ તેને ઘટનાસ્થળ બતાવ્યું.

'ખૂન અહીં થયું નથી' પિટરે કહ્યું.

'શું કહો છો, મિ. પિટર?' પોલીસ અધિકારીથી પૂછાઈ ગયું. 'આ ઘટનાસ્થળના પૂરાવા કહે છે કે ખૂન અહીં જ થયું છે!'

'તમારા પૂરાવા કહેતા હશે. તમે આ મકાનનું ખૂબ ઝીણવટપૂર્વક નિરીક્ષણ કર્યું છે?' પિટરે પૂછ્યું.

'હા. મકાનનો એક પણ ખૂણો અને એક પણ દિવાલ ખૂબ જ નિરીક્ષણપૂર્વક જોયા વિના મૂકયા નથી.' પોલીસ અધિકારીએ કહ્યું.

'આ મકાનમાં ભૂગભ છે. નીચે એક ઓરડો છે.'

'શું કહો છો? શું આ વાત શકય હોઇ શકે? આશ્ચર્ય! મી. પિટર! ભ્રમ તો નથી ને?' પોલીસ અધિકારીએ પૂછ્યું.

'આવો' પિટરે કહ્યું. અને તેણે એક જગાએ બૂટની એડી દબાવી કે સામે ભૂગર્ભમાં રહેલા ઓરડાનું દ્વાર ખુલી ગયું. અને તે ભૂગર્ભમાં ઉતર્યો. ભૂગર્ભના ઓરડામાં એક ખૂણો બતાવ્યો. 'અહીં ખૂન થયેલ વ્યકિતનું શબ છે' પિટરે કહ્યું. અને પોલીસોએ તે સ્થળ તરત જ ખોધું તો મરનાર વ્યકિતનું શબ મળી આવ્યું. પછી પિટરે ત્યાં ઊભા

ઊભાજ તેનુ ખૂન કરનાર એક સ્રી અને બે પુરુષોનાં નામ આપ્યાં. પોલીસને તેમાંની એક વ્યક્તિનાં રહેઠાણની તો ખબર હતી. આ રીતે પોલીસે પિટરની અદ્‌ભુત શક્તિની મદદથી એક મુશ્કેલ અને મુંઝવણભર્યો ગુન્હો પકડ્યો.

આ બંને કિસ્સાઓ ભૂતકાળના જોયા. હવે તેની ભવિષ્યકથનની શક્તિનો એક કિસ્સો જોઈએ.

પેરીસમાં એક 'લીબોરેગેટ' નામનાં પરમાં વસતાં અને એક સારો ઉદ્યોગ ધરાવતા વહેપારીએ પિટરને બોલાવ્યો. પિટર વેપારીએ આપેલા સમયે તેનાં કારખાને-ઓફિસે મળ્યો એ વખતે તે વેપારીને કાર્બોનિક ગેસને બાટલીમાં ભરવાનો એક નવો ઉદ્યોગ શરૂ કરવાનો વિચાર હતો. તેના માટે જ વહેપારીએ પિટરને બોલાવ્યો હતો.

વહેપારી અને પિટર એક બીજાને જરા પણ ઓળખતા ન હતા. તેમ વહેપારીનુ કારખાનુ પણ પિટરે ક્યારેય જોયું ન હતું. તેમ તેના કારખાનામાં રહેલાં આધુનિક મશીનો પણ જોયા ન હતાં.

વહેપારી, મેનેજર, કારખાનાનો મિકેનિક અને પિટર ફરતાં ફરતા એક પછી એક મશીન જોતા જાય છે. એવામાં પિટર એક મશીન પર હાથ મૂકતાં ચોંક્યો અને બોલ્યોઃ 'આ મશીન નહિ ચાલે અને તમને ખૂબજ મુશ્કેલીમાં મૂકશે.'

મેનેજર પિટરની વાત સાંભળી ઉપેક્ષાપૂર્વક હસ્યો અને બોલ્યોઃ 'મિ. પિટર! તમે કેવી વાત કરો છો? આ મશીન

તદ્દન નવું છે, કેમ કામ નહિ આપે ?'

'કામ નહિ આપે એ ચોકસ વાત છે' પિટરે કહ્યું. અને તેઓ આગળ ચાલ્યા.

એક દિવસ પિટરનાં ઘરે ફોન આવ્યોઃ 'મિ. પિટર! આપે કહેલ હકીકત સંપૂર્ણ સત્ય ઠરી છે. આજે અમે એ મશીનને ચાલુ કરવાની ખૂબજ મહેનત કરી--પણ તેણે આખરે કામ ન આપ્યું.'

પિટર કોઈ મિકેનિક નથી, છતાંય તે મશીનના દોષો જોઈ શકે છે. એ રસાયણશાસ્ત્રી નથી, છતાં રસાયણની ફોર્મ્યુલાઓને જાણી શકે છે. આ અદ્‌ભુત શક્તિનાં કારણે તે જાણીતી રેડિયો-ટેલીવીઝનનિર્માણ સંસ્થા ફીલીપ્સ કંપનીમાં ભારે પગારે જોડાઈ ગયો છે.

પિટર પહેલાં તો સાધારણ-સામાન્ય મજૂર હતો. તે મકાનોને રંગવાનું કામ કરતો હતો અને સાદાઈભર્યું સામાન્ય માનવીનું જીવન જીવતો હતો. ઈ. સ. ૧૯૪૩માં એક એક ઊંચાં મકાનની બારીને રંગતો હતો. તે બારી જમીનથી ૪૦-૪૫ ફુટ ઊંચી હતી. તેને રંગ કરતાં કરતાં તેનો પગ લપસ્યો અને એક ચીસ નીકળતાં જ તે સીધો જમીન પર પટકાયો. તેનાં માથામાં સખ્ત વાગ્યું. ખૂબજ લોહી વહી ગયું અને તે બે ભાન બની ગયો. તેને એમ્બ્યુલંસમાં નાખી હોસ્પીટલમાં લાવવામાં આવ્યો.

પિટરને ભાનમાં લાવવાના ડોકટરી ઉપચારો શરૂ થયા. પણ તે ભાનમાં ન આવ્યો. અઠવાડિયાઓ સુધી બેહોશ

રહ્યો. એક દિવસ તે હોશમાં આવ્યો, જાગૃત થયો અને સાથે સૂતેલું ભાગ્ય પણ જાગૃત બન્યું ! તેને ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણવાની અદ્‌ભુત શક્તિ મળી ગઈ હતી ! એ અદ્‌ભુત શક્તિનાં કારણે તે બધું અદૃશ્ય જોવા મંડ્યો. પિટરને પણ આશ્ચર્ય થયું કે આ બધું શી રીતે જોઈ શકાય છે ?' આવાં જ્ઞાનને આપણે વિભંગજ્ઞાનના પ્રકાર તરીકે વર્ણવી શકીએ. કયા કારણે તે ઉત્પન્ન થયું, તે કદાચ કહી શકીએ નહિ. તેનું કારણ ગમે તે હો, પણ આવા બનાવો પુરવાર કરે છે કે આત્મામાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળને જાણવા-જોવાની શક્તિ છે, તેથી સર્વજ્ઞતા એ સિદ્ધ વસ્તુ છે. તેમાં કોઈએ કશી શંકા કરવાનું કારણ નથી.

પરમ પુરુષો આવું જ્ઞાન મેળવીને જગતને કલ્યાણનો સાચો માર્ગ બતાવે છે. તે સાચા માર્ગને મેળવીને જગતના ક્રોડો જીવો પોતાનું કલ્યાણ કરે છે અને હમેશને માટે પરમ સુખી થાય છે આવા પરમ મહર્ષિઓનું જીવન, જ્ઞાન અને ચર્યા જગતના તમામ આત્માઓના હિતને માટે હોય છે. આવા મહાપુરુષો દુન્યવી પદાર્થોનાં પોષણમાં પડતા નથી, પરંતુ સાચો માર્ગ બતાવે છે ×

---

×સર્વજ્ઞતાની સિદ્ધિ કરનારા અનેક ગ્રંથો અને ગ્રંથાધિકારો જૈન શ્રુતમાં મોજૂદ છે શ્રી હરિભદ્રસૂરિની સર્વજ્ઞસિદ્ધિ, નંદિસૂત્રની વ્યાખ્યામાં શ્રી મલયગિરિ મહારાજે કરેલું સર્વજ્ઞસિદ્ધિનું નિરૂપણ, સન્મતિતર્કની વિવૃત્તિમાં શ્રી અભયદેવસૂરિએ રચેલો સર્વજ્ઞવાદ, કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિએ પ્રમાણમીમાંસામાં કરેલી સર્વજ્ઞ-સિદ્ધિ વગેરે આ વિષયમાં ખાસ જોવા યોગ્ય છે



## વ્યાખ્યાન બારમું

# આત્મજ્ઞાન ક્યારે થાય?

મહાનુભાવો !

વ્યાખ્યાનના પ્રારંભે આપણે શ્રી ઉત્તરાધ્યયનસૂત્રનું અભિવાદન કરીએ, કારણ કે તેમાં ખૂબ અધ્યાત્મજ્ઞાન ભરેલુ છે. તેનાં છત્રીશમા અધ્યયને આપણને અલ્પ સંસારી આત્માનું સ્વરૂપ સમજાવ્યું છે અને આત્માનો વિચાર કરવાની પ્રેરણા આપી છે.

'આત્મજ્ઞાન ક્યારે થાય?' એ આજનાં વ્યાખ્યાનનો વિષય છે. જો આ વસ્તુ બરાબર સમજાય તો બેડો પાર છે, નહિ તો હાલત કફોડી સમજજો. જીવનની સાચી કમાણી આત્મજ્ઞાન છે, નહિ કે રૂપિયા. જો આત્મજ્ઞાન હશે તો પાપથી બચી શકશો, પુણ્ય ઉપાર્જન કરી શકશો અને સંયમના માર્ગે સંચરી કલ્યાણની સાધના કરી શકશો. રૂપિયા તમને શું મદદ કરવાના? જો ઉદારતાથી એનો સદુપયોગ કરો તો પુણ્ય મળે, પણ એ ઉદારતા યે આત્મજ્ઞાન વિના ઉદ્ભવતી નથી.

તમારે શાક લેવું હોય તો કાછિયા પાસે જાઓ છો, અનાજ લેવું હોય તો દાણાવાળા પાસે જાઓ છો, કરિયાણાં લેવા હોય તો ગાંધી પાસે જાઓ છો, કાપડ લેવું હોય તો

કાપડિયા પાસે જાઓ છો અને ઘરેણાં લેવા હોય તો સોની કે ઝવેરી પાસે જાઓ છો, તેમ આત્મજ્ઞાન લેવું હોય તો સદ્ગુરુ પાસે જવું જોઇએ. આત્મજ્ઞાનના વેપારી–આત્મજ્ઞાનને આપનારા સદ્ગુરુ છે. એ માલ તેમના સિવાય બીજા કોઈ પાસેથી મળી શકશે નહિ. તમે કાછિયાની દુકાને જઇને કાપડનો તાકો માગો કે દાણાવાળાની દુકાને જઇ હીરાનો હાર માગો તો કયાંથી મળે ? જે વસ્તુ જ્યાંથી મળતી હોય, ત્યાંથી જ મળી શકે, એટલે તમારે એ વસ્તુ લેવા ત્યાંજ જવું જોઇએ.

સદ્ગુરુ શબ્દનો પ્રયોગ કર્યો છે, તે લક્ષમાં રાખજો. ગમે તેવા ગુરુ તમને આત્મજ્ઞાન આપી શકશે નહિ. જો કોઇ કુગુરુના પનારે પડયા તો ધનમાલ ધૂતી લેશે અને તમારું મગજ ભમાવી દેશે બહારના ડોળદમામથી જરાયે લોભાશો નહિ જો લોભાયા તો પેલા વાંઝણી ગાય ખરીદનારના જેવા હાલ થશે.

### વાંઝણી ગાયને ખરીદનારનું દષ્ટાંત

એક મનુષ્ય ખૂબ ભોળો હતો. તે બિમાર પડતાં વૈદ્યોએ સલાહ આપી કે 'તમારે માત્ર ગાયનાં દૂધ ઉપર જ રહેવું.' ગાયનું દૂધ હલકું અને પાચક છે તથા બળ બુદ્ધિને વધારનારું છે.

માત્ર ગાયના દૂધ ઉપર જ રહેવું હોય તો રોજનું છ–સાત શેર દૂધ જોઇએ. તેથી પેલા ભોળા મનુષ્યે એક ગાય ખરીદી લેવાનો વિચાર કર્યો. તે ઢોરબજારમાં ગયો

અને ગાયોના વિભાગમાં પહોંચ્યો. ત્યાં અનેક જાતની ગાયો ઊભેલી હતી. કેટલીક રાતી, કેટલીક પીળી, કેટલીક કાળી, કેટલીક કાબરી તો કેટલીક ધોળી. વળી તેમાં કેટલીક ગાયો દુબળી હતી, કેટલીક મધ્યમ હતી અને કેટલીક રુષ્ટપુષ્ટ હતી. તેમાં એક રુષ્ટપુષ્ટ ગાયના ગળે ઘંટ બાંધેલો હતો. આ જોઈને પેલાએ વિચાર કર્યો કે 'બીજી કોઇ ગાયનાં ગળે ઘંટ બાંધેલો નથી અને આ ગાયનાં ગળે ઘંટ બાંધેલો છે, માટે તે જ બધામાં સારી હોવી જોઈએ. વળી તે શરીરે રુષ્ટપુષ્ટ છે, એટલે તે બીજી ગાયો કરતાં વધારે દૂધ આપતી હશે.'

આ રીતે તેનું મન માન્યું, એટલે વિશેષ પૂછપરછ કરી નહિ. ગાય વેચનારે માગ્યા તેટલા રૂપિયા ગણી આપ્યા અને ગાયને ઘરે લાવ્યો. તેની ઘરવાળી ચતુર હતી. તેણે આ ગાયને જોતાં જ પૂછયું કે 'આ ગાયને કેટલાં વેતર થયાં છે?' પેલાએ કહ્યું 'એ તો મેં પૂછયુ નથી.' સ્ત્રીએ ફરી પૂછયું 'એ દૂધ કેટલું આપે છે?' પેલાએ કહ્યું: 'એ પણ મેં પૂછયું નથી.' 'તો શું એને દોહીને લીધી છે?' સ્ત્રીએ નવો પ્રશ્ન કર્યો. પેલાએ કહ્યું:' ના, એને મેં દોહી પણ નથી.' 'ત્યારે એનું આઉ તપાસ્યું છે?' સ્ત્રી એક પછી એક સવાલ પૂછતી જ ગઈ. તેનો ઉત્તર પણ પેલાએ ના માં જ આપ્યો. છેવટે સ્ત્રીએ પૂછયું કે 'તો તમે આ ગાયને શી રીતે ખરીદી?' પેલાએ કહ્યું કે 'બધી ગાયોમાં એ રુષ્ટપુષ્ટ હતી અને ગળામાં સુંદર ઘંટ બાંધેલો હતો, એટલે મેં જાણ્યું કે આ ગાય બધામાં સારી છે અને તે

ખૂબ દૂધ દેતી હશે. એટલે મેં માગ્યા પૈસા આપીને તેને ખરીદી લીધી.' સ્ત્રીએ કહ્યું· 'એ બધા પૈસા પાણીમાં ગયા. આ ગાય તો પાંકણુ (વાંઝણી) છે. તે જરા પણ દૂધ આપશે નહિ.'

આ સાંભળીને પેલો ભોળો મનુષ્ય વિચારમાં પડી ગયો. હવે શું કરવું? તે થોડીવારે બોલ્યો કે 'વાત જો એમ જ હોય તો આ ગાય આપણે બીજાને વેચી દઈ શું.' સ્ત્રીએ કહ્યુ: 'પણ તમારા જેવા હૈયાફૂટા બીજા કોણ હશે કે જે ગાયને આ રીતે વગર તપાસ્યે લેશે? એટલે આટલે-થી જ સર્યું'

તાત્પર્ય કે એ ગાય પેલાને માથે પડી અને બધા પૈસાનુ પાણી થયુ.

આ શાસ્ત્રીય દૃષ્ટાંત છે અને શાસ્ત્રીય દૃષ્ટાંત ઘણા ધાર્મિક હોય છે. જૂદા જૂદા રંગની ગાયો તે જૂદા જૂદા વેશવાળા ગુરુઓ સમજવા. તેમાં પાતળાપણું, મધ્યમપણું અને રુષ્ટપુષ્ટપણું ત્યાગ અને તપશ્ચર્યા અંગે સમજવું જે ગુરુ આત્માની ઉન્નતિ કરવા માટે ત્યાગના માર્ગે સંચરે છે અને વિવિધ પ્રકારની તપશ્ચર્યા કરે છે, તે શરીરે દુબળા-પાતળા હોય છે. જે ગુરુઓ ઉત્સાહથી ત્યાગમાર્ગનો સ્વીકાર કરે છે, પણ તપશ્ચર્યાદિ વિશેષ પ્રમાણમાં કરી શકતા નથી તે મધ્યમ શરીરવાળા હોય છે અને જેઓ સાધુપણું લીધા પછી ત્યાગ-વૈરાગ્યને ભૂલી જઈ મનગમતા માલમલીદા ઉડાવે છે, તે શરીરે રુષ્ટપુષ્ટ હોય છે. વળી આવા ગુરુઓ

યુક્તિબાજ અને દાંભિક હોવાથી બાહ્ય આડંબર ઘણો રાખે છે, તે ગળામાંનો સુંદર ઘંટ સમજવો. આવા ગુરુઓની સમીપે જવાથી કે તેમનું શરણ સ્વીકારવાથી આત્મજ્ઞાન રૂપી દૂધ મળી શકતું નથી.

## સદ્ગુરુ કેવા હોય?

સદ્ગુરુ કેવા હોય? તેનો જવાબ કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજે યોગશાસ્ત્રમાં આપ્યો છે:

> महाव्रतधरा धीरा, भैक्ष्यमात्रोपजीविनः।
> सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः॥

महाव्रतधराः એટલે જેઓ મહાવ્રતને–પાંચ મહાવ્રતને ધારણ કરનારા છે. धीराः એટલે જેઓ ધીર છે, સહનશીલ છે, બાવીશ પ્રકારના પરીષહો સહન કરનારા છે. भैक्ष्यमात्रोपजीविनः એટલે જેઓ માત્ર ભિક્ષા ઉપર નભનારા છે, પણ રસોડા ચલાવનારા નથી કે જાતે રસોઈ કરીને ખાનારા નથી. सामायिकस्थाः એટલે જેઓ સામાયિકમાં રહેનારા છે, સમભાવને ધારણ કરનારા છે, એક પ્રત્યે રાગ અને બીજા પ્રત્યે દ્વેષ કરનારા નથી, અને धर्मोपदेशकः એટલે ધર્મનો ઉપદેશ કરનારા છે, શ્રી સર્વજ્ઞ ભગવંતોએ પ્રાણી માત્રના હિતને માટે જે દયામય–દાનમય ધર્મ બતાવ્યો છે, તેની પ્રરૂપણા કરનારા છે.

આવા ગુરુઓને શાસ્ત્રકારોએ ગાય જેવા, મિત્ર જેવા, બંધુ જેવા, પિતા જેવા, માતા જેવા અને કલ્પવૃક્ષ જેવા

કહ્યા છે. તે જ તમને સાચું આત્મજ્ઞાન આપી શકે અને આ સંસારમાંથી તમારો ઉદ્ધાર કરી શકે.

## આત્મજ્ઞાન માત્ર પુસ્તકોથી મળી શકે નહિ.

કેટલાક કહે છે કે 'આત્મજ્ઞાન લેવું હોય તો ગુરુ પાસે જવાની શી જરૂર છે? ઘરે બેઠાં આત્માને લગતાં પુસ્તકો વાંચીશું તો પણ આત્મજ્ઞાન થઈ જશે.' પરંતુ આ મોટી ભૂલ છે. માત્ર પુસ્તકો વાંચીને મેળવેલું જ્ઞાન અધૂરું હોય છે, અપૂર્ણ હોય છે અને શાસ્ત્રકારોના શબ્દોમાં કહીએ તો જાર પુરુષથી ઉત્પન્ન થયેલા પુત્રની જેમ શોભાને ધારણ કરી શકતું નથી. પુસ્તકો વાંચીને પોતાની મેળે આત્મજ્ઞાની કેટલા થયા? આનો અર્થ કોઈ એમ ન સમજશો કે અમે પુસ્તકો વાંચવાનો નિષેધ કરીએ છીએ કે વિરોધ કરીએ છીએ. સારાં પુસ્તકોનું વાંચન સ્વાધ્યાયરૂપ છે અને તે કર્મ-નિર્જરાનું કારણ છે, પણ માત્ર પુસ્તક વાંચવાથી જ આત્મ-જ્ઞાન મળી જાય એમ માનવું ભૂલભરેલું છે.

પુસ્તકોમાં અમુક હકીકત અમુક સ્વરૂપે લખેલી હોય તે પોતાની મેળે યથાર્થપણે સમન્વય નહિ! વળી એ હકીકતો વાંચતાં મનમાં અનેકવિધ શંકાઓ ઉઠે તેનું સમાધાન પણ થાય નહિ, તેથી જ અમે કહીએ છીએ કે સાચું જ્ઞાન સદ્‌ગુરુ જ આપી શકે. શ્રી ઇંદ્રભૂતિ ગૌતમ આદિ અગિયાર બ્રાહ્મણ વિદ્વાનોએ ઘણાં પુસ્તકો વાંચ્યાં હતાં અને તેમાંની દરેક બાબત પર વાદવિવાદ કરવાને પણ તેઓ સમર્થ હતા, પરંતુ તેમનાં મનમાં કેટલીક શંકાઓ ભરાઈ પેઠી હતી, તેનું

સમાધાન કેમે ય થતું ન હતું, એટલે તેઓ આત્મજ્ઞાનથી વંચિત રહ્યા હતા. જ્યારે તેમને મહાવીર પ્રભુ જેવા સદ્‌ગુરુ મળ્યા અને તેમણે તેમની શંકાઓનું નિરાકરણ કર્યું, ત્યારે જ તેઓ સાચું આત્મજ્ઞાન પામી શક્યા.

## ગુરુ એ દીવો છે.

ગુરુ એ દીવો છે. તે તમારાં હૃદયમાં રહેલાં મિથ્યાત્વ-રૂપ અંધકારને દૂર કરી શકે છે અને તમારે જે માર્ગે જવા જેવું હોય તેનું સત્ય દર્શન કરાવી શકે છે. વળી એ માગ વિકટ હોય, વિઘ્નોથી ભરેલો હોય તો તેઓ ભોમિયાનું પણ કામ કરે છે અને તમને સહીસલામત પાર ઉતારી દે છે. જેમ પારસમણિના સ્પર્શથી લોઢું સુવર્ણ બની જાય છે, તેમ સદ્‌ગુરુના સંગથી ગમે તેવો નાસ્તિક મનુષ્ય પણ આસ્તિક બની જાય છે અને સંસાર પરથી વૈરાગ્ય પામી સંયમના માર્ગે વળે છે.

રોહણિયાનો પિતા પાકો ચોર હતો. તેણે પોતાના પુત્રને આદેશ આપ્યો કે 'તું બધું કરજે, પણ મહાવીરની પાસે જઈશ નહિ અને કદાચ જવાનો પ્રસંગ આવે તો તેનો ઉપદેશ કાને ધરીશ નહિ.' રોહણિયાનો બાપ મહાવીરની તાકાત જાણતો હતો. તેને ખબર હતી કે જો રોહણિયો તેમની પાસે જશે અને તેમનો ઉપદેશ સાંભળશે તો આ ચોરીનો ધંધો છોડી દેશે, એટલુ જ નહિ પણ તે સંસારનો ત્યાગ કરી સાધુ થઇ જશે.

## છોકરાઓ ગુરુ પાસે જશે તો–

આ અઢી હજાર વર્ષ પહેલાંની વાત છે. ત્યારે ચોરો આવું બોલતા હતા. આજે શાહુકારો આવું બોલતા થયા છે. તેઓને બીક છે કે છોકરાઓ ગુરુ પાસે જશે તો ધર્મના રસ્તે ચડી જશે અને સંસારી મટી સાધુ થઈ જશે. તેથી તેઓ એમને અનાર્યની સોબત કરવા દે છે, ગમે તેની સાથે રખડવા દે છે અને જે કેળવણીમાં કશો શકરવાર નથી, તે આપવામાં આનંદ પામે છે. આ છોકરાઓનું કલ્યાણ શી રીતે થવાનું ?

જૂના જમાનામાં ક્ષીરકદંબ ઉપાધ્યાય તેના ત્રણ શિષ્યો સાથે રાત્રે અગાશીમાં સૂતા હતા, ત્યારે ત્યાંથી બે ચારણ-મુનિઓ પસાર થયા. તેમાંના એકે બીજાને કહ્યું કે આ ત્રણ શિષ્યોમાથી એક સ્વર્ગે જશે અને બે નરકમાં જશે. સ્વર્ગે જનાર નારદ હતો અને નરકમા જનાર વસુ અને પર્વત હતા. ક્ષીરકદંબ ઉપાધ્યાય જાગતા પડયા હતા, તેથી તેમણે મુનિવાણી સાંભળી અને તેમને ખૂબ લાગી આવ્યું. તેઓ વિચાર કરવા લાગ્યા કે 'જો મારી પાસે ભણનાર નરકમાં જાય તો મને ધિક્કાર છે' તેમને પોતાની શિક્ષક તરીકેની શક્તિમાંથી શ્રદ્ધા ઉઠી ગઈ અને તેમણે સસારનો ત્યાગ કર્યો ત્યારે આજના શિક્ષકો ઘમંડી થઈને ફરે છે અને મિથ્યાજ્ઞાન આપે છે વળી નીતિ, સદાચાર તથા સુસંસ્કારોનું પોષણ પણ જોઇએ તેવુ કરતા નથી આવા શિક્ષકોને પૈસા આપી તમારાં બાળકોનું ભાવી જોખમમા શા માટે મૂકો છો ?

જો માતાપિતા તરીકે તમારાં બાળકોનું કલ્યાણ ઇચ્છતા હો તો નાનપણથી જ તેમને ત્યાગી ગુરુ મહારાજનો સંગ કરાવો, ગુરુ મહારાજનાં પડખાં સેવવા દો, તેઓ એમને જે જ્ઞાન આપશે, જે સંસ્કાર આપશે, તે આ ભાડુતી શિક્ષકો આપી નહિ શકે. છોકરાઓને પ્રથમ બગડવા દેવા અને પછી બૂમ મારવી કે 'છોકરો રખડેલ થઈ ગયો.' 'કોઈનું માનતો નથી' 'હાથથી ગયો' એથી શો દહાડો વળે? ડાહ્યા માણસે જે કંઈ કરવું તે પ્રથમથી જ સમજી વિચારીને કરવું.

તમને ભીતિ છે કે બાળકને જો ત્યાગી ગુરુ મહારાજનો સંગ કરાવીશું, તેમની પાસે વધારે જવા દઈશું તો તે વૈરાગી ત્યાગી બની જશે અને આપણા કામનો નહિ રહે, પણ દશ દૃષ્ટાંતે દુર્લભ એવો મનુષ્યભવ પામીને તે અજ્ઞાનમાં સબડે, અનાચારનું સેવન કરે અને પરિગ્રહમા મૂર્છિત બની દુર્ગતિનો ભાગી થાય એની કોઇ ફીકર નથી ને? વૈરાગ્ય અને ત્યાગ સારી વસ્તુ છે કે ખરાબ? એનો પ્રથમ તમારાં દિલમાં બરાબર નિર્ણય કરો જો તમે વૈરાગ્ય અને ત્યાગને ખરાબ માનતા હો અને સંસારસુખને જ સાચું સુખ માનતા હો તો તમારાં બાળકને ત્યાગી ગુરુ મહારાજથી દૂર રાખો એ સમજી શકાય એવું છે, પણ તમે વૈરાગ્ય અને ત્યાગને ઉત્તમ માનો, તેની વારવાર અનુમોદના કરો અને તમારાં બાળકોને ત્યાગી ગુરુ મહારાજથી દૂર રાખવાનો વિચાર કરો, એ કઈ રીતે સંગત ગણાય? જેમ હગવુ અને લોટ ફાકવો એ સંગત નથી, તેમ વૈરાગ્ય-ત્યાગને ઉત્તમ માનવા

અને બાળકોને તેનાથી દૂર રાખવા એ સંગત નથી

તમે નાનપણથી ધર્મના સંસ્કારો પાડ્યા અને મોટી ઉમરે તેનું મહત્ત્વ સમજતા થયા તો નિયમિત દેવદર્શન અને સેવાપૂજા કરો છો, ગુરુ મહારાજના વ્યાખ્યાન વાણી સાભળો છો ને યથાશક્તિ વ્રત-નિયમની આરાધના કરો છો, પણ જે નાનપણમા કઈ ધર્મસંસ્કારો નહિ પામે તેની દશા શી થશે ?

## આત્મજ્ઞાન વિના બધું યે નિરર્થક નીવડવાનું છે.

આજે ભૌતિકવાદ જોર પર આવ્યો છે, એટલે જ્યાં ત્યા આર્થિક વિકાસ, હુન્નરઉદ્યોગની ખીલવણી તથા વધારે ઉત્પાદનની વાતો સભળાય છે, પણ આત્મજ્ઞાન વિના આ બધું યે નિરર્થક નીવડવાનું છે એનાથી દુનિયા સુખશાતિનો અનુભવ કરી શકવાની નથી

આજે આર્થિક વિકાસને નામે યત્રવાદને આગળ ધપાવવામા આવે છે, પણ તેથી કેટલા સ્વાશ્રયી લોકો બેકાર બની જાય છે, તેનો વિચાર આવે છે ખરો ? મોટા મોટા કારખાનાઓથી આર્થિક વિકાસ થતો હોય તો મૂડીવાદીઓનો થાય છે, તેથી ગરીબ માણસોને કંઈ રાહત મળતી નથી. સૌનો ધધો ભાગે અને પાચ માણસોને કારખાનામા કામે લગાડવામાં આવે એ વ્યવસ્થા બરાબર ગણાય નહિ જ્યારે આ દેશમાં યત્રવાદ આવ્યો ન હતો, ત્યારે આપણી આર્થિક સ્થિતિ વધારે સારી હતી કે અત્યારે ? તે વખતે જેટલુ સોનું-જેટલુ ધન આ દેશમાં હતું, તેનો સોમો ભાગ પણ અત્યારે રહ્યો નથી

હુન્નર ઉદ્યોગની ખીલવણીને નામે, વધારે ઉત્પાદનને નામે આજે હિંસા ખૂબ વધી રહી છે અને અનાજનાં બે ફૂડાં મોંમાં નાખવા માટે જનાવરોને ગોળીએ મારવામાં આવે છે. તે માટે ખાસ શિકારી ટોળીઓની ગોઠવણ કરવામાં આવી છે વળી મત્સ્યઉદ્યોગ જેવા અતિ હિંસક ઉદ્યોગને પણ ઉત્તેજન અપાઈ રહ્યું છે. આ બધો આત્મવિહીન કેળવણીનો પ્રતાપ છે અને એજ સ્થિતિ ચાલુ રહેશે તો માણસો પર કુદરતી કોપ મોટા પ્રમાણમાં ઉતર્યા વિના રહેશે નહિ. આજે પહેલાં કરતાં કુદરતી કોપનું પ્રમાણ વધ્યું છે અને જ્યાં ત્યાં જળપ્રલય, ધરતીકંપ, રેલ્વે અકસ્માત અને વિમાની હોનારતોની વાતો સંભળાય છે, તેનું કારણ એ છે કે અનીતિ વધી છે, અનાચાર વધ્યો છે અને આત્મહિત કે આત્મ-કલ્યાણ તરફ બિલકુલ લક્ષ રહ્યુ નથી. જ્યાં આત્મજ્ઞાન નથી ત્યાં આત્મહિત કે આત્મકલ્યાણ તરફ લક્ષ રહેજ ક્યાંથી ?

આર્થિક વિકાસ એ જીવનની એક જરૂરીઆત છે, પણ તે જીવનનું ધ્યેય હોઈ શકે નહિ. જીવનનું ધ્યેય હોય તો આત્મકલ્યાણ જ હોઈ શકે અને તે માટે સાચા આત્મ-જ્ઞાનની જરૂર છે.

આત્મા વિષે શાસ્ત્રમાં હજારો શ્લોકો લખાયેલા છે, તે બધાનો સાર અહીં તમને થોડા શબ્દોમાં મળી જાય છે. કોઈને એમ લાગતું હોય કે હજારો શ્લોકોનો સાર થોડા શબ્દોમાં શી રીતે આવે ? તો ચાર પંડિતની વાત તમારાં મનનું સમાધાન કરશે.

## ચાર પંડિતોની વાત

એક નગરમાં ચાર મહાપંડિતો રહેતા હતા. એક આયુર્વેદનો મહાપંડિત, બીજો ધર્મશાસ્ત્રનો મહાપંડિત, ત્રીજો રતિશાસ્ત્રનો મહાપંડિત અને ચોથો કામશાસ્ત્રનો મહાપંડિત. તેમણે પોતપોતાના વિષયનો એક મહાગ્રંથ રચવાનો વિચાર કર્યો. મહાગ્રંથ એટલે દસ–વીસ હજાર શ્લોક નહિ પણ પૂરા એક લાખ શ્લોક તેમણે પોતાની જે પંડિતાઈ હતી, તે બધી આ ગ્રંથરચનામા પૂરેપૂરી રેડી દીધી

આગલા જમાનામા આપણા દેશમા સાહિત્યની ખૂબ કદર થતી એક સુંદર શ્લોકરચના માટે લાખ લાખ સોના મહોરો ઇનામમા અપાતી એટલે આ પંડિતોને લાગ્યું કે કોઈ કદરદાન રાજાને આપણી આ ગ્રંથરચના બતાવીએ તો તે પ્રસન્ન થઈને આપણને ખૂબ મોટુ ઈનામ આપશે અને આપણે જીવનપર્યંત અર્થચિંતા કરવી નહિ પડે પંડિતોને પણ પેટ વળગ્યુ છે, તે ભૂલવાનું નથી સમય થાય, એટલે તેમને પણ ખાવા જોઈએ છે, પહેરવા માટે કપડાલત્તા જોઈએ છે, રહેવા માટે ઘર જોઈએ છે, વળી પુસ્તકપાના પણ સારા પ્રમાણમા રાખવા પડે છે અને કુટુંબનો નિર્વાહ કરવાનો તથા વ્યવહાર સાચવવાનો હોય છે

તે વખતે જિતશત્રુ રાજા ભારે કદરદાન ગણાતો, એટલે આ ચારે પંડિતો પોતાના ગ્રંથોને સુંદર રેશમી બંધનમા સારી રીતે બાંધી, મજૂરના માથે ઉપડાવી જિત-શત્રુ રાજા આગળ લઈ ગયા અને કહેવા લાગ્યા કે ‘ હે

રાજન્! અમે સુંદર ગ્રંથરચના કરી છે, તે તમે સાંભળો.

રાજાએ કહ્યું: 'આ ગ્રંથો તો ખૂબ મોટા જણાય છે. તેનું શ્લોકપ્રમાણ શું છે ?'

પંડિતોએ કહ્યું: 'દરેક ગ્રંથ એક લાખ શ્લોક પ્રમાણ છે.'

આ સાંભળી રાજાએ કહ્યું કે 'હે પંડિત વર્યો! તમારી બુદ્ધિને ધન્ય છે કે તમે એક એક વિષય પર લાખ-લાખ શ્લોકની રચના કરી, પણ તમે મારી સ્થિતિ જાણો છો. મારે રાજ્યને લગતી અનેક બાબતો સંભાળવાની હોય છે, તેથી તમે આ ગ્રંથનો સંક્ષેપ કરો તો સાંભળી શકું.'

પંડિતોએ રાજાની આ સૂચના પર વિચાર કરીને જણાવ્યું કે 'આપને વધારે સમય ન હોય તો દરેક ગ્રંથને પચીસ પચીસ હજાર શ્લોકમાં સમાવી દઈએ.'

રાજાએ કહ્યું: 'એ પણ વધારે કહેવાય.' એટલે પંડિતોએ હજાર હજાર શ્લોકની દરખાસ્ત કરી, પણ રાજાનું મન માન્યું નહિ. પછી તેઓ રાજાનું મન મનાવવા હજાર પરથી પાંચસો પર આવ્યા, સો પર આવ્યા, દસ પર આવ્યા અને છેવટે એક શ્લોક પર આવ્યા. રાજાએ કહ્યું કે હજી પણ આનો સંક્ષેપ થતો હોય તો કરો. ત્યારે ચારે પંડિતો માત્ર એક એક ચરણ સંભળાવવા તૈયાર થયા. રાજાએ તે સાંભળવાની ઇચ્છા દર્શાવી.

પ્રથમ પંડિતે કહ્યું: जीर्णे भोजनमात्रेयः બીજાએ કહ્યું: कपिलः प्राणीनां दया, ત્રીજાએ કહ્યું: बृहस्पतिरविश्वासः અને

ચોથાએ કહ્યું पाञ्चालः स्त्रीषु मार्दवम् આ રીતે શ્લોક પૂરો થયો.

આનો અર્થ સમજીએ. આયુર્વેદના મહાપંડિતે કહ્યું કે 'અમારા શાસ્ત્રમાં આત્રેય ઋષિનો મત ઘણો પ્રમાણભૂત ગણાય છે. તેઓ એમ કહે છે કે પ્રથમનું ભોજન પચી જાય પછી જ ભોજન કરવું આમ કરનાર રોગમાથી બચી શકશે અને દીર્ઘ આયુષ્ય ભોગવશે.' ધર્મશાસ્ત્રના મહાપંડિતે કહ્યું કે 'અમારાં શાસ્ત્રોમાં કપિલઋષિને માટે ઘણું માન છે. તેઓ એમ કહે છે કે પ્રાણીઓ પ્રત્યે દયા રાખવી, એનાથી શ્રેષ્ઠ કોઈ ધર્મ નથી.' નીતિશાસ્ત્રના મહાપંડિતે કહ્યુ કે નીતિશાસ્ત્રો તો અનેકે રચ્યાં છે, પણ તેમાં બૃહસ્પતિનું સ્થાન ઘણું ઊંચું છે. તેઓ કહે છે કે 'જીવનમાં સફળ થવુ હોય તો કોઈ પર આંધળો વિશ્વાસ મૂકવો નહિ' ચોથા કામશાસ્ત્રના મહાપંડિતે કહ્યુ કે 'કામશાસ્ત્રમાં પરમ વિશારદ પાંચાલ ઋષિનો અભિપ્રાય એવો છે કે 'પ્રીતની સાચી રીત સ્ત્રીઓ સાથે મૃદુતાથી વર્તવું એ જ છે.'

આ શ્લોક સાંભળી રાજાએ કહ્યુ કે 'હે પંડિતવર્યો' તમે એક એક વિષય પર લાખ લાખ શ્લોક રચ્યા, એટલે તમારી બુદ્ધિ વિષયનો વિસ્તાર કરવામાં ઘણી નિપુણ છે, એ વાત પ્રથમ જ મારા લક્ષમાં આવી ગઇ હતી, પરંતુ મારે એ જોવું હતું કે તમે કોઇ પણ વિષયનો સંક્ષેપ કરવો હોય તો કેટલો કરી શકો છો? તે તમે અજબ રીતે કરી બતાવ્યો છે. તમારી આવી પ્રગલ્ભ બુદ્ધિથી હું ઘણો પ્રસન્ન

થયો છું અને તમને દરેકને લાખ લાખ સોનામહોરો ઇનામમાં આપું છું.'

આ રીતે પંડિતોની કદર થઇ, એટલે તેઓ ખૂબ આનંદ પામ્યા. પછી ઇનામ લઈ, રાજાને આશીર્વાદ આપી હસતે મુખડે પોતાનાં ઘરે પાછા ફર્યાં. તાત્પર્ય કે હજારો શ્લોકોનો સાર થોડા શબ્દોમાં સમાઇ શકે છે.

આવાં સારભૂત વચનો સાંભળવા મળે તેને પણ પ્રબળ પુણ્યોદય સમજવો. શાસ્ત્રકાર ભગવંતોએ મનુષ્યત્વની જેમ શાસ્ત્રશ્રવણના યોગને પણ દુર્લભ જ કહ્યો છે. જો તમને આ વચનો પર રુચિ થાય, શ્રદ્ધા થાય, અનુરાગ થાય તો સમજજો કે તમે અલ્પ સંસારી છો, તમારાં ભવભ્રમણની *મર્યાદા બંધાઇ ગઇ છે. અલ્પ સંસારી આત્માનું વર્ણન પ્રથમ* વ્યાખ્યાનમાં જ કરેલું છે, તે તમને યાદ હશે. તેમાં जिण-वयणे अणुरत्ता એ શબ્દો પ્રથમ આવે છે.

## મિથ્યાત્વનો મહારોગ

તમને પૈસાની વાતમાં રસ આવે, સ્ત્રીની વાતમાં રસ આવે, નાટક-સીનેમાની વાતમાં રસ આવે, ક્રિકેટ અને ફુટબોલની મેચ રમાતી હોય તેના સમાચાર સાંભળવામાં રસ આવે અને ગામગપાટા કે કોઈની કુથલી ચાલતી હોય તે સાંભળવામા રસ આવે, પરંતુ સર્વજ્ઞ ભગવંતનાં વચનો કે જેનો જોટો આ જગતમાં નથી, જે પીયૂષરસથી પૂર્ણ છે અને જેનામાં આત્માનું કલ્યાણ કરવાની શક્તિ ભારો-

ભાર ભરેલી છે, તે સાંભળવામાં રસ ન આવે, રુચિ ન જાગે તો સમજજો કે સ્થિતિ ગંભીર છે. આત્માને લાગેલો મિથ્યાત્વનો મહારોગ ટળ્યો નથી.

મિથ્યાત્વ–મહારોગનાં પરિણામો કેવાં ભયંકર છે, તે તમારાં ધ્યાન બહાર તો નહિ જ હોય. આત્મા મિથ્યાત્વના યોગે અસત્યને સત્ય માને છે અને સત્યને અસત્ય માને છે, એટલે તે ખોટા રસ્તે ચડી જાય છે અને પરિણામે તેનું ભવભ્રમણ અનેકગણું વધી જાય છે. ભવભ્રમણમાં જન્મ, જરા અને મૃત્યુનાં મહા દુઃખો ઉપરાંત બીજાં પણ અનેક પ્રકારનાં દુઃખો ભોગવવા પડે છે આવા મહા અનર્થકારી મિથ્યાત્વને તમે હૃદયમાંથી દૂર ન કરો, હાંકી ન કાઢો તો તમારી ચતુરાઈ શા કામની? તમારાં ડહાપણનો ઉપયોગ શો?

અમે તો તમને જિનવચન અનુસાર પોકારીને કહીએ છીએ કે 'મિથ્યાત્વને દૂર કરો, એટલે સમ્યક્ત્વનો સૂર્ય તમારા હૃદયમા પ્રકાશમાન થશે અને સમ્યક્ત્વનો સૂર્ય પ્રકાશમાન થશે એટલે બધી વસ્તુઓ સાચાં સ્વરૂપે નજરે પડશે. જેને સમ્યક્ત્વ પ્રાપ્ત થયું નથી, તેને સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થતું નથી. તે અંગે શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે—

नादंसणिस्स नाणं, नाणेण विणा न हुंति चरणगुणा ।
अगुणिस्स नत्थि मोक्खो, नत्थि अमोक्खस्स निव्वाणं ॥

'જેને સમ્યગ્દર્શન અર્થાત્ સમ્યક્ત્વ પ્રાપ્ત થયું નથી, તેને સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થતું નથી. જેને સમ્યગ્-

જ્ઞાન પ્રાપ્ત થતું નથી, તેને સમ્યક્ ચારિત્ર પ્રાપ્ત થતું નથી; જેનામાં સમ્યક્ ચારિત્રના ગુણો પ્રકટ્યા નથી, તે કર્મ-બંધનમાંથી મુક્તિ પામતો નથી અને જે કર્મબંધનમાંથી મુક્તિ પામતો નથી, તેનું નિર્વાણ થતું નથી.'

આનો અર્થ એમ સમજવો કે જે સમકિતી છે, જેને દેવ, ગુરુ અને ધર્મ પર પાકી શ્રદ્ધા છે—તે જ સાચું આત્મ-જ્ઞાન પામી શકે છે અને બાકીના બધા રખડી જાય છે. ભગવદ્ગીતામાં કહ્યું છે કે—

> श्रद्धावाँल्लभते ज्ञानं, तत्परः संयतेन्द्रियः ।
> ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥

'શ્રદ્ધાવાન, જ્ઞાન મેળવે છે અને જ્ઞાની જીતેન્દ્રિય બને છે અને તે (આત્મ)જ્ઞાન મેળવીને તરત પરમ શાંતિ પામે છે.'

> अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
> नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥

'પરંતુ અજ્ઞાની તથા શ્રદ્ધા વિનાનો સંશયમય રહી નાશ પામે છે. સંશયમય રહેલાને આ લોક નથી, પરલોક નથી અને સુખ પણ નથી.'

માણસ વિદ્વાન હોય, પંડિતની પ્રસિદ્ધિ પામ્યો હોય અને રાજદરબારમાં તેનાં વખાણ થતાં હોય કે તેની કૃતિ-ઓને ઇનામ મળતાં હોય, પણ હૃદયમાં શ્રદ્ધાનો છાંટો ન હોય તો એ બધુંયે ધૂળ છે. એ વિદ્વત્તા, એ પંડિતાઇ એ

રાજદરબારનાં સન્માન કે ઇનામો તેને ભવભ્રમણમાંથી બચાવી શકવાના નહિ.

નીતિકારોએ કહ્યુ છે કે—

दुर्जनः परिहर्तव्यो, विद्ययालंकृतोऽपि सन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ? ॥

'વિદ્યાથી વિભૂષિત હોય તો પણ દુર્જનને છોડવો. સાપ મણિથી વિભૂષિત હોય તો પણ શું તે ભયંકર હોતો નથી ?'

શ્રદ્ધાહીન શુષ્ક તર્કવાદી પંડિતોને દુર્જન સમજવા, કારણ કે તેઓ ખોટા તર્ક કરીને ભૂંડા હાલે મરે છે અને સાથે બીજા અનેકનું બગાડતા જાય છે.

એક તર્કવાદી પંડિત હતો. તે દરેક વાતમાં તર્ક કર્યા કરે અને કોઈની વાત માને નહિ. એક વાર તે ચાલ્યો આવતો હતો, ત્યારે સામેથી હાથી આવ્યો ઉપર મહાવત બેઠેલો હતો, પણ હાથી મસ્તીએ ચડેલો હોવાથી તેના કાબૂમાં રહેલો ન હતો. આથી મહાવતે બૂમ મારી કે 'અલ્યા ભાઈ ! દૂર ભાગ, નહિ તો આ હાથી તને મારી નાખશે.'

આ તો પંડિત, એ કંઈ એક અજાણ મહાવતની વાતને એમ ને એમ થોડી જ માની લે ? તેણે પોતાની ટેવ પ્રમાણે તર્ક કરીને કહ્યું કે 'અલ્યા મહાવત ! આ હાથી અડીને મારશે કે અડયા વિના મારશે ? જો તે હાથી અડીને મારતો હોય તો તું અડીને રહ્યો છે, છતાં કેમ મરી ગયો નથી ? અને આ હાથી અડયા વિના મારતો હોય તો હું

ગમે તેટલો દૂર ભાગું તો યે શું? માટે તારું કહેવું નિરર્થક છે.'

એ તર્કવાદી રસ્તામાંથી દૂર હઠ્યો નહિ. એવામાં હાથી આવી પહોંચ્યો અને તેણે એ તર્કવાદીને સૂંઢથી પકડી પોતાના પગ નીચે દબાવી જોતજોતામાં મારી નાખ્યો. જો આ તર્કવાદીએ અનુભવી મહાવતનું કહ્યું માન્યું હોત તો તેના હાલ કદાપિ આવા થાત નહિ. માટે અનુભવીઓનું માનવું અને બીનજરૂરી ખોટા તર્કો કરવા નહિ.

જેઓ વિદ્યાના મદમાં આવી મહાપુરુષોના ઉપદેશને ખોટો ઠરાવવા મથે છે અથવા તેની હાંસી–મજાક ઉડાવવા પ્રયત્ન કરે છે, તેઓનું ભવભ્રમણ અનેકગણું વધી જવાનું અને તેઓ વિવિધ પ્રકારની ભયંકર યાતનાઓનો ભોગ થવાના, માટે ભૂલેચૂકે આવાઓના પડછાયામા જવું નહિ કે તેમની વાત માનવી નહિ

સાચું આત્મજ્ઞાન કોને કહેવુ? તે પણ બરાબર સમજી લેવું જોઇએ. શાસ્ત્રકારોએ સાચા જ્ઞાનનો ખ્યાલ આપવા માટે ત્રણ પ્રકારનુ જ્ઞાન કહ્યું છે, તે અહીં વિચારવા યોગ્ય છે : પહેલુ વિષયપ્રતિભાસ, બીજું આત્મપરિણતિમત્ અને ત્રીજું તત્ત્વસંવેદન.

જેમા વિષયનો નામ માત્રથી બોધ હોય, પણ તેના હેય-ઉપાદેય અંશોનું જ્ઞાન ન હોય તે વિષયપ્રતિભાસ નામનું જ્ઞાન કહેવાય. દાખલા તરીકે બાળક એમ જાણે છે કે આ ઝેર કહેવાય, આ કાંટો કહેવાય, આ રત્ન કહેવાય,

પણ ઝેર શા માટે ત્યાજ્ય છે? કાંટો શા માટે પરિહાર્ય છે? અને રત્ન શા માટે ગ્રહણીય છે, તે એ જાણતું નથી. અથવા પોપટ કોઈના શીખવવાથી મોઢે 'રામ, રામ' એવા શબ્દો બોલે છે, પણ રામ કોણ હતા? અને તેમનું નામ શા માટે બોલવું? તે વિષે કંઈ પણ જાણતો નથી. વ્યવહારમાં આવા જ્ઞાનને પોપટિયું જ્ઞાન કહેવામાં આવે છે. તેનું કોઈ મહત્ત્વ નથી. આ રીતે જે મનુષ્યો મોઢેથી 'આત્મા છે, આત્મા છે' એવું બોલે છે, પણ તે કેવો છે? ક્યાં રહે છે? શરીરાદિથી ભિન્ન છે કે અભિન્ન? તેનામાં કેવી શક્તિઓ રહેલી છે? વગેરે વિષે કંઈ પણ જાણતા નથી, તેમનું જ્ઞાન વિષયપ્રતિભાસ કે પોપટિયું છે.

જેમાં વસ્તુના હેય અને ઉપાદેય અંશોનું જ્ઞાન હોય પણ તથાવિધ નિવૃત્તિ કે પ્રવૃત્તિ ન હોય તે આત્મપરિણતિમત્ જ્ઞાન કહેવાય. દાખલા તરીકે પંડિત પુરુષો જાણે છે કે વિષય અને કષાય છોડવા યોગ્ય છે, કારણ કે તેથી આત્માની અસદ્‌ગતિ થાય છે, પણ તેઓ એ જાતની નિવૃત્તિ કે પ્રવૃત્તિ યથાર્થપણે કરી શકતા નથી, એટલે તેમનું એ જ્ઞાન આત્મપરિણતિમત્ છે.

શ્રેણિક મહારાજા સમ્યગ્દષ્ટિ હતા, એટલે આશ્રવ અને બંધ છોડવા યોગ્ય છે તથા સંવર અને નિર્જરા આદરવા યોગ્ય છે, એમ જાણતા હતા, પણ તથાવિધ નિવૃત્તિ કે પ્રવૃત્તિ કરી શકતા ન હતા. પરિણામે તેમની દુર્ગતિ અટકી નહિ. એટલે આવાં જ્ઞાનનું જોઈએ તેવું મહત્ત્વ

નથી. વ્યવહારમાં આવાં જ્ઞાનને પોથીનાં રીંગણાં જેવું કહેવામાં આવે છે. કેટલાકને પોથીમાંનાં રીંગણાં શું ? એની ખબર નહિ હોય, એટલે ખુલાસો કરીશું.

એક શાસ્ત્રીજી કથા કરી રહ્યા હતા. તેમાં અભક્ષ્યનો વિષય આવ્યો અને રીંગણાની વાત નીકળી. શાસ્ત્રીજીએ અનેક દાખલા–દલીલોથી પુરવાર કરી દીધું કે રીંગણાં અભક્ષ્ય છે, તેથી તે ન જ ખવાય. તેમનાં આ વક્તવ્યથી શ્રોતાઓ મુગ્ધ બની ગયા અને તેમાંનાં કેટલાકે હવે પછી રીંગણાં ન જ ખાવાં એવી ટેક લીધી. એમ કરતાં કથા પૂરી થઈ અને શાસ્ત્રીજી પોથી બગલમાં મારી ચાલવા લાગ્યા, ત્યાં હાથમાની થેલી પડી ગઈ અને તેમાંથી બે-ત્રણ રીંગણા બહાર નીકળી પડ્યાં. આથી શ્રોતાઓ આશ્ચર્ય પામીને પૂછવા લાગ્યા કે 'શાસ્ત્રીજી આ શું ? તમે પોતે રીંગણા ખાઓ છો ?' શાસ્ત્રીજીએ હાવકાઈથી જવાબ આપ્યો કે 'પોથીમાંનાં રીંગણા ન ખવાય, બાકી આ રીંગણાં ખાવાને હરકત નથી.'

આવો જ એક કિસ્સો વડોદરામાં બનેલો. ગાયકવાડ સરકારને વિદ્યા પ્રત્યે ભારે પ્રેમ હતો, એટલે તે જૂદા જૂદા વિદ્વાનોને આમંત્રણ આપતા અને પોતાના લક્ષ્મીવિલાસ મહેલમાં રાજકુટુંબ વગેરે સમક્ષ તેમનાં ભાષણો કરાવતા. આ રીતે એક વખત એક વિદ્વાનને અહિંસા પર ભાષણ કરવા નોતર્યા. આ વિદ્વાને અહિંસા પર ઘણું સુંદર ભાષણ કર્યું અને માંસ, મચ્છી તથા ઇંડાનું ભક્ષણ કરવામાં જે

મહાદોષો રહેલા છે, તેનું સચોટ નિદર્શન કર્યું. આ વખતે ગરમીના દિવસો ચાલતા હતા અને ભાષણ ખૂબ જોરથી થતું હતું, એટલે વિદ્વાન વક્તાને ખૂબ પસીનો વળ્યો અને તે પસીનો લૂછવા માટે તેણે ગજવામાંનો રૂમાલ ખેંચ્યો. એજ વખતે રૂમાલની સાથે ગજવામાં રહેલું એક ઇંડું બહાર નીકળી પડ્યું અને તે જમીન પર પછડાઈને ફૂટી ગયું.

આ ભાષણ સાંભળીને બધાને એમ થયું હતું કે હવે પછી આ વસ્તુઓ ન જ વાપરવી, પણ વક્તાનાં ગજવામાંથી ઇંડું નીકળી પડ્યું, તેણે બધો રંગ પલટી નાખ્યો. ગંભીરતાની જગાએ હાસ્યનું મોજું ફરી વળ્યું અને વિદ્વાન્ વક્તાને ત્યાંથી વિદાય લેતાં ભારે વિમાસણ થઈ પડી. તાત્પર્ય કે એક વસ્તુ સમજણમાં ઉતરે પણ આચરણમાં ન આવે તો એવાં જ્ઞાનથી કલ્યાણ સાધી શકાતું નથી.

જેઓ આત્મા છે, તે નિત્ય છે, પુણ્યપાપનો કર્તા છે, પુણ્યપાપનાં ફલનો ભોક્તા છે, વગેરે વાતો કરે છે પણ પાપને છોડતા નથી કે પુણ્યની વૃદ્ધિ કરતા નથી, તેમનું એ જ્ઞાન શા કામનું? શાસ્ત્રકારો એને સાચું જ્ઞાન કહેતા નથી.

જેમાં વસ્તુના હેય અને ઉપાદેય અંશોનાં યથાર્થ જ્ઞાન સાથે તથાવિધ નિવૃત્તિ અને પ્રવૃત્તિ હોય તેને તત્ત્વસંવેદન જ્ઞાન કહેવાય. મહાપુરુષો આવાં જ્ઞાનવાળા હોય છે, તેથી જેવું સમજે છે તેવું જ બોલે છે અને જેવું બોલે છે, તેવું જ કરે છે. હોઠે એક વાત અને હૈયે બીજી વાત

એવો વ્યવહાર તેમનામાં હોતો નથી. આવું જ્ઞાન એ સાચું જ્ઞાન છે અને તેથી જ કલ્યાણ સાધી શકાય છે.

જે મનુષ્યો જીવ અને અજીવની આત્મ અને અનાત્મની જૂદાઈ બરાબર જાણે છે અને હું આત્મા છું, દેહ નથી, ઇંદ્રિય નથી, પ્રાણ નથી, મન નથી, એવું સતત ભાન રાખી માત્ર આત્મકલ્યાણની પ્રવૃત્તિમાં જ નિરંતર મચ્યા રહે છે, તેમને સાચું આત્મજ્ઞાન થયું કહેવાય. જેમને આવું જ્ઞાન થયું હોય તે પુદ્ગલને પોષવાની વૃત્તિ ધરાવે નહિ, વિષયને વિષ માની તેની નજીક જાય નહિ અને કષાયને કાળા નાગ માની તેનાથી સદંતર બીતા રહે.

તમને આત્મ અને અનાત્મનો ભેદ બરાબર સમજાય તે માટે અમે આત્માનો વિષય આટલા વિસ્તારથી ચર્ચ્યો છે અને તેની અનેક બાજુઓ તમારી સમક્ષ રજૂ કરી છે. તમે એનો નિરંતર વિચાર કરતા રહો તો 'હુ દેહ છું' એવી બુદ્ધિ હઠી જશે અને હું સર્વજ્ઞ સર્વશક્તિમાન આત્મા છું એવી બુદ્ધિ ઉત્પન્ન થશે. જ્યારે એવી બુદ્ધિ તમારામાં સ્થિર થઈ હશે, ત્યારે શ્રેય સામું આવશે અને કલ્યાણ તમારા કાનનાં કુંકે મારીને કહેશે કે 'હુ તમારી પાસે આવી ગયેલ છું'



## વ્યાખ્યાન તેરમુ

# આત્માની શક્તિ

મહાનુભાવો !

અધ્યાત્મના ખજાનારૂપ શ્રી ઉત્તરાધ્યયનસૂત્રનુ સ્મરણ કરતા જ તેનુ છત્રીશમુ અધ્યયન યાદ આવે છે, અને તેમા અલ્પસમાગી આત્માનુ જે વર્ણન કર્યું છે, તે નજર સમક્ષ તરવા લાગે છે જો આત્માનુ સ્વરૂપ બરાબર સમજીએ તો આ વર્ણન આપણા મનમા ઠને, આપણા દિલમા બરાબર ઉતરે એ હેતુથી અમે આત્માનુ સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યુ અને હજી જે થોડી વસ્તુઓ બાકી રહી ગઈ છે, તે તમને સમજાવવા ઇચ્છીએ છીએ

'આત્માની શક્તિ કેટલી ?' એ વિષય એક રીતે નવો નથી, કારણ કે આત્માનો ખજાનો કેવો સમૃદ્ધ છે ? તેની વિચારણા કરતી વખતે આત્માની ક્રિયાશક્તિ વિષે કેટલોક ઉલ્લેખ કર્યો હતો અને આત્મા અનત બળિ છે, એમ પણ જણાવ્યુ હતુ, પરતુ એ વખતે સમયના અભાવે તેના પર વિશેષ વિવેચન કરી શક્યા ન હતા, તે વિવેચન આજે કરીએ છીએ

એક આત્મામા કેટલી શક્તિ હોય છે ? તેનો ખ્યાલ

આપણને તીર્થંકરોનાં જીવન પરથી આવી શકશે, કારણ કે તેમની શકિતનો વિકાસ ચરમ સીમાએ થયેલો હોય છે.×

## તીર્થંકરો કઈ ભૂમિમાં થાય ?

જંબૂદ્વીપ, ધાતકીખંડ અને અર્ધ પુષ્કરાવર્ત ખંડ મળી અઢીદ્વીપ કહેવાય છે. તેનું કુલ માપ પીસ્તાલીશ લાખ યોજનનું છે. હાલની ભૂગોળવાળા દુનિયાનો પરીઘ ૨૨૦૦૦ માઈલનો બતાવે છે, પણ એ ભૂગોળ પૂરી નથી પહેલાં તેઓને અમેરિકાની ખબર ન હતી. ઓસ્ટ્રેલિયાની ભાળ પણ પછી જ મળી. એ રીતે તેઓ પાંચ ખંડને પૂરી દુનિયા માનવા લાગ્યા. પણ છેલ્લાં થોડાં વર્ષથી છઠ્ઠા ખંડની વાત બહાર આવી છે અને ત્યા પ્રવાસો પણ થવા લાગ્યા છે. હવે પછીના થોડા વર્ષો વ્યતીત થયા પછી સાતમા ખંડની વાત નહિ આવે એની શી ખાતરી ? સૈકા–બે સૈકા બાદ તેમને આઠમો ને નવમો ખડ પણ જડીઆવે સાચી હકીકત એ છે કે આજે જેને દુનિયા કહેવામાં આવે છે, તે જંબૂદ્વીપના ભરતખડનો જ એક ભાગ છે

અઢીદ્વીપમાં ૧૫ કર્મભૂમિ અને ૫૬ અતરદ્વીપમાં મનુષ્યોનો વાસ હોય છે. આ ક્ષેત્રો પૈકી તીર્થંકરોનો જન્મ ૧૫ કર્મભૂમિમા જ થાય છે, કારણ કે કૃષિ, વાણિજ્ય,

× જર્મનીના સુપ્રસિદ્ધ તત્ત્વચિતક પ્રો નિત્શ વગેરેએ Superman–સર્વશ્રેષ્ઠ મનુષ્યની જે કલ્પના કરી છે, તેના કરતા પણ તીર્થંકરોનુ જીવન વધારે સુદર અને વધારે શક્તિશાળી હોય છે. એથી વિશેષ શક્તિ આ સસારમા કોઈ આત્માની હોતી નથી.

આદિ કર્મોનો વ્યવહાર એ ભૂમિમાં જ હોય છે અને તપ, સંયમ આદિ અનુષ્ઠાનો પણ એ ભૂમિમાં જ થાય છે.

૧૫ કર્મભૂમિમા ૫ ભરત, ૫ ઐરવત અને ૫ મહાવિદેહ હોય છે. તેમાં ભરત અને ઐરવતમાં અવસર્પિણી તથા ઉત્સર્પિણી કાળ હોય છે. તેના ત્રીજા આરામા અને ચોથા આરામાં તીર્થંકરો જન્મે છે. મહાવિદેહમાં બધો કાળ સમાન હોય છે અને ત્યાં તીર્થંકરો સદા વિદ્યમાન હોય છે.

## તીર્થંકરોનો જન્મ અને દિક્કુમારિકાઓનું આગમન

તીર્થંકરોનો જન્મ બરાબર અર્ધરાત્રિએ વિજય મુહૂર્તમાં થાય જેવો તેમનો જન્મ થાય કે તરતજ દિક્કુમારિકાઓના આસન કંપે આસન કંપ્યા પછી પોતાના સહજ અવધિજ્ઞાનથી તેઓ જાણી લે કે હવે કયે સ્થળે કોને ત્યાં તીર્થંકરનો જન્મ થયો છે ત્યાર પછી આભિયોગ્ય દેવોને× વિમાન બનાવવાનો અને તૈયારી કરવાનો હુકમ આપે અને વિમાનમા ચડી જન્મ સ્થળે આવી પહોંચે તીર્થંકરની માતાનું સૂતિકાકર્મ અને બીજું કામ આ દિક્કુમારિકાઓ સંભાળી લે

## એક પ્રાસંગિક ઘટના

દેવોને આવવાની ગતિ સંબંધમા એક પ્રાસગિક ઘટના કહીશુ થોડા વખત પહેલા જ્યારે અમારું ચોમસું બેંગ-

× દેવો દશ પ્રકારના હોય છે (૧) ઈન્દ્ર, (૨) સામાનિક, (૩) ત્રાયત્રિંશત્ (૪) પારિષદ, (૫) આત્મરક્ષક, (૬) લોકપાલ, (૭) અનીક, (૮) પ્રકીર્ણક, (૯) આભિયોગ્ય અને (૧૦) કિલ્બિષિક તેમા અભિયોગ્ય દેવો દાસસ્થાને હોય છે, એટલે તેમને દાસ જેવુ કામ કરવાનુ હોય છે

લોરમાં હતું, ત્યારે મદ્રાસની સાઉથ ફ્લોર મીલવાળા શેઠ પુનમચંદ રૂપચંદ અમારી પાસે પર્યુષણ પર્વ કરવા માટે આવ્યા. પર્યુષણ પછી તેઓ બેંગલોરના એક ભાઈ સાથે, મૈસૂર જવા માટે મોટરમાં નીકળ્યા. રસ્તામાં એ મોટરને અકસ્માત થયો. એજ વખતે એમનાં મુખમાંથી 'નમો અરિહંતાણં' શબ્દ નીકળી પડ્યો. જેમને નમસ્કારમાં શ્રદ્ધા હોય, દિલમાં નમસ્કારનું રટણ હોય તેનાં મનમાથી જ આવી રીતે અણીના સમયે 'નમો અરિહંતાણં' નો ઉચ્ચાર થાય.

પછી શું થયું? તેની તેમને ખબર ન પડી. જ્યારે આંખો ખોલી ત્યારે મોટરમાં બેઠેલા બધા મોટરની બહાર ઊભા હતા. કોઈને કશી ઈજા થઈ ન હતી. ફક્ત પેલા બેંગલોરવાળા ભાઈને પગમાં થોડું વાગ્યું હતું. બાજુમાં મોટર તૂટેલી પડી હતી. દરવાજો કયારે ખુલ્યો? તેઓ બહાર કયારે નીકળ્યા? કેવી રીતે નીકળ્યા? તે વિષે કંઈપણ જાણતા ન હતા. પરંતુ નમસ્કારનાં સ્મરણથી પ્રસન્ન થયેલા અધિષ્ઠાયક દેવે સહાય કરી હતી. દેવતાને ખબર પડે એટલે આંખના પલકારામાં આવી પહોંચે અને બધું કામ પતાવી દે. આ બધું મોઢેથી કહેતાં વાર લાગે, તેટલી વાર પણ દેવતાઓને આવતાં લાગે નહિ.

### સૌધર્મેન્દ્રનાં જન્મની જાણ અને જવાની તૈયારી

દિક્કુમારિકાઓનું બધું કામ પતી ગયા પછી સૌધર્મેન્દ્રનું સિંહાસન કંપે. સૌધર્મેન્દ્ર ૩૨ લાખ વિમાનોવાળા

સૌધર્મ દેવલોકનો માલીક છે. જેવું તેનું સિંહાસન કંપે, તેવો તે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકે અને જાણી લે કે તીર્થંકર ભગવંતનો જન્મ થયો છે. પછી તે હરિણૈગમેષી દેવને બોલાવીને હુકમ કરે કે 'બધા દેવોને ખબર આપો કે તીર્થંકર ભગવંતનો જન્મ થયેલો હોવાથી ઈન્દ્ર અભિષેક કરવા જાય છે, માટે સહુએ તૈયાર થઈને ઇંદ્રની પાસે હાજર થવું.'

આ ખબર આપવાની રીત પણ સમજવા જેવી છે. સૌધર્મ દેવલોકમાં સૌધર્માવતંસક વિમાનમાં સૌધર્મ સભામાં સુઘોષા નામનો એક મોટો ઘંટ છે. તે હરિણૈગમેષી દેવ વગાડવા માંડે કે બત્રીશ લાખ વિમાનમાં રહેલા ઘંટો પણ વાગવા લાગે છે. આ ઘંટ કુલ ત્રણવાર વગાડવામાં આવે છે.

વિમાનમાં મોટા અને શાશ્વત મહેલો હોય છે અને તે દરેક મહેલની અંદર આનંદપ્રમોદના સાધનો હોય છે, તેથી દેવો નિરંતર આનંદમય-પ્રમોદમય ક્રીડા કરતા હોય છે. આ મહેલોમાં બહારના ભાગમાં ઘંટડીઓ હોય છે. જ્યારે હરિણૈગમેષી સુઘોષા ઘંટ વગાડે ત્યારે વિમાનમાં રહેલો સ્થાનિક ઘંટ વાગવા લાગે છે અને તેની સાથોસાથ મહેલની ઘંટડીઓ પણ રણકી ઉઠે છે.

આ વાત આપણે એક આત્મામાં કેટલી શક્તિ રહેલી છે અને તેનો પ્રભાવ ઇન્દ્રો અને દેવો પર પણ કેવો પડે છે? એ દર્શાવવાના હેતુથી કહી રહ્યા છીએ. તીર્થંકરોની પૂજા કરતી વખતે ઇંદ્રો પણ તેમને પોતાના સ્વામી કહીને

સંબોધે છે. એનો અર્થ એ કે આટલી રિદ્ધિસિદ્ધિના માલીક ઇંદ્રો પણ તેમના સેવક છે.

## નામના મોહ પર નરઘાજીનો કિસ્સો

ગુરુ મહારાજ આગળ શ્રાવકોનું સ્થાન પણ એવું જ ગણાય, પરંતુ આજકાલ આચાર્ય મહારાજ કોઈ પૈસાદાર શ્રાવકને નામથી બોલાવે અને તેની આગળ માનાર્થે શેઠ ન કહે તો તેને ખોટું લાગી જાય છે અને આ આચાર્ય મહારાજ તો કંઈ કામના નહિ એવું બોલવા માંડે છે. શ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજ આચાર્ય હતા, ત્યારની આ વાત છે. એ વખતે શ્રી વીરવિજયજી મહારાજ ઉપાધ્યાય હતા અને મારવાડમાં વિચરતા હતા. તેઓ સ્વભાવે હસમુખા હતા. તેમને વ્યાખ્યાનવખતે શ્રાવકોને નામથી બોલાવવાની આદત હતી. વ્યાખ્યાન સાંભળવા ગામના નગરશેઠ નરઘાજી પણ નિયમિત આવતા. તે વખતે ગુરુમહારાજ 'કેમ નરઘાજી ? આ વાત ખરીને ?' એ શબ્દોથી સંબોધન કરતા. પરંતુ તે વખતે નરઘાજીનું મોઢું ઉતરી ગયેલા જેવું જણાતું. ગુરુ મહારાજની ચકોર દૃષ્ટિમાં તે આવ્યા વિના ન રહેતું. તેમને આશ્ચર્ય થતું કે જ્યારે હું નરઘાજીને નામથી બોલાવું છું, ત્યારે તેમને આનંદ થવાને બદલે દુઃખ કેમ થાય છે ? વળી વ્યાખ્યાન પૂરું થાય છે કે તેઓ એક મિનિટ પણ થોભ્યા વિના ચાલ્યા જાય છે, એટલે તેમને કોઈ પણ પ્રકારનું મનદુઃખ અવશ્ય છે.

મહારાજે પોતાની જિજ્ઞાસા સંતોષવા એક શ્રાવકને

તેનું કારણ પૂછ્યું. તે શ્રાવકે પ્રથમ તો કંઈપણ કહેવાની આનાકાની કરી, પણ ગુરુ મહારાજનો વિશેષ આગ્રહ થયો, એટલે તેણે જણાવ્યું કે 'નરધાજીને ગામમાં બધા ઠાકરાંજીનાં બહુમાનથી બોલાવે છે અને આપ તેમને નરધાજી કહો છો, તે ગમતું નથી. પરંતુ તે વિવેકી હોવાનાં કારણે રોજ વ્યાખ્યાનસભામાં નિયમિત હાજરી આપે છે.'

બીજે દિવસે વ્યાખ્યાનમાં પ્રસંગ આવતાં ગુરુ મહારાજે કહ્યું: 'કેમ ઠાકરાંજી ખરી વાતને? એ શબ્દો સાંભળતાં જ નરધાજીનાં મુખ પર પ્રસન્નતા છવાઈ ગઈ અને હર્ષના આવેશમાં તેઓ એકદમ ઊભા થઈ ગયા. પછી તેમની ભાષામાં મહારાજશ્રીનાં તથા તેમનાં વ્યાખ્યાનનાં મોઢે વખાણ કરવા લાગ્યા. મહારાજશ્રી અને આખી સભા ખડખડાટ હસી પડી. ત્યારથી મહારાજશ્રી તેમને ઠાકરાંજી કહીને સંબોધતા અને ઠાકરાંજી વ્યાખ્યાન પછી પણ ગુરુ મહારાજ આગળ બેસીને વાર્તાલાપ કરતા.

તમને બહુમાનથી બોલાવવામાં આવે તે તમને ગમે છે, પણ તેથી તમારો દહાડો શું વળવાનો? નામ કરતાં કામ પર વધારે લક્ષ આપો. જો તમારો આત્મા ઊંચો હશે, પરોપકારી હશે, નીતિમાન હશે, ધર્મબુદ્ધિથી ધર્મની આરાધના કરનારો હશે, શુદ્ધ હશે તો તમારું કલ્યાણ થવાનું. વળી ગુરુ મહારાજના તો તમે ઉપાસક છો, સેવક છો, એટલે તમને સાદાં નામે બોલાવે તો પણ તમારે આનંદ જ માનવો જોઈએ.

## હરિણૈગમેષીની ઉદ્‌ઘોષણા અને પ્રયાણ

આ પ્રમાણે ઘંટ વાગી રહ્યા પછી બધા દેવો ઇંદ્રનો હુકમ સાંભળવા સાવધાન થાય છે. તે વખતે હરિણૈગમેષી દેવ આકાશમાં ખૂબ ઊંચે જઈ ઘણા મોટા અવાજથી બધા દેવોને સંભળાય તે પ્રમાણે ઉદ્‌ઘોષણા કરે છે કે 'તીર્થંકર ભગવંતનો જન્મ થયો હોવાથી તેનો ઉત્સવ કરવા ઇન્દ્ર મહારાજ પધારવાના છે. માટે દરેક દેવોએ તેમની સાથે જવા માટે તૈયાર થઈ જવું.'

પછી ઇંદ્રના હુકમથી પાલક નામનો દેવ સુંદર વિમાન તૈયાર કરે છે, તેમાં બેસીને બધા મનુષ્યલોકમાં તીર્થંકરનાં જન્મસ્થળે આવે છે.

## પ્રભુને મેરુ પર્વતે લઈ જવું

તેમાંથી ઇંદ્ર નીચે ઉતરીને તીર્થંકરની માતા પાસે જાય છે અને તેને નમન કરીને કહે છે કે 'તમે જરા પણ ગભરાશો નહિ. અમે તીર્થંકર ભગવાનનો અભિષેક કરવા તેમને મેરુ પર્વત પર લઈ જઈએ છીએ.' આમ કહી ઇંદ્ર ભગવાનનું એક આબેહૂબ પ્રતીક બનાવી માતાના પડખામાં મૂકે છે.

મહાવીર પ્રભુના સંબંધમાં પણ આ પ્રમાણે બધો વિધિ થયા પછી ઇંદ્રે પાંચ રૂપ બનાવ્યા. તેમાંનાં એક રૂપે પ્રભુજીને ગ્રહણ કર્યા, બે રૂપો ચામર વીંઝવા લાગ્યા, એક રૂપે છત્ર ધર્યું અને એક રૂપ અંગરક્ષકની જેમ હાથમાં

વજ્ર લઈ આગળ ચાલવા લાગ્યું. ઇદ્રની આગળ અને પાછળ દેવો વરઘોડારૂપે આનંદથી ચાલવા લાગ્યા. આ વરઘોડો થોડી જ વારમાં મેરુ પર્વત પર પહોંચ્યો.

## મેરુ પર્વત પર સ્નાત્રાભિષેક

સૌધર્મેન્દ્ર વગેરે દેવોનો વરઘોડો મેરુ પર્વત પર પહોંચ્યો ત્યારે બીજા ૬૩ ઇદ્રોનાં * સિંહાસનો કંપ્યાં, એટલે તે પણ સૌધર્મેન્દ્રની જેમ તૈયાર થઈ મેરુ પર્વત પર તેમના પરિવાર અને વૈભવસહિત આવી પહોંચ્યા.

પછી બારમા દેવલોકના ઇદ્રે એટલે અચ્યુતેંદ્રે આભિયોગ્ય દેવોને અભિષેક માટેની સામગ્રી તૈયાર કરવા હુકમ આપ્યો. શ્રી તીર્થંકર ભગવાનના સ્નાત્રાભિષેકમાં કુલ ૨૫૦ અભિષેક થાય છે.

આ અભિષેકમાં કળશો ઘણા મોટા હોય છે. તેની કલ્પના સામાન્ય મનુષ્યને આવી શકે નહિ. તેમાં ક્ષીર સમુદ્રનું પાણી ભરી લાવવામાં આવે છે, કારણ કે તે ઘણું મીઠું અને દૂધ જેવું ઉજ્જ્વળ હોય છે.

## સૌધર્મેન્દ્રની શંકા અને પ્રભુએ બતાવેલી અજબ શક્તિ

સહુથી પ્રથમ અભિષેક બારમા દેવલોકના ઇદ્રનો થાય છે. આ વખતે વિશાળ સ્નાત્રકળશોમાંથી શ્રી મહાવીર પ્રભુનાં શરીર પર ધોધમાર પાણી પડવાનું છે. આ પાણીમાં એટલું બળ હોય છે કે તેમાં હાથીના હાથી તણાઈ જાય.

* સુર-અસુરના મળી ઇદ્રોની સંખ્યા ૬૪ની હોય છે

સૌધર્મેન્દ્રને કોઈ તીર્થંકર વખતે શંકા થઇ ન હતી, પણ આ વખતે શંકા થઈ કે 'પ્રભુ આટલી મોટી જળધારાઓને કેમ સહન કરી શકશે?' ઇંદ્ર ભક્તિપરાયણ છે અને જાણે છે કે આ સાક્ષાત્ પરમાત્મા છે. છતાં તેને શંકા થઇ, તે ભગવાને પોતાનાં અવધિજ્ઞાનથી જાણી અને તેની શંકા દૂર કરવા પોતાની શક્તિ બતાવવા માટે ડાબા પગનો અંગૂઠો, સિંહાસન પર દબાવ્યો કે તે સિંહાસન, શિલાપટ અને સમસ્ત મેરુ પર્વત ધ્રૂજી ઉઠયો. આખા જંબૂદ્વીપમાં કંપારી થઇ. તેનો ખળભળાટ લવણસમુદ્ર સુધી પહોંચ્યો.

આ બધું આંખના પલકારામાં બની ગયું. હજી તો બારમા દેવલોકના ઇદ્રનો અભિષેક થવાનો છે. સૌધર્મેન્દ્ર મેરુ પર્વત અને જંબૂદ્વીપને કંપતો જોઈને તથા લવણસમુદ્રમાં ખળભળાટ થતો જોઇ વિચારવા લાગ્યા કે 'આ બધું શું થાય છે?' તેને કંઈક ક્રોધ પણ આવ્યો કે આવા શુભ અવસરે આવો ઉપદ્રવ કરનાર કોણ છે? એટલે તેણે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકયો અને જોયું તો સાવ ઝંખવાણો પડી ગયો. તે વિચારવા લાગ્યો કે 'આ તો ખુદ ભગવાને મારા મનનો સંશય દૂર કરવા પોતાનો અંગૂઠો દબાવ્યો તેનો પ્રતાપ છે. ખરેખર પ્રભુની શકિત અગાધ છે. તેઓ મારી શંકા જાણી ગયા. તેનું નિવારણ કરવા જ તેમણે આમ કર્યું છે.' એટલે તેને શંકા અને ક્રોધ કરવા બદલ પશ્ચાતાપ થયો અને તે ભગવાનનાં ચરણમાં પડી ક્ષમા માગવા લાગ્યો. પછી બધું શાંત થઈ ગયું.

તર્ક કરનારાઓ, જૈનેતરો, અરે! દયાનંદ સરસ્વતી જેવા પણ તર્ક કરે છે કે ભગવાન સહેજ અંગૂઠો દબાવે અને મેરુ પર્વત હાલી ઉઠે તો પછી તેઓ ચાલે ત્યારે તો પૃથ્વી કેટલી કંપતી હશે? તે વખતે જમીનમાં ખાડા કેમ પડતા નથી? પરંતુ આવા પ્રશ્ન કરનારાઓ સામાન્ય બુદ્ધિનો પણ ઉપયોગ કરતા નથી. પહેલવાન રામમૂર્તિ ચાલતી મોટરને અટકાવવાની શક્તિ ધરાવતો હતો. આ મોટરની તાકાત ૩૦ હોર્સ પાવરની હતી, એટલે તે ૩૦ ઘોડાનાં બળને રોકવાની શકિત ધરાવતો હતો. તે પોતાની છાતી પર હાથી પણ ઊભો રાખતો, છતાં શું તે ચાલતો ત્યારે જમીનમાં ખાડા પડતા? માણસ ચાલે ત્યારે પોતાનાં શરીરનાં વજન પર ચાલે છે અને જ્યારે બળના પ્રયોગો કરે છે, ત્યારે પોતાના આત્માની શકિત પ્રમાણે કાર્યો કરી શકે છે.

દીવાસળીની આખી પેટી રૂના ઢગલામાં રહી શકે છે, પણ એક જ દીવાસળી ઘસીને–સળગાવીને મૂકો તો હજારો મણ રૂને બાળી નાખે છે, એટલે બળનો જ્યારે પ્રયોગ થાય છે, ત્યારે જ તેનો ખરો ખ્યાલ આવે છે.

## સ્નાત્રાભિષેકની પૂર્ણાહુતિ

બારમા ઇદ્રનો અભિષેક પૂરો થયા પછી બીજા ઇદ્રનો વારો આવ્યો અને તે બધાએ અભિષેક કર્યો. છેવટે ઈશાનેંદ્રે ભગવાનને ખોળામા બેસાડ્યા અને સૌધર્મેન્દ્રે ખૂબ ધામધૂમથી અભિષેક કર્યો. આ ઉત્સવમાં દેવો એટલા આનંદમસ્તીમાં

આવી જાય છે કે તેની પાસે તેમનો દેવલોકનો આનંદ-પ્રમોદ તુચ્છ લાગે છે.

ત્યાર પછી મહાવીર પ્રભુને જેમ મેરુ પર્વત ઉપર લાવ્યા હતા તેમ જન્મસ્થલે પાછા લાવ્યા અને માતાના પડખામાં સૂવાડી બધા દેવો પોતાનાં સ્થાને સીધાવ્યા.

તીર્થંકરમાં અનંત શક્તિ હોય છે, તે આત્માની છે. જેવો તીર્થંકરનો આત્મા તેવો આપણો આત્મા. તો પછી આપણા આત્મામાં આવી શક્તિ—આવું બળ કેમ નથી? આત્માના ગુણોમાં કે મૂળભૂત શક્તિમાં કોઈ તફાવત નથી, પણ આપણામાં એ શક્તિ કર્મને લઈને દબાયેલી છે અને તીર્થંકર દેવમાં અનંત શક્તિ પ્રકટ રૂપમાં છે. ખરેખર! આપણી હાલત બકરિયા સિંહ જેવી છે.

### બકરીયા સિંહનું દૃષ્ટાંત

એક ભરવાડને વનમાં બકરાં ચારતાં તરતનુ જન્મેલું સિંહનું બચ્ચું મળી આવ્યુ. તે એને ઘરે લાવ્યો અને બકરાનું દૂધ પીવરાવી મોટુ કર્યું. તે સિંહ હતો, પણ બકરાંની સાથે જ હરતોફરતો અને બકરાની સાથે જ ખાતોપીતો, એટલે પોતાને બકરી જ માનતો અને જીવનનો સર્વ વ્યવહાર બકરાની માફક જ ચલાવતો.

એક દિવસ બધા બકરા ભેગો તે વનમાં ચરવા ગયો, ત્યારે એક સિંહ ત્યાં આવી ચડયો અને તેણે પોતાના સ્વભાવ મુજબ ગર્જના કરી. આથી બધાં બકરાં નાસવા લાગ્યાં. તેમની સાથે પેલો બકરિયો સિંહ પણ નાસવા

લાગ્યો. આ જોઈને વનના સિંહે કહ્યું: 'અરે ભાઈ! મારી ગર્જનાથી બકરાં તો નાસી જાય, પણ તું કેમ નાસે છે? તું તો મારા જેવો સિંહ છે.'

ત્યારે બકરિયા સિંહે કહ્યું કે 'તું ખોટું બોલે છે. હું સિંહ નથી, પણ બકરો છું અને તારું ખાજ હોવાથી તારાથી ભય પામીને નાસી જઉં છું.'

વનનો સિંહ સમજી ગયો કે આ ઘણા દિવસ બકરાંની સોબતમાં રહ્યો છે, એટલે પોતાને બકરો માની બેઠો છે. પરંતુ એનો ભ્રમ ભાગવા દે. તેણે કહ્યુ. 'ભાઈ! મારું કહેવું ખોટું છે? જો તું મારાં મોટાં શરીર પરથી એમ સમજતો હોય કે હું મોટો બકરો છુ, તો એ સમજ સાચી નથી. તારું મોઢું મારાં મોઢા જેવું ગોળ છે, પણ બકરા જેવું લાંબું નથી. તારી કેડ મારી કેડ જેવી પાતળી છે, પણ બકરાં જેવી જાડી નથી. વળી તારા પગે નહોર છે, પણ બકરાં જેવી ખરીઓ નથી. અને તારું પૂછડું તો જો! તે કેવું લાબું અને સુદર છે? જ્યારે આ બકરાંનું પૂછડું તો તદ્દન નાનકડું છે અને દેખાવમા જરાયે સારું નથી. તેમજ તારી ગરદન પર કેશવાળી છે, એવી કોઈ બકરાની ગરદન પર દીઠી? માટે તારામાં અને બકરામાં મોટો તફાવત છે. દરેક બકરાનાં માથે બબ્બે શીંગડા ઉગેલા છે અને તારે ભલા ભાઈ! એક પણ શીંગડું ઉગેલુ નથી! માટે તારો ભ્રમ દૂર કર અને તું પણ મારા જેવો જ સિંહ છે, એમ ખાતરીથી માન.'

આ શબ્દોએ બકરિયા સિંહનો ભ્રમ ભાગી નાખ્યો. તે હવે પોતાને સિંહસ્વરૂપે જોવા લાગ્યો અને પેલા સિંહની સાથે વનમાં જઈ સિંહનુ જીવન જીવવા લાગ્યો.

આ રીતે તમે પણ લાંબા સમયથી દેહાદિ પુદ્ગલોની સાથે રહ્યા છો એટલે પોતાને દેહરૂપ માનો છો અને તમારી શકિત બહુ મર્યાદિત આંકો છો, પણ દેહાદિ પુદ્ગલો એ તમારું વાસ્તવિક સ્વરૂપ નથી. તમે અનંત શકિતમાન આત્મા છો એ વાત ધ્યાનમા રાખી તમારી શકિતઓનો વિકાસ થવા દો અને તે માટે વિષય તથા કષાયથી દૂર રહો. જેઓ વિષયની પાછળ ભૂલા ભમે છે, તેઓ રૂપસેનના જેવી દુર્દશાને પ્રાપ્ત થાય છે.

## રૂપસેનની કથા

પૃથ્વી–ભૂષણ નામે એક નગર હતું. ત્યાંના પ્રજા-પાલક રાજા કનકધ્વજને સુનંદા નામે એક સુંદર પુત્રી હતી. તે યૌવનના ઉંબરે પગ મૂકી ચૂકી હતી અને તેનુ રૂપ પ્રભાતના કમળની જેમ અનેરી છટાથી ખીલી ઉઠયુ હતું. તે એક દિવસ મહેલના ઝરૂખામાં બેસીને નગરચર્યા જોઈ રહી હતી. એવામાં તેની નજર સામેના મકાનમા પડી. ત્યાં એક પુરુષ પોતાની સ્ત્રીને નિર્દય માર મારી રહ્યો હતો. સ્ત્રી પગે પડીને કહેતી હતી કે 'હે સ્વામિન્! હું ફરીને ભૂલ નહિ કરું'' છતાં પેલો તેને મારવાનું બંધ કરતો ન હતો. આ દૃશ્ય જોઈને સુનંદા કમકમી ઉઠી. તેણે વિચાર કર્યો કે લગ્નજીવનમાં જો આવી પરાધીનતા હોય, આવાં

દુઃખ સહન કરવા પડતાં હોય, તો બહેતર છે કે પરણવું જ નહિ.

સુનંદા ઉંમર લાયક હતી અને રૂપલાવણ્યથી યુક્ત હતી, એટલે તેના હાથ માટે દેશ પરદેશથી માગાં આવતાં હતાં, પરંતુ માતાપિતા પૂછે ત્યારે તે એક જ ઉત્તર આપતી હતી કે 'મારે પરણવું નથી.' માતાપિતાને આ ઉત્તર સાંભળી વિચાર થતો કે આ પરણવાની ના પાડે છે, તો શું દીક્ષા લેવાની ભાવનાવાળી હશે? પરંતુ એવું યે કશું બોલતી નથી, તેથી આગળ પર સૌ સારાં વાનાં થઈ રહેશે.

તે નગરમા વસુદત્ત નામના એક વ્યાપારીને ચાર પુત્રો હતા. તેમાં સહુથી નાનાનું નામ રૂપસેન હતું. નાનો પુત્ર વધારે લાડકો હોય છે અને તેના પર કામકાજનો બોજો ઓછો હોય છે. રૂપસેનનુ પણ એમ જ હતું આથી તે ઇચ્છા મુજબ નગર – ઉદ્યાન વગેરેમાં ફર્યા કરતો અને આનંદમાં દિવસો ગુજારતો. તે દિવસે તે ફરતો ફરતો રાજ મહેલની સામે આવેલ પાનવાળાની દુકાને આવ્યો હતો અને ત્યાં એક આસન પર બેસીને પાન ખાતો હતો. ત્યાં સુનંદાની નજર તેના પર પડી, એટલે તેને અતિ હર્ષ થયો તેજ વખતે તેણે કાર્ય કરવામાં અતિ ચતુર એવી દાસીને નીચે મોકલીને પેલા યુવાનને કહેવરાવ્યું કે તમારે રોજ અહીં આવી અમારી સખીને દર્શન આપવા. રૂપસેનને એ વાત પસંદ પડી, એટલે તેણે આ વાતનો સ્વીકાર કર્યો, અને તે રોજ ત્યાં આવવા લાગ્યો.

અત્યાર સુધી નહોતું રૂપસેનને કોઇ વાતનું દુઃખ કે નહોતી સુનંદાને કોઈ પ્રકારની ચિંતા. બંને પોતપોતાનાં જીવનમાં મસ્ત હતાં અને સુખચેનમાં દિવસો પસાર કરતા હતાં. પણ હવે બંનેને પોતાની સુખશય્યા ઝેર જેવી લાગવા માંડી, કારણ કે બંનેને એકબીજાને મળવાની તાલાવેલી જાગી હતી. સુનંદાનું હૃદય રૂપસેને ચોરી લીધું હતું અને રૂપસેનનું હૃદય સુનંદાએ ચોરી લીધું હતું. બંને એકબીજાના મોહમાં પડવાથી દુઃખનો અનુભવ કરી રહ્યા હતા, માટે જ શાસ્ત્રકારોએ મોહને સર્વ દુઃખનું કારણ કહ્યો છે.

આ રીતે દિવસો ઉપર દિવસો પસાર થાય છે અને બંનેને અરસપરસ મળવાની ઉત્કંઠા તીવ્ર બનતી જાય છે. એવામાં રાજા તરફથી ઢંઢેરો પીટાયો કે કૌમુદી–ઉત્સવ નજીક આવી રહ્યો છે. તેની ઉજવણી માટે રાજારાણી નગર બહાર પધારશે, તે વખતે બધા નગરજનોએ તેમની સાથે ગામ બહાર આવવું અને ઉત્સવમાં ભાગ લેવો.'

સુનંદાને લાગ્યું કે આ અવસરે રૂપસેનને મળી શકાશે, એટલે તેણે રૂપસેનને કહેવડાવ્યું કે તમારે કોઈપણ બહાનું કાઢીને ઘરે રહેવું અને અમુક સમયે રાજમહેલના પાછળના ભાગમાં આવવું. ત્યાં ઉપર ચડવા માટે દોરડાની સીડી તૈયાર હશે.

કૌમુદી–ઉત્સવના દિવસે સુનંદા માથુ દુઃખવાનું બહાનું કાઢી ઘરે રહી. રૂપસેન પેટ દુઃખવાનું બહાનું કાઢી ઘરે રહ્યો. હવે રાત્રિ ક્યારે પડે અને એકબીજાને ક્યારે મળીએ

એ વિચાર બંનેના મનમાં ઘોળાઈ રહ્યા છે ત્યાં બનાવ કેવો બને છે તે જુઓ

એક જુગારી જુગાર રમતાં ઘણા પૈસા હારી ગયો છે અને દેવાદાર બની ગયો છે જીતનારા તેની પાસે પૈસાની ઉઘરાણી કરે છે અને પૈસા નહિ આપે તો જાનથી મારી નાખશું એવી ધમકી આપે છે પેલો તેમને આશ્વાસન આપતાં કહે છે કે ભલા થઈને એક દિવસ વધુ થોભી જાઓ હું ચોરી કરીને પણ તમારા પૈસા આપી દઈશ જીતનારાઓ તેના પર વિશ્વાસ રાખીને તેણે માગેલી મુદત આપે છે હવે તે જુગારી શું કરશે? ક્યાં જશે? ચોરી કઈ રીતે કરવી? તેના અનેક વિચારો કરતો રાત્રિના અંધારામાં ચાલ્યો જાય છે

બધા નગરજનો ઉત્સવ માણવા નગર બહાર ગયા છે, એટલે રાજ્ય તરફથી શહેરમાં પોલીસનો બંદોબસ્ત ઘણો મજબૂત રાખવામાં આવ્યો છે આથી જુગારી ગલી કુચીઓમાંથી પસાર થાય છે અને રાજમહેલમાં ચોરી કરવાના વિચારે તેની પાછલી ગલીમાં આવી પહોંચે છે. તે દિવાલની ઓઠેઓઠે ચાલે છે, ત્યાં દોરડાની સીડી જોવામાં આવે છે અને તે બરાબર મજબૂત છે કે કેમ ? તે જોવા માટે તેને હલાવે છે

સંકેત સીડીને હલાવવાનો હતો, તેથી દાસીઓ સમજી કે રૂપસેન આવી ગયો તેમણે સુનંદાને ખબર આપી, સુનંદાએ કહ્યું કે તેને જલ્દી ઉપર ખેંચી લો આથી દાસી-

ઓએ સીડી ખેંચી અને પેલો જુગારી ઉપર આવી ગયો. તેને તો ભાવતું હતું અને વૈદ્યે કહ્યા જેવું થયું. પણ સમજ પડતી ન હતી, કે આમ શાથી બન્યું? એ ગમે તે હોય પણ હવે મળેલી તકનો પૂરો લાભ લેવો એવો તેણે મનથી નિર્ણય કરી લીધો. મહેલમાં અંધારપટ હતો, કારણ કે આવું કામ કરનારા અજવાળું રાખે નહિ. અંધારામાં આ રૂપસેન છે કે બીજો, તે ઓળખી શકાયો નહિ.

દાસીઓએ તેને લઈ જઈને સુનંદાના પલંગ ઉપર બેસાડયો. સુનંદા તો એમ જ સમજે છે કે રૂપસેન આવ્યો છે, એટલે તેને પ્રેમથી ભેટે છે. જુગારીને સુનંદાનો સ્પર્શ થતાં કામવિકાર જાગે છે અને તે એની સાથે ભોગવિલાસ માણે છે. સુનંદા તેનો કોઇ નિષેધ કરતી નથી. એવામાં કેટલીક દાસીઓ હાથમાં દીવો લઈ સુનંદાના ખંડ તરફ આવતી દેખાય છે. એટલે સુનંદા કહે છે કે 'આપણને વાત કરવાનો અંતરાય હશે, એટલે કંઈ પણ વાત કરી શકયા નહિ, પણ હાલ તો તમે જતા રહો. ફરી કોઈ વાર મળીશું.' પેલો જુગારી પણ ન બોલ્યામાં નવ ગુણ માની ત્યાં કામક્રીડા કરતાં તૂટી પડેલાં કિંમતી અલકારો લઈને જે રસ્તેથી આવ્યો હતો, તે રસ્તેથી જ ચાલ્યો જાય છે.

આ બાજુ રૂપસેનનું શું થયું? તે પણ જોઈએ. તે નિર્ધારિત સમયે રાજમહેલમાં આવી પહોંચવા માટે ઘેરથી નીકળે છે અને ગલીકુંચીઓ વટાવતો આગળ વધે છે, ત્યાં

એક જર્જરિત મકાનની દિવાલ તૂટી પડે છે અને તેમાં તે દબાઈ જતાં મરણ પામે છે. અંત સમયે જેવી મતિ હોય તેવી ગતિ થાય છે, એટલે તે મરીને પેલા જુગારીનાં વીર્યમાં સુનંદાની કુક્ષિએ ગર્ભપણે ઉત્પન્ન થાય છે.

સમય જતાં સુનંદાનું પેટ વધે છે, તેથી તે ગભરાય છે. માબાપને ખબર પડશે તો તે મને ધિક્કારશે અને દુનિયા પણ ફીટકાર આપશે, એ ભયથી તે વિશ્વાસુ દાસીઓ મારફત દવા મંગાવી ગર્ભપાત કરે છે.

ગર્ભમાં જ મરણ પામવું એ કંઈ ઓછું દુઃખ નથી, પણ મોહગ્રસ્ત આત્માઓની હાલત આવી જ થાય છે. રૂપસેનનો આત્મા ત્યાંથી સર્પયોનિમાં જાય છે અને સર્પ બને છે.

હવે સુનંદા પુરુષદ્વેષિણી રહી નથી. તેને લગ્નની ઈચ્છા થાય છે અને તેને એક રાજા સાથે પરણાવવામાં આવે છે. તે પોતાના પતિ સાથે યથેચ્છ વિષયસુખ ભોગવતી દિવસો પસાર કરે છે. હવે જે નગરમાં અને જે મહેલમાં તે રહેતી હતી, તેના બગીચામાં જ પેલો સર્પ ઉત્પન્ન થયેલો છે. તે એક દિવસ ફરતો ફરતો મહેલમાં આવે છે અને સુનંદાને જુએ છે. પૂર્વનો રાગ છે, એટલે તે હર્ષમાં આવીને ડોલવા લાગે છે તથા સુનંદાને મળવા માટે સુનંદા તરફ દોડે છે. એક ભયંકર સાપને પોતાના તરફ આવતો જોઈ સુનંદા રાડ પાડે છે અને સિપાઈઓ ઉઘાડી તલવારે દોડી આવી તે સર્પના ટુકડા કરી નાખે છે.

સુનંદાની સાથે ભોગ ભોગવવાના વિચારમાં રૂપસેનના ત્રણ ભવ પૂરા થયા. ચોથા ભવમાં તે કાગડો બન્યો. એક વખત રાજારાણી સંગીતના જલસામાં બેઠા છે અને તેની મોજ માણી રહ્યા છે, ત્યાં પેલો કાગડો આવી પહોંચ્યો અને સુનંદાને જોતાં જ હર્ષના આવેશમાં આવીને કા–કા કરવા લાગ્યો. કાગડાનો કઠોર અવાજ કોને ગમે? વળી તે સંગીતના રસાસ્વાદમાં ખલેલ પહોંચાડનારો હતો, આથી રાજાએ પોતાના સિપાઈઓને હુકમ કર્યો કે આ દુષ્ટ કાગડાને અહીંથી દૂર કરો. સિપાઈઓ સમજ્યા કે કાગડાને ઉડાડી મૂકીશું તો તે પોતાના સ્વભાવ પ્રમાણે ફરી આવીને કા–કા કર્યા વિના નહિ રહે, માટે તેને પૂરો જ કરવો અને તેમણે તીર છોડી તેના પ્રાણ હરી લીધા.

પાંચમા ભવે રૂપસેન હંસ થયો અને રાજમહેલના બગીચામાં આવેલા તળાવમાં મોટો થવા લાગ્યો. એક વાર સુનંદાને જોતાં તેના દિલમાં પૂર્વનો રાગ જન્મ્યો, એટલે તે ઉડી ઉડીને સુનંદાના શરીર પર પડવા લાગ્યો. સુનંદા આથી કંટાળી ગઈ અને તેણે બૂમ મારી સિપાઈને બોલાવ્યા. તેમણે આવીને એ હંસને મારી નાખ્યો.

વિષયવાસના આત્માને જન્મ જન્માંતરમાં કેવો રખડાવે છે અને તેના શા હાલ થાય છે? તે આ પરથી સમજી શકાશે. છઠ્ઠા ભવમાં તે હરણ થાય છે અને જંગલમાં રહી પોતાનું પેટ ભરે છે.

હવે એક વાર સુનંદા રાજા સાથે મૃગયા જોવા જંગલમાં

જાય છે. ત્યાં પારધિ લોકો પાવો વગાડે છે અને હરણો તે સાંભળવા ઊભા રહી જાય છે. તેમાં પેલું હરણુ પણ આવી પહોંચે છે અને તે સુનંદાને જોઈ પરમ હર્ષ અનુભવે છે. તે સુનંદાનું રૂપ જોવામાં એવું લીન થઈ જાય છે કે તેને બીજી કંઈ ખબર રહેતી નથી. એવામાં રાજા બાણ મારે છે અને તે વીંધાઈ જાય છે. પછી રાજા તેનું માંસ પકવવાનો સેવકોને હુકમ કરે છે. સેવકો તેને ઉપાડી રાજવાટિકામાં લાવે છે અને ત્યાં તેનું માંસ પકવે છે.

રાજારાણી આ હરણનું માંસ ખાઈ રહ્યા છે અને તેનાં વખાણ કરી રહ્યાં છે, ત્યાં બે મુનિવરો ત્યાંથી નીકળે છે. તે જ્ઞાની છે, એટલે સુનંદા અને રૂપસેનનું ચારિત્ર જાણી પોતાનું માથું હલાવે છે. આ જોઈ રાજા વિચારમાં પડે છે અને તે પેલા મુનિવરોને બોલાવી માથું હલાવવાનું કારણ પૂછે છે. મુનિવરો કહે છે કે 'આ વાત જાણશો તો તમને દુઃખ થશે, માટે જાણવી રહેવા દો.' પરંતુ રાજારાણી બંનેનો આગ્રહ થતાં તેઓ અથથી ઇતિ સુધી બધી વાત કહી સંભળાવે છે. તે સાંભળી રાજારાણી બંનેને સંસાર પરથી વૈરાગ્ય થાય છે. છેવટે સુનંદા પૂછે છે કે 'હરણ મરીને કયાં ઉત્પન્ન થયેલો છે? તેનો ઉદ્ધાર થશે કે નહિ?' પેલા મુનિવરો કહે છે: 'હરણ મરી વિંધ્ય અટવીમાં સુગ્રામ નજીક હાથી થયેલો છે. તે તમારા ઉપદેશથી પ્રતિબોધ પામશે અને જાતિસ્મરણથી પોતાના પૂર્વભવો નિહાળી, વૈરાગ્ય પામી, તપ કરીને આઠમા દેવલોકમાં ઉત્પન્ન થશે અને ત્યાંથી ચ્યવીને મનુષ્યભવમાં આવી મોક્ષ પામશે.'

- પછી રાજારાણી બંને બીજા અનેક નગરજનો સાથે દીક્ષા લે છે. સુનંદા સાધ્વી સંયમનું પાલન કરતાં અવધિ-જ્ઞાનથી હાથીને પ્રતિબોધ કરવાનો સમય નજીક જાણી તે પોતાની ગુરુણીની આજ્ઞા લઈ વિંધ્ય અટવીના કિનારે આવેલા સુગ્રામમાં ચાતુર્માસ કરે છે અને ચાતુર્માસ પૂર્ણ થયે હાથીને પ્રતિબોધ કરવા તેના તરફ જાય છે.

આ હાથીના ત્રાસથી આખું ગામ ગભરાઈ ગયું હતું, કારણ કે તેણે આ ગામના અનેક લોકો અને ઘરનો નાશ કર્યો હતો. જ્યારે પણ તે હાથી આ તરફ આવતો દેખાતો, ત્યારે લોકો આડાઅવળા થઈ જતા ને કોઈ ઊંચા છાપરા કે વૃક્ષ પર આશ્રય લેતા. ગામલોકોએ સાધ્વીને જંગલ તરફ જતાં જોયા અને જ્યાં હાથીનું રહેઠાણ હતું, તે તરફ જ આગળ વધી રહેલા નિહાળ્યા, ત્યારે તેઓ કહેવા લાગ્યા કે 'આપ એ રસ્તે જશો નહિ. હાથી આપને અવશ્ય મારી નાખશે.' છતાં સુનંદા સાધ્વી નીડરતાથી એ તરફ આગળ વધવા લાગ્યા. એવામાં હાથી ઝાડીમાંથી બહાર આવ્યો અને સુનંદા સાધ્વીની સામે ધસ્યો, છતાં સાધ્વીએ હિંમત છોડી નહિ. તેમણે તો એનો ઉદ્ધાર કરવાનો દૃઢ સંકલ્પ પોતાનાં મનથી કરી જ લીધો હતો. લોકો સમજ્યા કે હમણાં આ સાધ્વીનું આવી બનશે. આ મદોન્મત્ત હાથી કોઈને છોડવાનો નહિ.

પરંતુ હાથી નજીક આવ્યો અને જ્યાં સાધ્વીને જોયા કે તે ઠંડો પડી ગયો. પૂર્વના પ્રબળ સંસ્કારો શું નથી કરતા ?

તેને સાધ્વી પર રાગ થયો અને તે પોતાની સૂંઢ ઊંચી-નીચી કરી એ રાગ પ્રદર્શિત કરવા લાગ્યો.

સુનંદા સાધ્વીએ કહ્યું : ' હજી રાગથી ધરાયો નથી ? મારાં નિમિત્તે તું છ છ ભવમાં મરણ પામ્યો, માટે હવે સમજ અને એ રાગને તારાં હૃદયમાંથી દૂર કર.' તે જ વખતે હાથી તદ્દન શાંત બની ગયો અને તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. એ જ્ઞાનનાં બળે તેણે પોતાના પૂર્વભવો જોયા અને તે પ્રતિબોધ પામ્યો.

આ જોઈ લોકોના આશ્ચર્યનો પાર રહ્યો નહિ તેઓ સાધ્વીનાં સત્ત્વને વખાણવા લાગ્યા. પછી સાધ્વીનાં વચનથી તે ગામનો રાજા એ હાથીને પોતાની હસ્તીશાળામાં લઈ ગયો. ત્યા એ હાથી છઠ્ઠને પારણે છઠ્ઠ કરવા લાગ્યો. તેણે બાકીનાં સમસ્ત જીવનપર્યંત તપ કર્યું અને એ તપના પ્રભાવે મરીને આઠમા દેવલોકે દેવ તરીકે ઉત્પન્ન થયો. ત્યાથી ચ્યવીને જ્ઞાની મુનિવરોનાં કહ્યા પ્રમાણે તે મનુષ્યનો ભવ પામી મોક્ષમાં જશે.'

વિષયવાસનાનું આ પરિણામ જાણી સુજ્ઞજનોએ તેનાથી દૂર રહેવું અને ધર્મનું આરાધન કરી પોતાનાં જીવનને સફળ બનાવવું, એ મહર્ષિઓનો ઉપદેશ છે અને અમારું કહેવું પણ એ જ છે.



## વ્યાખ્યાન ચૌદમું

# આત્માની શક્તિ

## [૨]

મહાનુભાવો !

આત્માની શક્તિ કેટલી હોય છે ? એ વિષય ચાલી રહ્યો છે. તેમાં તીર્થંકરની શક્તિનો કેટલોક પરિચય શ્રી મહાવીર પ્રભુનાં દૃષ્ટાંતથી કરાવ્યો. હવે મનુષ્યમાં મહાબલી ગણાતા બળદેવ, વાસુદેવ તથા ચક્રવર્તીની શક્તિનો પણ કેટલોક પરિચય કરાવીશું

એક અવસર્પિણી કે ઉત્સર્પિણીકાળમાં જેમ ૨૪ તીર્થંકરો થાય છે, તેમ ૧૨ ચક્રવર્તી, ૯ વાસુદેવ, ૯ પ્રતિવાસુદેવ અને ૯ બળદેવ પણ અવશ્ય થાય છે એ બધાને સમગ્ર રીતે ત્રેશઠ શલાકા પુરુષ કહેવામાં આવે છે.×

---

×આ અવસર્પિણીના ૨૪ તીર્થંકરોના નામ પ્રસિદ્ધ છે.

૧૨ ચક્રવર્તીઓના નામો (૧) ભરત, (૨) સગર, (૩) મઘવા, (૪) સનત્કુમાર, (૫) શાંતિ, (૬) કુંથુ, (૭) અર, (૮) સુભૂમ, (૯) પદ્મ, (૧૦) હરિષેણ, (૧૧) જય અને (૧૨) બ્રહ્મદત્ત

૯ વાસુદેવના નામો (૧) ત્રિપૃષ્ઠ, (૩) સ્વયંભૂ, (૪) પુરુષોત્તમ, (૫) પુરુષસિંહ, (૬) પુરુષપુંડરીક, (૭) દત્ત, (૮) લક્ષ્મણ અને (૯) કૃષ્ણ

શલાકા પુરુષ એટલે પવિત્ર પુરુષ, જેમનાં મોક્ષગમનનો નિર્ણય થયેલો છે, એવા મહાપુરુષ. શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજે આ ત્રેશઠે શલાકા પુરુષોનાં ચરિત્ર સંસ્કૃત ભાષામાં સુંદર શ્લોકબદ્ધ રચના વડે આલેખેલાં છે.

આજે તો કોઈ બળદેવ, વાસુદેવ કે ચક્રવર્તી આપણી સામે નથી, એટલે તેનાં બળનો ખ્યાલ ક્યાંથી આવી શકે? પણ એવા મનુષ્યો જોવામાં આવે છે કે જે બળવાન આખલાને પોતાના હાથની એક જ કોણી મારીને નીચો પાડી દે, મદોન્મત હાથીને મૂઠીઓ મારીને મહાત કરી દે અને વાઘ તથા સિંહ જેવા ભયાનક પશુઓની સાથે કુસ્તી કરી તેને હરાવી દે.

મુંબઈમાં થોડા વખત પહેલાં દુનિયાભરના કુસ્તીબાજોનું એક દંગલ ગોઠવાયુ હતું. તે વખતે કીંગકોંગે એક કુસ્તીબાજને હવામાં આઠ ફુટ ઊંચો ઉછાળી નાખ્યો હતો. ધ્રાંગધરાની ગાદીએ રાયમલ નામના એક રાજા થઇ ગયા. તેમનામાં એટલું બળ હતું કે તેમણે એક જ મૂઠી મારીને દિલ્હીના લાલ કિલ્લાનો પત્થર નીચેના ભાગમાંથી કાઢી નાખ્યો

૯ પ્રતિવાસુદેવના નામો (૧) અશ્વગ્રીવ, (૨) તારક, (૩) મેરક, (૪) મધુ, (૫) નિશુંભ, (૬) બલિ, (૭) પ્રહ્લાદ, (૮) રાવણ અને (૯) જરાસંઘ.

૯ બળદેવના નામો: (૧) અચલ, (૨) વિજય, (૩) ભદ્ર, (૪) સુપ્રભ, (૫) સુદર્શન, (૬) આનંદ, (૭) નંદન, (૮) પદ્મ, (શ્રી રામચંદ્ર) અને (૯) રામ (બળભદ્ર).

હતો. તે અંગે નીચેનો દુહો પ્રચલિત છે :

કટારી અમરેસરી, તોગારી તરવાર;
હથેરી રાયમલ્લરી, દિલ્હીરે દરબાર.×

## બળદેવનું બળ

બળદેવનું બળ આથી ઘણું વધારે હોય છે. તે એકલો હજારો યોદ્ધાને ભારે પડી જાય છે. અનાર્યો મોટી સંખ્યામાં મિથિલા પર ચડી આવ્યા, મિથિલાના દરવાજા બંધ થઈ ગયા અને જનકરાજાએ મદદ માટે અયોધ્યાપતિ દશરથને સંદેશો મોકલ્યો, ત્યારે દશરથે શ્રી રામને સૈન્ય સાથે મિથિલા મોકલ્યા. એ સૈન્ય અનાર્યો સાથે લડવા લાગ્યું, પણ અનાર્યો-એ તેને જોતજોતામાં વેરવિખેર કરી નાખ્યું. આ વખતે શ્રીરામે એકલાએ એ બધાનો સામનો કર્યો અને બાણ-વૃષ્ટિ કરી બધાને હરાવી દીધા. શ્રીરામ બળદેવ હતા, એટલે તેમનામાં આ જાતનું બળ હતું.

## બળદેવનું બળ

બળદેવ કરતાં વાસુદેવનું બળ બમણું હોય છે. પ્રતિ-વાસુદેવનું બળ તેના કરતાં કંઈક ઓછું હોય છે. લક્ષ્મણજી વાસુદેવ હતા. તેમના પર રાવણે શક્તિનો પ્રયોગ કર્યો અને તેઓ બેહોશ બની ગયા. આથી રામ ગભરાયા અને તેમણે વિશલ્યાને લઈ આવવાનો હનુમાનજીને હુકમ આપ્યો.

---

×અમરસિંહ રાઠોડની કટાર ચલાવવાની કરામત, તોગાજી રજપૂતની તરવાર ચલાવવાની કળા અને રાયમલ્લ રાજાની હથેળીનું બળ દિલ્હીના દરબારમાં અભૂતપૂર્વ પ્રશંસા પામ્યા હતા

આ વિશલ્યામાં એવી શક્તિ હતી કે તે કોઈ બેહોશ માણસ પર હાથ ફેરવે તો તે શુદ્ધિમાં આવી જાય અને ગમે તેવા રોગીને પણ સાજો કરી શકે.

હનુમાનજી વિશલ્યાને લઈ આવ્યા. તેણે લક્ષ્મણજીનાં શરીર પર હાથ ફેરવ્યો અને 'લક્ષ્મણજી હોશમાં આવી ગયા. રામની સેનામાં આનંદ વ્યાપી ગયો. હવે તે સેના બમણા જોરથી લડવા લાગી. આ સેનાએ કુંભકર્ણ વગેરે કેટલાક સેનાપતિઓને પકડી કેદ કરી લીધા. ફક્ત રાવણ એક બાકી રહ્યો, તે લડાઈ બંધ કરી બહુરૂપિણી વિદ્યા સાધવા બેસી ગયો. આ વિદ્યાની સાધના કઠિન છે, પણ એકવાર સિદ્ધ થઈ કે મનુષ્ય ધારે તેટલાં રૂપ કરી શકે છે અને પોતાનાં કાર્યમાં સિદ્ધિ મેળવી શકે છે. રાવણ પોતાના મહેલની નીચે ભૂગર્ભખંડમાં આ વિદ્યા સાધવા બેઠો છે. મંદોદરીએ ગામમાં ઢંઢેરો પીટાવ્યો છે કે 'કોઈએ હિંસા કરવી નહિ.'

આ વસ્તુની અંગદ વગેરેને ખબર પડે છે, એટલે તેઓ એ વિદ્યાની સિદ્ધિમાં વિઘ્ન નાખવા માટે રજા લેવા રામ પાસે જાય છે. રામ સમજુ અને ઉદારચરિત હતા. તેમણે અંગદ વગેરેને વિઘ્નો નાખવાની ના કહી. વધારામાં જણાવ્યું કે જે આત્મા શાંત ચિત્તે આરાધના કરતો હોય તેનાં કાર્યમાં ખલેલ કરવી નહિ. પરંતુ અંગદ વગેરેને ભય લાગ્યો કે રાવણને આ વિદ્યા સિદ્ધ થઈ જશે તો બધાનો નાશ કરી નાખશે અને પોતે સર્વોપરી બની જશે, એટલે

રામની ભક્તિને વશ થઈ આજ્ઞાનું ઉલ્લંઘન કરીને રાવણની સાધનામાં તેઓ જાતજાતનાં વિઘ્નો નાખવા લાગ્યા, પરંતુ આથી રાવણ ડગ્યો નહિ. જે રાવણ હજાર વિદ્યા સાધતી વખતે દેવો અને દેવીઓના સમૂહથી ડગ્યો ન હતો, તે આ લોકોથી શેનો ડગે ?

મંદોદરી રોજ રાવણની બાજુમાં બેસતી. અંગદ વગેરેએ છેલ્લો પ્રયત્ન કરી જોયો. તેઓ કોઇ પણ રીતે રાજમહેલની નીચે આવેલા ભૂગર્ભખંડમાં પહોંચી ગયા અને તેમણે મંદોદરીના વાળ પકડીને તેને રાવણની સમક્ષ ઘસડી. એક રાજાની રાણીનું, પ્રતિવાસુદેવની અર્ધાંગનાનું આવું અપમાન કોણ સહન કરી શકે ? આવા વખતે ભલ-ભલાં મનુષ્યો તપ કે સાધના છોડી ક્રોધના આવેશમાં આવી જાય અને આ રીતે અપમાન કરનારનું માથું ધડથી જૂદું કરી નાખે. પરંતુ આ તો રાવણ હતો. તે જરા પણ ચલાયમાન થયો નહિ. તે જ વખતે તેને બહુરૂપિણી વિદ્યા સિદ્ધ થઈ ગઈ. આ વસ્તુની ખબર પડતાં જ અંગદ વગેરે પલાયન થઇ ગયા.

બહુરૂપિણી વિદ્યાએ પ્રસન્ન થઇ રાવણને જે જોઇએ તે માગવા કહ્યુ. રાવણના હર્ષનો પાર ન રહ્યો. તેણે કહ્યું 'હું બોલાવું ત્યારે આવજે.' પછી રાવણ સીતા પાસે ગયો અને પોતાની શક્તિનું વર્ણન કરીને કહેવા લાગ્યો કે 'મારી આ શક્તિથી હવે તારા રામ–લક્ષ્મણ અને તેની સેના કોઇ

જીવતા રહી શકશે નહિ. હું તને મ્હારી બનાવીશ, માટે મારી સાથે લગ્ન કર.'

પરંતુ સીતા મહાસતી હતી. તે એની વાત કબૂલ શેની કરે? તેને તો આ શબ્દો સાંભળતાં જ મૂર્છા આવી ગઈ. આ બાજુ રામની સેનામાં રાવણને બહુરૂપિણીવિદ્યા સિદ્ધ થયાના સમાચાર પહોંચતાં જ હાહાકાર મચી ગયો, પણ રામ–લક્ષ્મણનું રૂવાડુંયે ફરક્યું નહિ.

જ્યાં સુધી રાવણ વિદ્યા સાધતો હતો, ત્યાં સુધી લડાઈ બંધ હતી. કારણ કે આ નીતિનું યુદ્ધ હતું. હવે રાવણ ફરી લડાઈમાં ઉતર્યો અને જોરથી લડવા લાગ્યો. રાવણ મદાંધ બનેલો હતો. તેને પોતાની શક્તિમાં વધારે પડતો વિશ્વાસ હતો, તેણે લક્ષ્મણજી સાથે યુદ્ધ શરૂ કરી દીધું અને બહુરૂપિણી વિદ્યાને યાદ કરી. હવે લક્ષ્મણને ચારે તરફ રાવણ સિવાય બીજું કોઈ દેખાતું નથી. બધા રાવણો એકલા લક્ષ્મણ ઉપર એક સામટા બાણો વરસાવે છે. પરંતુ લક્ષ્મણજી વાસુદેવ છે. મહાબળવાન અને મહા-ધૈર્યવાન છે. તે જરાયે હિંમત હારતા નથી. પોતાનાં ખાસ ધનુષ્ય પર ચીલઝડપે બાણ ચડાવી એક પછી એક છોડયે જ જાય છે અને રાવણનાં એક એક રૂપને એક યા બીજી જગાએ ઘાયલ કરે છે, તે રાવણ સહન કરી શકતો નથી. મનમાં સમજી જાય છે કે લક્ષ્મણ સામે ટકવું ઘણું અઘરૂં છે, એટલે પોતાનાં મૂળ સ્વરૂપમાં આવી છેલ્લો પાસો ફેંકવાનો નિશ્ચય કરે છે. છેવટે પોતાના દેવાધિષ્ઠિત ચક્રને યાદ કરે છે. યાદ કરતાંની સાથે જ તે ચક્ર રાવણના હાથમાં

આવી જાય છે પછી તેણે લક્ષ્મણને કહ્યુ 'હજી સમજી અને સીતાને મને સોપી દે નહિતર તારું મોત તારી રાહ જોઈ રહ્યુ છે '

લક્ષ્મણે શાત ચિત્તે હસતા હસતા જવાબ આપ્યો 'આ તારો લોખડનો ટુકડો મને શું કરવાનો હતો ? છોડ તારે છોડવો હોય તો ' અને રાવણ જોરથી ચક્ર છોડે છે

આ બાજુ રામની સેના આ ચક્રનો સામનો કરવા માટે અનેક પ્રકારના શસ્ત્રો-અસ્ત્રનો પ્રયોગ તે ચક્રને તોડવા માટે કરે છે પણ જેમ કમળપત્ર પર જળબિંદુ અથડાઈને ખરી જાય તેમ એ શસ્ત્રો-અસ્ત્રો ચક્રને અથડાઈને ખરી પડે છે અને ચક્ર લક્ષ્મણ પાસે આવી પહોચે છે

આ દૃશ્ય જોતા જ રામ સુદ્ધા બધાને શ્વાસ ચઢી જાય છે, પણ ચક્રનો એવો નિયમ છે કે તે વાસુદેવને કઈ કરી શકે નહિ એટલે તે લક્ષ્મણની ત્રણ પ્રદક્ષિણા દઈને ઊભુ રહે છે, અને તેમના હાથમા આવે છે હવે લક્ષ્મણ રાવણને નમ્રતાથી કહે છે 'સીતાજીને સોપી દે અને તારા રાજ્યમા લહેર કર અમારે રાજ્યનો ખપ નથી નહિતર તારુ આ ચક્ર તારુ જ મોત લાવશે '

રાવણ હજી અહકારમા છે તે એમ સમજે છે કે મારુ ચક્ર મને શુ કરશે ? પણ પ્રતિવાસુદેવ પોતાના ચક્રથી જ મરે છે અને એ લોકનો શાશ્વત નિયમ હોવાથી તેમા કઈ ફેર પડતો નથી રાવણ કહે છે ' એ ચક્રથી મને

કંઈ નહિ થાય, માટે તારે છોડવું હોય તો છોડ.' લક્ષ્મણજી પોતાનાં બળથી એ ચક્ર છોડે છે, તે સીધું રાવણ ભણી જાય છે, તેની છાતીમાં અથડાય છે અને તેનું પ્રાણપંખેરૂં ઉડી જાય છે. પરસ્ત્રીમાં લંપટ થનાર અને છેવટ સુધી પોતાની ભૂલ ન સુધારનાર આત્માની ગતિ કેવી થાય? તે તમે સમજી શકો છો રાવણનો આત્મા ચોથી નરકે ગયો અને ત્યાં આજે પણ ઘોર યાતના ભોગવી રહ્યો છે

રાવણનાં મૃત્યુથી તેની સેનામાં હાહાકાર થયો અને રામની સેનામા હર્ષના પોકારો થવા લાગ્યા. રામે લંકાનું રાજ્ય વિભીષણને સોંપ્યુ

તાત્પર્ય કે રાવણ જેવા એક મહા બળવાન રાજાએ પોતાના લાખો રૂપ કર્યાં, છતા તે વાસુદેવને મહાત કરી ન શક્યો, એટલે વાસુદેવની શક્તિ ગજબની હોય છે

### ચક્રવર્તીનું બળ

ચક્રવર્તી એટલે સમસ્ત ભરતખંડનો રાજા. તેના રાજ્ય વિસ્તારમાં નાના મોટા ૩૨૦૦૦ દેશ, ૭૨૦૦૦ હજાર નગર × અને ૯૬ ક્રોડ ગામડા હોય. તે ૯૬ ક્રોડ પાયદલ સૈન્ય

---

× નગરના લક્ષણો શાસ્ત્રમા નીચે મુજબ કહ્યાં છે

पण-प्रक्रियायादिनिपुणैश्चातुर्वर्ण्यजनैर्युतम् ।
अनेकजातिसम्बद्धं, नैक-शिल्पि-समाकुलम् ॥
सर्वदैवतसम्बद्धं, नगरं त्वभिधीयते ।

'ક્રય-વિક્રય આદિમા કુશલ ચારે વર્ણના માણસોથી યુક્ત, અનેક જાતિના લોકોવાળું, અનેક શિલ્પીઓથી ભરપૂર અને સર્વપ્રકારના દેવયુક્ત હોય તે નગર કહેવાય છે.'

વગેરે મોટી ઋદ્ધિનો તેમજ ૧૪ રત્ન, ૯ નિધિ અને ૬૪૦૦૦ સ્ત્રીનો સ્વામી હોય.

રત્ન એટલે હીરા–માણેક વગેરે ન સમજતા. એવા રત્નો તો તેની પાસે લાખોની સંખ્યામાં હોય. અહીં રત્નથી વિશિષ્ટ શક્તિવાળી વસ્તુઓ સમજવાની છે. તે આ પ્રમાણે: પહેલું સેનાપતિ રત્ન, બીજું ગાથાપતિ રત્ન, ત્રીજું પુરોહિત રત્ન, ચોથું અશ્વ રત્ન, પાંચમું ગજ રત્ન, છઠ્ઠું વર્ધકિ રત્ન, સાતમું સ્ત્રી રત્ન, આઠમું ચક્ર રત્ન, નવમુ છત્ર રત્ન, દશમું ચર્મ રત્ન, અગિયારમું મણિ રત્ન, બારમું કાકિણી રત્ન, તેરમું ખડ્ગ રત્ન અને ચૌદમું દંડ રત્ન.

*ચક્રવર્તીનો સેનાપતિ એવી કુશળતાવાળો હોય કે મહાન* લશ્કરને યોગ્ય દોરવણી આપી શકે અને ચક્રવર્તીની સહાય વિના પણ દેશો જિતી શકે ગૃહપતિ રત્ન ચક્રવર્તીનાં લશ્કરને જોઇતી ભોજનસામગ્રી તથા ફળફૂલ પૂરાં પાડે. પુરોહિત રત્ન શાંતિકર્મ કરે તથા ધાર્મિક ક્રિયાઓ કરાવે. અશ્વરત્ન ચક્રવર્તીને બેસવાનાં કામમા આવે. એવો અશ્વ દુનિયામાં બીજો ન મળે ગજરત્ન એટલે ઉત્તમ પ્રકારનો હાથી, તે પણ ચક્રવર્તીને બેસવાનાં કામમા આવે. વર્ધકિ રત્ન દરેક જાતનું બાંધકામ કરે તથા રસ્તામાં પુલો વગેરે બનાવે. સ્ત્રી રત્ન એટલે ચક્રવર્તીની પટરાણી થવા યોગ્ય સ્ત્રી. તે પણ વિશિષ્ટ શક્તિવાળી હોય ચક્રરત્ન એટલે શત્રુનો પરાજય કરનારું શસ્ત્ર. છત્રરત્ન એટલે મસ્તકે ધારણ કરવાનુ અતિ મનોહર છત્ર. ચર્મ રત્ન એટલે ચામડાનું એક પ્રકારનું વિશિષ્ટ સાધન. તે નદી, સરોવર વગેરે જલાશયોને

પાર કરવામાં ઉપયોગી થાય. આ ચર્મરત્ન દ્વારા આખો સેના નદી વગેરે તરીને કિનારે પહોંચી શકે છે. મણિ રત્ન એટલે દૂર સુધી પ્રકાશ આપનારો એક પ્રકારનો અદ્ભુત મણિ. કાકિણીરત્ન એટલે ખડકને પણ કોરી શકે એવી એક પ્રકારની વિશિષ્ટ વસ્તુ. ખડ્ગરત્ન એટલે ઉત્તમ પ્રકારની તરવાર અને દંડરત્ન એટલે વિષમ ભૂમિને સમ કરનાર તથા અદ્ભુત ત્વરાથી જમીન ખોદી આપનારું એક પ્રકારનું હથિયાર. આ રત્નો વડે ચક્રવર્તી રાજ્યનો વિસ્તાર કરી શકે છે.

નવનિધિમાં શાશ્વત કલ્પો હોય છે અને તેમાં અનેક પ્રકારની વિદ્યાઓ તથા વસ્તુનુ વર્ણન હોય છે. તેથી ચક્રવર્તી પોતાનાં રાજ્યની આબાદી બહુ સારી રીતે કરી શકે છે. નવનિધિનાં નામો આ પ્રમાણે સમજવાઃ નૈસર્પ, પાંડુક, પિંગલક, સર્વરત્ન, મહાપદ્મ, કાલ, મહાકાલ, માણવક, અને શંખ.

ચક્રવર્તીને ૬૪૦૦૦ સ્ત્રીઓ હોય એ વાતથી કેટલાક ભડકી ઉઠે છે, પણ ચક્રવર્તી જે દેશો જીતે છે ત્યાંની એક રાજકન્યા અને એક બીજી સુંદર સ્ત્રી એમ બે બે સ્ત્રીઓ તેને લગ્નદાન તરીકે આપવામાં આવે છે. અને આવા નાના મોટા દેશો ૩૨૦૦૦ હોવાથી તેની સંખ્યા ૬૪૦૦૦ બને છે.

આ બધી સ્ત્રીઓ પાસે ચક્રવર્તી પોતાનાં બીજાં રૂપો કરીને જઈ શકે છે, એટલે ચક્રવર્તી પોતાને વરેલી વિશિષ્ટ શક્તિથી ૬૪૦૦૦ રૂપો કરી શકે છે.

હવે ચક્રવર્તીનાં બળ પર આવીએ. તે કૂવા કે વાવને કાંઠે સ્નાન કરતો બેઠો હોય, તે વખતે એક હાથે દોરડું પકડે અને તેનો બીજો છેડો તેનું આખું લશ્કર પૂર્ણ બલથી ખેંચે તો પણ તેને ત્યાંથી હઠાવી શકે નહિ અને તેના હાથને નમાવી શકે નહિ. એ તો દોરડાનો એક છેડો પકડીને બીજા હાથે પોતાની સ્નાનક્રિયા ચાલુ રાખે.

શેરનાં માથે સવાશેર હોય તેમ કોઈવાર ચક્રવર્તી કરતાં પણ વધારે બળવાન માણસો નીકળી આવે છે. દાખલા તરીકે ભરત ચક્રવર્તી હતા, પરંતુ બાહુબલીમાં તેમના કરતાં વધારે બળ હતું. તેમની સાથે દ્વંદ્વયુદ્ધ કરતાં ભરત હારી ગયા હતા, પરંતુ આવા દાખલાઓ આપવાદિક સમજવા.

સંયમપૂર્વક આકરી તપશ્ચર્યા કરતાં આત્માને અનેક લબ્ધિઓ પ્રાપ્ત થાય છે અને તેની શક્તિ આશ્ચર્યજનક બની જાય છે. મહામુનિ વિષ્ણુકુમારની કથા તમને આ વાતની ખાતરી કરાવશે.

## તપસ્વીનાં બળ પર મહામુનિ વિષ્ણુકુમારની કથા

પ્રાચીન કાળમાં હસ્તિનાપુરની જાહોજલાલી ઘણી હતી. ત્યાં પદ્મોત્તર નામના રાજા રાજ્ય કરતા હતા. તેમને જ્વાલા રાણીથી બે પુત્રરત્નો ઉત્પન્ન થયાં. તેમાં મોટાનું નામ વિષ્ણુ-કુમાર હતું અને નાનાનું નામ મહાપદ્મ હતું. બંને પુત્રો તેજસ્વી, પરાક્રમી અને બુદ્ધિનાં નિધાન હતા. વળી કુશલ આચાર્યો પાસે વિવિધ વિદ્યા તથા કલાઓ શીખીને વિદ્યા-વંત તથા કલાવંત પણ થયા હતા.

એક વખત જ્વાલાદેવીએ જિનેશ્વરનો મહાન રથ તૈયાર કરાવ્યો, ત્યારે લક્ષ્મીદેવી નામની બીજી રાણીએ ઈર્ષ્યાથી બ્રહ્મરથ તૈયાર કરાવ્યો પછી રથયાત્રાનો પ્રસંગ આવ્યો ત્યારે લક્ષ્મીદેવીએ પદ્મોત્તર રાજા આગળ માગણી કરી કે 'નગરમા મારો બ્રહ્મરથ પહેલો ચાલે, નહિ તો હુ આપઘાત કરીને મરણ પામીશ' જ્વાલાદેવી કહે 'જો મારો જિનરથ પહેલો નહિ ચાલે તો મારે આજથી જ અન્નજળનો ત્યાગ છે, એમ સમજજો' આ રીતે બન્નેને ચડસ પર આવેલી જોઈ પદ્મોત્તર રાજાએ ત્રીજો જ માર્ગ કાઢ્યો કે 'કોઈએ પણ રથ કાઢવો નહિ' જ્યા બેમાથી કોઈ નમતુ ન આપે, ત્યા બીજુ શુ બની શકે ?'

આ બનાવથી મહાપદ્મકુમારને ઘણુ ખોટુ લાગ્યુ રાજ્યમા પોતે કર્તા-હર્તા અને પોતાની માતાનો જ રથ આ રીતે અટકે તે એનાથી સહન થયુ નહિ તેણે એ જ વખતે મનથી સકલ્પ કર્યો કે 'જ્યારે મારી માતાનો રથ આ નગરમા હુ નિરકુશપણે ફેરવુ ત્યારે જ ખરો' અને તે જ રાત્રે તેણે હસ્તિનાપુરનો ત્યાગ કર્યો

સવારે સહુને ખબર પડી કે મહાપદ્મકુમાર એકાએક ચાલ્યા ગયા છે, ત્યારે સહુના શોકસતાપનો પાર રહ્યો નહિ વિષ્ણુકુમાર થોડા અનુચરો સાથે તેને શોધવા નીકળી પડ્યા, પરતુ પત્તો લાગ્યો નહિ, આથી નિરાશ થઈને પાછા ફર્યા ત્યારથી તેમનુ મન વૈરાગ્ય તરફ ઢળ્યુ અને તેઓ સાધુ-ઓનો વિશેષ સમાગમ કરવા લાગ્યા

મહાપદ્મ ચક્રવર્તી થવા સર્જાયેલો હતો, એટલે તેની ભુજામાં અપૂર્વ બળ હતું. તેણે ધીમે ધીમે સૈન્ય એકઠું કર્યું અને એક પછી એક દેશ જિતવા માંડ્યા. એમ કરતાં તેણે છ ખંડ ધરતી જિતી લીધી અને તે વિજયનો નિશાનડંકો વગાડતો હસ્તિનાપુર આવ્યો. પદ્મોત્તર રાજા તેનાં પરાક્રમો જાણી ચૂક્યા હતા, એટલે તેમણે એનું ખૂબ ઠાઠથી સ્વાગત કર્યું અને મહાપદ્મે પણ હાથીના હોદ્દા પરથી નીચે ઉતરી માતાપિતાનાં ચરણે શિર ઝુકાવી પુત્રોચિત વિનય પ્રકટ કર્યો.

આજ અરસામાં શ્રી મુનિસુવ્રત સ્વામીના હાથે દીક્ષિત થયેલા સુવ્રત નામના આચાર્ય વિશાળ મુનિમંડળ સાથે હસ્તિનાપુર આવ્યા. તેમની દેશના સાંભળી પદ્મોત્તર રાજાને સંસાર પરથી વૈરાગ્ય આવ્યો. તેમણે રાજમહેલમાં પાછા ફરી મંત્રીમંડળને એકઠું કર્યું અને તેમની સમક્ષ વિષ્ણુકુમારને ગાદી આપી દીક્ષા લેવાની ભાવના પ્રકટ કરી. પરંતુ વિષ્ણુકુમારે કહ્યું કે 'પિતાજી! મારું મન રાજ્ય ભોગવવા તરફ જરા પણ નથી. હું પણ તમારી જેમ આ અસાર સંસારનો ત્યાગ કરી આત્મકલ્યાણ કરવા ઈચ્છું છું. માટે મહાપદ્મને જ ગાદીએ બેસાડો.'

આથી મહાપદ્મકુમારનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. તે ભરતખંડના નવમા ચક્રવર્તી તરીકે પ્રસિદ્ધ થયો. પછી તેણે જિનેશ્વરનો મોટો રથ તૈયાર કરાવી આખા નગરમાં નિરંકુશપણે ફેરવ્યો અને પોતાની માતાની ઈચ્છા પૂર્ણ કરી. તથા નમુચિ નામના મંત્રીને મુખ્ય પ્રધાન બનાવ્યો.

કાલક્રમે પદ્મોત્તર મુનિ વ્રતોનું નિરતિચાર પાલન કરીને સિદ્ધ-બુદ્ધ-નિરંજન થયા અને શ્રી વિષ્ણુકુમાર મુનિ આકરી તપશ્ચર્યા કરવા લાગ્યા. આ દીર્ઘકાલીન આકરી તપશ્ચર્યાનાં પરિણામે તેમને અનેક પ્રકારની લબ્ધિઓ ઉત્પન્ન થઈ.

હવે એક વાર સુવ્રતાચાર્ય મુનિમંડળ સાથે વિહાર કરતાં હસ્તિનાપુર પધાર્યા અને શ્રી સંઘની વિજ્ઞપ્તિથી ચાતુર્માસ રહ્યા. તેમની વાણીમાં અમૃતનું માધુર્ય હતું, અજબ પ્રકારનું આકર્ષણ હતું, તેથી શાસનની પ્રભાવના ખૂબ થવા લાગી. નમુચિને આ રુચ્યું નહિ. ધરતી જ્યારે લીલીછમ થાય છે, ત્યારે જવાસો સૂકાવા લાગે છે, એ તો તમે જાણો છો ને ?

નમુચિને અગાઉ એક વાર આ આચાર્ય સાથે ધર્મ સંબંધી વાદવિવાદ થયેલો અને તેમાં તે હારી ગયેલો. રાત્રે તે આ આચાર્યનો વધ કરવા માટે ગયેલો, ત્યારે તેનો હાથ થંભી ગયેલો અને મનની એવી મુરાદ પાર પડેલી નહિ. આ વખતથી તેનાં મનમાં વૈર બંધાયું હતું, પછી રાજ્ય ખટપટને લીધે તેને ઉજ્જયિની છોડવું પડેલું અને હસ્તિનાપુરમાં આશ્રય મળેલો. અહીં તેણે સિંહબળ નામના એક મદોન્મત્ત રાજાને વશ કરેલો તેથી મહાપદ્મકુમાર ખૂબ ખુશ થયેલા અને વચન માગવા કહેલું. તે વચન તેણે માગી ન લેતાં અનામત રાખેલું. હવે પ્રસંગ આવેલો જાણી તેણે મહાપદ્મ રાજાને એ વચનની યાદ આપી, એટલે વચનપાલક રાજાએ તે વચન ખુશીથી માગી લેવા જણાવ્યું.

ત્યારે નમુચિએ કહ્યું કે 'મારે એક યજ્ઞ કરવો છે. તે યજ્ઞ પૂરો થાય ત્યાં સુધી તમારું રાજ્ય મને સોંપો.' મહાપદ્મ રાજાએ તે પ્રમાણે નમુચિને રાજ્ય સોંપ્યું અને પોતે અંતઃ-પુરનો આશ્રય લીધો.

નમુચિએ હિંસક યજ્ઞ શરુ કર્યો. આ વખતે રાજ્યના મંત્રીઓ, શેઠ શાહુકારો તથા જુદા જુદા ધર્મના આચાર્યો તેનો અભિષેકવિધિ કરવા આવ્યા, પણ નગરમાં ચાતુર્માસ રહેલા સુવ્રતાચાર્ય આવ્યા નહિ. આથી નમુચિએ તેમની આગળ જઈને કૃત્રિમ ક્રોધ કરતાં જણાવ્યું કે 'જે રાજા હોય તેનો સર્વ ધર્મના સાધુઓ આશ્રય કરે છે. વળી સર્વ તપોવનો રાજા વડે જ રક્ષાય છે, તેથી તપસ્વીઓ પોતાનાં તપનો છઠ્ઠો ભાગ રાજાને આપે છે, પણ તમે અધમ પાખં-ડીઓ મારી નિંદા કરનારા છો, અભિમાનથી અક્કડ થયેલા છો તથા લોકવિરુદ્ધ અને રાજ્યવિરુદ્ધ વર્તનારા છો, તેથી તમને જણાવું છું કે તમારે મારું રાજ્ય છોડીને તાબડતોબ ચાલ્યા જવું, નહિ તો મારે નિરુપાયે તમારો વધ કરવો પડશે.'

સુવ્રતાચાર્ય ક્ષમાશ્રમણ હતા, એટલે તેમણે નમુચિને ઉત્તરમાં એટલું જ કહ્યું કે 'તમને અભિષેક કરે ત્યારે આવવાનો અમારો આચાર નથી, તેથી અમે આવ્યા નથી, બાકી અમે કોઈની નિંદા કરતા નથી કે રાજ્યવિરુદ્ધ વર્તતા નથી.'

નમુચિએ કહ્યું : 'આચાર્ય ! મેં તમારો જવાબ સાંભળી

લીધો છે હવે વધારે કંઈ પણ બોલવાની જરૂર નથી. જો તમે અહીં સાત દિવસથી વધારે રહેશો તો રાજાજ્ઞાના ભંગ બદલ તમને ઉચિત શિક્ષા કરવામાં આવશે.' આટલુ કહી તે પોતાના સ્થાને ચાલ્યો ગયો.

સુવ્રતાચાર્યે પોતાની સાથેના મુનિમંડળને પૂછ્યું કે 'આ સંયોગોમાં આપણે શું કરવુ?' ત્યારે એક મુનિએ કહ્યુ કે 'શ્રી વિષ્ણુકુમાર મુનિએ છ હજાર વર્ષ સુધી આકરું તપ કરેલું છે અને તેના યોગે તેમને અનેક પ્રકારની લબ્ધિઓ પ્રાપ્ત થયેલી છે હાલ તેઓ મંદરાચલ પર્વત પર છે. જો તેઓ અહીં આવે તો શાંતિ થાય, કારણ કે તેઓ મહારાજા પદ્મના મોટા ભાઈ છે, એટલે નમુચિ તેમનાં વચનનુ ઉલ્લંઘન કરી શકશે નહિ; માટે જે સાધુ વિદ્યાલબ્ધિવાળા હોય તે તેમને તેડવાને જાય. શ્રી સંઘનાં કામમાં લબ્ધિનો ઉપયોગ કરવામાં દોષ નથી.'

આ સાંભળી બીજા મુનિએ કહ્યુ કે 'હું આકાશમાર્ગે મંદરાચલ પર્વત પર જવાને શક્તિમાન છું, પણ આવવાને સમર્થ નથી, માટે આ સંબંધમા મારું જે કર્તવ્ય હોય તે જણાવો.'

સુવ્રતાચાર્યે કહ્યુ કે 'તમને વિષ્ણુકુમાર મુનિ પાછા લાવશે, માટે તેમને તેડવા જાઓ.'

ગુરુની આજ્ઞા થતા જ એ મુનિ વિદ્યાનાં બળે મંદરાચલ પર્વત પર ગયા અને તેમણે વિષ્ણુકુમાર મુનિને વંદના કરી સર્વ હકીકત જણાવી. તેઓ કર્તવ્યનો પ્રસંગ ઉપસ્થિત

થયેલા જાણી થોડી જ ક્ષણોમાં પેલા મુનિ સાથે હસ્તિનાપુર આવ્યા અને પોતાના ગુરુ સુવ્રતાચાર્યને વંદના કરી અને સાધુઓના પરિવાર સાથે નમુચિ આગળ ગયા.

આખી રાજસભાએ શ્રી વિષ્ણુકુમાર મહામુનિને વંદના કરી પણ નમુચિનું મસ્તક જરાયે નમ્યું નહિ. સાગરસમ વિશાળ હૃદયવાળા એ મહામુનિએ તેના તરફ લક્ષ ન આપતાં શાંત અને ગંભીર અવાજે કહ્યું કે 'હે બુદ્ધિમાન્ રાજા ! આવડાં મોટાં નગરમાં અમારા જેવા થોડા ભિક્ષુકો ભિક્ષુકવૃત્તિથી રહે, તેમાં તમને શી હાનિ છે ? વળી વર્ષાઋતુનો સમય ચાલી રહ્યો છે, તેમાં મુનિઓને વિહાર કરવો કલ્પતો નથી, માટે બધા મુનિઓ આ નગરમાં ભલે રહે.'

પરંતુ સત્તાનો નશો એક બૂરી ચીજ છે. તેનાથી મનુષ્ય ભાન ભૂલે છે અને ન કરવાનું કરી બેસે છે. ઉત્તરમાં નમુચિએ કહ્યું કે 'મેં આચાર્યને એક વાર જણાવી દીધું છે કે તમારે અહીંથી સાત દિવસની અંદર ચાલ્યા જવું, અન્યથા તેનુ પરિણામ ભોગવવા માટે તૈયાર રહેવું. એ મારાં વચનમાં હું કંઈ ફેરફાર કરવા માગતો નથી.'

મહામુનિ વિષ્ણુકુમાર અનેક પ્રકારની લબ્ધિઓથી યુક્ત હતા, પણ પોતાના શ્રમણધર્મને યોગ્ય શાંતિ ધારણ કરી કહેવા લાગ્યા કે 'હે રાજન્ ! જો તમને અમારો નગરનિવાસ કોઈ પણ કારણે ન રુચતો હોય તો આ મુનિઓ નગર બહાર ઉદ્યાનમાં જઈને રહે'

એ સાંભળી નમુચિએ કહ્યું કે 'હું તમારી ગંધ પણ સહન કરવાને તૈયાર નથી. જો તમને જીવવું વ્હાલું હોય તો જેમ બને તેમ વહેલા અહીંથી ચાલ્યા જાઓ નહિ તો તમને મારી નાખીશ '

મહામુનિ વિષ્ણુકુમારે કહ્યું 'હે રાજન્! આમ ઉતાવળા શા માટે થાઓ છો? તમે રાજ્યસૂત્ર હાથમાં લીધું છે, એટલે ન્યાયનીતિનું પાલન કરવા બંધાયેલા છો કોઈ પણ નિરપરાધીને દંડ દેવો એ એક ન્યાયી રાજવીને શોભતું નથી. વળી સાધુપુરુષો સાથે તોછડાઈથી વર્તવું એ પણ રાજ્યની સ્વીકૃત નીતિથી તદ્દન વિરુદ્ધ છે '

પણ નમુચિને સત્તાનો મદ પૂરેપૂરો ચડી ગયો હતો, એટલે તેણે આ મહામુનિના સત્ય અને હિતકારી વચનોને લક્ષમા લીધા નહિ તેણે પોતાની એજ ઉદ્ધતાથી કહ્યું · 'આ સિવાય તમારે બીજું કંઈ કહેવાનું છે?'

મહામુનિ વિષ્ણુકુમારે કહ્યું કે 'રાજન્! સાધુ-મહાત્માઓને આમ વિના વાંકે કાઢી મૂકવા એ કોઈ પણ રીતે ઉચિત નથી માટે તેમને રહેવાનું કોઈ પણ સ્થાન આપવું જોઈએ, એટલે એમને ત્રણ ડગલા જેટલું સ્થાન રહેવાને માટે આપો, એટલું જ મારે કહેવાનું છે '

નમુચિએ કહ્યું કે 'ભલે, હું તમને ત્રણ ડગલા જમીન રહેવા માટે આપું છું, તેમા તમારે રહેવું પરંતુ જો કોઈ પણ સાધુ તેની બહાર રહેતો માલુમ પડશે તો તત્કાલ તેનો શિરચ્છેદ કરવામા આવશે '

મહામુનિ વિષ્ણુકુમારે કહ્યું : ' तथास्तु. ( તેમજ હો. ) પછી તેમણે વૈક્રિય લબ્ધિના યોગે પોતાનું શરીર વધારવા માંડ્યું અને જોતજોતામાં તેને એક લાખ યોજન પ્રમાણ-વાળા મેરુપર્વત જેવડું બનાવી દીધું અને નમુચિને જમીન ઉપર નાંખીને પોતાનો એક પગ લવણસમુદ્રના પૂર્વ કિનારે, અને બીજો પગ પશ્ચિમ કિનારે મૂકીને ઊભા.

આ ભયંકર બનાવે પૃથ્વીમાં હાહાકાર મચાવી દીધો. એ જોઈને ઇંદ્રે દેવાંગનાઓને આજ્ઞા કરી કે ' મહા-મુનિ વિષ્ણુકુમાર કોપ પામ્યા છે, માટે તમે સર્વજ્ઞનાં કહેલાં શાસ્ત્રોનો ભાવ ગાયનમાં ઉતારી તે ગાયન તેમની આગળ ગાઓ, એટલે તેમનો કોપ શાંત થાય. અન્યથા આ અખિલ વિશ્વ ઘડીકમાં જ અભૂતપૂર્વ આફતમાં સપડાઈ જશે. ' આથી દેવાંગનાઓ એ પ્રકારનાં ગાયન ગાવા લાગી.

આ બાજુ નમુચિ તેનાં સિંહાસન પરથી પટકાઈ પડ્યો હતો અને તેનાં મુખમાથી લોહી નીકળી રહ્યું હતું. બીજી બાજુ મહારાજા પદ્મ મહામુનિ વિષ્ણુકુમારને ગદ્દ ગદ્દ કંઠે પ્રાર્થના કરી રહ્યા હતા કે ' હે મહર્ષિ, હે કરુણાસાગર ! આપનો કોપ શાત કરો. આ નરાધમ નમુચિ સાધુ મહા-ત્માઓને સતાવી રહ્યો છે તેની મને હજી સુધી ખબર પડી નહિ, તેમજ કોઈએ મને કહ્યું પણ નહિ. પરતુ નમુચિ મારો સેવક હોવાથી એ અપરાધ મારો છે, માટે મને ક્ષમા આપો. '

દેવો અને દાનવોના રાજા પણ આવી જ સ્તુતિ કરી રહ્યા હતા અને સકળ સંઘ પણ તેમને શાંત થવા વિનવી

રહ્યો હતો, તેથી મહામુનિ વિષ્ણુકુમારે વિચાર કર્યો કે ' શ્રી-સંઘ મને માન્ય છે અને મારો ભાઈ તથા દેવ-દાનવ સર્વે અનુકંપા કરવા યોગ્ય છે.' એટલે તેમણે આ રૂપ સંહરી લીધું અને પોતાનાં મૂળ સ્વરૂપમાં આવી ગયા. પછી સંઘના આગ્રહથી તેમણે નમુચિને છોડી દીધો, એટલે રાજાએ તેને જાકારો દઈ નગર બહાર કાઢી મૂક્યો અને રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી.

આ ત્રણ પગલાંના બનાવથી મહામુનિ વિષ્ણુકુમાર ત્રિવિક્રમની ખ્યાતિ પામ્યા અને ફરી આલોયણ તપશ્ચર્યા વડે શુદ્ધ થઈને કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા.

આ પરથી આત્માની શક્તિ કેટલી છે ? તેનો તમને પૂરેપૂરો ખ્યાલ આવી શકશે તમે અક્ષય-અનંત શક્તિના ભંડાર છો, એ કદી ન ભૂલતા જો યોગ્ય રીતે પુરુષાર્થ કરશો તો એ શક્તિનો પૂર્ણ વિકાસ કરી શકશો અને તમારું સ્થાન અનંત શક્તિમાનની હરોળમા જરૂર જમાવી શકશો.



## વ્યાખ્યાન પંદરમું

## આત્મસુખ

## [ ૧ ]

મહાનુભાવો !

આપણે પંચપરમેષ્ઠીને પ્રણામ કર્યા, ૐકાર તથા ગુરુદેવને વંદના કરી, હવે શ્રુતસાગરને નમસ્કાર કરી લઈએ, કારણ કે તેની પ્રચંડ પવિત્ર લહરિઓ આપણાં ચિત્તને પાવન કરે છે અને આપણાં જીવનને ધર્માભિમુખ બનાવે છે. શ્રુતસાગરમાં પણ આપણે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રને વિશિષ્ટભાવે નમસ્કાર કરીએ, કારણ કે તેનાં છત્રીશમા અધ્યયને આપણને અલ્પ સંસારી આત્માનો સુંદર પરિચય આપ્યો છે અને આત્મતત્ત્વની ઊંડી વિચારણા કરવાની એક અણમોલ તક પૂરી પાડી છે.

આજે અહીં આત્મસુખ સંબંધી કેટલીક વિચારણા કરવી છે. આ વિચારણા ઘણી મહત્ત્વની છે, તમારાં જીવનને સીધી સ્પર્શ કરનારી છે, માટે તેના પર બરાબર ધ્યાન આપજો, તેની હકીકત પર પૂરો વિચાર કરજો. 'તુમ કહતે હો, હમ સુનતે હૈં' એ રીતિથી કામ નહિ ચાલે, કારણ કે—

નિષ્ફળ શ્રોતા મૂઢ યદિ, વક્તાવચનવિલાસ;
હાવભાવ જ્યૂં સ્ત્રી તવુ, પતિ અંધાની પાસ.

વકતાનો વચનવિલાસ ગમે તેવો સુંદર હોય, પણ શ્રોતાઓ મૂઢ હોય, સારાસારનો વિચાર કરનારા ન હોય, સારું લાગે તે ગ્રહણ કરનાર ન હોય, તો એ વચનવિલાસ નિષ્ફળ જાય છે. એક સ્ત્રી ગમે તેવા હાવભાવ કરે પણ પતિ આંધળો હોય તો એ શા કામના?

આટલા પ્રાસ્તાવિક સાથે આપણે મૂળ વિષયમાં પ્રવેશ કરીએ. અનાદિ કાલથી સંસારસાગરમાં પરિભ્રમણ કરી રહેલા આ આત્માએ સુખ મેળવવા માટે ઘણા ઘણા પ્રયત્નો–પ્રયાસો કર્યા, કોઈ વાતે મણા ન રાખી, છતાં તેને સુખ મળ્યું નહિ. હા, કયારેક દુન્યવી સુખ–ભૌતિક સુખ–પૌદ્ગલિક સુખ મળ્યું ખરું, પણ આત્માનાં સ્વાભાવિક સાચાં સુખ આગળ તેમની શી ગણના?

શાસ્ત્રકાર મહર્ષિઓ દુન્યવી સુખ અને આત્માનાં સુખની તુલના કરતાં જણાવે છે કે 'ચૌદ રાજલોકમાં રહેલા દરેક આત્માનું ભોગજન્ય–પૌદ્ગલિક સુખ એકઠું કરીને તેને એક બાજુ રાખો અને બીજી બાજુ આત્માનું સાચું સુખ મૂકો તો પેલું સુખ આત્મસુખના અનંતમા ભાગે પણ નહિ આવે.'

અહીં પ્રશ્ન થશે કે 'દુન્યવી સુખ આત્મસુખના અનંતમા ભાગે પણ કેમ ન આવે?' પરંતુ સોનાની સરખામણી તો સોનાની સાથે જ થાય. એ પીત્તળની સાથે થઈ

શકે નહિ. કોઈ પણ સોનાને આપણે સો ટચનાં સાચાં સોના સાથે સરખાવીને કહી શકીએ કે તેમાં કેટલો ફેર છે, કેટલો તફાવત છે, પણ જે સોનું જ નથી, માત્ર પીત્તળ છે, તેને સરખાવીને શું કહીએ ? સો (૧૦૦) ની સંખ્યાને કોઇ પણ સંખ્યાથી ભાગો તો ભાગમાં કંઇક પણ આવે, પરંતુ શૂન્યથી ભાગવા બેસો તો શું આવે ?

દુનિયાદારીનું સુખ ભ્રમપૂર્ણ, કાલ્પનિક અને તુચ્છ છે, છતાં તમે માની બેઠા છો કે એ સાચું સુખ છે. આવું ભ્રમપૂર્ણ–કાલ્પનિક–તુચ્છ સુખ આત્માનાં અનિર્વચનીય અપાર સુખના અંતમા ભાગે પણ ક્યાંથી આવે ?

કેટલાંક નાનાં બાળકો પોતાનો અંગુઠો ચૂસતા હોય છે. તેને છોડાવવાનો પ્રયત્ન કરો તો પણ ન છૂટે, કારણકે તેમાંથી દૂધ આવે છે, એવો તેમને ભ્રમ છે. પરંતુ ખરેખર તો તેમને પોતાની લાળ જ મળતી હોય છે.

કૂતરાં હાડકાં ચાટે છે, એ વખતે તેમને લોહીનો એક પ્રકારનો સ્વાદ આવે છે, પણ તેમને ખબર હોતી નથી કે જે હાડકાંને તેઓ ચાટી રહ્યા છે, તેનો કઠણ છેડો તાળવામાં વાગવાથી આ લોહી પોતાનાં મુખમાંથી જ નીકળે છે.

દુનિયાદારીનાં સુખો—દુન્યવી સુખો પણ આવાં ભ્રમપૂર્ણ છે. તેમાં વાસ્તવિક સુખ નથી, છતાં સુખ હોવાનો ભ્રમ થાય છે.

ધન, વૈભવ, પત્નિ, પરિવાર, માનપાન અને અધિકારમાં મનુષ્યો સુખ માને છે, પણ એ કોઈ વ. માં ગાખ

આપવાની શકિત નથી, માત્ર મનુષ્યે તેમાં સુખની કલ્પના કરી છે, તેથી જ તે સુખ આપનારા ભાસે છે. થોડાં વિવેચનથી આ વસ્તુ વધારે સ્પષ્ટ થશે.

એક માણુસ તદ્દન નિર્ધન હતો. તેની પાસે ફૂટી બદામ પણુ ન હતી. એ હાલતમાં તેને એકાએક પૈસા મળવા માંડયા અને આંકડો પાંચ લાખ ઉપર પહોંચી ગયો. આથી તે અત્યંત ખુશ થયો. તે રોજ પાંચ લાખ રૂપિયા ગણે છે અને આનંદ પામે છે.

હવે પાંચ લાખના વધતા વધતા દશ લાખ થયા. તે વખતે એના આનંદમાં શી મણા હોય ? પણુ થોડા વખત બાદ વળતાં પાણી થયાં અને રૂપિયા ઘટવા માંડયા. એ ઘટતાં ઘટતાં પાંચ લાખ સુધી આવી પહોંચ્યા, ત્યારે એ માણુસ ઘણો ખેદ કરવા લાગ્યો અને તદ્દન અસ્વસ્થ બની ગયો. પ્રથમ આટલા રૂપિયાથી આનંદ થયો અને હવે તેને ખેદ થાય છે, તો ફેર ક્યાં પડયો ?

પહેલાં તેને એમ થતું કે મારી મૂડી વધી રહી છે, એ કારણે તેને આનંદ થતો અને હવે તેને એમ લાગે છે કે મારી મૂડી ઘટી રહી છે, એટલે તેને ખેદ થાય છે. એટલે જે ફેર પડયો તે કલ્પનામાં પડયો છે. પહેલાં પાંચ લાખથી જે સુખ જણાયું તે એની કલ્પનામાં હતું અને હાલ પાંચ લાખથી જે ખેદ જણાયો તે પણ એની કલ્પનામાં જ હતો. જો પાંચ લાખમાં સુખ હોય તો અત્યારે પણુ પાંચ લાખ તો હાજર જ છે.

નવાં લગ્ન થાય ત્યારે મનુષ્યો ખુશાલી મનાવે છે અને વરવધૂના આનંદને સીમા હોતી નથી. પતિ પત્નીને સુખનું કારણ માને છે, પણ થોડા દિવસ બાદ નજીવા કારણસર ઝઘડા થાય છે, અબોલાં લેવાય છે અને એક બીજાનું મોઢું જોવું પણ ગમતું નથી. જો પતિ કે પત્ની એજ સુખનું કારણ હોય તો બંને વિદ્યમાન છે, છતાં આ હાલત શા માટે? ભર્તૃહરિને પ્રથમ પીંગળા માટે કેટલો પ્રેમ હતો? પણ એજ પીંગળા અશ્વપાલક સાથે પ્રેમમાં પડી અને ભર્તૃહરિનું દિલ તૂટીને ટૂકડા થઇ ગયું. તેણે સંસારને સારરહિત સમજીને તેનો ત્યાગ કર્યો. એક સ્ત્રીની સાથે પ્રેમમાં બંધાયેલો માણસ તેને જોઇને જીવનની સફળતા માને છે, તેના સંયોગમાં સુખ માને છે, પરંતુ જ્યારે તેજ માણસનો પ્રેમ બદલાય છે, અને નવી સ્ત્રી સાથે પ્રેમ બંધાય છે, ત્યારે પહેલી ગમતી પણ નથી. પહેલીને જોઇને કંટાળો ચડે છે. સ્ત્રી તે જ છે પણ દિલ ફરી ગયું, હવે પ્રાણપ્યારી બીજી બની. આમાં શું ફર્યું, તેની કલ્પના કરો.

પુત્રનો જન્મ થાય ત્યારે તે અતિ આનંદ આપનારો થઇ પડે છે. એજ પુત્ર મોટો થાય, વિનય ન સાચવે, સામુ બોલે અને પોતાના ઉદ્ધત સ્વચ્છંદી વર્તનથી કુળની આબરૂને કલંક લગાડે, ત્યારે પિતાને કેટલો ખેદ થાય છે?

પુત્ર સારો હોય, તેના પર ઘણો રાગ હોય, તેના વિના ગમતું ન હોય, તેને જોઇને આનંદ થાય છે. જ્યારે કોઈ પણ કારણે બીજું લગ્ન થાય અને ત્યાર પછી નવી સ્ત્રીને પુત્ર થાય ત્યારે રાગ નવા પુત્ર ઉપર વધી જાય છે

અને જૂનીનો પુત્ર અળખામણો થઈ પડે છે. તે જોયો ગમતો નથી: તેને જોવાથી દુઃખ થાય છે. પુત્ર એજ છે તો તેમાં શું ફર્યું ?

એટલે ધન, સંપત્તિ, પત્ની, પુત્ર વગેરેમાં સુખ આપવાની શકિત નથી, પણ તેની કલ્પનાથી મનુષ્યો સુખ માને છે. તેથી જ જ્ઞાનીઓએ આ સુખને કાલ્પનિક કહ્યું છે.

દુન્યવી સુખો ચિરસ્થાયી આનંદ આપી શકતા નથી. તે માત્ર ક્ષણિક આનંદ આપી શકે છે. તમને લાખ રૂપિયા મળે ત્યારે જેટલો આનંદ થાય, તેટલો આનંદ એક કલાક પછી થાય ખરો ? અને એક દિવસ બાદ, અઠવાડિયા બાદ, મહિના બાદ, વર્ષ બાદ કેટલો થાય ? કંઈ જ નહિ. એ એનો જવાબ છે અને તેથી જ આવા આનંદને, આવાં સુખોને ક્ષણિક કે ક્ષણભંગુર કહેવામાં આવે છે. જે વસ્તુ ક્ષણભુંગર હોય તે તુચ્છ લેખાય એટલે આ સુખોને તુચ્છ કહીએ તો કંઈ અનુચિત નથી.

દુન્યવી સુખો કે જેની પાછળ તમે ભૂલા ભમો છો અને જેને માટે રાતદિવસ મહેનત કરો છો, તે રાગદ્વેષની પેદાશ છે. જે વસ્તુ પ્રત્યે તમને રાગ હોય તેનો સંયોગ થાય તો તેમાં તમે સુખ માનો છો અને તેનો વિયોગ થાય તો તેમાં દુઃખ માનો છો. તેજ રીતે જે વસ્તુ પ્રત્યે તમને દ્વેષ–ઘૃણા–નફરત હોય તેનો વિયોગ થાય તો સુખ માનો છો અને સંયોગ થાય તો દુઃખ માનો છો. પરંતુ આ સંયોગ પર તમારો કોઈ કાબૂ નથી. તમે આવતી કાલે

લાખ રૂપિયા મળવાની ધારણા રાખી હોય ત્યાં ખોટ જાય છે, અને મનગમતી સુંદર કન્યા પરણવાને જાન જોડી હોય, ત્યાં તેના અકાળ મૃત્યુ થવાના સમાચાર આવે છે. તે જ રીતે તમે રોગથી ડરો છો, દૂર ભાગો છો, તેનો ભેટો થાય એ હરગીઝ ઈચ્છતા નથી, છતાં તે ઝડપથી આવી પહોંચે છે અને તમને આલિંગન આપે છે. શત્રુની ચડાઈ, આસ્માની આફતો વગેરેને સત્કારવા કોણ તૈયાર હોય છે? છતાં તેમનું આગમન થાય છે અને તમારી સુખવિષયક સર્વ કલ્પનાઓને તે ધૂળમાં રગદોળી નાખે છે.

એટલું યાદ રાખો કે રાગદ્વેષની જેટલી તીવ્રતા, તેટલું દુઃખ વધારે. યુગલીઆઓને રાગદ્વેષની તીવ્રતા હોતી નથી, તેથી તેઓ દેવના જેવું સુખ ભોગવે છે અને દુઃખનો અનુભવ તો નહિ જેવો જ કરે છે.

તમે રાગદ્વેષ ઘટાડો અને કષાયોને મંદ કરો તો સુખનો અનુભવ જરૂર કરી શકો. શાસ્ત્રકારોએ 'कषायमुक्तिः किल मुक्तिरेव' એ શબ્દો કહ્યા છે, તેનો અર્થ એ છે કે કષાયો છોડનારને મુક્તાત્મા જેટલુ સુખ મળે છે. 'વીતરાગી સદા સુખી' એ આર્ષવચનનું રહસ્ય પણ આ જ છે.

રાગદ્વેષનો તમને અનાદિ કાલથી સંસર્ગ થયેલો છે, એટલે તે તમારા સ્વભાવરૂપ બની ગયેલ છે, પણ તમે થોડી વાર એ બંનેનો ત્યાગ કરો અને વીતરાગતાનો અનુભવ કરો તો તમને અમારાં ઉપર્યુકત વચનોની સાર્થકતા સમજાશે.

તમે વેપારી છો, શાણા છો, કુનેહબાજ છો અને કોઈ પણ જાતનો વેપાર કરતાં પહેલાં પાકી ગણતરી કરો છો કે આમાં લાભ થશે કે નહિ? થશે તો કેટલો થશે? વગેરે. આમ છતાં તમે અસલી સુખને બદલે પૌદ્ગલિક સુખ મેળવવામાં જબ્બર થાપ ખાધી છે. એક લાખ રૂપિયાનો હીરો શેર ગોળ સાટે વેચી માર્યો છે, એમ કહીએ તો પણ ખોટું નથી. અને પાછા મલકાઓ છો કે અમે કેવા શાણા! કેવા કુનેહબાજ!'

જ્યાં સુધી તમે કાલ્પનિક–ક્ષણભંગુર–તુચ્છ પૌદ્ગલિક સુખોને છોડો નહિ, ત્યાં સુધી તમને સાચાં આત્મસુખનો આસ્વાદ આવવાનો નહિ. ભમરા અને ગીંગોડાનું દૃષ્ટાંત સાંભળો, એટલે તમને અમારાં કથનની ખાતરી થશે..

### ભમરા અને ગીંગોડાનું દૃષ્ટાંત

જંગલમાં એક સરોવર હતું. તેના કિનારે એક ભમરો રહેતો હતો. તેનાથી થોડે દૂર એક ગીંગોડો 'રહેતો હતો. તે બંનેને દોસ્તી થઈ. ભમરો રોજ ગીંગોડાને ત્યાં જાય, પણ તેનાથી વિષ્ટાની દુર્ગંધ સહન થાય નહિ. છતાં દોસ્તીની ખાતર જા–આવ કરે. એક વખત ભમરાએ ગીંગોડાને કહ્યુ કે 'હું તારે ત્યાં રોજ આવું છું, પણ મારાથી વિષ્ટાની વાસ સહન થઈ શકતી નથી. તું મારે ત્યાં આવ તો બતાવું કે હું કેવાં સુંદર સ્થાનમાં રહું છું.'

ગીંગોડાએ કહ્યું: 'તારું સ્થાન આથી કેવુંક સારું હશે? એ તો સહુ પોતાની વસ્તુને જ સારી માને.'

ભમરાએ કહ્યું : ' દોસ્ત ! એવું નથી. તું એક વાર મારે ત્યાં આવીને થોડી વાર બેસ, એટલે તને મારા કહેવાની ખાતરી થશે. '

આ રીતે ભમરાનો ખૂબ આગ્રહ થવાથી ગીંગોડો તેને ત્યાં જવા તૈયાર થયો. પણ તેને વિષ્ટા વિના ઘડી પણ ચાલે નહિ, એટલે જતી વખતે વિષ્ટાની એક ગોળી પોતાનાં મોઢાં નીચે મૂકી દીધી. જેને જે વસ્તુ પ્રિય હોય તેને તે વિના ચાલતું નથી. તેથી જ એક કવિએ કહ્યું છે કે—

> જેનું મન જેથી મળ્યું, તેને તેજ સુહાય;
> દ્રાક્ષ તણો તજી માંડવો, કાગ લીંબોળી ખાય.
> અથવા—
> જેને ભાવે તે ભલું, નહિ સદ્‌ગુણવિચાર;
> તજી ગજમુક્તા[1] ભીલડી, પહેરે ગુંજાહાર.[2]

ગીંગોડો ભમરાને ત્યાં પહોંચ્યો. ભમરાએ તેનું પ્રેમપૂર્વક સ્વાગત કર્યું અને તેને એક કમળ પર બેસાડયો. પછી થોડી વારે ગીંગોડાને પૂછવા લાગ્યો કે કેમ ? અહીં કેવું લાગે છે ? ' પણ ગીંગોડાની સ્થિતિ તો વિચિત્ર થઈ પડી હતી. કમળની સુગંધને કારણે તેને વિષ્ટાની દુર્ગંધ બરાબર આવતી ન હતી અને વિષ્ટાની દુર્ગંધનાં કારણે કમળની સુવાસ માણી શકાતી ન હતી. એટલે તેને તો એમજ લાગતું હતું કે ' હુ અહીં કયાંથી આવી ચડયો ? આ કરતાં

૧ હાથીનાં મસ્તકમાંથી નીકળેલાં મોતી. ૨ ચણોઠીનો હાર.

તો મારું સ્થાન હજાર દરજ્જે સારું હતું.' એટલે તેણે કહ્યું: ' 'દોસ્ત! હવે હું રજા લઈશ.'

ભમરાને સમજ પડી નહિ કે આ ગીંગોડો આ રીતે આ સ્થાન આટલું જલ્દી શા માટે છોડી જાય છે. તે વિચારમાં પડયો. એવામાં તેની નજર ગીંગોડાનાં મોઢાં નીચે રહેલી વિષ્ટાની ગોળી ઉપર પડી. એટલે કારણ તેના સમજવામાં આવી ગયું. તેણે કહ્યું: 'તું થોડી વાર થોલી જા. આટલી ઉતાવળ શા માટે કરે છે?' પછી તેનાં મોઢાં નીચેની વિષ્ટાની ગોળી કાઢી નખાવી, તેને સરોવરનાં નિર્મળ જળથી સારી રીતે સ્નાન કરાવ્યું અને પછી એક મોટાં કમળ પર બેસાડ્યો.

હવે ગીંગોડાને કમળની સુગંધ આવવા માંડી અને તેથી તે સ્વર્ગમાં બિરાજતો હોય એવું ભાન થવા માંડયું. તે એમાં લટ્ટુ બની ગયો. થોડીવાર પછી ભમરાએ પૂછયું કે 'કેમ દોસ્ત? હવે ઘરે પાછા જવું છે ખરૂં?' ગીંગોડાએ કહ્યું કે 'એવો મૂર્ખ કોણ હોય કે જે આ સ્વર્ગ છોડીને નરકમાં જાય?'

સગાસંબંધી, સાધનસંપત્તિ, અધિકાર-કીર્તિ વગેરે પરનો મોહ વિષ્ટાની ગોળી જેવો છે. તે તમને આત્મસુખ-રૂપી કમળની સુગંધ લેવા દેતો નથી. જ્યારે તમે એ ગોળીને દૂર કરશો ત્યારે જ તમને આત્મસુખ રૂપી કમળની સુગંધ બરાબર આવશે અને તેમાં તમે લીન થઇ જશો.

એક પુદ્ગલનો બીજા પુદ્ગલ સાથે સંયોગ થાય કે તેનાથી વિયોગ થાય, તેમાં આપણે શું? આવો વિચાર

તમારાં મનમાં આવે અને તે દઢ થાય, તો પછી નકલી સુખ તરફનું તમારું વલણ ઝપાટાબંધ ઘટી જશે અને સાચાં સુખ તરફનું પ્રયાણ ઝડપી બનશે.

નકલી સુખનાં ધ્યાનમાં ને ધ્યાનમાં આપણને સાચાં સુખ સામે જોવાની–મીટ માંડવાની ફુરસદ મળતી નથી! પરંતુ આ નકલી સુખોનું પરિણામ દુ:ખ છે. 'પુત્રનાં લક્ષણ પારણામાંથી' આ કહેવત તમે ઘણી વખત બોલો છો. અંગ્રેજીમાં પણ એક કહેવત છે કે 'આવતા બનાવો તેની છાયા પ્રથમ પાડે છે.' આ કહેવતનો અર્થ–ભાવ તમારે અહીં વિચારવાનો છે. જો દુન્યવી–નકલી સુખ વર્તમાનકાળમાં જ દુઃખો આપતું હોય તો ભવિષ્યમાં તે શું શું ન કરે?

માણસ સ્વાદથી ઉત્પન્ન થતાં સુખને કારણે પેટ ઠાંગીને ભોજન કરે છે. પછી અજીર્ણ થતા કેટલાક દિવસ સુધી ખાવાનું છોડી દેવું પડે છે, તેમજ ચૂંક, વાઢ વગેરેનાં દર્દથી પીડાવું પડે છે એ દર્દ મટાડવા દોડાદોડી કરવી પડે છે, વૈદ્ય–હકીમ–ડૉક્ટરનો આશ્રય લેવો પડે છે, ઠપકો સહન કરવો પડે છે અને ખર્ચ પણ થાય છે. તેજ રીતે વસ્ત્રાભૂષણનું સુખ માણવા જતા ગુડાઓના શિકાર બનવું પડે છે, ચપ્પુ, છરી કે તરવારના ઘા ખાવા પડે છે અને વખતે પ્રાણનું બલિદાન પણ આપવુ પડે છે સત્તાનું સુખ ભોગવવા જતાં પણ આવા જ કડવા અનુભવો થાય છે ક્યારે દુશ્મન હુમલો કરશે? એની ચિંતા સતત રહ્યા કરે છે અને ઉપાધિઓ એક પછી એક આવ્યે જ જાય છે. આવાઓને સવા મણ રૂની રેશમી તળાઈ આનંદ આપી શકતી નથી,

ઘણી વખત તો તે ભડભડ બળતી અગ્નિચિત્તા સમાન થઈ પડે છે.

શાસ્ત્રકારો કહે છે કે ' આ દુન્યવી સુખ, આ વિષય-ભોગનું સુખ મધુલિપ્ત અસિધારા જેવું છે, ' એટલે એક તલવારની ધાર પર મધ ચોપડ્યું હોય અને તેને ચાટવા જતાં જેવું પરિણામ આવે તેવું પરિણામ લાવનારું છે મધ ચાટતી વખતે તો જીભને સ્વાદ આવે છે, પણ બીજી જ ક્ષણે જીભ તલવારની તીક્ષ્ણ ધાર વડે કપાઈ જાય છે અને ત્યારે દુ:ખ–પીડાનો પાર રહેતો નથી.

માણસો અનુકૂળ વિષયને ચાહે છે અને પ્રતિકૂળ વિષયને તિરસ્કારે છે તેમાથી આ ખગળી ઉત્પન્ન થાય છે. તીખું ખાનારને મોળું મળે અને મોળું ખાનારને તીખું મળે, અથવા ઠંડુ ચાહનારને ગરમ મળે અને ગરમ ચાહનારને ઠંડું મળે તો દુ ખ થાય છે, પણ જેને તીખું કે મોળું, ઠંડું કે ગરમ સમાન છે, કોઈ પર આસક્તિ નથી, તેને કંઈ પણ દુ ખ થતું નથી.

માણસો પોતે માનેલી અનુકૂળતા તથા પ્રતિકૂળતા પ્રાપ્ત કરવા–દૂર કરવા ખાતર અનેક પ્રકારની પ્રવૃત્તિઓ કરે છે અને તેમાં પ્રાણાતિપાતથી માંડીને મિથ્યાત્વશલ્ય સુધીનાં પાપસ્થાનકોનુ સેવન કરે છે. શું આ સ્થિતિ શોચનીય નથી ?

અનુભવીઓએ ફરી ફરીને કહ્યું છે કે ' જેટલા ભોગ તેટલા રોગ, ' છતાં એ ભોગો પ્રત્યેની આસક્તિ ઓછી થતી નથી. જો તમારે રોગ–વ્યાધિ–આતંકથી બચવું હોય અને દુઃખી ન થવું હોય તો ભોગની તૃષ્ણાને છેદી નાખો, છેદી

નાખો. આપણે એમ માનીએ છીએ કે અમે ભોગો ભોગવ્યા, પણ ખરી રીતે તો આપણે ભોગો વડે ભોગવાઈએ છીએ. તેથી જ ભર્તૃહરિ જેવા એક વિરાગી મહાત્માને કેહેવું પડયું કે 'भोगा न भुक्ता वयमेवभुक्ताः ।'

દુન્યવી સુખનો લોભી જીવડો એવાં ચીકણાં કર્મ બાંધે છે કે તેનાં ફળ ભોગવવા માટે તેને નરકનિગોદમાં ઉત્પન્ન થવું પડે છે, તિર્યંચ યોનિમાં ભમવું પડે છે અને મનુષ્યાદિ યોનિમાં પણ અનેક પ્રકારનાં દુઃખો ભોગવવા પડે છે. આ રીતે દુન્યવી સુખો માણવા જતાં 'લેને ગઈ પૂત ઔર એ આઈ ખસમ' જેવી સ્થિતિ ઉત્પન્ન થાય છે અને વિટંબનાનો પાર રહેતો નથી.

જેને આપણે સુખી સંસાર કહીએ છીએ તેની ભીતરમાં પણ દુઃખ–મુંઝવણ–મુશ્કેલીની કેવી આગ ભભકતી હોય છે, તેનો ખ્યાલ તમને શેઠ–શેઠાણીની વાત પરથી આવી શકશે.

## શેઠ–શેઠાણીની વાત

એક શેઠ બહોળો વેપાર ખેડતા અને તેમાં રચ્યા પચ્યા રહેતા, એટલે તેમને ઘડીનીય ફુરસદ મળતી નહિ. બીજી બાજુ શેઠાણીને માથે કામનો ખાસ બોજો નહિ. ઘરનું પરચુરણ કામકાજ હોય તે નોકર કરે. આથી તેમને ખૂબ નવરાશ મળતી 'નવરો બેઠો નખ્ખોદ વાળે' એ કહેવત તો તમે સાંભળી જ હશે. તેનો અર્થ એ છે કે માણસ જ્યારે તદ્દન નવરો પડે છે, ત્યારે તેનાં મનમાં

અનેક પ્રકારનાં વિચારો આવે છે અને તે પ્રમાણે વર્તન કરતાં તે પોતાની જાતને તથા બીજાને બહુ મોટું નુકસાન પહોંચાડે છે.

ખૂબ નવરા પડતાં શેઠાણી ભટકવા લાગ્યા. શેઠ આવે દશ વાગે અને શેઠાણી આવે બાર વાગે. પરંતુ શેઠ સ્વભાવે નરમ અને શેઠાણી ખૂબ જોરાવર, એટલે કંઈ કહી શકે નહિ. વળી ઝઘડો કરતાં ઘરની એબ ખૂલાવાનો તથા આબરૂના કાંકરા થવાનો ડર પણ ખરો. તે કોઈવાર આડી વાત કાઢીને શેઠાણીને સમજાવે, પણ બહાર બહુ રખડવાથી શેઠાણી એવા નફ્ટ થઈ ગયેલા કે તેમને એ સમજાવટની કંઈ પણ અસર થાય નહિ. આખરે એક દિવસ હિંમત લાવી શેઠે બારણાંને સાંકળ ચડાવી દીધી અને પોતે અંદર સુઈ રહ્યા.

પોતાનો રોજનો સમય થયો, એટલે શેઠાણી આવ્યાં અને બારણાંને ધક્કો માર્યો, પણ બારણું ખુલ્યું નહિ. શેઠાણી વિચાર કરવા લાગ્યા કે 'આજે આમ કેમ? મારા ધણીની તો આવી હિંમત ચાલે નહિ, પણ કોઈએ તેને ચડાવ્યો લાગે છે. પરંતુ ફીકર નહિ. હું પણ તેને બરાબર જોઈ લઈશ.' પછી તેણે બૂમ મારીને કહ્યુ કે 'બારણાં ખોલો.' શેઠે જવાબ આપ્યો કે 'બારણાં નહિ ખૂલે. જો રખડવાનું બંધ કર અને કાગળ પર લખી આપ કે હવે પછી કદી નહિ રખડું તો જ બારણાં ખુલશે.'

શેઠાણીને રખડવાનો ચસકો લાગ્યો હતો, વળી તે માથાભારે હતાં, એટલે તે આ શરત શેનાં કબૂલ કરે?

આ બાજુ શેઠે પણ મનમાં ગાંઠ વાળી હતી, એટલે ઘણી રકઝક થવા છતાં તેમણે બારણાં ખોલ્યાં નહિ. ત્યારે શેઠાણીએ કહ્યું કે 'બારણાં ખોલો, નહિ તો હું કૂવે પડીશ, પરંતુ તમને લખી તો નહિજ આપુ.'

આમ કહી શેઠાણી નજીકમાં કૂવો હતો, તેના તરફ ચાલ્યા. શેઠે બારણાની તિરાડમાંથી જોયું કે શેઠાણી ખરેખર કૂવા તરફ જઈ રહ્યા છે અને વખતે આપઘાત કરી બેસશે, એટલે ઢીલા પડયા. આ બાજુ શેઠાણીએ એક મોટો પત્થર ઉચકીને કૂવામાં નાખ્યો. એનો અવાજ કાને પડતાં જ શેઠ સમજ્યા કે 'નક્કી આણે કૂવામાં પડતું મૂક્યું' એટલે બારણાં ઉઘાડીને કૂવા ભણી દોડયા.

અહીં શેઠાણી કૂવામાં પત્થર નાખીને, છૂપી રીતે ઘરની પાસે આવી ગયા હતા અને દીવાલની ઓથે લપાઈ રહ્યા હતા. તેમણે બારણાં ખુલેલાં જોઈને અંદર દાખલ થઈ બારણાં બંધ કરી દીધાં. તેનો અવાજ કાને પડતાં જ શેઠ ભોંઠા પડી ગયા અને તે દોડતા પાછા આવ્યા. તેમણે શેઠાણીને બારણાં ઉઘાડવા કહ્યુ, પણ હવે શેઠાણીનો હાથ ઉપર હતો, તે એમ શેના માને ? તેણે જવાબ આપ્યો : 'રાત આખી રખડો છો ને ઉજાગરા કરાવો છો, તે શરમ નથી આવતી! હવે તો લખી જ આપો કે આ રીતે કોઈ દિવસ બહાર રખડીશ નહિ. તો જ બારણાં ઉઘડશે.'

'ચોરી અને વળી શિરજોરી' તે આનું નામ. ગુનેગાર પોતે છે, વાંક પોતાનો છે, છતાં તે શેઠને દબડાવે

છે અને કાગળ લખી આપવાનું કહે છે. શેઠ ઘણી વિનંતિ કરે છે, પણ શેઠાણી માનતા નથી. આટલી મોડી રાતે કોઈ સાંભળી ન જાય તે માટે શેઠ ધીમેથી બોલે છે, તો શેઠાણીનો ઘાંટો દરેક વખતે મોટો થતો જાય છે. આ પરિસ્થિતિ જોઈને શેઠે કહ્યું કે 'તેં કૂવામાં પડવાનો દેખાવ કરીને મને છેતર્યો, પણ હું તો સાચે સાચ કૂવામાં પડું છું. આવું જીવન જીવવા કરતાં ન જીવવું શું ખોટું?' એમ કહી તેઓ કૂવા ભણી જવા લાગ્યા.

શેઠાણીનો વિચાર શેઠને નમાવવાનો હતો, પણ વિધવા થવાનો ન હતો, એટલે તેણે બારણાં ખોલી નાખ્યાં અને દોડીને શેઠને કૂવા તરફ જતાં અટકાવ્યા. પછી હાથે-પગે લાગીને શેઠને ઘરમાં લાવ્યા, પરંતુ સીંદરી બળે તો પણ પોતાનો વળ મૂકે નહિ, એ ન્યાયે તે શેઠને કહેવા લાગ્યાં કે 'તમને કાગળ લખી આપવામાં શું વાંધો છે? માત્ર એટલું જ લખી આપો કે હવેથી હું રાતે રખડવા જઈશ નહિ.'

શેઠ ખૂબ સરળ હતા, સ્વભાવે નમ્ર હતા, એટલે જ શેઠાણીએ આ પ્રમાણે કહેવાની હિંમત કરી. પરંતુ શેઠને તો હવે આ કજિયો કોઈ પણ રીતે શાંત પાડવો હતો, એટલે તેમણે એ પ્રમાણે કાગળ લખીને શેઠાણી તરફ ફેંક્યો. શેઠની આ ભલમનસાઈએ શેઠાણીનાં હૃદય પર ભારે અસર કરી અને તેણે તરત જ એ કાગળ ફાડી નાખી શેઠના પગ પકડી લીધા; પોતાની ભૂલની માફી માગી. પછી બંને જણાએ ગુરુ મહારાજ આગળ જઈ સદાચારનું વ્રત

લીધુ જોકે શેઠ તો સદાચારી જ હતા અને તેમને વ્રત લેવાની જરૂર ન હતી, પણ પત્ની સદાચારમાં સ્થિર થાય તે માટે જ તેમણે તેની સાથે આ પ્રમાણે વ્રત લીધુ હતું.

ત્યાર પછી શેઠાણી કોઈ વાર રખડવા ગયા નહિ અને પતિની સારી રીતે સેવા કરવા લાગ્યા, પણ કહેવાતાં સુખી સસારનુ ભીતરી દૃશ્ય કેવુ છે, તે આપણે આ વાત પરથી જાણી શકીએ છીએ

દુન્યવી સુખોની સહુથી મોટી ખરાબી એ છે કે તેની લાલસામા સપડાયેલા જીવને વારવાર આર્તધ્યાન થયા કરે છે અને તેમાથી રૌદ્રધ્યાન પણ ઉત્પન્ન થાય છે આ બને ધ્યાનો અશુભ કર્મબંધના હેતુ હોવાથી દુર્ગતિને નિમ ત્રણ આપનારા છે ભગવત શ્રી હેમચદ્રાચાર્ય યોગશાસ્ત્રના નવમા પ્રકાશમા ફરમાવે છે કે—

નાऽસદ્ધ્યાનાનિ સેવ્યાનિ, કૌતુકેનાऽપિ કિંત્વિહ ।
સ્વનાશાયૈવ જાયન્તે, સેવ્યમાનાનિ તાનિ યત્ ॥

'માટે ઈચ્છા વિના, કેવળ કૌતુક માટે પણ અસદ્-ધ્યાનોનું આલબન લેવુ નહિ, કેમકે તે અસદ્ધ્યાનો સેવ વાથી પોતાના જ વિનાશને માટે થાય છે '

કેટલાક કહે છે કે 'સુખ પ્રાપ્તિની ઈચ્છા—આકાક્ષા રાખીએ તેમા આર્તધ્યાન શુ ?' પરતુ તેઓ જે સુખપ્રાપ્તિની ઈચ્છા રાખે છે, તેમા પૌદ્ગલિક પદાર્થો પ્રત્યેનો પ્રબળ રાગ કારણભૂત હોય છે, તેથી મનમાં તેનુ સતત રટણ ચાલતું હોય છે જો તેમણે ઈચ્છેલા પદાર્થોની પ્રાપ્તિમા કંઈ પણ

અંતરાય કે વિઘ્ન આવવાની સંભાવના ઊભી થાય તો તેમની માનસિક હાલત અતી કફોડી બની જાય છે. તેઓ પોતાને કમનશીબ, ભાગ્યહીન કે ભારેકર્મી માની ઘણું દુઃખ અનુભવે છે, એટલે પૌદ્ગલિક સુખોની ઈચ્છા એ આર્તધ્યાનની જનેતા છે, આર્તધ્યાનને પોષનારી એક મોટી નીક છે, આર્તધ્યાનને પુષ્ટ કરનારું એક પ્રબળ ઔષધ છે.

તમારી પાસે લાખો રૂપિયાની મૂડી હોય, રાજદરબાર વગેરેની જબ્બર લાગવગ હોય કે ગવર્નર જનરલનો હોદ્દો હોય, પણ તમારાં ચિત્તમાં કોઈ પ્રકારની શાંતિ ન હોય, તમારાં દિલને કોઈ પ્રકારનો કરાર ન હોય તો એ ધન, લાગવગ કે સત્તાનું કોઈ મૂલ્ય ખરૂ ? અશાંતિ એ જ દુઃખ છે, અશાંતિ એજ કષ્ટ છે અને અશાંતિ એજ સર્વ સુખનો સંહાર કરનારી ભયંકર ડાકણ છે. સર્વ પૌદ્ગલિક સુખોનું પર્યવસાન અશાંતિમાં જ થાય છે, તેથી કંટક અને વિષની જેમ તે પરિહરવા યોગ્ય છે.

આત્માનાં સુખમાં કદી દુઃખ હોતું નથી, કારણ કે સુખ એ તેનો સ્વભાવ છે. પોતાનો સ્વભાવ પોતાને કદી દુઃખ ન આપે. સિંહને જોઈને આપણે ધ્રુજીએ છીએ, પરંતુ એ તો એના સ્વભાવમાં જ મસ્ત હોય છે

સુખ એ આત્માનો સહજ ભાવ છે, સ્વભાવ છે, તેથી જ તેને સચ્ચિદાનંદ, સહજાનંદી, આનંદઘન વગેરે શબ્દોથી સંબોધવામાં આવે છે. તમે આ શબ્દોના અર્થ પર કદી વચાર કર્યો છે ખરો ? જેમાં સત્, ચિત્ અને આનંદ

એ ત્રણ વસ્તુ હોય તે સચ્ચિદાનંદ કહેવાય. આત્મા સત્ વાળો છે, એટલે તે સત્ય વસ્તુ છે, કોઈ કાલ્પનિક વસ્તુ નથી. આત્માનાં અસ્તિત્વ સંબંધમાં અમે જે પ્રમાણો આપી ગયા છીએ, તે તમે ભૂલ્યા તો નહિ જ હો. આત્મા ચિત્‌વાળો છે, એટલે ચેતનામય છે, ચતન્યનો ભંડાર છે, પણ કેટલાક માને છે, તેમ જડ કે જડપરિણતિ નથી. આત્મા આનંદવાળો છે, એટલે આનંદ અનુભવવાની શક્તિવાળો છે, આનંદમય છે, સુખમય છે. જે સહજ આનંદી એટલે સ્વભાવથી જ આનંદી હોય તે સહજાનંદી કહેવાય. કલમ આનંદ પામવાના સ્વભાવવાળી નથી, એટલે તેના વડે ગમે તેવાં રસિક કાવ્યો લખાતાં હોય કે ગમે તેવાં સુંદર સૂક્તોનું આલેખન થતું હોય તો પણ તેને આનંદ આવતો નથી. કડછી આનંદ પામવાના સ્વભાવવાળી નથી, એટલે તે દૂધપાક કે બાસુદીના તાવડામાં ગમે તેટલી વાર ફરે તો પણ આનંદ પામતી નથી. આનંદઘન શબ્દ આનંદના ઘનનું–સમૂહનું સૂચન કરે છે, એટલે આત્મા આનંદનો ભંડાર છે, આનંદનું ધામ છે, આનંદનું અકલ્પનીય ઉદ્‌ગમસ્થાન છે.

આત્માનું સુખ ગમે તેટલુ ભોગવો તો પણ દુઃખ આપતું નથી, ઉલટું તે વધારે ને વધારે મીઠું લાગે છે. આત્માનું સુખ તો ચક્રવર્તીનાં ભોજન કરતાં પણ વધારે મીઠું છે, જેથી એક પણ વાર તેનો સ્વાદ ચાખ્યો હોય સો કદી ભૂલાતું નથી.

### ચક્રવર્તીનું ભોજન

બ્રહ્મદત્ત ચક્રવર્તી બન્યો, તે પહેલાં ઘણી કઢંગી

હાલતમાં ફરતો હતો. એક વાર તેને એક ગામથી બીજે ગામ જતાં એક બ્રાહ્મણનો ભેટો થયો અને તે બંનેએ ત્રણ દિવસ અરણ્યમાં સાથે મુસાફરી કરી પછી છૂટા પડતી વખતે બ્રહ્મદત્તે પેલા બ્રાહ્મણને કહ્યું કે ' હું ભવિષ્યમા ચક્રવર્તી રાજા થવાનો છું. જો ચક્રવર્તી થાઉં તો મને જરૂર મળજે.'

કાલક્રમે બ્રહ્મદત્ત ચક્રવર્તી થયો અને પેલા બ્રાહ્મણને તેની ખબર પડી, એટલે તે બ્રહ્મદત્તની પાસે આવ્યો. બ્રહ્મદત્તે તેનો ખૂબ સ્નેહભર્યો સત્કાર કર્યો અને જે જોઈએ તે માગી લેવા જણાવ્યું. આથી બ્રાહ્મણ મુંઝાયો. શું માગવું ? તેની સમજ પડી નહિ. એટલે તેણે બ્રહ્મદત્તને કહ્યું કે ' હું મારી પત્નીને પૂછી આવું. પછી માગવું હશે તે માગીશ.' બ્રહ્મદત્તે તે મંજૂર રાખ્યું.

બ્રાહ્મણે ઘરે આવીને પત્નીને બધી વાત કરી. તેની પત્ની ચતુર હતી. તે વિચારવા લાગી કે ' જો આને રાજ્ય માગવાનું કહીશ તો એ ઘણી રાણીઓ પરણશે અને મને ભૂલી જશે, તેમજ અઢળક ધન માગવાનું કહીશ તો તેની વ્યવસ્થામાં મને યાદ નહિ કરે, એટલે એવો માર્ગ સૂચવું કે ' લાકડી ભાગે નહિ અને સાપ મરે નહિ.' તેણે પતિને કહ્યું કે ' તમારે ચક્રવર્તીનાં ઘરથી શરૂ કરીને તેનાં રાજ્યનાં દરેક ઘરમાં આપણ બનેને એક દિવસનું ભોજન તથા એક સોનામહોરની દક્ષિણ મળે એમ માગવું.'

બ્રાહ્મણ પત્નીની આ બુદ્ધિ પર ખુશ થયો અને તેણે બ્રહ્મદત્ત પાસે જઈને તેજ પ્રમાણે માગ્યું. આથી બ્રહ્મદત્તને

હસવું આવ્યું કે 'આ બ્રાહ્મણે માગી માગીને શું માગ્યું ?' પણ તેને તો માગ્યા પ્રમાણે જ આપવું હતું, એટલે તેણે બ્રાહ્મણની માગણી કબૂલ કરી.

પ્રથમ દિવસે બ્રાહ્મણ અને તેની પત્ની ચક્રવર્તીને ત્યાં જમ્યાં વિવિધ વ્યંજનો તથા તેની ખાસ પ્રકારની ભોજનની બનાવટને લીધે એ ભોજનમાં અત્યંત સ્વાદ હતો અને તેની સુગંધથી નાક તર થઈ જતું હતું. જગતમાં આવું પણ ભોજન બને છે, એની કલ્પના આ બ્રાહ્મણદંપતીને પહેલી જ વાર આવી. આવાં ભોજનને આરોગતાં બત્રીશ કોઠે દીવા થાય એમાં નવાઈ શું ? ભોજન કર્યા પછી એક સોનામહોરની દક્ષિણા લઈ તે પોતાનાં ઘરે ગયાં.

બીજા દિવસે પ્રધાનનો વારો આવ્યો, પછી મંત્રીઓના વારા આવ્યા, પછી અમલદારોના વારા આવ્યા, પછી શ્રીમંતોના વારા આવ્યા અને છેવટે સામાન્ય નાગરિકોના વારા આવ્યા, પણ બ્રાહ્મણ દંપતીને આ ભોજનો ફીક્કાં લાગે, કારણ કે તેની દાઢમા ચક્રવર્તીનાં ભોજનનો સ્વાદ રહી ગયો હતો !

આત્માનું આ સુખ કેવી રીતે પ્રાપ્ત થાય તે અમારે તમને સમજાવવું છે, તે જ્ઞાની મહારાજે દેખ્યું હશે તો હવે પછી સમજાવીશું.



## વ્યાખ્યાન સોળમું

# આત્મસુખ

## [ ૨ ]

મહાનુભાવો !

સર્વ અરિહંત દેવો, સર્વ સિદ્ધ પરમાત્માઓ, સર્વ આચાર્ય ભગવંતો, સર્વ ઉપાધ્યાય ભગવંતો અને સર્વ સાધુ ભગવંતો આપણું કલ્યાણ કરો. તેમના અચિંત્ય પ્રભાવથી જ આ જગતમાં સર્વ પ્રાણીઓને સુખ આપનારું ધર્મતીર્થનું પ્રવર્તન અને સંચાલન થઈ રહ્યું છે.

ધર્મતીર્થમાં પ્રવચનની મુખ્યતા છે, કારણ કે તેનાં પુષ્ટ આલંબન વડે જ સાધુ–સાધ્વી–શ્રાવક–શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ આ સંસારપારાવારનો પાર કરવાને શક્તિમાન થાય છે.

આ પ્રવચન રૂપી મહાવૃક્ષની અનેક શાખા–પ્રશાખાઓ છે, તેમાંની એક શાખા તે શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર. તેની છત્રીશ પ્રશાખાઓ પૈકી છત્રીશમી પ્રશાખાએ આપણને આ સંસારી આત્માનાં વર્ણનરૂપી સુંદર ફળ આપ્યું અને તેમાંથી આપણે આત્મતત્ત્વવિચારનો મધુર રસ ચાખ્યો, એટલે આજના આ મંગલ અવસરે તેનું અભિવંદન કરી લઈએ.

આત્માના વિષયમાં આ વ્યાખ્યાન છેલ્લું છે અને

તેમાં આત્મસુખ કેમ મેળવવું ? એ વિચારણા અગ્રસ્થાને રહેવાની છે, એટલે તમારી ચિત્તવૃત્તિનો પ્રવાહ આ તરફ જ વહેતો રાખજો.

શાસ્ત્રકાર ભગવંતોએ ચાર દુર્લભ વસ્તુમાં શ્રુતિ એટલે શાસ્ત્રશ્રવણની પણ ગણના કરેલી છે, એટલે શાસ્ત્રશ્રવણના યોગને તમે નાનો સૂનો માનશો નહિ. જ્યારે રાગાદિ દોષોની પરિણતિ મંદ થઈ હોય, કષાયોનું જોર નરમ પડ્યું હોય અને કલ્યાણની કામના પ્રકટી હોય, ત્યારે જ સર્વજ્ઞપ્રણિત શાસ્ત્રો સાંભળવાની જિજ્ઞાસા થાય છે અને પ્રબળ પુણ્યના ઉદયે તે સંભળાવનાર સદ્ગુરુનો યોગ સાંપડે છે.

અલ્પ સંસારી આત્માનું પ્રથમ લક્ષણ જિનવચનની અનુરક્તતા છે, એટલે તમને આ જિનવચનરૂપી પ્રવચનમાં –વ્યાખ્યાનમાં રસ આવતો હોય અને તે સાંભળવાની ઈચ્છા– આકાંક્ષા હરદમ મનમાં રહ્યા કરતી હોય તો જરૂર માન-જો કે તમે અલ્પ સંસારી છો, હવે તમારો સસાર બહુ થોડો બાકી રહ્યો છે અને તમારા આત્મવિકાસનો અરુણોદય થઈ ચૂક્યો છે.

પૌદ્ગલિક સુખો નકલી છે, બનાવટી છે, કાલ્પનિક છે, ક્ષણિક છે, ક્ષણભંગુર છે, તુચ્છ છે, નિ:સાર છે, નિકૃષ્ટ છે, એ વાત અમે ગઈ કાલે વિસ્તારથી સમજાવી ગયા છીએ અને તેને છોડ્યા સિવાય સાચાં આત્મસુખની પ્રાપ્તિ થવાની નથી, એ હકીકત પણ ભારપૂર્વક જણાવેલી છે.

આત્માનું સુખ મેળવવા માટે પ્રથમ જરૂર માનસિક

શાંતિની છે, પણ આજે તો તેનો દુકાળ પડ્યો હોય એવી સ્થિતિ નજરે પડે છે. પ્રાઈમીનીસ્ટરથી માંડીને પટાવાળા સુધી અને શેઠથી માંડીને મજૂર સુધી કોઈને શાંતિ નથી. જે મહિને દશ હજાર કમાય છે, તેને પણ હાયવોય છે અને પાંચ હજાર કમાય છે, તેને પણ ઉપાધિ છે. વળી મહિને દશ હજારની પેદાશવાળાને પણ એટલી જ દોડાદોડી છે અને જબાન પર લાખોના સોદા કરનારનાં મગજ પણ ચિંતાથી મુક્ત નથી. લોકો ઝંખે છે શાંતિ, પણ જીવન ક્રમ એવી રીતે ગોઠવાયો છે કે જેમા શાંતિનાં દર્શન થાય જ નહિ! આ આખી યે પરિસ્થિતિ સુધારણા માગે છે.

આપણને એક વસ્તુ મેળવવાની ઇચ્છા થયા પછી જ્યાં સુધી તે વસ્તુ મળતી નથી, ત્યાં સુધી મનને શાંતિ થતી નથી; અને એ વસ્તુ મળ્યા પછી તરત જ બીજી વસ્તુ મેળવવાની ઈચ્છા જાગૃત થાય છે, એટલે મળેલી શાંતિ ટકતી નથી. આમ ઈચ્છા અને પૂર્તિ, પૂર્તિ અને ઈચ્છાનું જે એક ચક્ર બને છે, તે સદા ચાલતું જ રહે છે, તેથી ક્યારે ય શાંતિ દેખાતી નથી.

તમારો છોકરો શાળામાં ભણતો હોય ત્યારે ચિંતા થાય છે કે તે ક્યારે મેટ્રીકમાં કે એસ. એસ. સીની પરિક્ષામા ઉત્તીર્ણ થશે? તે મેટ્રીક કે એસ. એસ સીની પરિક્ષામાં ઉત્તીર્ણ થાય તો તરત જ ચિંતા થાય છે કે તેને કોઈ સારી કૉલેજમાં પ્રવેશ મળશે કે નહિ? જો કોઈ સારી કૉલેજમાં પ્રવેશ મળી જાય અને અભ્યાસ આગળ ચાલે

તો તરત જ એ ચિંતા થાય છે કે તે હવે સ્નાતક (ગ્રેજ્યુએટ) ક્યારે થશે ? તે કોઈ વિષયનો સ્નાતક થાય તો તરત એ ચિંતા થાય છે કે હવે તેને નોકરી ક્યા મળશે ? અથવા ધધામા જોડાઈ ને સ્થિર ક્યારે થશે ? જો તેને સારી નોકરી મળી જાય કે તેની ધધામા સ્થિરતા થાય તો તરત એ ચિંતા થાય છે કે હવે તેને સારા ઘરની સુશીલ કન્યા ક્યારે મળશે ? જો સારા ઘરની સુશીલ કન્યા મળી જાય અને વિવાહોત્સવ ધામધૂમથી થઈ જાય તો તરત એ ચિંતા થાય છે કે હવે તેમનો સસાર કેવો ચાલશે ? તેમનો સસાર સારો ચાલે તો તરત એ ચિંતા થાય છે કે હવે તેમને ત્યા પુત્રનુ પારણુ ક્યારે બધાશે ? આમ એક પછી એક ચિંતા લાગુ જ પડી હોય છે

તમે એમ માનો છો કે હવે આ સુખ મળ્યુ, તે સુખ મળ્યુ, પણ ત્યા તમારા માનેલા બીજા સુખો ચાલ્યા જાય છે અને તમારી સ્થિતિ દેડકાથી ઘડો કરવા જનાર વાણિયા જેવી થઇ પડે છે

## દેડકાથી ઘડો કરનાર વાણિયાનું દૃષ્ટાંત

એક વાણિયો રબારીવાડે ઘી લેવા ગયો તેને પાચ શેર ઘી જોઈતું હતું, એટલે સાથે પાચશેરી લીધી, પણ નાના મોટા બીજા કોઈ કાટલા લીધા નહિ ઘી તપેલીમા લેવાનુ હતું, એટલે તેનો ઘડો કરવો જોઈએ, પણ ત્યા ઘડો કરી શકાય એવી કોઈ વસ્તુ નજરે પડી નહિ આથી તે રબારીવાડાથી થોડે દૂર ગયો ત્યા એક નાના ખાબો-

ચિયાના કિનારે કેટલાક દેડકા કૂદાકૂદ કરી રહ્યા હતા. વાણિ-યાએ તેમાંથી થોડા દેડકા પકડી બેસની ફાંટમાં નાખ્યા અને તે પાછો આવ્યો. પછી તપેલીની સામે દેડકા મૂકીને ધડો કરવા લાગ્યો. તેણે તપેલીનાં વજનનું અનુમાન કરીને છ દેડકા સામે મૂકયા, પણ તે ઓછાં પડ્યા. એટલે ત્રાજવું નીચે મૂકી ફાંટમાંથી બે દેડકા બીજા કાઢ્યા. પરંતુ એટલી વારમાં તો છાબડામાંથી ત્રણ દેડકા કૂદીને બહાર નીકળી ગયા અને ખૂણે-ખાંચરે ભરાઈ ગયા. વાણિયો એ ત્રણ દેડકાને લેવા દોડ્યો, ત્યાં બીજા બેત્રણ દેડકા નાસી છૂટયા. આમ વાણિયો નાસી છૂટેલા દેડકાઓને લાવી છાબડામાં મૂકે અને છાબડામાના દેડકા નાસતા જાય, એ રીતે ચાલ્યા જ કર્યું. આથી છેવટે તેને દેડકા વડે ધડો કરવાનો વિચાર માંડી વાળવો પડ્યો અને માટી, પત્થર વગેરે લાવી પોતાનું કામ પતાવવું પડ્યું. તાત્પર્ય કે સંસારનાં સુખો આ દેડકાના ધડા જેવા છે, એટલે તે પૂરતા પ્રમાણમાં કદી ભેગા થતા નથી. બે સુખો મળે ત્યાં એક જાય, એક મળે ત્યાં બે જાય એમ ચાલ્યા જ કરે છે. આથી દુન્યવી સુખોમાં સંલગ્ન થયેલાં તમારાં મનને શાંતિનો અનુભવ થતો નથી.

પરંતુ આ સંયોગોમાં શાંતિનો અનુભવ શી રીતે થાય ? એ અમે તમને બતાવવા ઈચ્છીએ છીએ તમને જે શરીર, રૂપ, સ્થિતિ, સંયોગો મળ્યા હોય તેમાં સંતોષ માનતા શીખો અને તેથી નારાજ થવાની કે તેને નિંદવા-વખો-ડવાની વૃત્તિ રાખો નહિ. સમજો કે તમારાં શરીરનો રંગ

સહેજ શ્યામ છે અને તે તમને ગમતો નથી, પણ તમે એની વારંવાર નિંદા કરશો કે એને વખોડશો તો શું એ સુધરી જશે ખરો? અથવા તમારા કાન પ્રમાણમાં મોટા છે અને દાંત જરા આગળ પડતા છે, અથવા નાક જરા ચીબું છે અને વાળ ખરબચડા છે, તેથી નારાજ થયે શું દહાડો વળશે? 'હું આ કુળમાં—કુટુંબમાં ક્યાંથી જન્મ્યો? કોઈ રાજા, શ્રીમંત કે જાણીતા માણસને ત્યાં કેમ ન જન્મ્યો?' એવા વિચારો કરવાથી તમારું કુળ કે કુટુંબ બદલાઈ જવાનું નથી, તો પછી શરીર, રૂપ, સ્થિતિ, સંયોગો જે પ્રકારના પ્રાપ્ત થયા છે, તેનાથી સંતુષ્ટ રહીને કામ કેમ ન ચલાવવું? મળેલામાં સંતોષ રાખવો જ જોઈએ! એથી ઉદ્વેગ કે અશાંતિનો અનુભવ થશે નહિ અને મનમાં શાંતિ રહ્યા કરશે.

કર્મનો સિદ્ધાંત આપણને એમ કહે છે કે આત્માએ પૂર્વજન્મમાં જે પ્રકારનાં કર્મો કર્યાં હોય છે તે પ્રમાણે તેને ગતિ (નરકાદિ), શરીર, ઇંદ્રિયો, રૂપ, રંગ, કુલ–કુટુંબ (ગોત્ર) પ્રાપ્ત થાય છે, એટલે આપણું કરેલું આપણે ભોગવવાનું છે. તેમાં ઊંચા–નીચા થઈએ કે આમણા–દૂમણા થઈએ તો શોક, સંતાપ, દુઃખ, ચિંતા વધે, પણ બીજો લાભ થાય નહિ; તેથી કર્મફળને શાંતિથી વેદી લેવા એ જ હિતાવહ છે.

મનુષ્યને પોતાનું જીવન ચલાવવા માટે કોઈને કોઈ પ્રકારનો પુરુષાર્થ તો કરવો જ પડે છે, પરંતુ ઘણીવાર તેનું

ફળ ધાર્યા પ્રમાણે આવતું નથી. આથી માણસો હતાશ-નિરાશ થઈ જાય છે અને ભારે અશાંતિ ભોગવે છે. તેઓ કહે છે: 'અરેરે! અમે આટઆટલી મહેનત કરી, છતા અમને કંઈ મળ્યું નહિ!' અહીં તેમણે એવો વિચાર કરવો જોઈએ કે 'યોગ્ય પુરુષાર્થ કરવો એ મારી ફરજ છે અને તે મેં બરાબર બજાવી છે. તેનુ ફળ મળવું એ ભાગ્ય, નશીબ કે કર્મને આધીન છે. તે ઓછુંવત્તું મળે એથી મારે હતાશ–નિરાશ શા માટે થવું?' આવો વિચાર કરનારને માનસિક અશાંતિ થશે નહિ.

નવી નવી ઈચ્છાઓ કરવી, અનેક પ્રકારની લાલચો રાખવી, તૃષ્ણાનો તાર ઝણઝણતો રાખવો અને તે પૂર્ણ ન થાય ત્યારે હાયવોય, હૈયાપીટ કે કાગારોળ કરવી, તેના કરતાં ઈચ્છા, લાલચ કે તૃષ્ણાને તિલાંજલિ આપવી શું ખોટી? ડહાપણભરેલો માર્ગ તો એ જ છે કે પાણી જે બાંકોરામાંથી આવતું હોય તે બાકોરાને જ કોઈ પણ પ્રકારે બંધ કરી દેવું

આર્ય મહાપુરુષોએ આપણને ઈચ્છારોધ, તૃષ્ણાત્યાગ કે સંતોષનો સંદેશો આપેલો છે. તે પ્રમાણે જીવનવ્યવહાર ચલાવીએ તો કદી પણ દુ:ખ, કષ્ટ કે અશાતિનો અનુભવ થાય નહિ, પરંતુ આજે એ સંદેશા તરફ અવગણના થઈ રહી છે અને જડવાદે–ભૌતિકવાદે પ્રચારેલા 'વધારે કમાઓ ને વધારે ખાઓ' ના સિદ્ધાંત તરફ લોકપ્રવાહ વળવા માંડયો છે. તેનુ જ એ પરિણામ છે કે જીવનમાં અશાંતિનું

પ્રમાણ વધ્યું છે અને એક બાજુ ધનસંગ્રહ તથા બીજી બાજુ બેકારી, હડતાળ, તોફાનો વગેરેનો વંટોળ ઊભો થયો છે. આખી ગાડી ઊંધા પાટે ચાલી રહી છે, પણ ભૌતિકવાદની ભ્રમણામાં ફસેલાઓને તે સીધા પાટે ચાલતી જણાય છે!

વધારે પૈસા મળવાથી મનુષ્ય સુખી થશે, એમ માનવુ એ સરાસર ભ્રાંતિ છે. અણુસમજુ લોકોના હાથમાં વિશેષ પૈસા આવતાં તેનો કેવો ઉપયોગ થાય છે, તે આપણા કોઈથી અજાણ્યું નથી, એટલે તે માટે ખરી જરૂર સમજણ કેળવવાની છે, સંતોષ કેળવવાની છે. જો સંતોષ કેળવાય તો માણસ કોઈ પણ પરિસ્થિતિમાં સુખ-આનંદ માણી શકે છે. એક કવિએ કહ્યુ છે કે—

सर्पाः पिबन्ति पवनं न च दुर्बलास्ते,
शुष्कैस्तृणैर्वनगजा बलिना भवन्ति ।
वन्यै फलैर्मुनिवरा गमयन्ति कालं,
सन्तोष एव पुरुषस्य परं निधानम् ॥

'સર્પો માત્ર પવનનું ભક્ષણ કરીને રહેવા છતાં દુર્બલ થતા નથી, વનના હાથીઓ માત્ર સૂકું ઘાસ ખાવા છતાં ખૂબ બલવાન થાય છે અને ઋષિમુનિઓ માત્ર કંદ અને ફૂલો ખાઈને સમય પસાર કરે છે, છતાં સુખી હોય છે. તેથી સંતોષ એ જ પુરુષનુ મોટું નિધાન છે, મોટી મૂડી છે.'

જેમણે સ્મૃતિ એટલે હિન્દુધર્મના કાયદા લખ્યા તે મનુ મહારાજ કહે છે કે—

सतोप परमास्थाय, सुखार्थी संयतो भवेत् ।
सुखं संतोपमूल हि, दुःखमूलं विपर्ययः ॥

'સુખનું મૂલ સંતોષ છે અને દુઃખનું મૂલ તૃષ્ણા છે. તેથી સુખને ઇચ્છનારા પુરુષે સંતોષનો આશ્રય ગ્રહણ કરીને સંયમી બનવું.'

સંતોષી રોજનું રોજ કમાય તો પણ સુખી હોય છે અને અસંતોષી ધનના ઢગલા પડ્યા હોય તો પણ દુઃખી હોય છે. સંતોષી એકલો હોય, કોઈ સગાંસંબંધી ન હોય તો પણ મસ્ત હોય છે અને અસંતોષી અનેક સગાંવહાલાં અને મિત્રો હોવા છતાં દુઃખી હોય છે.

તમે કંઈ પણ દુઃખ, કષ્ટ કે આફત આવે, ત્યારે ગભરાઈ જાઓ છો અને તમારું મન અસ્વસ્થ બની જાય છે, પણ એ વખતે તમે એવો વિચાર કરો કે 'હે જીવ! આ દુઃખ, કષ્ટ કે આફત વગર આમંત્રણે આવેલ નથી. તેં પૂર્વે તારાં કર્મો દ્વારા એને આમંત્રણ આપી રાખેલું છે, માટે જ તે આવ્યાં છે તો હવે તેનું સ્વાગત કર, પણ તેથી ગભરાઈને દૂર ભાગ મા. દુઃખો તો વાસુદેવ, ચક્રવર્તી અને તીર્થંકરોને પણ આવે છે, તો તું કોણ માત્ર? તું આ બધાં દુઃખોને શાંતિથી સહન કરી લે, જેથી નવું કર્મબંધન થાય નહિ.'

આવા વિચારો કરવાથી તમારું મન શાંત રહેશે અને દુઃખ દુઃખરૂપ જણાશે નહિ.

પુદ્ગલ તરફ તમે શા માટે આકર્ષાઓ છો? તે કંઈ તમારાં સગાં નથી, પણ પાકા વિરોધી છે, પરમ દુશ્મન છે તેમણે તમને આટઆટલા રખડાવ્યા, આટઆટલુ દુઃખ દીધુ, છતાં તમે તેનો સંગ કેમ છોડતા નથી?

કામસુખની વાસના જેમ ભોગવો તેમ વધે અને ન ભોગવો તો જ ઘટે. કામવાસનાને શાસ્ત્રકારોએ અગ્નિ જેવી કહી છે. એટલે તેમાં ભોગરૂપી ઘી નાખ્યા કરો તો એ પ્રજ્વલિત થાય, પણ ઠંડી પાડવા માટે તો વૈરાગ્યરૂપી જળનો છંટકા કરવો જોઈએ. વૈરાગ્ય અભયને આપનારો છે, તેથી જ સર્વ મહાપુરુષોએ તેની જોરદાર હિમાયત કરી છે.

પુદ્‌ગલનો સંગ છૂટચો એટલે મુક્તિ આવી સમજો. મુક્તિ એટલે મહાસુખ, પરમ સુખ, અનન્ય અને અનિર્વચનીય સુખ. આત્માની અંદર સુખનો જે ગેબી ભંડાર છૂપાયેલો છે, તે બધો એ વખતે પ્રકટ થઈ જાય છે. જેમ સૂર્યનો ઉદય થતાં ઘુવડો પોતાનું મુખ છૂપાવી દે છે, તેમ આત્માનું સાચું સુખ પ્રકટ થતાં દુઃખો, કષ્ટો, મુશ્કેલીઓ, મુંઝવણો પોતાનું મુખ છૂપાવી દે છે અને તે બિલકુલ નજરે પડતાં નથી. પરંતુ તમને મુક્તિનો કે મુક્તિનાં સુખનો કંઈ પણ ખ્યાલ નથી! તેથી જ તેના વિષે ચિત્રવિચિત્ર ખ્યાલો સેવો છો!'

## પંડિત અને રબારી

એક વાર એક પંડિત રબારી પાસે આવ્યો. તે રબારી સહેજ આડો પડીને હોકો પીતો હતો. તેને પંડિતે કહ્યું કે 'ભાઈ! આમ પડયો ન રહે. તું કંઈક ધર્મ કર.' રબારીએ પૂછ્યું કે 'ધર્મ એટલે શું? તે કરવાથી શું થાય?' પંડિતે કહ્યું કે 'ધર્મ એટલે સારાં કામ. તે કરવાથી મુક્તિ

મળે.' રબારીને મુક્તિની શી ગતાગમ? તેણે પૂછયું કે 'ત્યાં હોકો મળે?' પંડિતે કહ્યું કે 'ત્યાં હોકો ન મળે, પણ બીજું સુખ ઘણું મળે.' ત્યારે રબારીએ કહ્યું કે 'ભાઈ! એ મુક્તિ મારાં કામની નહિ. મને તો હોકા વિના ઘડી યે ન ચાલે.'

આ તો રબારી હતો, અભણ હતો, તેણે આવો જવાબ આપ્યો, પણ કેટલાક ખૂબ ભણેલા અને પંડિતની પદવી પામેલા મનુષ્યો પણ એમ કહે છે કે 'જે મુક્તિમાં ખાવા-પીવાનું સુખ નથી, મોજશોખ નથી, ભોગવિલાસ નથી, એ મુક્તિને અમે શું કરીએ? એવી મુક્તિમાં જવા કરતાં તો વૃંદાવનમાં શિયાળ રૂપે અવતરવું સારું કે જેથી સુંદર ગોવાળણોનાં સુખ તો જોવા મળે!'

કામભોગ તરફની પરમ આસક્તિ તેમને આ શબ્દો બોલાવે છે, પણ જેઓ જગત અને જીવનનું તમામ રહસ્ય જાણી ચૂકયા છે, એવા મહાપુરુષો કહે છે કે—

सल्लं कामा विसं कामा, कामा आसीविसोवमा ।
कामे य पत्थेमाणा, अकामा जंति दोग्गइं ॥

'કામભોગો શલ્યરૂપ છે, વિષરૂપ છે અને વિષધર સર્પ જેવા અતિ ભયંકર છે. કામભોગની લાલસા રાખનારા પ્રાણીઓ તેને પ્રાપ્ત કર્યા વિના જ અતૃપ્ત દશામાં એક દિવસ દુર્ગતિને પામે છે.'

खणमेत्तसोक्खा बहुकालदुक्खा,
पगामदुक्खा अणिगामसोक्खा ।

संसारमोक्खस्स विपक्खभूया,
खाणी अणत्थाण उ कामभोगा ॥

'કામભોગો ક્ષણમાત્ર સુખ દેનાર છે અને ચિર કાલ દુઃખ આપનારા છે. તેમાં સુખ બહુ થોડું છે અને દુઃખ ઘણું વધારે છે. તે મોક્ષસુખના ભયંકર શત્રુ છે અને અનર્થોની મોટી ખાણ છે.'

તાત્પર્ય કે જેને ભોગતરફની આસક્તિ છૂટે, તેને જ મુક્તિ, મોક્ષ કે નિર્વાણની વાત રુચે અને તેઓ જ આત્માનું અનિર્વચનીય અપાર સુખ ભોગવી શકે.

આ વિશ્વમાં મુક્તિ, મોક્ષ કે નિર્વાણ જ એક એવી અવસ્થા છે કે જ્યાં કોઈ પણ પ્રકારનું દુઃખ નથી. તમે પૂછશો કે બધે દુઃખ છે અને ત્યાં દુઃખ કેમ નથી? તેનો જવાબ એ છે કે 'આ વિશ્વમાં દુઃખનાં કારણો તરીકે ભૂખ, તરસ, રોગ, શોક, ભય, ખેદ, ઉપદ્રવ, આક્રમણ, પરાધીનતા, પરતંત્રતા, જન્મ, જરા, મૃત્યુ વગેરે ગણાય છે, તેમાના કોઈ કારણની ત્યાં વિદ્યમાનતા નથી.

જ્યારે કોઈ પણ વસ્તુની જરૂર હોય ત્યારે તેની ઈચ્છા થાય અને તે ન મળે ત્યારે દુઃખ–કષ્ટ–અશાંતિ થાય, પરંતુ આ અવસ્થામાં તો કોઈ પણ જાતની ઈચ્છા જ હોતી નથી, કારણ કે તેમના સર્વ અર્થ સિદ્ધ થયેલા હોય છે. પછી ત્યા દુઃખ કષ્ટ કે અશાંતિ કયાંથી થાય? એ તો તમે જાણતા જ હશો કે ઈચ્છાઓ વાસનાને લીધે ઉદ્ભવે છે અને મુક્તાવસ્થામાં તો સર્વ વાસનાઓનો ક્ષય

થયેલો હોય છે, તેથી ત્યાં કોઈ પણ પ્રકારની ઈચ્છા જ થતી નથી. વળી ઈચ્છા થવામાં એક પ્રકારનો મોહજન્ય મનોવ્યાપાર નિમિત્તભૂત હોય છે, પરંતુ આ અવસ્થામાં તો નથી હોતો મોહજન્ય વ્યાપાર, નથી હોતી ઇંદ્રિયો કે નથી હોતું કોઈ પણ પ્રકારનું શરીર! તેમાં માત્ર આત્મા જ શુદ્ધ સ્વરૂપે વિરાજતો હોય છે, એટલે ત્યાં મનોવ્યાપાર થવાનો કે ઈચ્છા ઉઠવાનો પ્રશ્ન જ નથી!

'શરીર અને ઇંદ્રિયો વિના આત્મા એકલો શી રીતે રહેતો હશે?' એવો પ્રશ્ન પણ કેટલાકને ઉઠે છે તેનું સમાધાન એ છે કે 'આત્મા એક સ્વતંત્ર દ્રવ્ય છે, એટલે બીજાં દ્રવ્યોની જેમ તે પણ એકલો આકાશમાં રહી શકે છે.'

'શરીર વિનાનો આત્મા આકાશના કયા ભાગમાં રહેતો હશે?' એનો ઉત્તર એ છે કે 'આત્માની સ્વાભાવિક ગતિ ઉર્ધ્વ છે, એટલે જ્યારે તે સકલ કર્મથી રહિત બને છે, ત્યારે સીધી ઊર્ધ્વ ગતિ કરે છે અને લોકના અગ્રભાગે જઈને અટકે છે કોઈ તુંબડાને માટીનો લેપ કરીને તેના પર કપડું વીંટાળ્યું હોય, પાછો તેના પર માટીનો લેપ કર્યો હોય અને કપડું વીંટાળ્યું હોય, એમ અનેક લેપો કર્યા હોય, એટલે તે તુંબડું ભારે થવાથી પાણીના તળિયે બેસે છે, પણ પાણીના જોરથી જ્યારે એ બધા લેપો ધોવાઈ જાય છે અને કપડું ફાટીતૂટીને દૂર થઈ જાય છે, ત્યારે તે તુંબડું તરવાના સ્વભાવવાળું હોવાથી સીધું પાણીની સપાટી ઉપર પહોંચી જાય છે, તેજ રીતે આત્મા પણ સકલ કર્મથી

રહિત થતાં સીધી ઉર્ધ્વગતિ કરવાના સ્વભાવવાળો હોવાથી લોકના અગ્રભાગે પહોંચી જાય છે.

તે ત્યાંથી આગળ કેમ જતો નથી? તેનું કારણ પણ સમજી લેવું જોઈએ. ત્યાંથી આગળ અલોકાકાશ શરૂ થાય છે અને તેમાં ધર્માસ્તિકાય તથા અધર્માસ્તિકાય નામના ગતિસહાયક તથા સ્થિતિસહાયક દ્રવ્યની વિદ્યમાનતા નથી, તેથી તે પ્રદેશમાં આત્માની ગતિ થઈ શકતી નથી.

કર્મરહિત શુદ્ધ આત્માને આપણે સિદ્ધ ભગવંત કે સિદ્ધ પરમાત્મા કહીએ છીએ. આવા સિદ્ધ પરમાત્માઓ આજ સુધીમાં અનંત થઈ ગયા. તે બધા સિદ્ધશિલા ઉપર લોકના અગ્રભાગે સ્થિર થયેલા છે, એટલે તે સ્થાન સિદ્ધ-શિલા તરીકે ઓળખાય છે.

સિદ્ધશિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત;
વસિયા તેણે કારણ ભવિ, શિરશિખા પૂજંત.

આ દુહો તમે પ્રભુપૂજા કરતી વખતે રોજ બોલો છો. તેનો અર્થ એ છે કે 'લોકના અંતે એટલે અગ્રભાગે સિદ્ધશિલા આવેલી છે. તે ઉજ્જવળ ગુણવાળી એટલે સ્ફટિક જેવી નિર્મળ છે. તેના પર લોકના અંતને અડીને પ્રભુ મુક્ત અવસ્થાએ રહેલા છે. પ્રભુની શિરશિખા એ સિદ્ધશિલાનું સ્મરણ કરાવતી હોવાથી અત્યંત પવિત્ર છે અને તે જ કારણે હું તેની પૂજા કરું છું.'

કેટલાક કહે છે કે સિદ્ધશિલામાં રહેલા આત્માઓને કોઈ જાતનું દુઃખ ન હોય, એ અમે સમજી શકીએ છીએ,

પણ ત્યાં સુખનો અનુભવ શી રીતે થાય ? એ અમારી સમજમાં ઉતરતું નથી, એટલે તેનો ખુલાસો પણ કરી દઈએ. અહીં પ્રશ્નકાર એમ કહેવા ઈચ્છતા હોય કે સુખ તો અન્ય વસ્તુના સંયોગથી જ થાય, તો આત્મસુખ એ કોઈ સંયોગજન્ય વસ્તુ નથી કે જેનો અનુભવ કરવા માટે તેને અન્ય કોઈ વસ્તુની અપેક્ષા રહે સુખ એ આત્માનો સ્વભાવ છે, એટલે તેનાં પ્રતિબંધક કારણો દૂર થતાં તે સુખનો અનુભવ કરવા લાગે છે અને અનંતકાળ સુધી એ જ પ્રમાણે સુખનો અનુભવ કર્યા કરે છે.'

એક મનુષ્ય લાંબા વખતથી કેદખાનામાં પડ્યો હોય અને વિવિધ પ્રકારની યાતનાઓ ભોગવતો હોય, તે રાજાને ત્યાં પુત્રનો જન્મ થવાથી એકાએક છૂટો થાય, ત્યારે કેવો આનંદ પામે ? તમે કહેશો કે એનું માપ કાઢવું મુશ્કેલ. તો પછી જે આત્મા અનંત ભવોથી કર્મનાં બંધનમાં સબડે છે અને વિવિધ પ્રકારની યાતનાઓ ભોગવે છે, તેનો જ્યારે કર્મબંધનમાથી સર્વથા છૂટકારો થાય, ત્યારે તેને કેવો આનંદ થતો હશે ? કેવું સુખ લાગતું હશે ? તેની કલ્પના કરી લ્યો.

જો આ વિષયમાં તમારી કલ્પના ચાલતી ન હોય તો અમે થોડાં ઉદાહરણોથી તેનો ખ્યાલ આપીશું. માની લો કે એક મનુષ્ય પાસે સુંદર કપડાં છે, મનગમતાં ઘરેણાં છે, મોટો આલીશાન બંગલો છે, પાચ-સાત મોટરો છે, ઘરમાં કુળવતી-શીલવતી ભાર્યા છે, વિનયી પુત્ર-પુત્રીઓનો પરિવાર છે, વફાદાર નોકર-ચાકર છે, નખમાંય રોગ નથી, કોઈની

રોકટોક નથી, માથે કોઈનું કરજ નથી કે રાજ્ય તરફની કોઈ કનડગત નથી. વળી ધંધો રોજગાર ધમધોકાર ચાલે છે અને પાસે લાખો રૂપિયાની મૂડી છે. આ મનુષ્યને જેટલું સુખ હોય તેના કરતાં મુક્તાત્માને અનંત ગણું સુખ હોય છે.

શાસ્ત્રકારોએ ચક્રવર્તીને ભોગપુરુષ કહ્યો છે, કારણ કે માનુષિક ભોગોમાં તે ઇન્દ્ર સમાન હોય છે. આખું ભરત-ક્ષેત્ર તેને આધીન, સોળ હજાર દેવો તેની સેવામાં, ચોસઠ હજાર સ્ત્રીઓ તેનાં અંતઃપુરમાં, વૈક્રિય લબ્ધિનાં બળે તે ચોસઠ હજાર રૂપ લઈ બધી રાણીઓ સાથે એક જ વખતે ભોગવિલાસ કરે. તેનું મુખ્ય શરીર તો પટરાણી પાસે જ હોય. આ પટરાણી એટલે રૂપનો અંબાર, લાવણ્યનો ભંડાર. તેની જોડ સારા યે ભારતવર્ષમાં મળે નહિ. ઉપરાંત નીરોગી, અને તેજસ્વી શરીર, નિશ્ચિંત જીવન, બધાં રાજાઓ, બધી સેના, બધી પ્રજા તેને વફાદાર. આવા ચક્રવર્તીને જે સુખ હોય તેના કરતાં મુક્તાત્માને અનંત ગણું સુખ હોય છે.

ઇન્દ્ર અસંખ્યાત દેવોનો માલીક છે. હજારો–લાખો વર્ષે પણ તે ઘરડો થતો નથી, કમજોર થતો નથી. સંખ્યા-બંધ રૂપવતી–લાવણ્યવતી દેવાંગનાઓ તેની તહેનાતમાં હાજર હોય છે. આ દેવીઓનાં રૂપ–લાવણ્યની આપણને કલ્પના પણ ન આવે. કુમારનંદિ નામના સોનીએ હાસા–પ્રહાસા નામની સામાન્ય દેવીઓનું રૂપ જોયું હતું, તેથી તે ગાંડા જેવો થઈ ગયો હતો.

હજી શ્રી મહાવીર પરમાત્માએ દીક્ષા લીધી ન હતી,

તે વખતની આ વાત છે. તેની પાસે ક્રોડોની મિલકત હતી અને તે સ્ત્રીઓનાં રૂપની પાછળ દીવાનો હતો. કોઈ પણ સુદર કન્યા જોવામાં આવે કે તે પાંચસો સોનામહોરો ખર્ચી તેની સાથે લગ્ન કરતો. આ રીતે તેણે એક એકથી ચડિયાતી એવી પાંચસો સ્ત્રીઓને પોતાના રંગમહેલમાં એકત્ર કરી હતી પરંતુ તેણે એકવાર હાસા-પ્રહાસાનું રૂપ જોયું કે તે પાંચસો યે સ્ત્રીઓના સૌંદર્યને વીસરી ગયો અને હાસા-પ્રહાસાની પાછળ પાગલ બન્યો. તે એને પરણવા માટે ગમે તે કરવા તૈયાર હતો. દેવીઓએ તેની પોતાની બધી મિલકતનુ દાન કરી નિયાણું બાધીને મરવાનું કહ્યું તે પ્રમાણે તેણે પોતાની બધી મિલકતનું દાન કરી દીધુ અને મરતી વખતે હાસા-પ્રહાસાને મળવાની તીવ્ર ઈચ્છા કરી, તેથી બીજા જન્મમા તે હાસા-પ્રહાસાનો સ્વામી થયો.

તાત્પર્ય કે મનુષ્યલોકની સુદરમાં સુંદર સ્ત્રીઓનું રૂપ પણ સામાન્ય દેવીઓના રૂપ આગળ પાણી ભરે છે, એટલે કે તેની લેશ માત્ર તુલનામાં આવતું નથી. જો આ સામાન્ય દેવીઓનું રૂપ આવું હોય છે, તો ઇંદ્રાણીઓનું રૂપ કેવું હશે? તેની કલ્પના કરો. ઇંદ્ર આવી અનુપમ રૂપવતી ઇંદ્રાણીઓ સાથે ભોગ કરતો હોય અને જે સુખ અનુભવે, તેના કરતાં મુક્તાત્માનું સુખ અનંતગણું વધારે હોય છે

શાસ્ત્રકારો કહે છે કે—

सुरगणसुहं सम्मत्तं, सयद्धा पिंडिअ अणंतगुणं ।
न य पावइ मुत्तिसुह, णताहिं जि वग्गवग्गूहिं ॥

'દેવોનાં સર્વકાલનાં એકઠાં કરેલાં સમસ્ત સુખોને અનંતગણું કરવામાં આવે અને તેનો વર્ગનો વર્ગ અનંત વાર કરવામાં આવે તો પણ તે મુક્તિસુખની બરોબરી કરી શકે નહિ.'

મુક્તાવસ્થામાં સિદ્ધાવસ્થામાં આત્માનાં જ્ઞાન, દર્શન, બળ અને સુખનો ચરમ વિકાસ હોય છે. આથી શ્રેષ્ઠ અવસ્થા બીજી કોઈ સભવતી નથી, તેથી સુજ્ઞ પુરુષોનો સર્વ પ્રયત્ન એ અવસ્થા પ્રાપ્ત કરવા માટે જ હોય છે. આ સર્વ પ્રયત્નોનું એક નામ ધર્મ છે. આત્માનું સાચું સુખ માણવા માટે તે તમારે આચરવાનો છે

ધર્મ સંબધી અમે તમને આગળ ઉપર વિસ્તૃત સમજ આપવાના છીએ, પણ અહીં ટૂકમા એટલુ જણાવીએ કે દાન શીલ તપ ભાવનું સારી રીતે આરાધન કરો અને દિનપ્રતિ દિન તેમાં કેટલી પ્રગતિ કરી, તેનો આક તપાસતા રહો

તમે 'મારી પાસે આટલુ ધન છે, તેટલુ ધન છે' વગેરે વિચારથી સતોષ માનો છો, પણ ધર્મના રસ્તે વાપરો તેટલુ જ ધન તમારું છે અને બાકીનું તમારું નથી, નથી ને નથી

### વાપરો તેટલું ધન તમારું એ પર નગરશેઠનું દૃષ્ટાંત

એક ગામમાં ગુરુ મહારાજ પધાર્યા એ ગામના લોકો ભાવિક હતા. તેઓ ઇચ્છતા હતા કે ગુરુ મહારાજ આપણા ગામમાં ચોમાસું કરે તો સારું, એટલે તેમણે નગરશેઠને

આગળ કર્યા અને બધાની વતી ગુરુમહારાજને ચોમાસાની વિનંતિ કરવા જણાવ્યું.

વ્યાખ્યાન પૂરું થયા પછી નગરશેઠ અને બીજા થોડાક ગુરુમહારાજ પાસે બેઠા. તે વખતે વાત વાતમાં ગુરુમહારાજે શેઠને પૂછ્યું: 'કેમ શેઠ ! આનંદમાં છો ને ? તમારી પાસે કેટલી મિલકત છે ?' ગુરુમહારાજ પ્રશ્ન પૂછે, એટલે જવાબ તો આપવો જ જોઈએ, એટલે તેમણે જવાબ આપ્યો કે 'મહારાજ ! એક લાખ સોનામહોર છે.'

હવે ગુરુ મહારાજે સાંભળ્યું હતું કે શેઠ પાસે ત્રણ લાખ સોનામહોરો છે, એટલે તેમને લાગ્યું કે આ શેઠ કૃપણ છે. તે ધર્મના માર્ગે પૈસા શું ખર્ચવાના ?' છતાં શેઠની સચ્ચાઈ ચકાસવા બીજો પ્રશ્ન પૂછયો: 'શેઠ ! તમારે કેટલા છોકરા છે ?' શેઠે કહ્યું: 'મહારાજ ! મારે એક છોકરો છે.' શેઠને ત્રણ છોકરા હતા, તે આખું ગામ જાણતું હતું અને ગામલોકો પાસેથી ગુરુ મહારાજે તે જાણ્યું હતું, એટલે તેમને લાગ્યું કે આ ગામમાં ચોમાસું કરવું યોગ્ય નથી. તેમણે પોતાની સાથેના સાધુઓને વિહારની તૈયારી કરવાની આજ્ઞા કરી.

સાંજે બધા પ્રતિક્રમણ કરવા આવ્યા, ત્યારે વિહારની તૈયારીઓ જોઈ તેમણે શેઠને ખબર આપી. શેઠ ગુરુ મહારાજ આગળ આવ્યા. તે વખતે ઓચીંતી વાઈ આવવાથી તે પડી ગયા અને બેશુદ્ધ બની ગયા. જાણકારોએ શેઠના છોકરાઓને આ વાતની ખબર આપી, એટલે શેઠનો સહુથી

નાનો છોકરો દવા લઈને દોડતો આવ્યો. દવા લીધા પછી થોડી વારે શેઠ શુદ્ધિમાં આવ્યા કે--તરત આસપાસ વીંટળાયેલા લોકોને પૂછયું : 'તમે મારી આ સ્થિતિની બધા છોકરાઓને ખબર આપી હતી ?' લોકોએ કહ્યું : 'હા, તમારા ત્રણે છોકરાઓને ખબર આપી હતી.' 'તેમણે શું જવાબ આપ્યો ?' શેઠે પૂછયું. પેલાઓએ કહ્યું કે 'અમે તમારા સહુથી મોટા છોકરાને ખબર આપી ત્યારે તે બોલ્યો કે આવું તો એમને ઘણીવાર થાય છે. આખો દિવસ તેમની પાછળ કયાં દોડયા કરીએ ? પછી બીજા છોકરાને ખબર આપી, ત્યારે તેણે કહ્યું કે અત્યારે હું કામમાં છું. તમે થોડી સારવાર કરો, ત્યાં હું આવી પહોંચું છું. પછી તમારા સહુથી નાના છોકરા પાસે ગયા, ત્યા ગ્રાહકોની ધમાલ મચી હતી, એટલે તેને બાજુએ બોલાવીને સમાચાર આપ્યા કે તે બધું કામ પડતું મૂકીને દવા લઈને અહીં દોડતો આવ્યો.'

આ બધી વાત ગુરુ મહારાજ સાંભળતા હતા. તેમને ઉદ્દેશીને શેઠ બોલ્યા : 'સવારના મેં આપને કહ્યું હતું કે મારે એક જ છોકરો છે. ત્યારે આપને લાગ્યું હશે કે હું અસત્ય બોલુ છું, પણ હવે આપને ખાતરી થઇ હશે કે મારે ખરેખર એક જ છોકરો છે. તેવી જ રીતે મારી પાસે ત્રણ લાખ સોનામહોરો છે, પણ તેમાંથી એક લાખ જ ધર્મના માર્ગે વપરાણી છે, એટલે તે મારી છે, બાકીની મારી નથી. જો આપ અહીં ચોમાસું કરવાની કૃપા કરો તો એક લાખની બે લાખ થાય ખરી.'

શેઠનાં આ વચનો સાંભળતાં જ ગુરુ મહારાજ સત્ય

પરિસ્થિતિ સમજી ગયા અને તેમને ખૂબ આનંદ થયો. તેમણે ચોમાસું કરવાની શેઠની વિનંતિનો સ્વીકાર કર્યો. એ ચોમાસામાં ધર્મનું આરાધન ઘણી રૂડી રીતે થયું અને તેમાં શેઠની આગેવાની રહી.

આમ ધર્મમાં રોકો એટલું ધન તમારું, બાકીનું નહિ. તમે તમારા મોજશોખ કે એશઆરામ માટે જ ધન વાપરો તેથી કર્મ બંધાય અને તેનાં કટુફળો તમારે અવશ્ય ભોગવવાં પડે.

વસ્તુની લાલચ હોય તો અશાંતિ અને લાલચ ન હોય તો શાંતિ. ધર્મક્રિયામાં વસ્તુની લાલચ હોતી નથી, માટે તેમાં શાંતિ છે.

## આત્મસુખનો અનુભવ ક્યારે થાય ?

શાંત દશા ન હોય ત્યાંસુધી આત્માનું સુખ ન મળે. એક તળાવમાં ભેંસ નહાતી હોય ત્યારે નીચેનો કચરો ઉપર આવે અને પાણી ડહોળાવાને લીધે ગંદું લાગે. એ વખતે તેનું તળિયું દેખાય નહિ. પરંતુ એ કચરો બેસી જાય અને પાણી શાંત થાય ત્યારે તેનું તળિયું દેખાય. એ રીતે ક્ષયોપશમ ભાવથી કર્મનો કચરો બેસી જાય અને મન સ્થિર થાય ત્યારે ભીતરમાં રહેલા આત્મસુખનો–આનંદનો અનુભવ થાય. જો કે આ આનંદ વીતરાગી આત્માના આનંદના અનંતમા ભાગે છે, છતાં એક વખત તેનો અનુભવ થયા પછી તે વારંવાર મેળવવાનું મન થાય છે.

'હું આત્મા છું, અનંતજ્ઞાનવાળો છું, અનંત શક્તિ-વાળો છું, અનંત સુખનો ભંડાર છું, મારા ગુણ કે આનંદને

કોઈ લુંટી ગયું નથી. એ તો મારામાં જ છે ' આમ આત્માના સ્વભાવ પર વિચાર કરતાં આગળ વધી શકાય. ' હું આત્મા છું, દેહ જડ છે, જગતના પદાર્થો જડ છે. હુ એકલો આવ્યો છું અને એકલો જવાનો છું. મારું કોઈ નથી. ' આવા વિચારો દઢ થતાં ધર્મધ્યાનની વૃદ્ધિ થવા લાગે. એ વખતે જે શાંતિ–સુખ—આનંદનો અનુભવ થાય તે અપૂર્વ હોય. તેની તુલના આ જગતના કોઈ પાર્થિવ પદાર્થથી થઈ શકે નહિ.

આ સ્થિતિમાંથી આગળ વધવા માટે પરમાત્મા પ્રત્યે અંતરંગ ભક્તિ જોઈએ, સંયમની સાધના જોઇએ અને તપનું પણ આરાધન જોઇએ. પરમાત્માએ સંયમ અને તપ વડે આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રકટ કર્યું અને સાચું સુખ માણ્યું, એ વસ્તુ આપણે માટે માર્ગદર્શક છે. આપણે એ જ રસ્તે આગળ વધવાનું અને આત્માનું સાચું સુખ માણવાનું.

આપણું મન માંકડા જેવું છે. તે આપણને નચાવે છે, તેથી ઘડીકમાં આ લેવાની અને ઘડીકમાં તે લેવાની ઇચ્છા થાય છે. એને વશ કરવું સહેલુ નથી, પણ અભ્યાસ એક એવી વસ્તુ છે કે તેનાથી સર્વ કાંઇ સિદ્ધ થઈ શકે છે. ' अभ्यासेन स्थिरं चित्तं ' એ મહાપુરુષોનું વચન છે, એટલે ખરી જરૂર તેનો અભ્યાસ કરવાની છે.

ધર્મક્રિયા રાગદ્વેષ ઓછા કરવા માટે છે, કષાયો તોડવા માટે છે. એ ધર્મક્રિયા જો છળકપટ કે દંભથી થાય કે

સાંસારિક સુખો મેળવવાની ઇચ્છાથી થાય તો અનંત જન્મ-મરણ કરવા પડે, અર્થાત્ સંસાર વધી જાય. આત્મા આત્માના સ્વભાવમાં રમે તો ભગવાન થાય, પછી ભલે તે કર્મના પાંજરામાં પૂરાયેલો હોય, પણ પરભાવમાં રમવા લાગે કે તેનું બાજી ફીણું થઈ જાય.

આટલી વસ્તુ તમે ગોખી રાખો કે આત્મા જેમ વીતરાગતાની નજીક જતો જાય તેમ તેનો આનંદ વધતો જાય. વીતરાગતાથી જ આત્માનું સાચું સુખ પ્રકટે છે. તમે આ વીતરાગતાને તમારું ધ્યેય બનાવો, એટલે આત્માનું સાચું સુખ માણી શકશો.

## વ્યાખ્યાન સત્તરમું
# કર્મની ઓળખાણ

મહાનુભાવો !

અત્યાર સુધી અમે આત્માનાં સ્વરૂપ ઉપર વિવેચન કર્યું, તેમાંથી એ ફલિત થયું કે આત્માનું સ્વતંત્ર અસ્તિત્વ છે, તે દેહાદિથી ભિન્ન છે, અજર–અમર–અખંડ છે અને અનંત જ્ઞાન, અનંત દર્શન, અનત વીર્ય અને અનંત સુખ વગેરે ગુણોથી યુક્ત છે, પણ કર્મનાં આવરણને લીધે—સંબંધને લીધે તેના આ ગુણો મર્યાદિત સ્વરૂપે પ્રગટ થાય છે.

લોકોમાં એમ કહેવાય છે કે સંબંધ જેમ જૂનો તેમ વધારે મીઠો, વધારે લાભદાયી, પણ કર્મે આત્મા સાથે કદી મીઠાશ દાખવી નથી કે આત્માને કશો લાભ કર્યો નથી. એટલું જ નહિ, પણ ઉંદર સાથે બીલાડી કે સાપ સાથે નોળિયો જે પ્રકારનુ વર્તન કરે તેવુ વર્તન તેણે આત્મા સાથે કર્યું છે અને આત્માને હેરાન–પરેશાન કરવામાં કોઈ બાકી રાખી નથી. તાત્પર્ય કે કર્મ એ આત્માનો પરમ શત્રુ છે, મહાન દુશ્મન છે અને આત્માનું અનેક પ્રકારે અહિત કરનાર છે. આત્મા અનંત દુઃખોથી ભરેલા આ સંસારમાં અનાદિ કાલથી રખડ્યો અને આજે પણ રખડી રહ્યો છે, તેનું કારણ કર્મ સાથેનો કુટિલ સંબંધ જ છે.

કેટલાક માણસો ભૂતકાળમાં ઘણી ખરાબ રીતે વ

હોય, પણ પછી પોતાનું વર્તન સુધારે છે અને ભવિષ્યમાં બહુ સારી રીતે વર્તે છે, પણ જેઓ દુર્જન-દુષ્ટ છે, તેઓ પોતાનું વર્તન-ટેવ-આદત-પ્રકૃતિ કદી સુધારતા નથી. તેથી જ એક કવિએ કહ્યું છે કે—

> દુષ્ટ ન છોડે દુષ્ટતા, લાખ શિખામણ દેત;
> જ્યમ બહુ બહુ ધોયા છતાં, કાજળ હોય ન શ્વેત.

કાજળને ગમે તેટલી વાર ધૂઓ છતાં તે શ્વેત-સફેદ થતું નથી, તેમ દુષ્ટ માણસને લાખ વાર શિખામણ આપો, પરંતુ તે પોતાની દુષ્ટતા છોડતો નથી.

કર્મો પણ આ દુષ્ટ મનુષ્યો જેવા છે, તે છેવટ સુધી પોતાની દુષ્ટતા છોડતા નથી, એટલે આપણા આત્મા સાથે તેનો સંબંધ ચાલુ રહે તો તે આફતકારી નીવડવાનો અને આપણી દશા દારુણ દાવાનળમાં સપડાઈ ગયેલા સસલાં વગેરે જનાવરો જેવી થવાની.

કર્મના આફતકારી-અનિષ્ટકારી સંબંધનો કાયમી અંત લાવવો હોય તો આપણે તેનું સ્વરૂપ બરાબર જાણી લેવું જોઈએ. કેટલાક કહે છે કે ‘ આપણે તો આત્માનો વિકાસ કરવા ઇચ્છીએ, તેથી આત્માનું સ્વરૂપ જાણી લેવું જરૂરનું, પણ કર્મસ્વરૂપ જાણવાની શી જરૂર ? ’ પરંતુ આમ કહેવું ઉચિત નથી. જેમ એક વસ્તુનો વિકાસ કરવા માટે તેનું સ્વરૂપ જાણવાની જરૂર છે, તેમ એક વસ્તુનો વિનાશ કરવા માટે પણ તેનું સ્વરૂપ જાણવાની જરૂર છે. આરોગ્યને ઇચ્છતા મનુષ્યો વ્યાધિનું સ્વરૂપ ન જાણે તો તેનો વિનાશ-તેનું

નિવારણ શી રીતે કરી શકે ? અથવા એક સેનાનાયકને શત્રુનો દુર્ગ–કોટ–કિલ્લો તોડવો હોય તો તેની પૂરી માહિતી મેળવ્યા વિના તે શી રીતે તોડી શકે ?

આ વસ્તુસ્થિતિ લક્ષમાં રાખીને શાસ્ત્રકાર ભગવંતોએ જેટલુ વર્ણન આત્મસ્વરૂપનું કર્યું છે, તેટલું જ વર્ણન કર્મસ્વરૂપનુ પણ કર્યું છે. જિનાગમોમાં અનેક સ્થળે કર્મનું વર્ણન આવે છે અને ચૌદ પૂર્વોમાં × કર્મપ્રવાદ (કમ્મ-પ્પવાય) નામનુ એક ખાસ પૂર્વ પણ હતું. વળી બીજા આગ્રાયનીય પૂર્વ (અગ્ગેનીયપૂવ્વ) માં પણ કર્મ સંબંધી ઘણું વિવેચન હતું કે જેમાંથી સાર ગ્રહણ કરીને શ્રી શિવશર્મસૂરિએ પ્રાકૃતગાથાબદ્ધ કર્મપ્રકૃતિ નામનું એક મહત્ત્વપૂર્ણ પ્રકરણ રચેલુ છે. શ્રી મલયગિરિ મહારાજે તથા શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયે તેના પર સંસ્કૃત ભાષામાં સુંદર ટીકાઓનું નિર્માણ કરેલુ છે. કર્મોનું મૌલિક જ્ઞાન મેળવવા માટે પ્રાચીન કાળમાં છ ગ્રંથો મોજૂદ હતા, જે છ કર્મગ્રંથોને નામે ઓળખાય છે. શ્રી દેવેન્દ્રસૂરિ મહારાજે તેના પરથી પાંચ નવીન કર્મગ્રંથની રચના કરી અને શ્રી ચન્દ્ર મહત્તરાચાર્યે સપ્તતિકા નામનો છઠ્ઠો નવીન કર્મગ્રંથ બનાવ્યો. પાંચ નવીન કર્મગ્રંથ ઉપર ગુજરાતીમાં શ્રીજીવવિજયજી મહારાજ તથા શ્રી યશઃસોમગણિએ બનાવેલા ટબા મોજૂદ છે. કર્મ ઉપર બીજું પણ ઘણું સાહિત્ય રચા-

× બારમા દૃષ્ટિવાદ અંગનો એક ભાગ ચૌદ પૂર્વ તરીકે ઓળખાતો તેના પૂર્વોના નામ નીચે પ્રમાણે સમજવા —

ચેલુ છે, તેમાં શ્રી ચન્દ્રર્ષિમહત્તરકૃત પંચસંગ્રહ નામનો ગ્રંથ ખાસ ઉલ્લેખનીય છે.

પરંતુ તમારામાંથી આ કર્મગ્રંથોનું–કર્મ સાહિત્યનું અધ્યયન કરનારા કેટલા ? પ્રથમ તો શ્રાવકોમા પણ કર્મગ્રંથના સારા અભ્યાસીઓ હતા અને તેઓ ગુરુ મહારાજને અનેક અટપટા પ્રશ્નો પૂછતા. તેથી ગુરુમહારાજને આનંદ થતો કે અમારા શ્રાવકો આવા સારા જાણકાર છે અને તેઓ એ પ્રશ્નોનું સુંદર સમાધાન કરતા. પરંતુ આજે તો એવા અભ્યાસીઓ અને એવા પ્રશ્ન પૂછનારાઓ આગળીને ટેરવે ગણાય એટલા પણ રહ્યા નથી! આમ છતાં તમે આ વિષય જાણવા ઇંતેજાર બન્યા છો, તેથી અમને આનંદ થાય છે. હવે થોડા દિવસ સુધી અમે આજ વિષય પર વિવેચન કરીશું અને ઉપર્યુક્ત સાહિત્યનું તમામ નવનીત તમારી આગળ ધરીશું. તેનો કેટલો ઉપયોગ કરવો તે તમારા હાથની વાત છે. જો તમે એકાગ્ર ચિત્તે આ વસ્તુનું શ્રવણ કરશો તો અમારી ખાતરી છે કે તમને કર્મવિષયક સારો બોધ પ્રાપ્ત થઈ જશે અને તે તમારા આત્મવિકાસમાં પૂર્ણ ઉપયોગી નીવડશે.

---

(૧) ઉત્પાદપૂર્વ, (૨) આગ્રાયનીયપૂર્વ, (૩) વીર્યપ્રવાદપૂર્વ, (૪) અસ્તિનાસ્તિપ્રવાદપૂર્વ, (૫) જ્ઞાનપ્રવાદપૂર્વ, (૬) સત્યપ્રવાદપૂર્વ, (૭) આત્મપ્રવાદપૂર્વ, (૮) કર્મપ્રવાદપૂર્વ, (૯) પ્રત્યાખ્યાનપ્રવાદપૂર્વ, (૧૦) વિદ્યાપ્રવાદપૂર્વ, (૧૧) કલ્યાણપ્રવાદપૂર્વ, (૧૨) પ્રાણવાદપૂર્વ, (૧૩) ક્રિયાવિશાલપૂર્વ અને (૧૪) લોકબિન્દુસારપૂર્વ.

'કર્મ' શબ્દ અહીં કયા અર્થમા વપરાયેલો છે, તે તમારે જાણી લેવુ જોઈએ, કારણ કે એક જ શબ્દના જૂદા જૂદા અર્થો થાય છે અને એકની જગાએ બીજો અર્થ કરતાં અનર્થ પેદા થાય છે અજનો અર્થ વ્રીહિ એટલે ન ઉગે તેવી ડાંગર પણ થાય અને બકરો પણ થાય, તેમા વ્રીહિને બદલે બકરો અર્થ કરતા કેવો અનર્થ થયો હતો, તે તમે નારદ, પર્વત અને વસુની વાત પરથી જાણી ચૂકયા છો

એક વાર એક કવિએ રાજસભામાં આવીને રાજાને આશીર્વાદ આપતા નીચેનો શ્લોક કહ્યો

> युधिष्ठिरस्य या कन्या,
> नकुलस्य या गेहिनी ।
> भीमसेनस्य या माता,
> सा माता वरदा भव ॥

આ શ્લોક સાભળતા જ ત્યા બેઠેલા સભાજનો ઊંચા-નીચા થયા અને આ કવિએ તો અસભવિત દોષથી ભરેલી કવિતા કહી એમ જણાવી તેના તરફ કંઈક ઘૃણા પણ બતાવવા લાગ્યા આ કવિતાનો દેખીતો અર્થ એવો હતો કે 'જે યુધિષ્ઠિરની કન્યા છે, નકુલની સ્ત્રી છે અને ભીમસેનની માતા છે, તે માતા વરદાન આપનારી થાઓ' હવે યુધિષ્ઠિર, નકુલ અને ભીમસેન તો એકજ માતાના પુત્ર છે, બધુ છે, તેથી એકની કન્યા તે બીજાની સ્ત્રી અને ત્રીજાની માતા કેમ હોઈ શકે ? પરતુ આશીર્વાદ આપનાર કવિ એટલો મૂર્ખ ન હતો કે તે આવા અર્થમા આ શબ્દોનો

પ્રયોગ કરે તેણે બધાને વિચારમગ્ન જોઈ અર્થનો સ્ફોટ કર્યો કે 'જે યુધિષ્ઠિર એટલે યુદ્ધમાં સ્થિર રહેનાર અર્થાત્ પર્વતની પુત્રી છે, જે નકુલ એટલે કુલ વિનાના એવા શંકરની સ્ત્રી છે અને જે ભીમસેન એટલે જેની સેના બળવાન છે એવા કાર્તિકસ્વામીની માતા છે, તે પાર્વતી તમને વરદાન આપનારી થાઓ.' આ અર્થ સાભળી બધા વિસ્મય પામ્યા અને રાજાએ તેને મોટું ઇનામ આપ્યું

કમ શબ્દ કર્તવ્ય, ફરજ, અનુષ્ઠાન, ધંધો, ઉદ્દેશ કે હેતુ બતાવવા માટે વપરાય છે, પણ અહીં તે અર્થ પ્રસ્તુત નથી, અહીં તો 'पावाणं कम्माणं निग्घायणट्ठाए' 'जिग्इ असुहं कम्मं' 'कम्मघणमुक्क' 'कम्मट्ठविणासण' વગેરે પદોમાં તે જે અર્થમાં વપરાયેલો છે, તે જ પ્રસ્તુત છે અને તેનું જ અમે સ્પષ્ટીકરણ કરવા ઇચ્છીએ છીએ.

પ્રથમ તો આ લોક ષડ્દ્રવ્યમય અનાદિ કાલથી છે, એ વાત તમારા ખ્યાલમાં બગણર રહેવી જોઈએ ઘણા ભાગ્યશાળીઓને છ દ્રવ્યના નામ યાદ નહિ હોય, એટલે એ નામો અહીં જણાવી દઈએ તે છે–ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાલ પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય

છ દ્રવ્યોમા આકાશ ક્ષેત્ર છે અને બાકીનાં ક્ષેત્રી છે, એટલે તેની અંદર રહેનારા છે

છ દ્રવ્યોમા પ્રથમનાં પાંચ જડ છે અને છેલ્લુ એટલે જીવદ્રવ્ય ચૈતન્યયુક્ત છે. આ વાત અમે અહીં ભારપૂર્વક કહેવા ઇચ્છીએ છીએ, કારણ કે કેટલાક જડ એવા પુદ્ગલનાં

સંયોજનથી પણ ચૈતન્યની ઉત્પત્તિ માને છે અને આત્મ-તત્ત્વની સ્વતંત્રતા ઉડાવી દે છે, પરંતુ પુદ્ગલમાં ચૈતન્યનો એક અંશ પણ નથી, એટલે ગમે તેટલાં પુદ્ગલોને ગમે તે રીતે, ગમે તે પ્રકારે એકત્ર કરવામાં આવે તો પણ તેમાંથી ચેતન્યની ઉત્પત્તિ થઈ શકતી નથી.

છ દ્રવ્યોમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિ-કાય, કાલ અને જીવાસ્તિકાય અરૂપી છે અને પુદ્ગલ રૂપી છે. અરૂપીના ગુણો અરૂપી અને રૂપીના ગુણો રૂપી. આમ છતાં અરૂપી પદાર્થો જાણી શકાય છે. સમય પસાર થાય છે, એ દેખાતો નથી, પણ તેનાં કાર્યવડે જાણી શકાય છે. આત્મા દેખાતો નથી, પણ તેનાં કાર્ય વડે જાણી શકાય છે. તેજ રીતે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશ પણ તેનાં કાર્યો વડે જાણી શકાય છે.

જેટલુ માપ લોકાકાશનું, તેટલુ જ માપ ધર્માસ્તિ-કાયનું. જેટલા પ્રદેશ લોકાકાશના, તેટલા જ પ્રદેશો ધર્મા-સ્તિકાયના. આકાશના એક પ્રદેશમાં ધર્માસ્તિકાયનો એક પ્રદેશ હોય, પણ બે નહિ, કારણ કે તે વ્યાપક છે, એનો સંકોચ થઈ શકતો નથી. અધર્માસ્તિકાયનુ પણ એમજ સમ-જવુ. પરંતુ આકાશના એક પ્રદેશમાં આત્માના અસંખ્યાત પ્રદેશો હોય છે, કારણ કે આત્મા હંમેશાં સર્વવ્યાપક નથી, ક્વચિત્ જ લોકવ્યાપી બને છે, એટલે તેનો સંકોચ–વિકાસ થઈ શકે છે.

આધુનિક વિજ્ઞાનમાં ભૌતિકશાસ્ત્ર (*Physics*) ની

મુખ્યતા છે અને તેની બોલબાલા થઈ રહી છે, પરંતુ આ વિષયમાં જૈન દર્શનનું ખેડાણ ઓછું નથી. જૈન દર્શનમાં પુદ્ગલોનાં સૂક્ષ્મમા સૂક્ષ્મ સ્વરૂપથી સ્થૂલમાં સ્થૂલ સ્વરૂપ સુધીનો વિચાર બરાબર કરવામા આવ્યો છે અને તેનાથી નિર્મિત થતા શબ્દ, અંધકાર, પ્રકાશ, કાંતિ, છાયા, આતપ, વગેરેનું પણ વિશદ વર્ણન કરેલુ છે જ્યારે ભારતનાં અન્ય દર્શનો શબ્દને આકાશનો ગુણ માનતા હતા, ત્યારે જૈન દર્શને તેને પુદ્ગલનો ગુણ માન્યો હતો અને તે ક્ષણ માત્રમાં લોકના એક છેડાથી બીજા છેડા સુધી પહોંચવાની શક્તિ ધરાવે છે, એમ જાહેર કર્યું હતું, તે આજે રેડિયોની શોધ થતાં સાબીત થઈ ગયું છે આ રીતે જૈન દર્શન ઘણું સૂક્ષ્મ તથા સત્ય છે અને દિનપ્રતિદિન વિદ્વાનોને તેની વિશેષ ને વિશેષ ખાતરી થતી જાય છે

કર્મની ઓળખાણ કરવા માટે પ્રથમ પુદ્ગલની ઓળખાણ કરી લેવી પડશે, કારણ કે કર્મ એ પૌદ્ગલિક વસ્તુ છે.

પુદ્ગલ અણુરૂપે પણ હોય અને સ્કધરૂપે પણ હોય. એક ઓરડામાં બાકોરા વાટે સૂર્યનો પ્રકાશ આવતો હોય તો તેમા અસંખ્ય રજકણો ઉડતા નજરે પડે છે, તેને આપણે ખૂબ નાના, બારીક કે સૂક્ષ્મ કહીએ છીએ, પણ આ તો વ્યાવહારિક વચન છે. ઘરમા સીત્તેર વર્ષની ડોસી હોય, પચાસ વર્ષનો પિતા હોય, પચીસ, વીસ કે પદર વર્ષનાં ભાઈબહેનો હોય તેથી પાચ વર્ષનો છોકરો ઘણો નાનો કહેવાય છે, પણ વાસ્તવિક રીતે એ ઘણો નાનો નથી. કોઈ બે વર્ષ

બાદ નવો છોકરો આવે તો એ મોટો ગણાશે ને પેલો નાનો ગણાશે. તેજ રીતે પછીના છોકરાથી એ પણ મોટો ગણાશે અને નવો આવેલો નાનો ગણાશે. તાત્પર્ય કે આ રજકણો ખૂબ નાનાં કહેવાય છે, પણ વાસ્તવિક રીતે તે ખૂબ નાનાં કે તદ્દન નાનાં નથી. તેનાથી પણ વધારે નાના બીજાં રજકણો હોય છે. આ રજકણોનાં જ્યારે ભાગ પડે અને તે ભાગના પણ વિશેષ ભાગ પડે, ત્યારે તે એટલા સૂક્ષ્મ બની જાય છે કે ગમે તેવા પ્રકાશનાં બિંબમાં પણ આપણે તેને જોઈ શકીએ નહિ.

આમ છતાં કલ્પનાથી તેનો ખ્યાલ લાવવા ચાહીએ તો લાવી શકીએ ખરા, જેમકે એક રજકણનો આઠમો ભાગ, સોળમો ભાગ, સોમો ભાગ, હજારમો ભાગ વગેરે. આ રીતે તેના કલ્પનાથી ભાગ કરતાં કરતાં જ્યારે એવી સ્થિતિ આવી પહોંચે કે તેનો ભાગ ન જ થઈ શકે, ત્યારે તેને નાનામાં નાનો, સૂક્ષ્મમાં સૂક્ષ્મ કે સૂક્ષ્માતિસૂક્ષ્મ અંશ કહેવાય આવા સૂક્ષ્માતિસૂક્ષ્મ અંશને જ શાસ્ત્રકારોએ 'અણુ' ની સંજ્ઞા આપી છે આનાથી કોઈ વસ્તુ નાની નથી, એટલે તેને જ પરમાણુ સમજવાનો છે. જે વસ્તુ સહુથી નાની તે પરમાણુ. ગમે તેવાં મોટાં સૂક્ષ્મદર્શક યન્ત્રથી પણ તે જોઈ શકાતા નથી

એક અણુ કે પરમાણુ બીજા અણુ કે પરમાણુ સાથે જોડાય ત્યારે સ્કંધ બને છે. બે પરમાણુનો દ્વયણુક, ત્રણ પરમાણુનો ત્ર્યણુક, ચાર પરમાણુનો ચતુરણુક, એમ અસંખ્યાત પરમાણુનો અસંખ્યાતાણુક અને અનંત પરમાણુનો અનંતાણુક

બને છે. આ બધાએ સ્કંધના પ્રકારો હોવાથી સ્કંધની સંખ્યા અનંતાનંત છે.

સ્કંધ કેટલો વખત ટકી શકે, તેનો ખુલાસો જૈન શાસ્ત્રોમાં થયેલો છે. જઘન્યથી સ્કંધ એક સમય ટકે, મધ્યમથી લાખો, ક્રોડો, અબજો વર્ષ સુધી ટકે અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતા વર્ષ સુધી ટકે. પરંતુ ત્યાર પછી તેનો નાશ થાય અને તે છૂટો પડી અણુ-પરમાણુનાં રૂપમાં આવી જાય. આવા અણુપરમાણુ ફરી પાછા ભેગા મળે અને તેનો સ્કંધ રચાય. આમ પુદ્ગલમાં ભેગા થવાની અને છૂટા પડવાની ક્રિયા થયા જ કરે છે, તેથી શાસ્ત્રકારોએ તેનું 'પુદ્ગલ' એવું ગુણનિષ્પન્ન નામ આપ્યું છે.

જો પુદ્ગલના અણુ-પરમાણુ ભેગા થતા ન હોય તો કોઈ પણ વસ્તુ બની શકે જ નહિ. તમે પાટ, બાજોઠ, પુસ્તક, ઠવણી, થાળ, દીવાલ વગેરે જે કંઈ જુઓ છો, તે બધી વસ્તુઓ પરમાણુ ભેગા થવાથી જ બનેલી છે. તે જ રીતે મોટા સ્કંધમાંથી નાના સ્કંધો અને નાના સ્કંધોમાંથી વધારે નાના સ્કંધો છૂટા પડતા ન હોય તો કોઈ પણ વસ્તુમાં કશો ફેરફાર થઈ શકે જ નહિ. જે વસ્તુ જેવી હોય તેવી જ રહે, પણ આપણે જોઈએ છીએ કે વસ્તુઓ તૂટે છે, ફૂટે છે, બગડે છે, સુધરે છે, અને ખંડ ખંડ ટૂકડા બની નાશ પણ પામે છે, એટલે સ્કંધો તથા અણુ-પરમાણુ છૂટા પડે છે, એ વાત નિશ્ચિત છે.

અહીં ઉત્પત્તિ અને વિનાશની જે વાત આવી તે

આકૃતિ કે પર્યાય અંગે સમજવાની છે. મૂળ દ્રવ્ય તો ધ્રુવ નિત્ય–શાશ્વત હોઇ તેમા ઉત્પત્તિ કે વિનાશ સભવતા નથી. આ વસ્તુ બરાબર નહિ સમજવાથી ઘણા માણસો ઘણી વાર ભ્રમમાં પડે છે અને ઓડનું ચોડ વેતરી નાખે છે

'એક નવીન વસ્તુની શોધ' એવા સમાચાર છાપામાં વાચીને એક ભાઈ અમારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે 'આપ તો કહો છો કે કોઈ વસ્તુ તદ્દન નવીન બનતી નથી અને આ છાપાવાળો શું લખે છે?' 'એક નવીન વસ્તુની શોધ' જ્યારે એક વસ્તુ નવી શોધાઈ હશે, ત્યારે જ તે એમ લખતો હશે ને?' અમે કહ્યુ 'મહાનુભાવ! તમે અમારા કહેવાનો ભાવાર્થ બરાબર સમજ્યા નથી અમે એમ કહીએ છીએ કે આ જગતમા જેટલા દ્રવ્યો છે, તેટલાં જ રહે છે તેમા કોઈ દ્રવ્ય નવુ ઉત્પન્ન થઈને ઉમેરાતુ નથી કે નાશ પામીને ઘટતું નથી. જ્યારે જુઓ ત્યારે છના છ જ હોય છે પરતુ તેના પર્યાયો બદલાતા રહે છે અને જ્યારે આપણા જોવા–જાણવામા ન હોય તેવો કોઈ પર્યાય જોવા–જાણવામા આવે છે, ત્યારે આપણે તેને નવીન શબ્દથી સબોધીએ છીએ. 'કોલબસે શોધેલો એક નવીન દેશ' એનો અર્થ એમ નહિ સમજવાનો કે પહેલા એ દેશ હતો જ નહિ અને નવો ઉત્પન્ન થયો એ દેશ તો લાખો–ક્રોડો–અબજો વર્ષોથી ત્યા જ હતો, પણ તેની કોલંબસને તથા તેના મિત્રોને ખબર ન હતી, એટલે તેણે એને નવીન દેશ કહ્યો તે જ રીતે જેને એક નવીન વસ્તુની શોધ કહેવામા આવે છે, તેનું મૂળ દ્રવ્ય તો આ વિશ્વમાં

અનાદિ કાળથી હતું, માત્ર તેના પર્યાયમાં ફેર પડ્યો એટલું જ. તેથી અમે જે કહીએ છીએ કે કોઈ વસ્તુ તદ્દન નવીન બનતી નથી, તે બરાબર છે. એક વસ્તુમાંથી રૂપાંતર પામીને બીજી વસ્તુ બને તેને તદ્દન નવીન કહેવાય નહિ, કારણ કે તેનું મૂળ દ્રવ્ય તો પહેલાં પણ હતું જ.'

આજે અણુ શબ્દ પ્રચલિત બન્યો છે, છાપામાં રોજ અણુબૉંબ, અણુશસ્ત્ર વગેરેની વાતો આવે છે, એટલે નાના નાના વિદ્યાર્થીઓ પણ એ શબ્દોનો ઉપયોગ કરતા થઈ ગયા છે. પરંતુ આજે અણુ શબ્દથી જે વસ્તુ પ્રચારમાં છે, તે વાસ્તવિક રીતે અણુ નથી, પણ એક જાતનો સ્કંધ છે. જો એ અણુ હોય તો તેનો સ્ફોટ શી રીતે થઈ શકે? આજના વૈજ્ઞાનિકો કહે છે કે અણુનો સ્ફોટ થવાને લીધે તેમાંથી મહાન શક્તિ ઉત્પન્ન થાય છે, પણ જે ખરેખર અણુ હોય તેનો સ્ફોટ થઈ શકે જ નહિ સ્ફોટ તો સ્કંધનો જ થઈ શકે, માટે તે અણુ નહિ પણ સ્કંધ જ છે.

જે સ્કંધો સૂક્ષ્મપરિણામી હોય છે, તે નજરે જોઈ શકાતા નથી, પણ બાદરપરિણામી હોય છે, તે નજરે જોઈ શકાય છે. છ દ્રવ્યોમાં માત્ર પુદ્ગલ દ્રવ્ય જ એવું છે કે જે નજરે દેખી શકાય છે અને બીજી ઇન્દ્રિયોનો વિષય પણ બની શકે છે આ જગતમાં આપણે જે કંઈ જોઈએ છીએ, તે બધી પુદ્ગલની જ રચના છે.

સજાતીય અનંત સ્કંધો ભેગા થાય, તેને વર્ગણા કહેવાય. સજાતીય એટલે જેની જાતિ સમાન હોય તેવા.

જાતિથી અહીં કેટલીક સમાન લક્ષણવાળી વસ્તુ સમજવાની છે. રજપૂત, વાણિયા, બ્રાહ્મણ, ખેડૂત, સોની, સઈ, સુતાર, લુહાર, મોચી, વણકર વગેરે જાતિસૂચક શબ્દો છે. એક રજપૂત ને બીજો રજપૂત સજાતીય કહેવાય. એક વાણિયો ને બીજો વાણિયો સજાતીય કહેવાય. તે રીતે अ પરમાણુવાળો સ્કંધ અને अ પરમાણુવાળો સ્કંધ સજાતીય કહેવાય, ઘ પરમાણુવાળો સ્કંધ અને ઘ પરમાણુવાળો સ્કંધ સજાતીય કહેવાય. સજાતીય સ્કંધો અનંત પ્રકારના છે, એટલે વર્ગણાઓ પણ અનંત પ્રકારની છે.

પ્રથમ એક વસ્તુ સામાન્ય રૂપે કહેવાય છે અને પછી તેની વિશેષતાનું વર્ણન થાય છે. તમને ચુનીલાલ શેઠની ઓળખાણ કરાવવી હોય તો પ્રથમ એમ કહેવામાં આવે છે કે આ ચુનીલાલ શેઠ. પછી તે ક્યાંના રહીશ છે? કઈ જ્ઞાતિના છે? કેટલી ઉંમરના છે? શું ધંધો કરે છે? કેવા સ્વભાવના છે? વગેરે જણાવવામાં આવે છે, આથી તમને ચુનીલાલ શેઠની ઓળખાણ બરાબર થઈ જાય છે. પછી ચુનીલાલ શેઠ સામા મળે તો તેમને જુહાર કરો છો અને 'કોઈ વાર ઘરે પધારજો' એવું આમંત્રણ પણ આપો છો.

તત્ત્વનો–શાસ્ત્રીય પદાર્થોનો બોધ કરાવવા માટે પણ આવો જ ક્રમ છે. પ્રથમ તેનો નિર્દેશ થાય છે, પછી તેનો પરિચય કરાવવામાં આવે છે અને છેવટે તેનાં દરેક અંગોપાંગનું બારીકાઈથી વિવેચન કરવામાં આવે છે. આથી તત્ત્વ-

બોધ બરાબર થાય છે અને કોઈ પણ વાતમાં ગોથા ખાવાનો વખત આવતો નથી.

અનંત વર્ગણાઓમાંથી સોલ વર્ગણાઓ વિશેષ પ્રકારે સમજવા યોગ્ય છે, તેથી પ્રથમ તેનો નામનિર્દેશ કરીશું અને પછી તેનો પરિચય આપીશું. સોળ વર્ગણાના નામો નીચે મુજબ છે:—

(૧) ઔદારિક શરીર માટે અગ્રહણયોગ્ય મહાવર્ગણા.
(૨) ઔદારિક શરીર માટે ગ્રહણયોગ્ય મહાવર્ગણા.
(૩) ઔદારિક–વૈક્રિય શરીર માટે અગ્રહણયોગ્ય મહાવર્ગણા.
(૪) વૈક્રિય શરીર માટે ગ્રહણયોગ્ય મહાવર્ગણા.
(૫) વૈક્રિય—આહારક શરીર માટે અગ્રહણયોગ્ય મહાવર્ગણા.
(૬) આહારક શરીર માટે ગ્રહણયોગ્ય મહાવર્ગણા.
(૭) આહારક–તૈજસ શરીર માટે અગ્રહણયોગ્ય મહાવર્ગણા.
(૮) તૈજસ શરીર માટે ગ્રહણયોગ્ય મહાવર્ગણા.
(૯) તૈજસ શરીર અને ભાષામાટે અગ્રહણયોગ્ય મહાવર્ગણા.
(૧૦) ભાષા માટે ગ્રહણયોગ્ય મહાવર્ગણા.
(૧૧) ભાષા અને શ્વાસોચ્છ્વાસ માટે અગ્રહણયોગ્ય મહાવર્ગણા.

(૧૨) શ્વાસોચ્છ્વાસ માટે ગ્રહણયોગ્ય મહાવર્ગણા.

(૧૩) શ્વાસોચ્છ્વાસ અને મન માટે અગ્રહણયોગ્ય મહાવર્ગણા.

(૧૪) મન માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

(૧૫) મન અને કર્મ માટે અગ્રહણયોગ્ય મહાવર્ગણા.

(૧૬) કર્મ માટે ગ્રહણયોગ્ય મહાવર્ગણા.

આ સોળમી વર્ગણાને કાર્મણવર્ગણા કહેવામાં આવે છે.

જેમાં ઘણી પેટાવર્ગણાઓ હોય તે મહાવર્ગણા કહેવાય. આ મહાવર્ગણાઓમાં કેટલીકને અગ્રહણયોગ્ય કહી છે અને કેટલીકને ગ્રહણ યોગ્ય કહી છે, તેનો વાસ્તવિક અર્થ શો છે ? તે તમોને સમજાવીશું.

સ્કંધોનો જથ્થો મોટો હોય અને તેમાં પરમાણુ ઓછા હોય× તો તેનું ઔદારિક શરીર બની શકે નહિ. આવા સ્કંધો પણ દુનિયામાં અનંતા છે. તેને ઔદારિક શરીર માટે અગ્રહણયોગ્ય કહેવાય છે.

આવા સ્કંધોનું સ્વરૂપ નાનું થાય અને તેમાં પરમાણુની સંખ્યા વધે તો તે ઔદારિક શરીરને માટે યોગ્ય બને. તેને ઔદારિક શરીર માટે ગ્રહણ યોગ્ય કહેવાય.

ઔદારિક શરીર માટે યોગ્ય વર્ગણાના સ્કંધોનું સ્વરૂપ નાનુ થાય અને તેમા પરમાણુઓ વધ રે હોય તો તેનું ઔદારિક કે વૈક્રિય શરીર બની શકે નહિ, એટલે તે ઔદારિક તવા વૈક્રિય શરીર માટે અગ્રહણયોગ્ય કહેવાય તેનું કદ નાનુ થાય અને પરમાણુઓની સખ્યા વધે ત્યારે તે વૈક્રિય શરીર માટે ગ્રહણ યોગ્ય થાય

આહારક શરીર, તૈજસ શરીર, ભાષા, શ્વાસોચ્છ્વાસ, મન અને કર્મની વર્ગણાઓને માટે પણ આમ જ સમજવું પરમાણુઓ ની સંખ્યામા વધઘટ થવાથી અગ્રહણયોગ્ય વર્ગણાઓ ગ્રહણયોગ્ય બને છે અને ગ્રહણયોગ્ય વર્ગણાઓ અગ્રહણયોગ્ય બને છે, એટલી વાત લક્ષમા રાખવી

બધી વર્ગણા એક જ સ્થ નમા કેમ રહી શકે ? એક બીજામા ભેગી કેમ ન થઈ જાય ? દાખલા તરીકે આત્મા ઔદારિક શરીરને યોગ્ય વર્ગણાઓ ભેગી કરીને ઔદારિક શરીર બનાવતો હોય, ત્યારે તેમા વૈક્રિય શરીરની વર્ગણાઓ કેમ ન આવી જાય ? એ પણ તમારે જાણવુ જોઈએ.

પરમાણુઓમા અને તેના સ્કધોમા એવી તાકાત છે કે તેના તે આકાશમાં એક, બે કે અસખ્યાત–અનંત પણ સાથે રહી શકે. દીવાનુ દૃષ્ટાત સામે રાખવાથી આ વસ્તુ વધારે સ્પષ્ટ સમજાશે એક ઓરડામાં એક દીવાનો પ્રકાશ પણ રહી શકે છે, બે દીવાનો પ્રકાશ પણ રહી શકે છે, બાર દીવાનો પ્રકાશ પણ રહી શકે છે અને બત્રીશ દીવાનો પ્રકાશ પણ રહી શકે છે તે રીતે સેંકડો અને હજારો

દીવાનો પ્રકાશ પણ રહી શકે છે. આમ છતાં તે પ્રકાશો અંદર અંદર અથડાતા નથી, ટકરાતા નથી કે એક બીજાનો નાશ કરતા નથી. અને દરેક દીવાનો પ્રકાશ જ્યારે જોઈએ ત્યારે જૂદો જ હોય છે. જે દીવાને બહાર લઈ જાઓ તેનો પ્રકાશ પણ તેની સાથે જાય છે.

વળી તેના તેજ ઓરડામાં બત્તીના પ્રકાશ ઉપરાંત તમારે રહેવું હોય તો પણ રહી શકો છો, તમારા કુટુંબને રાખવુ હોય તો પણ રાખી શકો છો અને ઘરવખરીની નાની મોટી વસ્તુઓ રાખવી હોય તો તે પણ રાખી શકો છો. તેમાં કોઈ બાધ આવતો નથી.

આ પ્રકાશ નજરે જોઈ શકાય એવો સ્થૂલ છે, છતાં તે સાથે રહી શકે છે અને તેમાં કઈ અવરોધ આવતો નથી, તો જે પરમાણુ અતિ સૂક્ષ્મ છે અને નજરે પણ જોઈ શકાતા નથી, તેને સાથે રહેવામાં શો અવરોધ આવે ? તાત્પર્ય કે ન જ આવે.

જેમ એક ઘરમાં માતા, પિતા, ભાઈ, ભગિની વગેરે જૂદી જૂદી વ્યક્તિઓ રહી શકે છે, તેમ એક આકાશના પ્રદેશમા જૂદા જૂદા દ્રવ્યો રહી શકે છે. તેમાં ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય વ્યાપેલા હોય છે, પરમાણુ રૂપે પુદ્ગલ હોય છે અને આત્માઓના પ્રદેશો પણ અનંતાનંત હોય છે. પરંતુ તે એક બીજાને ધક્કો લગાડતા નથી.

સમસ્ત લોકમા પુદ્ગલો ઠાંસી ઠાંસીને ભરેલા છે અને કાર્મણ વર્ગણા પણ સર્વત્ર વ્યાપેલી છે, તેથી ચૌદ રાજલોકના

કોઈ પણ ભાગમાં રહેલો આત્મા આ કાર્મણ વર્ગણાના પુદ્ગલોને તરત જ ગ્રહણ કરી શકે છે. આ પુદ્ગલો ગ્રહણ થયા પછી આત્મપ્રદેશો સાથે ઓતપ્રોત થઈ જાય, ત્યારે તેને કર્મ કહેવામાં આવે છે.

અહીં કોઈ પ્રશ્ન કરે છે કે 'તેને બીજું કંઈ નામ ન આપતા કર્મનામ કેમ આપ્યું?' આ પ્રશ્નનો અમે ઉત્તર આપીએ છીએ. આ દુનિયામાં કેટલાંક નામો ગુણ-નિષ્પન્ન હોય છે અને કેટલાંક નામો રૂઢ હોય છે. તમે છોકરો રૂપાળો હોય છતાં કાળિયો કે કાલિદાસ કહો છો, ડાહ્યો હોય છતાં ગાંડો કે ગાંડાલાલ કહો છો અને બહુ તોફાની હોય છતાં શાંતિ કે શાંતિલાલ કહો છો. આ બધાં રૂઢ નામો છે. ઘણા માણસો નામના શોખીન હોય છે, એટલે તેમને કર્ણમધુર સુંદર નામો ગમે છે, પણ જેવાં તેવાં નામો ગમતાં નથી આથી તેઓ પોતાનું નામ બદલે છે અને મનમાં ફૂલાય છે કે અમારું નામ કેવું સુંદર પડ્યું! પણ નામમાં શું રાખ્યું છે? તમે ઠણઠણપાલની વાત સાંભળો, એટલે નામ વિષેનો તમારો મોહ ઉડી જશે.

જન્મ થયો, ત્યારે એ પુત્રનું નામ ઠણુઠણુપાલ પાડ્યું. આ પુત્ર યોગાનુયોગે બાળમરણથી બચી ગયો અને કાલક્રમે યુવાન થયો.

આ વખતે કેટલાક મિત્રો તેને કહેવા લાગ્યા કે 'તારું નામ બીજું કંઈ નહિ ને ઠણુઠણુપાલ કેમ પડ્યું ? આ નામ તો ઘણું લજામણું લાગે છે ! કંઈ નહિ ને ઠણુ.... ઠણુ....પાલ !' આમ ઘણા મિત્રોએ ચીડવવાથી તે પોતાના પિતાને કહેવા લાગ્યો કે 'પિતાજી ! આ દુનિયામાં નામોની ખોટ ક્યાં હતી કે તમે મારું નામ ઠણુઠણુપાલ પાડ્યું ? આ નામ બહુ ખરાબ લાગે છે, માટે મારું નામ બદલી નાખો.'

પિતાએ કહ્યું કે 'બેટા ! માણસનું નામ તો જીંદગીમાં એક જ વાર પડે. વળી જે નામ લોકજિહ્વાએ ચડી ગયું હોય તે આપણું બદલ્યું બદલાય નહિ, માટે કોઈ ગમે તેમ કહે, પણ તારે એના પર ધ્યાન આપવું નહિ.'

ઠણુઠણુપાલે કહ્યું: 'પરંતુ પિતાજી ! આ નામ તો સાંભળવામાં ઘણું ખરાબ લાગે છે. તે મને જરાય ગમતું નથી.'

પિતાએ કહ્યું: 'બેટા ! કોઈને એ નામ સાંભળવામાં ખરાબ લાગતું હશે, પણ અમને તો એ બહુ મધુર લાગે છે. જ્યાં અમે ઠણુઠણુપાલ એ શબ્દો સાંભળીએ છીએ, ત્યાં અમારાં અંતરમાં આનંદ ઉભરાવા લાગે છે, અમારું હૈયું હર્ષના હેલે ચડે છે. બેટા ! બધાં નામો કંઈ સાર્થ

હોતાં નથી. કોઈનું નામ કચરો હોય છે, કોઈનું નામ પૂંજો હોય છે, કોઈનું નામ ભીખો હોય છે, તેમ આ ઠણઠણપાલ. સાચી વાત એ છે કે આપણે નામ કરતાં કામ પરજ વિશેષ ધ્યાન આપવું જોઈએ. જે સારાં કામ કરે તેનું નામ સારું, બાકી નામ ગમે તેવાં રૂડાંરૂપાળાં હોય તે શા કામનાં? ઋષભનો અર્થ વૃષભ એટલે બળદ થાય છે, પરંતુ તેમણે માનવસમાજ માટે નવયુગ પ્રવર્તાવ્યો અને પોતાનું આત્મકલ્યાણ સાધી લોકોને તારવા માટે ધર્મતીર્થની સ્થાપના કરી તો આજે તેઓ શ્રી ઋષભદેવ તરીકે સર્વત્ર પૂજાય છે અને લાખો-ક્રોડો માનવીના આદર્શ બનેલા છે. યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુલ એ નામો પણ અર્થમાં સુંદર નથી, છતાં તેમનાં કામને લીધે જ તે લોક પ્રિય બનેલાં છે, માટે તારે નામ કરતાં કામ પર જ વિશેષ ધ્યાન આપવું.'

પરંતુ પિતાની આ શિખામણથી ઠણઠણપાલનાં મનનું સમાધાન થયું નહિ, ત્યારે પિતાએ તેને કોઈ સુંદર નામ શોધી લાવવાનુ જણાવ્યું.

હવે થોડા દિવસ બાદ કોઈ કામ પ્રસંગે ઠણઠણપાલ ગામની બહાર ગયો. ત્યાં એક આધેડ ઉમરની સ્ત્રી તેના જોવામાં આવી. તેનાં વસ્ત્ર ફાટેલાતૂટેલા હતાં અને આખો દિવસ મહેનત-મજૂરી કરવાથી તેનું શરીર શ્યામ બની ગયું હતું. તેણે સવારથી મધ્યાહ્ન સુધી મહેનત કરીને અડાયાં છાણાનો એક મોટો ટોપલો ભરેલો હતો. તેણે ઠણઠણ-

પાલને કહ્યું : 'ભાઈ! આ ટોપલો માથે ચડાવવામાં મને જરા હાથ આપો.' એટલે ઠણઠણપાલ તેની પાસે ગયો અને ટોપલાને હાથ દેતાં બોલ્યો કે 'બહેન! તમારું નામ શું ?' પેલી સ્ત્રીએ કહ્યું કે 'લખમી.'

ઠણઠણપાલને આ નામ સાંભળી કંઈક આશ્ચર્ય થયું. તેણે લખમીને પૂછયું કે 'બહેન! તમારું નામ તો લક્ષ્મી છે અને તમે આ છાણાં વીણવાનું કામ કેમ કરો છો ?'

લખમીએ કહ્યું : 'ભાઈ! નામને શું કરવાનું? આ દુનિયામાં 'નામ મોટાં અને દરસણ ખોટાં' એવો જ વ્યવહાર ચાલે છે. મારી સ્થિતિ ઘણી ગરીબ છે, તેથી આ રીતે છાણા-લાકડાં વીણીને બજારમાં વેચું છું અને તેનાથી મારું ગુજરાન ચલાવું છું.'

આટલું કહી લખમી ચાલતી થઈ અને ઠણઠણપાલ પોતાના રસ્તે પડ્યો, પણ આખા રસ્તે તેનાં મનમાં બે જ શબ્દો ગુંજ્યા કર્યા : 'લખમી' અને 'છાણાં.'

તે થોડું આગળ ચાલ્યો, ત્યાં એક માણસ સામો મળ્યો. તેને ઠણઠણપાલે પૂછ્યુ કે 'ભાઈ! તમારું નામ શું ?' પેલાએ જવાબ આપ્યો કે 'ધનપાલ.' આ નામ સાંભળી ઠણઠણપાલ ખુશ થયો. તેણે કહ્યું : 'વાહ! તમારું નામ તો બહુ સુંદર છે! વ રુ, આપ હાલમાં શું કામ કરો છો? ધનપાલ છો, એટલે મોટો વેપારવણજ ખેડતા હશો એમ માનું છુ.' આ સાંભળી ધનપાલે કહ્યું : 'ભાઈ મારું નામ ધનપાલ છે, એટ ' . બાકી મારે અને ધનને બારમો

ચંદ્રમા છે, એટલે જે કંઈ ધન આવે તે મારી પાસે ટકતું જ નથી. હાલમાં હું માગી ભીખીને જેમ તેમ મારું પૂરું કરું છું.'

આ શબ્દો સાંભળતાં જ ઠણઠણપાલ ઠરી ગયો. લક્ષ્મી છાણાં વીણે અને ધનપાલ ભીખ માગે, એ તો ભારે અજાયબી !

આગળ જતાં સ્મશાન આવ્યું. ત્યાં ઘણા માણસો એકત્ર થયા હતા અને એક મડદાંને અગ્નિદાહ દેવાઈ રહ્યો હતો. ઠણઠણપાલે સ્વભાવિક જિજ્ઞાસાથી એ માણસોને પૂછયું કે 'અરે ભાઈ ! કોણ મરી ગયું ?' ત્યારે ડાઘુમાંના એકે જવાબ આપ્યો કે 'આ તો અમરશીભાઈ ગુજરી ગયા. માણસ બહુ ભલા હતા અને નખમાંયે રોગ ન હતો, છતાં કોણ જાણે કેમ આજે વહેલી સવારમાં ઢળી ગયા.'

આ સાંભળી ઠણઠણપાલે કહ્યું : 'પણ અમરશીભાઈ મરે ખરા ?' પેલાને આ પ્રશ્ન ઘણો વિચિત્ર લાગ્યો, છતાં તેણે શાંતિથી જવાબ આપ્યો કે 'ભાઈ ! આ જગતમાં નામ એનો નાશ છે. કોઈ અમરપટો લાવ્યું નથી, પછી તે અમરશીભાઈ હોય, અનંતરાય હોય કે અક્ષયકુમાર હોય. વળી ઈશ્વરલાલ, ભગવાનદાસ, મહાદેવપ્રસાદ, મુરારિ, ધ્રુવ અને નિત્યાનંદ સહુને એક દિવસ અવશ્ય મરવાનું છે. મૃત્યુને હજી સુધી કોઈ ટાળી શક્યું નથી અને ટળે પણ નહિ.'

આ જવાબ સાંભળતાં ઠણઠણપાલ ચૂપ થઈ ગયો અને ઘરે આવી પોતાનાં કામે લાગ્યો. થોડા દિવસ પછી

પિતાએ પૂછયું : 'કેમ બેટા ! તેં કોઈ સુંદર નામ શોધી કાઢયું ?' ત્યારે ઠણઠણપાલે કહ્યું :

લખમી છાણાં વીણતી, ભીખ માગે ધનપાલ;
અમરશી મરતાં દીઠો, ભલો હું ઠણઠણપાલ.

'લખમીને મેં છાણાં વીણતી જોઈ, ધનપાલને મેં ભીખ માગતાં જોયો અને અમરશીને મેં મરતાં દીઠો, એટલે કોઈમાં પણ નામ પ્રમાણે ગુણ જોયા નહિ, તેથી મારું નામ ઠણઠણપાલ છે, એ જ ઠીક છે.'

આ જવાબથી પિતાએ ખૂબ આનંદ પામી તેને સાબાશી આપી.

આ તો પ્રાસંગિક વાત થઈ, પણ કર્મનામ ગુણસંપન્ન છે, એટલે તેનામાં નામ પ્રમાણે અર્થ છે. જે વસ્તુ ક્રિયાજન્ય હોય તે કર્મ કહેવાય. આ કર્મ ક્રિયાજન્ય છે, આત્માની ક્રિયા વડે ઉત્પન્ન થયેલ છે, એટલું તેનું કર્મ નામ સાર્થક છે.'

આ વિવેચનનાં સારરૂપે એટલું યાદ રાખવાનું કે કર્મ એ કલ્પના નથી, પણ એક વસ્તુ છે; તે પુદ્ગલનો એક પ્રકાર છે, સ્વભાવે જડ છે અને આત્માનાં વિરોધી તત્ત્વ તરીકે કામ કરે છે. પ્રાણીઓને આ જગતમાં જે કંઇ દુઃખ, કષ્ટ, આપત્તિ કે મુશ્કેલીનો અનુભવ કરવો પડે છે, તે કર્મ-સંબંધને આભારી છે. કર્મ આપણા મિત્ર, દોસ્ત કે હિતસ્વી નથી, પણ પરમ શત્રુ છે, મહાન દુશ્મન છે અને આપણું અનેક પ્રકારે અહિત કરનાર છે, તેથી તેનો સંબંધ કેમ છૂટે ? તેની જ પેરવીમાં આપણે રહેવું જોઈએ.

વિશેષ અવસરે કહેવાશે.



વ્યાખ્યાન અઢારમું

## કર્મની શક્તિ

મહાનુભાવો !

વૈદકના વિષય સાથે રસાયણનો વિષય જેમ સંબંધ ધરાવે છે, તેમ આત્માના વિષય સાથે કર્મનો વિષય ઘણો નિકટનો સંબંધ ધરાવે છે, તેથી ગઈ કાલે આપણે તેને હાથ ધર્યો છે પરંતુ આ વિષય સૂક્ષ્મ છે, વધારે સ્પષ્ટ કહીએ તો સોયનાં નાકા જેવો બારીક છે, પણ પ્રયત્ન કરશો તો તમારો મનરૂપી દોરો તેમાં જરૂર પરોવાઈ જશે.

તમે કક્કો ઘૂંટવા મંડયા ત્યારે એ કામ અઘરૂં લાગતું હતું. ક–નો વળાંક કેમે કરી બેસતો ન હતો. ખ પણ તમારા ખમીરની કસોટી કરતો હતો. પરંતુ તમે પ્રયત્ન ચાલુ રાખ્યો તો ક–ખ અને બાકીના બધા વર્ણો બરાબર શીખી ગયા અને આજે આખી વર્ણમાલા તમે માત્ર એક જ મીનીટમાં લખી શકો છો.

પ્રયત્નને ટકાવનાર શ્રદ્ધા છે, એટલે તે પણ તમારા હૃદયમા પૂરતા પ્રમાણમા હોવી જોઈએ. એક વાર અભણ–અબૂઝ ગણાતા માણસો શ્રદ્ધાપૂર્વકના પ્રયત્ન કરવાથી પંડિતની પંક્તિમા બિરાજી શકયા, તો તમારા જેવા ભણેલાગણેલા અને પાંચમાં પૂછાતા માણસો શ્રદ્ધાપૂર્વકના પ્રયત્નથી શું ન કરી શકે ?

શરૂઆતમાં બાળકોને દૂધ પચાવવું ભારે પડે છે, તેથી તેમાં પાણી ઉમેરવામાં આવે છે. આ પાણીવાળું દૂધ તેઓ સહેલાઈથી પચાવી જાય છે અને ધીમે ધીમે દૂધ પીતા થઈ જાય છે. અમે પણ તમને નક્કર જ્ઞાનરૂપી દૂધ એક-દમ નહિ પચે એમ માનીને તેને યુક્તિ, અનુભવ તથા દૃષ્ટાંતરૂપી જળથી મિશ્રિત કરીને પીરસીએ છીએ, એથી આ જ્ઞાન પચાવવામાં તમને જરાપણ મુશ્કેલી નહિ પડે.

અહીં જે કંઈ કહેવાય તે એકાગ્ર ચિત્તે સાંભળો અને સમય મેળવી તેના પર ઊંડો વિચાર કરો. ગાય-ભેંસ વગેરે જનાવરોને જેમ ખાધેલું વાગોળવાથી આનંદ આવે છે, તેમ તમને પણ સાંભળેલું સારી રીતે વિચારવાથી આનંદ આવશે અને તમારો આત્મા પ્રસન્ન થશે. જ્ઞાનમાં આનંદ આપવાનો ભારે ગુણ રહેલો છે, તેથી જ મનુષ્ય સાધનરહિત અવસ્થામાં પણ અપૂર્વ આનંદ માણી શકે છે.

કર્મ એ પુદ્ગલ છે, જડ છે, તેથી તેમાં શું શક્તિ હોય ? એમ કોઈ માનશો નહિ. જડ રેષાઓનું બનેલું દોરડું મોટા મોટા હાથીઓને બાંધી રાખે છે અને જડ વસ્તુઓના સંયોગથી બનેલો દારૂ પળવારમાં પ્રાણીઓના પ્રાણ હરી લે છે. સને ૧૯૪૪ના એપ્રિલ માસની ૧૪મી તારીખે મુંબઈની ગોદીમાં પડેલી એક સ્ટીમરમાં દારૂગોળાનો ધડાકો થયો, તેણે આખા મુંબઈને ધણધણાવી નાખ્યું હતું. એ ધડાકાએ લોખંડના મોટા મોટા ગડરોના ટુકડા કરી નાખ્યા હતા અને તેને હવામાં ઉછાળીને અર્ધો માઈલ દૂર

મોકલી આપ્યા હતા. એ વખતે હવામાં જે દબાણ આવ્યું તેણે નજીક અને દૂરનાં મકાનોનાં બંધ બારણાં એક સેકંડમા જ ઉઘાડી નાખ્યાં હતાં અને દોઢ દોઢ ઇંચ જાડા પીત્તળના સળીયા વાળીને ધનુષ્યાકાર કરી નાખ્યા હતા.

બૉંબના ધડાકા આથી પણ વધારે જોરદાર હોય છે અને તે મકાન–માળા, પુલ, રસ્તા વગેરેને ઘડીકમાં તોડી નાખે છે હવે તો હાઈડ્રોજન બૉંબ નીકળ્યા છે, તે આ બૉંબ કરતાં સોગણી વધારે શકિત ધરાવે છે અને અણુબૉંબ તો તેથી પણ ઘણા આગળ વધી ગયા છે છેલ્લા વિશ્વયુદ્ધ માં જાપાનના હીરોસીમા શહેર પર એક નાનકડો અણુબૉંબ નાખવામાં આવ્યો હતો, તેણે ભયંકર તારાજી કરી હતી. આખું હીરોશીમા શહેર ભંગારમાં ફેરવાઈ ગયું હતું -અને તેમા ૨૪૦૦૦૦ મનુષ્યો જાનથી માર્યા ગયા હતા, ૧૯૦૦૦૦ને નાની મોટી ઈજાઓ પહોંચી હતી અને ૭૦૦૦ માણુસો બેપત્તા બની ગયા હતા. મોટો અણુબૉંબ તો આખા પ્રદેશની તારાજી કરવાની શક્તિ ધરાવે છે.

તાત્પર્ય કે જડમાં પણ અનત શક્તિ હોય છે અને તેથી જ તે આત્માની શક્તિને–આત્માના ગુણોને દબાવી શકે છે.

અહીં તમને પ્રશ્ન થશે કે ‘ આત્માની શક્તિ પણ અનત અને કર્મની શક્તિ પણ અનત એ રીતે તો બંને સમાન શક્તિવાળા થયા. તો પછી કર્મ આત્માની શક્તિને આત્માના ગુણોને શી રીતે દબાવી શકે ? ’ એટલે તેનું સમાધાન કરીશું આત્માની શક્તિ જ્યારે પૂર્ણ વિકાસ પામે

છે, ત્યારે અનંતી હોય છે, તેથી નિશ્ચયનયની દૃષ્ટિએ એમ કહેવાય છે કે 'આત્માની શકિત અનંત છે' પરંતુ વ્યવહારથી જોઈએ તો એ શકિતમાં ઘણી તરતમતા છે, એટલે આરંભમાં તે અતિ અલ્પ શકિતવાળો હોય છે, પછી ધીમે ધીમે શકિતનો વિકાસ કરતો જાય છે અને છેવટે અનંત સુધી પહોચે છે. આ સયોગોમાં અતિ બળવાન એવી કર્મસત્તા તેને દબાવી શકે એ સ્વાભાવિક છે. પરંતુ અહીં એ જણાવી દઈએ કે આત્માની આ છેવટની અનંત શકિત કર્મની અનંત શકિત કરતાં ઘણી જોરાવર હોય છે, એટલે તે કર્મશકિતને મહાત કરી શકે છે અને તેનો સંપૂર્ણ નાશ કરવાને સમર્થ થાય છે. જેમ બે મનુષ્યો વચ્ચે, બે ઘોડાઓ વચ્ચે કે બે હાથીઓ વચ્ચે તફાવત હોય છે, તેમ બે અનંત વચ્ચે પણ તફાવત હોય છે. તેથી એક અનંત મોટું—વધારે જોરાવર અને બીજું અનત નાનું—કમજોર સંભવી શકે છે

બીજું વિશ્વયુદ્ધ શરૂ થયુ ત્યારે ઇંગ્લાંડ અને ફ્રાસની સેનાઓ સખ્ત હાર પામી રહી હતી અને ચારે બાજુ હિટલરનો જયજયકાર થઈ રહ્યો હતો. એ વખતે એમ જ લાગતું હતું કે હિટલરની સેના બધા દેશોને જોતજોતામાં-છતી લેશે અને હિટલર એક જગતવિજેતા તરીકે બહાર આવશે. પણ યુદ્ધ આગળ લંબાયુ અને પરિસ્થિતિમાં પલટો આવવા લાગ્યો. તે એટલે સુધી કે હિટલર હારી ગયો અને તેને આપઘાત કરીને મરવાનો વખત આવ્યો. આત્મા અને કર્મનાં યુદ્ધમાં પણ બરાબર આવી જ સ્થિતિ નજરે પડે છે.

પ્રથમ કર્મો ઘણું જોર કરે છે, પણ ધીમે ધીમે આત્મા બળવાન થતો જાય છે અને છેવટે તે કર્મોની સત્તાને સંપૂર્ણ રીતે ફગાવી દે છે. પરંતુ આ તો છેવટની વાત છે, એટલે હાલ તો આપણે કર્મસત્તા બળવાન છે એમ માનીને જ ચાલવાનું છે.

શાસ્ત્રકારોએ કર્મસત્તા અંગે નીચેનો શ્લોક કહ્યો છેઃ—

नीचैर्गोत्रावतारश्चरमजिनपतेर्मल्लिनाथेऽबलात्व-
मान्ध्यं श्रीब्रह्मदत्ते भरतनृपजयः सर्वनाशश्च कृष्णे ।
निर्वाणे नारदेऽपि प्रशमपरिणतिः स्याच्चिलातीसूते वा,
त्रैलोक्याश्चर्यहेतुर्जयति विजयिनी कर्मनिर्माणशक्तिः ॥

સર્વ પદોમાં જિનપતિ એટલે તીર્થંકરનું પદ શ્રેષ્ઠ ગણાય. તેઓ ઊંચાં ક્ષત્રિયકુળમાં જન્મ ધારણ કરે એવી પરાપૂર્વની રીતિ, છતાં ચરમ તીર્થંકર શ્રી મહાવીર સ્વામી ભગવાન દશમા પ્રાણત દેવલોકમાથી ચ્યવીને ઋષભદત્ત બ્રાહ્મણની ભાર્યા દેવાનંદાની કુક્ષિમાં અવતર્યા. બ્રાહ્મણ કુળ એટલે ભિક્ષુકનું કુળ તેથી તેની ગણતરી નીચા કુળમાં થાય. તીર્થંકર છતાં તેમને આવાં નીચાં કુળમાં કેમ અવતરવું પડયું? કારણ વિના કાર્ય હોય નહિ, એટલે તેનું પણ કંઈક કારણ હોવું જોઈએ. આ કારણ તેમણે મરીચિના ત્રીજા ભવને વિષે કુળમદથી બાધેલુ નીચગોત્ર નામનું કર્મ હતું. 'મારા દાદા તીર્થંકરોમાં પ્રથમ, મારા પિતા ચક્રવર્તીઓમાં પ્રથમ અને હુ વાસુદેવોમા પ્રથમ થઈશ. અહો મારું કુળ કેવું ઉત્તમ?' એમ બોલીને તેમણે જાતિમદ કર્યો હતો અને પોતાની ભુજાઓ વારંવાર ઠપકારી હતી. આ કર્મ

અનેક ભવોમાં ભોગવવા છતાં બાકી રહેલું તેમને છેલ્લા ભવમાં ઉદયમાં આવ્યું, એટલે નીચા કુળમાં જન્મ થયો. આ એક આશ્ચર્ય ગણાય, પણ કર્મસત્તાનાં પ્રાબલ્યને લીધે તે બનવા પામ્યું હતું.

બધા તીર્થંકરો પુરુષરૂપે જન્મે એ પણ પરાપૂર્વની રીતિ. તમે નમોત્થુણં સૂત્રમાં તીર્થંકર દેવની સ્તુતિ કરતાં 'पुरिसुत्तमाणं, पुरिससीहाणं, पुरिसवरपुंडरीआणं, पुरिसवर गन्धहत्थीण' વગેરે પદો બોલો છો ને? તેનો અર્થ એ છે કે તીર્થંકરો બધા પુરુષોમાં ઉત્તમ હોય છે. જો પુરુષોને વનપશુઓની ઉપમા આપીએ તો તીર્થંકરો તેમાં સિંહ સમાન છે. જો પુરુષોને કમલની ઉપમા આપીએ તો તીર્થંકરો તેમાં શ્રેષ્ઠ પુંડરીક (શ્વેત કમળ) સમાન છે. જો પુરુષોને હાથીની ઉપમા આપીએ તો તીર્થંકરો તેમાં ઉત્તમ ગંધ હસ્તી સમાન છે આમ તીર્થંકરોનું ઉત્તમ પુરુષત્વ સિદ્ધ હોવા છતાં ઓગણીસમા તીર્થંકર શ્રી મલ્લિનાથ અબળાનો અવતાર પામ્યા, એ શું ઓછું આશ્ચર્ય છે? મહાબલ કુમારના ભવે તેમણે ખૂબ તપશ્ચર્યા કરી હતી, પણ તેમાં કેટલુક માયાનું સેવન થયુ હતું, તેથી આ ભવમાં તેમને સ્ત્રીવેદનામનું કર્મ ઉદયમાં આવ્યું હતું.

ચક્રવર્તીઓ ઉત્તમ લક્ષણથી યુક્ત હોય છે અને તેમનુ શરીર ઘણું દેખાવડું હોય છે. તેમનાં કોઈ અંગોપાંગમાં ખામી હોતી નથી. આમ છતાં બ્રહ્મદત્ત ચક્રવર્તીને અંધાપો આવ્યો અને તે સોળ વર્ષ સુધી ભોગવવો પડ્યો, એ

કર્મજનિત આશ્ચર્ય નહિ તો બીજું શું છે? બ્રહ્મદત્ત ચક્રવર્તીને અંધાપો શી રીતે આવ્યો, તે પણ અહીં પ્રાસંગિક જણાવી દઈએ

એક વાર એક બ્રાહ્મણમિત્રે બ્રહ્મદત્તને આગ્રહ કર્યો કે 'આવતી કાલે મારે કુટુંબ સાથે તમારે ત્યાં ભોજન કરવું છે' બ્રહ્મદત્તે કહ્યું કે 'ભાઈ! મારું ભોજન મને જ પચે એવું છે તે બીજાથી જીરવી શકાય એવું નથી, માટે મારે ત્યાં જમવું રહેવા દે' પરંતુ બ્રાહ્મણમિત્રે હઠ પકડી, એટલે બ્રહ્મદત્તે તેનું કહેવું મંજૂર રાખ્યું બીજા દિવસે બ્રાહ્મણ અને તેનું કુટુંબ રાજમહેલે જમવા ગયું ત્યાં તેઓ પુષ્કળ તેજાના અને માદક પદાર્થોથી બનાવેલું ભોજન જમ્યા આથી તેમની સાન ઠેકાણે ન રહી, મનોવૃત્તિ ખૂબ ચચળ બની અને તેઓ ભાન ભૂલીને માતા, ભગિની આદિ અકલ્પ્ય, અભોગ્ય, અયોગ્ય ક્રીડા કરવા લાગ્યા સવારે જ્યારે એ ભોજનનો કેફ ઉતરી ગયો, ત્યારે અયોગ્ય ક્રીડા કરવા માટે તેઓ બહુ શરમાઈ ગયા બ્રાહ્મણ સમજ્યો કે બ્રહ્મદત્તે ઈરાદાપૂર્વક મને કંઈક ખવડાવી દીધું અને મારી હાલત આવી કરી, તેથી તેને જોઈ લેવો

એક બ્રાહ્મણ ચક્રવર્તીને શું કરી શકે? એમ તમને લાગશે, પણ નાનકડો મચ્છર હાથીના કાનમાં પેસી જાય છે, તો તેને તોબાહ પોકરાવે છે કે નાનો સરખો અગ્નિનો તણખો ઘાસની ગંજીમાં પડે છે, તો તેને બાળી નાખે છે, એ ભૂલતા નહિ. આ બ્રાહ્મણ વેર લેવાના ઈરાદાથી ત્યાંથી ચાલી નીકળ્યો

હવે તે બ્રાહ્મણ એક જંગલમાંથી પસાર થતો હતો, ત્યારે તેણે એક ભરવાડને ગલોલવતી પીંપળાનાં પાનમાં કાણાં પાડતો જોઓ. તેને લાગ્યું કે આ માણસ મારાં કામનો છે, તેથી તેની નજીક ગયો અને તેની આગળ સોનામહોરની ઢગલી કરી. આથી ભરવાડ ખૂબ ખુશ થઈ ગયો અને બોલ્યો કે 'મારા લાયક કંઇ કામકાજ હોય તો કહેજો.' બ્રાહ્મણે કહ્યું કે 'તમારું એક કામ છે હું તમને જે માણસ બતાવું તેની બે આંખો તમારે ગલોલ મારીને ફોડી નાખવી.' ભરવાડે તે કબૂલ કર્યું. પછી તે બ્રાહ્મણ ભરવાડને લઈને કાંપિલ્યપુર આવ્યો કે જે બ્રહ્મદત્ત ચક્રવર્તીની રાજધાની હતી અને જ્યાં બ્રાહ્મણ પોતે રહેતો હતો. ત્યાં બ્રાહ્મણે બ્રહ્મદત્તને બતાવ્યો અને ભરવાડે એક વખત લાગ જોઈ ગલોલમાંથી બે કાંકરા છોડયા, તે આબાદ બ્રહ્મદત્તની આંખોમાં સોંસરા ઉતરી ગયા અને તેની બંને આંખો ફૂટી જતાં અંધાપો આવ્યો.

રાજાના સિપાઈઓએ ભરવાડને પકડયો અને તે મરણના ભયથી ગભરાયો, એટલે તેણે બનેલી બધી હકીકત કહી દીધી. આથી બ્રહ્મદત્ત ચક્રવર્તીને બ્રાહ્મણો પર ખૂબ ક્રોધ ચઢયો અને તેણે પ્રધાનને હુકમ કર્યો કે હમેશાં થાળ ભરીને બ્રાહ્મણોની આંખો મારી સામે લાવો. પ્રધાન રાજાનો તાબેદાર, એટલે તેને આ કામ કરવું પડયું. તે રોજ સેંકડો બ્રાહ્મણોને મરાવી તેમની આંખો રાજા સમક્ષ રજૂ કરવા લાગ્યો. બ્રહ્મદત્ત એ બધી આંખો હાથમાં લઈ ચોળી ફોડી *નાખતો અને વેર લેવાયાની તૃપ્તિ અનુભવતો; પરંતુ આવો*

હત્યાકાંડ ક્યાં સુધી ચાલે ? આખરે પ્રધાનને અરેકારો થયો અને તેણે બ્રાહ્મણોને મારવા બંધ કર્યા. તેમની આંખોને સ્થાને તેણે ઠળિયા વિનાના વડગુંદા મૂકવા માંડયા. એ પણ બરાબર આંખ જેવા જ લાગતા. અંધ ચક્રવર્તી તેને ચક્ષુ માનીને ચોળી નાખતો. સોળ વર્ષ સુધી આ કામ ચાલુ રહ્યું અને બ્રહ્મદત્તે છેલ્લો શ્વાસ લીધો, ત્યારે જ તે બંધ પડ્યું. આવી ઘોર હિંસાથી તે મરણ પામીને સાતમી નરકમાં ઉત્પન્ન થયો. ખરેખર ! કરેલાં કર્મ કોઈને છોડતાં નથી. એક કવિએ ઠીક જ કહ્યું છે કે :–

> आकाशमुत्पततु गच्छतु वा दिगन्त-
> मम्भोनिधिं विशतु तिष्ठतु वा यथेच्छम् ।
> जन्मान्तरार्जितशुभाशुभकृन्नराणां,
> छायेव न त્यजति कर्म फलानुबन्धि ॥

'તમે આકાશમાં ઉડી જાઓ, દિશાઓની પેલે પાર જાઓ, સાગરનાં તળિયે જઇને બેસો કે તમારી ઇચ્છામાં આવે ત્યાં પહોંચી જાઓ. પણ જન્માંતરમાં જે શુભાશુભ કર્મ કર્યાં હોય તે તમારી છાયાની માફક તમને છોડશે નહિ. તે પોતાનું ફળ અવશ્ય આપશે.'

ભરતરાયની ગણના એક મહાબળવાન ચક્રવર્તી રાજામાં થાય. ચક્રવર્તીનું બળ કેટલું હોય છે, તે અમે તમને પૂર્વ વ્યાખ્યાનોમાં જણાવેલું છે. તે કૂવાના કાંઠે બેસીને એક હાથે ન્હાતો હોય અને બીજા હાથે સાંકળ પકડી રાખે, તે એનું આખું લાવલશ્કર ખેંચે તો પણ ચસકાવી શકે નહિ.

આવા અતુલ બળવાળા ચક્રવર્તી તે પોતાના બંધુ બાહુબલિની સાથે દ્વંદ્વયુદ્ધ ખેલતાં હારી ગયા. એને કર્મપ્રભાવ સિવાય બીજું શું કહીએ?

શ્રીકૃષ્ણ વાસુદેવ હતા, અપૂર્વ રિદ્ધિસિદ્ધિના સ્વામી હતા અને ગમે તેવાં કઠિન કાર્યને સિદ્ધ કરવાની અજબ શક્તિ ધરાવના હતા. ધાતકીખંડની અપરકંકા નગરીમાં દ્રૌપદીને પાછી લાવતી વખતે તે ૬૨ાા યોજનના પટવાળી ગંગા નદીને ભુજાઓથી તરી ગયા. પરંતુ આખરના સમયે દ્વારિકામાં દાહ લાગ્યો, પોતાનો સર્વ પરિવાર અને સગાં સંબંધી તેમાં નાશ પામ્યા. માતાપિતાને આ સર્વનાશમાંથી ઉગારી લેવાનો તેમનો ભગીરથ પ્રયત્ન, છતાં તેમાં સફળ થયા નહિ. વસુદેવ અને દેવકીજી દરવાજાની શિલા તૂટી પડતાં મરણ પામ્યા. માત્ર મોટાભાઈ બલભદ્ર અને તેઓ જ બચી શકયા. ત્યાંથી જંગલમાં જતા પાણીની ખૂબ તરસ લાગી, બલભદ્ર પાણી લેવા ગયા અને આ બાજુ જરા-કુમારના બાણથી તેમના પ્રાણ ચાલ્યા ગયા. આ સ્થિતિ કર્મસત્તા સિવાય બીજા કોને આભારી ગણાય? તે સંબંધમાં એક દુહો કહેવાય છે, તે તમે સાંભળ્યો હશે!

દાઝી નગરી દ્વારિકા, નાઠા બંધવ દોય;
તરસ્યો ત્રિકમ વન મૂઓ, માન મ કરશો કોય.

## ચિલાતીપુત્રનું ચમત્કારિક ચરિત્ર

ચિલાતીપુત્રનું ચરિત્ર સાંભળો તો તેમાં પણ તમને કર્મનો અજબ ચમત્કાર જોવા મળશે. પુણ્યનો એટલે શુભ

કર્મનો પ્રબળ ઉદય હોય તો જ મનુષ્યભવ મળે. તેમાં પણ અધિક પુણ્યશાળીનો જન્મ આર્યદેશમાં અને ઉચ્ચ કુલમાં થાય. ચિલાતીપુત્રનો જન્મ મગધ દેશની રાજધાની રાજગૃહી નગરીમાં થયો હતો, પણ ઉચ્ચ કુલમાં થયો ન હતો. તે ધનદત્ત શેઠની ચિલાતી નામની એક ગરીબ દાસીને પે જન્મ્યો હતો.

એકનો જન્મ થતાં બાર પ્રકારનાં વાજિંત્રો વાગવ માંડે અને મીઠાઈઓ વહેંચાય અને બીજાનાં જન્મવખ કાંસાની થાળી પણ ન વાગે કે ગોળની કાંકરી પણ ન વહેં ચાય એને પણ આપણે કર્મનો ચમત્કાર માનવો રહ્યો રાજાનો પુત્ર રાજગાદીનો ધણી થાય કે મોટી જાગીર ભોગવે શેઠનો પુત્ર લાખોની મિલકતનો માલીક થાય અને બહોળો વેપાર-વણજ કરે અને ગરીબનો પુત્ર મહેનત-મજૂરી કરીને પેટ ભરે, એટલે કુલ-કુટુંબની અસર મનુષ્યનાં જીવન પર બહુ ઘેરી પડે છે, તેમાં પણ શાસ્ત્રકારોએ કર્મનો પ્રભાવ માન્યો છે.

ચિલાતીપુત્ર શેઠને ત્યાં જ મોટો થયો, ઘરનું પરચુરણ કામકાજ કરવું અને બાળકોને રમાડવાં એ એની ખાસ કામ-ગીરી હતી. ધન્ય સાર્થવાહને ચાર પુત્ર ઉપર એક પુત્રી થઈ હતી. આ પુત્રી રૂપ-લાવણ્યથી ભરપૂર હતી અને માતા-પિતાને દર્શન માત્રથી સુખ ઉપજાવતી હતી, તેથી તેનું નામ સુષુમા રાખ્યું હતું. ચિલાતીપુત્ર આ સુષુમાને રમાડતો, ખેલવતો અને ફરવા પણ લઈ જતો. એમ કરતાં તેના પર અત્યંત સ્નેહ ઉત્પન્ન થયો હતો.

એકને જોતાં સ્નેહ ઉત્પન્ન થાય અને બીજાને જોતાં દ્વેષ કે નફરત ઉત્પન્ન થાય એ પણ કર્મની જ કરામત છે. ગૌતમ સ્વામી એક ખેડૂતને પ્રતિબોધ પમાડી દીક્ષા આપી શ્રીમહાવીર સ્વામી પાસે લાવ્યા. એ ખેડૂતે દૂરથી તેમને જોઈને કહ્યું કે 'જો આજ તમારા ગુરુ હોય તો મારે દીક્ષા જોઈતી નથી' ગૌતમસ્વામીએ પૂછ્યું: 'પણ તેનું કંઈ કારણ?' ખેડૂતે કહ્યું 'બસ, એમ જ. એ તમારા ગુરુ હોય તો મારે દીક્ષા જોઈતી નથી.' અને તે રજોહરણ વગેરે ત્યાંજ મૂકી દઈ પાછો ફર્યો અને પોતાનું હળ ગ્રહણ કર્યું. એ ખેડૂત પૂર્વભવમા સિંહ હતો, ત્યારે મહાવીર પ્રભુના જીવે ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમાં તેને માર્યો હતો, એટલે તેમને જોતા જ આ પ્રમાણેનો દુર્ભાવ તેનાં મનમાં ઉત્પન્ન થયો હતો.

ચિલાતીપુત્ર સુષુમાને જોતો, રમાડતો અને તેની સાથે વાતો કરતો, ત્યારે જ તેને સંતોષ થતો. આંતરિક રીતે તો સુષુમા જ તેનું જીવન બની ગઈ હતી. હવે કોઈ કારણથી નારાજ થયેલા ધન્ય સાર્થવાહે તેને નોકરીમાંથી રજા આપી, એટલે તેને એમનું ઘર છોડવું પડયું, પણ તેનો જીવ તો સુષુમામાં જ ભરાઈ રહ્યો.

ત્યારપછી ચિલાતીપુત્રે એક બે સ્થળે નોકરી કરી, પણ તેનું ચિત્ત તેમાં ઠર્યું નહિ. છેવટે તે જુગારીઓની સોબતમા પડયો અને જુગાર રમવા લાગ્યો જુગાર રમતાં બીજા પણ ઘણા દોષો ઉત્પન્ન થાય છે, જેમકે ચોરી કરવી,

મદ્યપાન કરવું, વેશ્યાગમન કરવું વગેરે. ચિલાતીપુત્ર આ બધાં વ્યસનોમાં પૂરો થયો. સારાં કુટુંબની છાયા હોય, માથે સંસ્કારી વડીલો હોય, ત્યાં આવું ભાગ્યે જ બને, પણ ચિલાતીપુત્રને તો આવું કંઈ હતું જ નહિ. જે ગણો તે એક માતા જ હતી, પરંતુ તે ય અત્યારે મરણ પામી હતી.

ચિલાતીપુત્ર એકવાર ચોરી કરતા પકડાઈ ગયો, એટલે કોટવાળે તેને રાજા સમક્ષ રજૂ કર્યો રાજાએ તેને હદપારની શિક્ષા ફરમાવી, એટલે તે રાજગૃહી નગરી છોડી ગયો. ઉપર આભ અને નીચે ધરતી સિવાય એને બીજો કોઈ આધાર ન હતો, એટલે અહીં તહીં રખડવા લાગ્યો અને એમ કરતાં એક ચોરપલ્લીમા પહોંચ્યો ત્યા સાહસ, નિર્દયતા વગેરે ગુણો વડે તે પલ્લીપતિની કૃપા પામ્યો અને પલ્લીપતિ મરણ પામતાં તેનાં સ્થાને આવ્યો હવે તો ચોરીઓ કરવી, ધાડ પાડવી, લૂંટફાટ ચલાવવી અને માણસોનાં ખૂન કરવાં એ એનો વ્યવસાય બની ગયો.

એક વાર તેણે સારી તૈયારી કરી રાજગૃહી નગરીમાં પ્રવેશ કર્યો અને ધન્ય સાર્થવાહના ઘર પર ધાડ પાડી. ધન્ય સાર્થવાહ માલદાર હતા, એટલે તેના સાથીઓના હાથમાં પુષ્કળ માલમત્તા આવી ચિલાતીપુત્ર હજી સુષુમાને ભૂલ્યો ન હતો, એટલે તેણે સુષુમાને શોધી કાઢી અને તેનું હરણ કર્યું. પછી તે પોતાના સાથીઓ સાથે ત્યાથી નાશી છૂટયો.

ધન્ય સાર્થવાહે જોયું કે પુષ્કળ ધનમાલ ઉપરાંત પ્યારી

પુત્રી સુષુમાનું પણ હરણ થયું છે, એટલે તેઓ પોતાના ચાર પુત્રો અને રાજ્યના કેટલાક સૈનિકો સાથે તેની પાછળ પડયા. રસ્તો ઊંચો–નીચો આવ્યો, અટપટો આવ્યો, છતાં ધન્ય સાર્થવાહ વગેરેએ તેનો પીછો છોડયો નહિ એમ કરતાં અટવીનો ભાગ શરૂ થયો.

અહીં ચિલાતીપુત્રને વિચાર આવ્યો કે 'ધન્ય સાર્થવાહને ધનમાલની તો કંઈ પડી નથી, પણ તેઓ સુષુમાની ખાતર જ મારો પીછો પકડી રહ્યા છે. જો હું તેમના હાથમાં પડીશ તો મારાં સોયે વર્ષ પૂરાં થઈ જવાનાં. આથી તેણે તરવારના એક જ ઝટકે સુષુમાનું મસ્તક કાપી નાખ્યું અને તે મસ્તક હાથમાં લઈ આગળ ભાગવા માંડયું. સુષુમાનું ધડ ત્યાં જ પડયું રહેવા દીધું. થોડી વારમાં ધન્ય-સાર્થવાહ વગેરે ત્યાં આવી પહોંચ્યાં અને પુત્રીની કરપીણ હત્યા થયેલી જોઈ કલ્પાંત કરવા લાગ્યા. પછી તેઓ ત્યાંથી પાછા ફર્યા.

ચિલાતીપુત્ર અટવીમાં આગળ વધ્યો. આ અટવી ઘોર છે. ઝાડ પર ઝાડ ઉગ્યા હોય એવો એનો દેખાવ છે. તેમાંથી જંગલી જનાવરોના ચિત્કાર સંભળાય છે, પણ તેની છાતી ધડકતી નથી. જે રાત–દિવસ જંગલ વેઠતો હોય અને સાહસથી ભરેલા નિર્દય કામો કરતો હોય, તેને આવા ચિત્કારો ભય શેનો ઉપજાવે ? પરંતુ હવે તેને ભૂખ-તરસ ખૂબ લાગી છે અને થાક પણ જણાય છે. વળી પાછળ જે ભય હતો, તે પણ ચાલ્યો ગયો છે, એટલે તે ધીમો પડે છે

અને કોઈ ભક્ષણ કરવા યોગ્ય ફળફૂલ મળે તેની શોધ કરે છે એવામા એક વૃક્ષની નીચે કોઈ સાધુમુનિરાજ ધ્યાન ધરીને ઊભા રહેલા તેના જોવામા આવ્યા

ચિલાતીપુત્રને એ ખ્યાલ હતો કે સાધુ મહાત્માઓ ધર્મ કહે છે અને તેથી માણસને ઘણો લાભ થાય છે ' એટલે તે પેલા સાધુમહાત્માની નજીક ગયો અને કહેવા લાગ્યો કે ' હે સાધુ ! તમે મને ટુકમા ધર્મ કહો જો નહિ કહો તો તમારા હાલ આ સુષુમા જેવા જ કરીશ '

મહાપુરુષો આવી ધમકીથી ડરતા નથી જો ડરતા હોય તો આવા ઘોર જગલમા આવીને તપ-ધ્યાન શા માટે કરે ? વળી સર્વ પ્રકારનો ભય જિતવો એ એમનુ ખાસ લક્ષ્ય હોય છે, એટલે તેઓ આવી ધમકીને વશ થાય નહિ પરતુ તેમનુ હૃદય પરોપકારથી પૂર્ણ હોય છે અને કોઈને પણ લાભ થતો હોય તો ધર્મ અવશ્ય સભળાવે છે આ સાધુ મહાત્મા ઘણી ઉચ્ચ કોટિના હતા અને ચારણલબ્ધિ પામેલા હતા, એટલે આકાશમા ઉડવાની શક્તિધરાવતા હતા તેમણે લાભનુ કારણ જાણી ચિલાતીપુત્રને કહ્યુ ' ઉપશમ, વિવેક, સવર ' અને તેઓ આકાશમા ગમન કરી ગયા

ચિલાતીપુત્ર વિચારમા પડ્યો કે ' સાધુએ મને આ શું કહ્યુ ? ' આખી જિદગી પાપકર્મમા વીતાવી હતી, કોઈ સાધુસતનો સહવાસ કર્યો ન હતો, એટલે આ શબ્દોના અર્થ તે ક્યાથી જાણે ? પરતુ કહેનાર મહાપુરુષ હતા અને ચમત્કારિક શક્તિ ધરાવતા હતા, એટલે તેમણે કહેલુ અતિ

ઉપયોગી છે, એટલી વાત તો તેનાં મનમાં બરાબર વસી ગઈ હતી. આથી તે શબ્દના અર્થ પર વિચાર કરવા લાગ્યો.

જ્ઞાન બહારથી આવતું નથી, પણ અંદરથી પ્રકટે છે અને તેમાં ચિંતન–મનન નિમિત્તભૂત બને છે, એટલે થોડી જ વારમાં ચિલાતીપુત્રને ઉપશમનો અર્થ સમજાયો કે 'ઉપશમ એટલે ઉપશમવું, શાંત પડવું, ક્રોધ છોડી દેવો.' આથી તેણે પોતાના હાથમાં રહેલી ક્રોધનાં પ્રતીકરૂપ તરવારને છોડી દીધી.

પછી બીજા વિવેક પદ પર વિચાર કરવા લાગ્યો. એ વિચાર નિષ્ઠાપૂર્વકનો હતો, ઘગશથી થતો હતો, એટલે તેનો અર્થ પણ સમજાયો કે 'તન, ધન અને સ્વજન પરનો મોહ છોડવો એનું નામ વિવેક' આથી તેણે જેના પર અધિક મોહ હતો એવી સુષુમાનું મસ્તક હાથમાંથી દૂર ફગાવી દીધું.

પછી ત્રીજા સંવર પદ પર વિચાર કરવા લાગ્યો. કેટલાંક ચિંતન પછી તેનો અર્થ પણ સમજાયો કે 'ઇંદ્રિયો તથા મનની પ્રવૃત્તિને રોકવી તેનું નામ સંવર.' શરીર હલાવતાં સવરભાવ રહેતો નથી, માટે શરીર હલાવવાનું બંધ કર્યું. અને વિચારો કરતાં મનની પ્રવૃત્તિ થઈ ગણાય, એટલે તે એ જ સ્થળે શાંત થઈને સ્થિર ચિત્તે ઊભો રહ્યો

સંવર આવ્યો એટલે સાધુતા આવી. ચિલાતીપુત્ર ભાવથી સાધુ બન્યો આ ઘટના ઓછી ચમત્કારી ન ગણાય. માણસો જીવનભર સાધુ–સંતોનાં વ્યાખ્યાનો સાંભળે છે,

સારાં સારાં પુસ્તકો વાંચે છે અને અનેક પ્રકારની ક્રિયાઓ કરે છે, છતાં ઇંદ્રિય અને મનને વશ રાખી શકતાં નથી, ત્યારે ચિલાતીપુત્રે તો આખું જીવન અધમતામાં વીતાવ્યું હતું, કદી સાધુ-સંતનો સમાગમ કર્યો ન હતો કે ધર્મનો ઉપદેશ સાંભળ્યો નહતો, પરંતુ શુભ કર્મનો ઉદય થવાથી ભર જંગલમાં સાધુ-મહાત્માનાં દર્શન થયાં, તેમનાં વચન પર શ્રદ્ધા જામી અને તેમને જે કંઈ સમજાયું તેને તરત અમલમાં મૂકયુ. સમજેલું અમલમાં મૂકવું એ સહેલી વાત નથી. શાસ્ત્રકાર ભગવંતોએ કહ્યું છે કેઃ-

चत्तारि परमंगाणि, दुल्लहाणीह जंतुणो ।
माणुसत्तं सुइ सद्धा संजमम्मिय वीरियं ।।

'આ સંસારમાં પ્રાણીઓને ચાર વસ્તુની પ્રાપ્તિ થવી મુશ્કેલ છે; મનુષ્યત્વ, શ્રુતિ (શાસ્ત્રશ્રવણ), શ્રદ્ધા અને સંયમને વિષે પુરુષાર્થ.'

હવે આગળ શું બન્યું તે સાંભળો. ચિલાતીપુત્ર ભાવ સાધુની કોટિમાં પહોંચી ગયા છે અને તેઓ ધ્યાનમાં મગ્ન છે, પણ તેમનો દેહ હજી તાજા લોહીથી ખરડાયેલો છે. તેની ગંધથી આકર્ષાઈને કેટલીક વનકીડીઓ ત્યાં આવી પહોંચી અને તે ચિલાતીપુત્રનાં શરીર પર ચડીને લોહીનો આસ્વાદ લેવા માટે તેમને ચટકા ભરવા લાગી. વનકીડીનો ચટકો સામાન્ય ન હોય. એક ચટકો ભરે ત્યાં આપણે ઊંચા-નીચા થઈ જઈએ, ત્યારે અહીં તો સેંકડો કીડીઓ જમા થઈ ગઈ હતી અને તે એક સામટા ચટકા ભરી રહી હતી, પરંતુ ચિલાતીપુત્ર ઉપશમનું રહસ્ય સમજ્યા

હતા, એટલે તેમણે કીડીઓ પર ક્રોધ કર્યો નહિ; વિવેકનું રહસ્ય સમજ્યા હતા, એટલે તેમણે શરીર પર મમતા દાખવી નહિ; અને સંવરનું રહસ્ય સમજ્યા હતા, એટલે દુઃખનો કોઈ પણ પ્રકારનો પ્રતિકાર કર્યો નહિ.

ધર્મના માર્ગે ચાલતાં કસોટી પણ થાય છે, પણ એ કસોટીમાંથી પાર ઉતરનારનો બેડો પાર થઈ જાય છે, એ ભૂલવાનું નથી. કીડીઓનો ઉપદ્રવ ઘડી–બે–ઘડી નહિ, પ્રહર-બે પ્રહર નહિ, પણ પૂરા અઢી દિવસ ચાલ્યો અને તેમ છતાંયે ચિલાતીપુત્રે પોતાનાં મનને જરાય ડગવા દીધું નહિ. જ્યારે તેમણે દેહ છોડયો, ત્યારે ચિત્તમાં શાંતિ હતી, સમતા હતી,–આથી તેઓ સ્વર્ગે સીધાવ્યા અને દેવતાઈ સુખ ભોગવવા લાગ્યા

કર્મસત્તા મનુષ્યનાં જીવનમાં કેવું આકસ્મિક પરિવર્તન લાવે છે. તેનું આ જ્વલંત ઉદાહરણ છે. એક કાળે ચિલાતી-પુત્રનું નામ લેવું એ પણ પાપ મનાતું, તે ચિલાતીપુત્રનું નામ આજે આપણે રોજ પ્રાતઃકાળમા લઈએ છીએ અને તેમને વંદના કરીએ છીએ !

આ રીતે કર્મશક્તિ ત્રિલોકમા સમસ્ત વિશ્વમાં અનેક આશ્ચર્યોને ઉત્પન્ન કરનારી છે, મોટાઓનો પણ પરાભવ કરનારી હોઈ વિજયિની છે અને તે સર્વત્ર જય પામે છે, એટલે પોતાનુ કાર્ય અવશ્ય કરે છે

લૌકિક શાસ્ત્રોમાં પણ કર્મની શક્તિ વિષે આવો જ એક શ્લોક કહેલો છે :-

ब्रह्मा येन कुलालवन्नियमितो ब्रह्माण्डभाण्डोदरे,
विष्णुर्येन दशावतारगहने क्षिप्तो महासङ्कटे ।
रुद्रो येन कपालपाणिपुटके भिक्षाटनं सेवते,
सूर्यो भ्राम्यति नित्यमेव गगने तस्मै नमः कर्मणे ॥

તે કર્મશક્તિને નમસ્કાર હો કે જેણે બ્રહ્મા જેવા મહાન દેવને આ વિશ્વમાં કુંભારનાં જેવું કામ સોંપ્યું. લૌકિક શાસ્ત્રો એમ માને છે કે આ સૃષ્ટિનું સર્જન બ્રહ્મા કરે છે, એટલે નાના મોટા સર્વ પદાર્થો તેના વડે જ ઘડાય છે. આ રીતે નાના મોટા પદાર્થોને નિરંતર ઘડયા કરવા એ કુંભારના જેવું જ કામ થયું. પરંતુ કર્મશક્તિ આટલેથી જ અટકી નથી વિષ્ણુ કે જે આ સૃષ્ટિનો પાલણહાર મોટો દેવ ગણાય તેને દશ અવતાર લેવાનું ગહન કામ સોંપીને મોટાં સંકટમાં મૂકી દીધો. અવતાર લેવો એટલે જન્મ, જરા અને મરણની સાંકળમાંથી પસાર થવાનું, એટલે તેમાં સંકટ પડે એ દેખીતું છે. મત્સ્ય, કચ્છપ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, કૃષ્ણ, રામ, બુદ્ધ અને કલ્કી એ દશ વિષ્ણુના મોટા અવતારો મનાય છે તેમા નવ અવતારો થઈ ગયા અને દશમો કલ્કીનો અવતાર હવે પછી થશે, એમ તેમની માન્યતા છે. વિષ્ણુના મોટા અવતારો ચોવીશ મનાય છે, તેમાં આઠમો અવતાર શ્રી ઋષભદેવજીનો ગણે છે ભાગવતના પંચમસ્કંધના ત્રીજા અધ્યાયમાં તેમનાં માતા-પિતાનાં નામ મરુદેવી અને નાભિરાજ જ આપેલાં છે વળી તેમના પુત્રોની સંખ્યા પણ

સોની જ જણાવેલી છે. એટલે શ્રી ઋષભદેવ એક ઐતિહાસિક પુરુષ હતા, તે આ પરથી સિદ્ધ થાય છે.

રુદ્ર એટલે શંકર, મહાદેવ કે મહેશ. તે આ સૃષ્ટિનો સંહાર કરે છે એમ પૌરાણિક માન્યતા છે, પરંતુ કર્મે તેમને પણ છોડયા નથી. તેમના હાથમાં ભિક્ષાનું પાત્ર આપ્યું છે અને તેના વડે તેઓ પોતાનો નિર્વાહ કરે છે!

સૂર્યની ગણના પણ મોટા દેવમાં થાય છે. નવે ગ્રહોમાં તેની મુખ્યતા છે. તે જગતનાં બધા પ્રાણીઓને ઉષ્મા આપીને જીવનક્રિયામાં મદદ કરે છે. પરંતુ તેના હાલ પણ કર્મે બૂરા કર્યા છે. રોજ પરિભ્રમણ કરવાનું અને તે પણ આકાશમાં કે જ્યાં બીજી કોઈ વસ્તુનો આધાર નહિ!

બૌદ્ધ શાસ્ત્રોમાં નીચેનો શ્લોક દૃષ્ટિગોચર થાય છેઃ

इत एकनवतितमे कल्पे, शक्त्या मे पुरुषो हत: ।
तेन कर्मविपाकेन, पादे विद्धोऽस्मि भिक्षव: ॥

વિહાર દરમિયાન બુદ્ધના પગમાં કાંટો ભોંકાય છે. ત્યારે તેઓ ભિક્ષુઓને ઉદ્દેશીને કહે છે કે 'હે ભિક્ષુઓ!' આજથી એકાણુમા કલ્પે હું જ્યારે રાજા હતો, ત્યારે એક પુરુષને મેં ભાલા વડે હણ્યો હતો, એ કર્મવિપાકથી આજે હું કાંટા વડે વીંધાયો છું' તાત્પર્ય કે હજારો–લાખો વર્ષ પછી પણ કર્મ પોતાનું ફળ બતાવે છે, એટલે તેની શક્તિ

તમને બતાવીશું. દુશ્મનનો દુશ્મન તે આપણો મિત્ર, એ નીતિ વ્યવહારમાં પ્રચલિત છે. આત્માનો દુશ્મન કર્મ છે અને કર્મનો દુશ્મન ધર્મ છે, માટે તે આપણો મિત્ર છે. તેને આપણો બેલી કે તારણહાર કહીએ તો પણ ચાલે. ધર્મ આપણું ભલું કરનાર છે, પણ તેની આરાધના કર્યા સિવાય ભલું થાય નહિ.

દુનિયામાં લોહું છે, તેમ પારસમણિ પણ છે, પરંતુ કોઈ પણ ઉપાયે તેનો સ્પર્શ થવો જોઈએ. જો એ સ્પર્શ થાય નહિ તો લોઢાનું સોનું બને નહિ પારસમણિની વાત આગળ આવી ગયેલી છે.

પાત્રમા રહેલુ પાણી અગ્નિની આંચથી ઓછું થતું જાય છે, તેમ કર્મની શક્તિ ધર્મની આરાધનાથી ઘટતી જાય છે અને છેવટે તે સાવ ટીલી પડી જાય છે જેમ ટપાલની ટીકીટ ઉપરથી ગુંદરની ચીકાશ કાઢી નાખો પછી તે પરબીડીયા પર ચોટે નહિ, એ રીતે ધર્મનાં આરાધનથી કર્મની ચીકાશ કાઢી નખો તો તે તમને વળગી રહેશે નહિ.

તમે અનાદિ કાળથી દુન્યવી સુખોની આરાધના કરતાં આવ્યા છો, પરંતુ હવે ધર્મની આરાધના કરો, દેવગુરુની ભક્તિ કરો અને કર્મોને તોડવાની કોશીશ કરો. કર્મ તૂટી ગયા પછી ધર્મની આરાધનાની જરૂર રહેતી નથી. તમને લાખની ઇચ્છા હોય અને લાખ મળી જાય તથા વધારે મેળવવાની ઇચ્છા ન હોય તો પછી મહેનત કરવાની ક્યાં રહી? એક પાણીનો ઘડો ભરાતો હોય તો તે ભરાય ત્યાં સુધી જ મહેનત કરવાની જરૂર છે. ભરાઈ ગયા પછી મહેનત કરવાની

જરૂર રહેતી નથી, કારણ કે વધારાનું પાણી ઘડા બહાર વહી જાય છે, તેથી કર્મ ન તૂટે ત્યાં સુધી ધર્મની આરાધના કરો.

આપણે આ ભવમાં કર્મને સંપૂર્ણ તોડી ન શકીએ તો પણ તેને ઢીલાં તો કરી જ શકીએ ઢીલા કર્મોનું ફળ પ્રમાણમાં થોડું ભોગવવું પડે છે, જ્યારે મજબૂત કર્મનું ફળ પ્રમાણમા ઘણું વધારે ભોગવવું પડે છે જેમ કાપી નાખેલા મૂળવાળું વૃક્ષ લાંબો સમય ટકી શકતું નથી, તેમ ઢીલા કરેલા કર્મો પણ લાંબો વખત ટકી શકતાં નથી.

રસ્તે ચાલ્યો જતો માણસ સામે ખાડો છે, એમ જાણે પણ ચેતે નહિ તો તેમાં પડે અને તેનું ફળ ભોગવે, તેમ આપણે પણ કર્મરૂપી ખાડાને જાણ્યા પછી તેનાથી ચેતીએ નહિ તો તેમાં પડીએ અને તેના કડવા ફળો ભોગવીએ.

કેટલાક કહે છે કે અમને ધર્મનું આરાધન કરવાની તો ઘણી જ ઇચ્છા છે, પણ અનેકવિધ અંતરાયોને લઇને તેમ કરી શકતા નથી પરંતુ સબળ ઇચ્છા હોય તો ધર્મનું આરાધન અવશ્ય થઈ શકે છે.

વિશેષ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન ઓગણીશમું
## કર્મબંધ

મહાનુભાવો !

આત્મતત્ત્વનો વિચાર કરતાં કર્મનો વિષય ઉપસ્થિત થયો છે અને તેનું વર્ણન ચાલી રહ્યું છે. રામાયણ વાંચતાં રાવણનું અને મહાવીર ચરિત્ર વાંચતાં ગોશાળાનું વર્ણન આવે એ સ્વાભાવિક છે.

'કર્મ કોને કહેવાય ?' તથા 'કર્મની શક્તિ કેટલી ?' એ વિષે ગત વ્યાખ્યાનમાં અમે વિસ્તારથી વિવેચન કરેલું છે, પણ આ વિષય ગહન છે અને તે વિષે અમારે હજી ઘણું કહેવાનું છે, માટે તમે બરાબર ધ્યાન આપજો. કાયા અહીં અને મન બીજે એવી હાલતમાં કોઈ પણ સૂક્ષ્મ વિષય ગ્રહણ થઈ શકે નહિ.

રંગભૂમિ પર ભજવાતાં નાટકોમાં સજ્જન અને ખલ એ બંને જાતનાં પાત્રો હોય છે. તેમાં ખલનું કાર્ય સજ્જન પુરુષની વિવિધ રીતે સતામણી કરવાનું હોય છે. આ કાર્યમાં તે કેટલીક વખત ફાવી જાય છે, પણ આખરે તેના હાથ હેઠા પડે છે અને તે ભૂંડા હાલે માર્યો જાય છે. સંસારરૂપી નાટકમાં પણ બરાબર આવી જ ઘટના બને છે. તેમાં સજ્જનને સ્થાને આત્મા છે અને ખલને સ્થાને કર્મ છે.

કર્મનું મુખ્ય કાર્ય આત્માને સતાવવાનું છે. તેમાં તે ઘણી-વાર ફાવી જાય છે, પણ આત્મા બળવાન બનતાં તેના હાથ હેઠા પડે છે અને છેવટે તે નાશ પામે છે.

જો આત્મા એકલો હોત તો તે શુદ્ધ સ્વરૂપી હોત, ચિદાનંદ અવસ્થામાં હોત અને અનંત અનંત સુખનો ઉપભોગ કરતો હોત, પણ તે એકલો નથી, કર્મથી યુક્ત છે; વધારે સ્પષ્ટ કહીએ તો તેને કર્મનું બંધન છે, એટલે તેને એક ગતિમાંથી બીજી ગતિમાં સંસરણ કરવું પડે છે અને જન્મ, જરા, વ્યાધિ તથા મૃત્યુનાં વિવિધ દુઃખો ભોગવવાં પડે છે.

એક મહાનુભાવ પ્રશ્ન કરે છે કે, 'આત્માને કર્મબંધન ક્યારે પ્રાપ્ત થયું?' તેનો અહીં ઉત્તર આપીશું. આત્મા પ્રથમ શુદ્ધ હતો અને પછી તેને કર્મ વળગ્યા—કર્મબંધન પ્રાપ્ત થયું, એવી કોઈ સ્થિતિ નથી, કારણ કે શુદ્ધ આત્માને કર્મ વળગતા હોય તો મુક્તાવસ્થા કે સિદ્ધાવસ્થા પ્રાપ્ત થયા પછી પણ કર્મબંધનનો પ્રસંગ પ્રાપ્ત થાય અને સિદ્ધોને ફરી સંસારમાં પડવાનો વારો આવે

કેટલાક એમ માને છે કે સિદ્ધ થયેલા જીવો જગતના લોકોને દુઃખી જોઈ તેમનો ઉદ્ધાર કરવા મૃત્યુલોકમાં જન્મ લે છે, પણ એવી માન્યતા સિદ્ધાંતસિદ્ધ નથી અને વિચાર કરતાં આ વસ્તુ યુક્તિસંગત પણ જણાતી નથી. શ્રી વિશેષાવશ્યકભાષ્યમાં સિદ્ધનો અર્થ આ પ્રમાણે કર્યો છે :

"दीहकाल-रयं जं तु, कम्मं से सियमट्ठा ।
सियं धंतं ति सिद्धस्स, सिद्धत्तमुवजायइ ॥३०२९॥

પ્રવાહની અપેક્ષાએ દીર્ઘકાલની સ્થિતિવાળું અને સ્વભાવથી આત્માને મલિન કરનારું જે કર્મ તે આઠ પ્રકારે બંધાય છે. આ અષ્ટવિધ બદ્ધકર્મને બાળી નાખે અર્થાત્ તેનો ક્ષય કરે તે સિદ્ધ કહેવાય, કારણ કે તે સિદ્ધની સિદ્ધતા છે.'

શાસ્ત્રોમાં ૧૧ પ્રકારના સિદ્ધોનું વર્ણન આવે છે: (૧) કર્મસિદ્ધ (ક્રિયાસિદ્ધ), (૨) શિલ્પસિદ્ધ, (૩) વિદ્યાસિદ્ધ, (૪) મંત્રસિદ્ધ, (૫) યોગસિદ્ધ, (૬) આગમસિદ્ધ, (૭) અર્થસિદ્ધ, (૮) યાત્રાસિદ્ધ, (૯) અભિપ્રાયસિદ્ધ, (૧૦) તપઃસિદ્ધ અને (૧૧) કર્મક્ષયસિદ્ધ. તેમાંથી છેલ્લા કર્મક્ષય સિદ્ધને જ આપણે અહીં સિદ્ધ કહીએ છીએ અને તેમને પંચ પરમેષ્ઠિનાં બીજા પદે રોજ સૂતાં-ઉઠતાં-બેસતાં નમસ્કાર કરીએ છીએ.

વિચાર, લાગણી કે ઈચ્છા એ બધી કર્મજન્ય વસ્તુઓ છે, તે આવા સકલકર્મરહિત સિદ્ધાત્માઓને શી રીતે હોઈ શકે ? એટલે જગતના લોકોને દુઃખી જોઈ તેમનો ઉદ્ધાર કરવાની ભાવનાથી અહીં આવવું અને જન્મ લેવો એ અસંભવિત છે. વળી જન્મ, જરા અને મૃત્યુ પણ કર્મજન્ય અવસ્થા છે, અને સિદ્ધ પરમાત્મા કર્મરહિત હોય છે, તેથી સિદ્ધાત્માઓ મૃત્યુલોકમાં આવી કોઈ સ્ત્રીનાં પેટે જન્મ ધારણ કરે એ પણ સંભવિત નથી. શાસ્ત્રકારોએ સ્પષ્ટ કહ્યું છે કે—

*नित्थिन्न-सव्वदुक्खा, जाई-जरा-मरण-बंध-विमुक्का ।।*
अव्वाबाहं सुक्खं, अणुहवंति सासयं सिद्धा ।।

'સર્વ દુઃખોને સર્વથા તરી ગયેલા અને જન્મ, જરા

તથા મરણના બંધનથી છૂટા થયેલા સિદ્ધો શાશ્વત અને અવ્યાબાધ સુખનો અનુભવ કરે છે.'

તમે અરિહંત પરમાત્માની સ્તુતિનિમિત્તે રોજ નમોત્થુણં સૂત્ર બોલો છો. તેમાં સિદ્ધિગતિને માટે કયાં વિશેષણો વપરાયેલાં છે? ઘણા ભાગ્યશાળીઓ સૂત્ર કડકડાટ બોલી જાય છે, પણ તેનો અર્થ વિચારતા નથી, એટલે તેમા શું કહ્યુ છે અને શુ નહિ? તે જાણતા નથી સૂત્ર ભાવપૂર્વક બોલવું જોઈએ. એ ભાવ અર્થ સમજ્યા વિના આવે નહિ નમોત્થુણ સૂત્રના પદોમા ઘણો ગભીર અર્થ રહેલો છે તે સૂરિપુરંદર શ્રી હરિભદ્રસૂરિજીએ લલિતવિસ્તરા ચૈત્યવદન વૃત્તિમા સમજાવેલો છે આ વૃત્તિ વાચી શ્રી સિદ્ધર્ષિ ગણિની ડગમગી ગયેલી શ્રદ્ધા સ્થિર થઈ હતી. બીજા પણ અનેક જીવો એ વૃત્તિ વાચીને શ્રી જિનેશ્વર દેવની શ્રદ્ધા–ભક્તિમાં દૃઢ થયેલા છે.

નમોત્થુણ સૂત્રમા શ્રી અરિહત દેવોને सिद्धिगइ-नामधेयं ठाणं संपत्ताणं કહ્યા છે, એટલે જે જે અરિહંત દેવો થયા તે બધા સિદ્ધિગતિ નામનાં સ્થાનને પ્રાપ્ત થયેલા છે, એમ સમજવાનું છે. આ सिद्धिगइ આદિ પદોથી પૂર્વે सिवमयलमरुअमणंतमक्खयमव्वाबाहमपुणरावित्ति એ શબ્દો આવે છે, તે સિદ્ધિગતિનાં વિશેષણો છે. अयलं એટલે અચલ છે, સ્થિર છે, કદી ચલાયમાન ન થાય એવુ છે. अरुअं એટલે વ્યાધિ અને વેદનાથી રહિત છે. વ્યાધિનું મૂળ શરીર છે અને વેદનાનું મૂળ અશુદ્ધ મન છે. આ

બંને વસ્તુનો ત્યાં અભાવ છે, એટલે વ્યાધિ કે વેદના શી રીતે હોઈ શકે ? अणंतं એટલે અનંત છે, અંતરહિત છે. अक्खयं એટલે અક્ષય છે, જેમાં કદી ઘટાડો ન થાય એવું છે. अव्वाबाहं એટલે અવ્યાબાધ છે, વ્યાબાધાથી રહિત છે, કર્મજન્ય કોઈ પીડા ત્યાં હોતી નથી अपुणरावित्ति એટલે ત્યાં ગયા પછી પાછા ફરવાનું હોતું નથી

જો શુદ્ધ એટલે કર્મરહિત આત્માને કર્મનો બંધ માનવામા આવે તો મુક્તિ એ શાશ્વત સુખનું ધામ બની શકતી નથી, કારણ કે ત્યાં રહેલા આત્માને ગમે ત્યારે કર્મનો બંધ થાય અને પરિણામે દુઃખ ભોગવવું પડે. જો મુક્તિ એ શાશ્વત સુખનુ ધામ ન હોય તો તેને મેળવવાથી લાભ શો ? કોઈ બુદ્ધિમાન મનુષ્ય તો તેને માટે પ્રયત્ન કરે જ નહિ વળી ધર્મ પણ મુક્તિને અર્થે જ કરવામાં આવે છે, એટલે તેની આરાધના પણ નિરર્થક ઠરે. આ રીતે શુદ્ધ આત્માને કર્મબંધ માનતાં અનેક દોષોનો સંભવ હોવાથી ‘ આત્મા પ્રથમ શુદ્ધ હતો અને પછી તેને કર્મો વળગ્યાં ’ એમ માનવું ઉચિત નથી

સત્ય હકીકત એ છે કે આત્મા પ્રથમથી જ કર્મયુક્ત હોય છે અને કર્મફળ ભોગવવાનું તથા નવાં કર્મો બાંધવાનું નિરંતર ચાલુ રહે છે, તેથી તે કોઈ વખત સર્વથા કર્મરહિત થયેલો નથી જો તે સર્વથા કર્મરહિત થયો હોય તો પોતાની સ્વાભાવિક ઊર્ધ્વગતિથી લોકના અગ્રભાગે પહોંચી સિદ્ધશિલામા વિરાજતો હોત અને ચારગતિ તથા ચોરાશી

લાખ જીવયોનિરૂપ સંસારમાં ભટકીને વિવિધ દુઃખોનો અનુભવ ન જ કરતો હોત.

'આત્મા પ્રથમથી જ કર્મયુક્ત શી રીતે હોઈશકે ?' એ પ્રશ્ન પણ કેટલાકનાં મનમાં ઉઠે છે, પણ તેનું સમાધાન સહેલું છે. શરૂઆતમાં સોનું ખાણમાં હોય છે, ત્યારે માટીથી મળેલું હોય છે, લગભગ માટી જેવું જ હોય છે, તેના જેવી આ સ્થિતિ છે. સોનું ખાણમાંથી બહાર નીકળ્યા પછી અનેક પ્રકારના ઔષધિપ્રયોગો વડે શોધાય છે અને ત્યારે જ તે ચકચકિત પીળા રંગની ઉત્તમ ધાતુ તરીકે આપણું ધ્યાન ખેંચે છે. તે જ રીતે આત્મા ધર્મનાં સાધનો પામી જેમ જેમ શુદ્ધ થતો જાય છે, તેમ તેમ તેનો પ્રકાશ વધતો જાય છે અને છેવટે શુભ ધ્યાનની ધારાએ ચઢી સર્વ કર્મનો ક્ષય કરે છે, ત્યારે તેનો પ્રકાશ પૂર્ણ કળાએ ખીલી ઉઠે છે.

## આત્મા કર્મના બંધવાળો છે.

અહીં એ જાણી લેવું જરૂરતું છે કે જો આત્માને કર્મનો બંધ ન હોય તો બધા આત્માઓની અવસ્થા સમાન હોય, કારણ કે બધાનું આત્મત્વ સમાન છે. પણ આપણે જોઈએ છીએ કે કેટલાક આત્માઓ સ્વર્ગમાં ઉત્પન્ન થઈ દેવનું સુખ ભોગવી રહ્યા છે, કેટલાક આત્માઓ નરકમાં ઉત્પન્ન થઈ નારક તરીકે ઘોર વેદનાનો અનુભવ કરી રહ્યા છે, કેટલાક આત્માઓ તિર્યંચ તરીકે ઉત્પન્ન થઈ અનેક પ્રકારનાં દુઃખો વેઠી રહ્યા છે અને કેટલાક આત્માઓ માનવકુલમાં ઉત્પન્ન થઈને મનુષ્ય તરીકેનું જીવન વીતાવી રહ્યા

છે. વળી બધા મનુષ્યો મનુષ્યત્વમાં સમાન હોવા છતાં તેમની અવસ્થા સમાન નથી. તેમાંના કોઈ રાજા છે, તો કોઈ રંક છે; કોઈ શ્રીમંત છે, તો કોઈ ભીખારી છે; કોઈ પંડિત છે તો કોઈ મૂર્ખ છે; કોઈ સ્વરૂપવાન્ છે, તો કોઈ વિરૂપ છે; કોઈ નીરોગી છે, તો કોઈ વિવિધ રોગોથી ઘેરાયેલા છે. જગતનું તમામ વૈચિત્ર્ય કર્મને આભારી છે.

**મૂર્ત કર્મોની અમૂર્ત આત્મા પર અસર થાય છે.**

'મૂર્ત કર્મોની આત્મા પર અસર થાય ખરી?' આ પ્રશ્ન પણ કેટલાક તરફથી પૂછવામાં આવે છે, એટલે તેનો ખુલાસો કરી દઈએ. મૂર્ત વસ્તુ અમૂર્ત વસ્તુ ઉપર અસર ન જ કરી શકે એવો કોઈ નિયમ નથી. જ્ઞાન અમૂર્ત છે, છતાં મદિરા, વિષ આદિ મૂર્ત વસ્તુઓથી તેના પર ઉપઘાત (માઠી અસર) થાય છે અને ઘી દૂધ વગેરે પુષ્ટિકર પદાર્થોથી અનુગ્રહ (સારી અસર) થાય છે. આ રીતે મૂર્ત કર્મો અમૂર્ત એવા આત્માની શક્તિ પર અસર પહોંચાડી શકે છે. પરંતુ અહીં એ સમજી લેવાની જરૂર છે કે સંસારી આત્મા એકાંતે એટલે સર્વથા અમૂર્ત નથી, તે કદાચિત્ મૂર્ત પણ છે. જેમ અગ્નિ અને લોઢાનો સંબંધ થતાં લોઢું અગ્નિરૂપ થઈ જાય છે, તેમ સંસારી આત્મા અને કર્મનો અનાદિ કાલથી પરસ્પર સંબંધ હોવાને કારણે તે કર્મનાં પરિણામરૂપ બની જાય છે, તેથી તે કદાચિત્ મૂર્ત પણ છે અને મૂર્ત વસ્તુની મૂર્ત વસ્તુ પર અસર થવામાં તો કોઈ આપત્તિ નથી, એટલે કર્મની આત્મા પર અસર થાય છે, એમ માનવામાં જરાય વાંધો નથી.

કર્મને કેટલાક નશીબ કે ભવિતવ્યતા માની કર્મ-વાદને નિંદે છે, પણ જૈન ધર્મે પ્રરૂપેલો કર્મવાદ નથી તો નશીબવાદ કે નથી તો ભવિતવ્યતાવાદ. એ તો વિશ્વની અનેક રહસ્યમયી ઘટનાઓનો ઉકેલ કરનારું મહાવિજ્ઞાન છે અને છેવટે તે પુરુષાર્થનો પ્રશસ્ત પયગામ આપી જાય છે.

જૈન તત્ત્વજ્ઞાનમાં કર્મવાદ ઓતપ્રોત છે, એ વાત પણ તમારે લક્ષમાં રાખવાની છે. નવતત્ત્વો પર એક આછી નજર નાખી જુઓ, એટલે આ વસ્તુ તમારા ખ્યાલમાં બરાબર આવી જશે.

### નવતત્ત્વ અને કર્મવાદ

જેમણે પ્રકરણગ્રંથોનો અભ્યાસ કર્યો હશે, તેઓ નવતત્ત્વોનાં નામો બરાબર જાણતા હશે. નવતત્ત્વ-પ્રકરણના પ્રારંભમાં જ કહ્યું છે કે-

> जीवाऽजीवा पुण्णं, पावासवसंवरो य निज्जरणा ।
> बंधो मुक्खो य तहा, नवतत्ता हुंति नायव्वा ॥

'જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વો જાણવા યોગ્ય છે.'

આ લોક, વિશ્વ કે દુનિયામાં જેટલી વસ્તુઓ છે, તે બધીનો સમાવેશ જીવ અને અજીવમાં થઈ જાય છે, તેથી આ બે તત્ત્વો વિશેષ પ્રકારે જાણવા યોગ્ય છે.

જીવ એટલે ચેતનાયુક્ત દ્રવ્ય, અર્થાત્ આત્મા.

અજીવ એટલે ચેતનારહિત દ્રવ્ય. તે પાંચ પ્રકારના છે: ધર્મ અધર્મ, આકાશ, કાલ અને પુદ્ગલ. કર્મ એ

પુદ્ગલનુ જ પરિણામ છે, એ વાત અમે પૂર્વે સમજાવી ગયા છીએ.

ફલની અપેક્ષાએ કર્મના બે પ્રકારો છે એક શુભ ફળ આપનારુ કર્મ અને બીજુ અશુભ ફળ આપનારુ કર્મ તેમા શુભ ફળ આપનારુ કર્મ તે પુણ્ય અને અશુભ ફળ આપ નારુ કર્મ તે પાપ કેટલાકે કર્મના શુકલ અને કૃષ્ણ એવા બે ભેદો બતાવ્યા છે, તો કેટલાકે કુશલ અને અકુશલ એવા બે પ્રકારોનુ વર્ણન કર્યુ છે, પણ વાત એકની એક છે જે પુણ્ય છે તે જ શુકલ કે કુશલ કર્મ અને જે પાપ છે તે જ કૃષ્ણ કે અકુશલ કર્મ તેમા વાસ્તવિકતાએ કોઈ તફાવત નથી

સારાનુ ફળ સારુ અને ખરાબનુ ફળ ખરાબ, એમા કોઈને શકા છે ખરી? કોઈએ આબો વાવ્યો હોય અને લીમડો ઉગ્યો હોય કે લીમડો વાવ્યો હોય અને આબો ઉગ્યો હોય તો કહી દેજો એક અભણ ખેડૂતને પૂછો તો એ પણ કહેશે કે 'ભાઈ! જેવુ વાવીએ તેવું લણાય ઘઉ વાવીએ તો ઘઉ લણીએ અને બાજરી વાવીએ તો બાજરી લણીએ તેમા કંઈ ફેર પડે નહિ' પરતુ આશ્ચર્ય અને ખેદની વાત છે કે આ સીધી સાદી વાત પણ કેટલાકના ગળે ઉત રતી નથી વાસ્તવમા તેઓ પુણ્ય-પાપની કોઈ વિચારણા જ કરતા નથી અને ઈચ્છા મુજબનુ જીવન જીવી મનુષ્યભવ પૂરો કરે છે આવાઓ કઈ ગતિએ જવાના? એ વાત તમારા દિલમા કોતરી રાખો કે આવાઓનો અત ઘણો કરુણ હોય છે જ્યારે તેમને એમ લાગે છે કે હવે અમારે

જવું પડશે, ત્યારે તેમની હાયવોયનો, તેમના વલોપાતનો પાર રહેતો નથી. તેમની આંખમાંથી બોર બોર જેવા આસુ ટપકે છે અને અમે પુણ્યનું કંઈક ભાથું બાંધ્યું હોત તો સારુ એવા વિચારો આવે છે પણ રાડચા પછીનું ડહાપણ શા કામનું ?

થોડા દિવસ પહેલાં ભારતના મહામાત્ય પંડિત જવાહરલાલ નેહરુએ કહ્યુ હતું કે 'ધર્મની બાબતમા મારી સમજણ ઊંડી નથી, પણ સારાનુ ફળ સારુ મળે છે અને બૂરાનું ફળ બૂરુ મળે છે, એ બાબતમાં મારો પાકો વિશ્વાસ છે.' આ શબ્દો તેમણે ઘણા અનુભવ પછી ઉચ્ચાર્યા છે, એટલે શુભાશુભ કર્મના શુભાશુભ ફળ સંબધી કોઈએ શકા રાખવી નહિ

**આશ્રવ** એટલે કર્મનુ આત્મા ભણી આવવું જેમ ગરનાળા એ તળાવમા પાણી આવવાનું સાધન છે, તેમ આશ્રવ એ આત્મામા કર્મને દાખલ થવાનું સાધન છે

**સવર** એટલે આત્મા ભણી આવી રહેલા કર્મોની અટકાયત જેમ ગરનાળાને બધ કરી દેવાથી તળાવમા નવું પાણી આવતું નથી, તેમ સવરને ધારણ કરવાથી આત્મામાં નવીન કર્મો દાખલ થતા નથી

**નિર્જરા** એટલે કર્મોનુ ખરી જવું, છૂટા થઈ જવું. જે કર્મો આત્માને વળગેલા છે, આત્મામા તાદાત્મ્યભાવ પામેલા છે, તે કર્મો આત્મપ્રદેશોથી છૂટા પડે ત્યારે કર્મની નિર્જરા થઈ કહેવાય.

બંધ એટલે કાર્મણ વર્ગણાના પુદ્ગલોનું આત્મા સાથે જોડાવું, તાદાત્મ્યભાવે પરિણમવું. કર્મનો બંધ કયા હેતુઓથી પડે તે અને તેના કેટલા પ્રકારો હોય છે વગેરે બાબતો અમે હવે પછી વિસ્તારથી સમજાવવાના છીએ, એટલે અહીં તેનુ વિશેષ વિવેચન કરતા નથી.

મોક્ષ એટલે કમના સર્વ બંધનોમાંથી આત્માનો છુટકારો. મુક્તિ, સિદ્ધિ, શિવપદ, પરમપદ, પંચમગતિ, નિર્વાણ એ તેના પર્યાયશબ્દો છે

આ નવ તત્ત્વમાંથી કર્મવાદને કાઢી લો તો બાકી શું રહે ? એટલે જ અમે કહીએ છીએ કે જૈન તત્ત્વજ્ઞાનમાં કર્મવાદ ઓતપ્રોત છે.

જૈન ધર્મનો કર્મવાદ પુણ્ય-પાપનો સુંદર વિવેક કરી બતાવે છે, તેથી કોઈ પણ મુમુક્ષુ પાપનો પરિહાર કરી પુણ્યનો સંચય કરવાને શક્તિમાન થાય છે. જેઓ પુણ્ય અને પાપનો ભેદ સમજતા નથી કે પાપને પુણ્ય માને છે, તે પાપથી શી રીતે બચવાના ? પરંતુ દુનિયાનો ઢંગ એવો છે કે પાપી પણ પોતાને ધર્મી તરીકે ઓળખાવે અને ધર્મીઓની હરોલમાં બિરાજે. અહીં અમને પ્રાચીન કાળની એક વાત યાદ આવે છે.

## ધર્મીઓની સખ્યા કેટલી ?

મગધપતિ મહારાજ શ્રેણિક સભા ભરીને બેઠા છે, વિવિધ પ્રશ્નોની ચર્ચા થાય છે, ત્યાં એક પ્રશ્ન ઉઠયો કે

'આપણાં નગરમાં ધર્મીઓ વધારે કે અધર્મીઓ વધારે ?' તેનો બધાએ એકજ ઉત્તર આપ્યો કે આપણાં નગરમાં ધર્મીઓની સંખ્યા વધારે છે, અધર્મીઓ તો કોઈ ગણ્યા-ગાંઠયા જ હશે. પરંતુ અભયકુમારને આ ઉત્તરથી સંતોષ થયો નહિ. તેમણે કહ્યું : 'આ દુનિયામાં નિર્દય વધારે હોય અને દયાવાન ઓછા હોય, અસત્યવાદી વધારે હોય અને સત્યવાદી ઓછા હોય, ચોરવૃત્તિવાળા વધારે હોય અને પ્રમાણિક ઓછા હોય, વિષયી વધારે હોય અને બ્રહ્મચારી ઓછા હોય. આપણે પણ એજ દુનિયાનો એક ભાગ છીએ, એટલે આપણે ત્યાં ધર્મી કરતાં અધર્મીનું પ્રમાણ મોટું હોવું જોઈએ.' પરંતુ તેમની એ વાત કોઈએ મંજૂર રાખી નહિ.

મંત્રીશ્વર અભયકુમાર બુદ્ધિના નિધાન હતા અને સમયજ્ઞ હતા, એટલે સમજી ગયા કે અત્યારે વિવાદ કરવો નકામો છે. આ વસ્તુ સમય આવ્યે સિદ્ધ કરી બતાવવી. પછી તેમણે રાજગૃહી નગરીની બહાર બે મોટા મહેલો તૈયાર કરાવ્યા. તેમાં એકને બગલાની પાંખ જેવો ધોળો બનાવ્યો અને બીજાને કાજળ જેવો કાળો બનાવ્યો. આ બે મહેલોની વચ્ચે તેમણે એક સુંદર બગીચો બનાવ્યો અને તેમાં હજારો માણસ બેસી શકે તેવી ગોઠવણ રાખી.

હવે એક દિવસ મંત્રીશ્વર અભયકુમારે તેમાં ઉજાણી રાખી અને તેમાં ભાગ લેવા માટે સંખ્યાબંધ સ્ત્રી પુરુષો હાજર થયા. અભયકુમારે તેમને ઉદ્દેશીને કહ્યું કે 'સજ્જનો અને સન્નારીઓ ! તમારા પૈકી જેઓ ધર્મી હોય તે ધોળા

મહેલમાં જાય અને અધર્મી હોય તે કાળા મહેલમાં જાય. ત્યાં ઉજાણીની તમામ વ્યવસ્થા રાખવામાં આવેલી છે.'

આ સૂચના પ્રમાણે હાજર થયેલાઓ એ બે મહેલોમાં દાખલ થઈ ગયા. તેમાં ધોળો મહેલ લોકોથી ખીચોખીચ ભરાઈ ગયો અને કાળા મહેલમાં માત્ર ગણ્યાગાંઠ્યા માણસો જ દાખલ થયા. થોડી વારે અભયકુમાર તેમને પૂછવા લાગ્યા કે 'તમે શું ધર્મ કરો છો કે આ ધોળા મહેલમાં દાખલ થયા છો?' તે વખતે કસાઈએ કહ્યુ કે 'હું જીવને ન મારું અને તેનું માંસ ન વેચું તો માંસ ખાનારની શી વલે થાય? એટલે તેમને નિયમિત માંસ પૂરું પાડીને મારો ધર્મ બજાવું છું. વળી મારા ધંધા અંગે હું ઘણા જનાવરોનું પોષણ કરું છું, તેથી પણ ધર્મી છું, એટલે આ ધોળા મહેલમાં દાખલ થયો છું.'

કલાલે જણાવ્યુ કે 'હું અનેક માણસોની દારૂ પીવાની તલપ બુઝાવીને ધર્મનું પાલન કરી રહ્યો છું. વળી મારો બનાવેલો દારૂ પીતાં માણસો ખૂબ સ્ફૂર્તિમાં આવી જાય છે અને આ દુનિયાનાં તમામ દુઃખ–દર્દો ભૂલી જાય છે. જાણે સ્વર્ગમાં મહાલતા હોય તેવો તેમને અનુભવ થાય છે, તેથી એક ધર્મી તરીકે હું આ ધોળા મહેલમાં દાખલ થયો છું.'

વેશ્યાએ જવાબ આપ્યો કે 'હું પણ અનેક માણસોનાં મનનું રંજન કરું છું તથા તેમનાં તનમાં પ્રકટેલી વિષયની જ્વાલાને બુઝાવું છું, તેથી એક ધર્મી તરીકે આ ધોળા મહેલમાં દાખલ થઈ છું.'

ખેડૂતે કહ્યું કે 'તમામ પવિત્ર પુરુષો જે અન્ન ખાય છે, તેને નીપજાવનારો હું છું, એટલે બધા પર મારો મોટો ઉપકાર છે, તેથી હું આ ધોળા મહેલમાં દાખલ થયો છું.'

વેપારીએ જણાવ્યું કે 'લોકોને જે જે વસ્તુઓનો ખપ છે, તે બધી હું પૂરી પાડું છું. જો હું ગોળ–મરચું, તેલ–ઘી, અનાજ–દાલ–આટો વગેરે પૂરાં ન પાડું તો લોકોની શી વલે થાય ? તેથી બધા પર મારો મોટો ઉપકાર છે અને તે કારણે જ હું આ ધોળા મહેલમાં દાખલ થયેલો છું.'

આ રીતે દરેકે પોતપોતાના ધંધામાં ઉપકાર ગણાવ્યો અને પોતાની ગણતરી એક ધર્મી પુરુષ તરીકે કરાવી.

પછી મંત્રીશ્વર અભયકુમાર કાળા મહેલમાં ગયા. ત્યાં માત્ર ચાર જ પુરુષો બેઠેલા હતા. તે ચારે સદ્‌ગૃહસ્થો હતા, શ્રદ્ધાળુ હતા, વિવેકી હતા અને યથાશક્તિ ધર્મનું આરાધન કરનારા હતા, છતાં તેમાં દાખલ થયા હતા. તેમાંના એક–બેને તો મંત્રીશ્વર ઓળખતા પણ હતા.

મંત્રીશ્વરે પૂછ્યું કે 'તમે આ કાળા મહેલમાં કેમ દાખલ થયા છો ? ધોળા મહેલમાં જગા ન મળી કે શું ?' પેલાઓએ જવાબ આપ્યો કે 'મંત્રીશ્વર ! એવું નથી. અમે તો જાણીને જ આ મહેલમાં દાખલ થયા છીએ, કારણ કે હજી અમારામાં ધોળા મહેલમાં પેસવા જેટલી યોગ્યતા નથી. અમે અત્યાર સુધીમાં પાપપુણ્ય વિષે ઘણું જાણ્યું છે, તેમ છતાં પાપનો પરિહાર પૂર્ણ રીતે કરી શકતા નથી અને જે

છોડ્યું છે, તેમાં પણ અનેક જાતના અપવાદો રાખેલા છે. આ સંયોગોમાં અમારાથી ધોળા મહેલમાં દાખલ શી રીતે થઈ શકાય ?

અમે એટલુ સમજીએ છીએ કે જે માણસ હિંસા કરે નહિ, પરિગ્રહ રાખે નહિ, ક્રોધ કરે નહિ, માન સેવે નહિ, માયા આચરે નહિ, લોભને વશ થાય નહિ અને કજિયા-કંકાસમાં પડે નહિ, તેમજ ખોટી માન્યતા ધરાવે નહિ, તેજ સાચા અર્થમાં ધર્મી કહેવાય અને આવું ધર્મીપણુ હજી અમારામાં પ્રકટ્યું નથી, તેથી અમે અમારી જાતને અધર્મી માનીએ છીએ. અલબત્ત! તેમાથી જલ્દી કેમ છૂટાય, તેના મનોરથો સેવીએ છીએ, છતાં અમે ધર્મી છીએ, એવું કહેવાની હિંમત કરતા નથી ’

મંત્રીશ્વરે કહ્યું · ‘ મહાનુભાવો ! ધન્ય છે તમને અને ધન્ય છે તમારી સમજને ! તમારી ધારણા મુજબનો ધર્મ તમે આચરી શક્યા નથી, પરંતુ આચરવાનો પ્રયત્ન કરી રહ્યા છો અને તેમાં થતી નાની મોટી સ્ખલનાઓ દૂર કરી રહ્યા છો, માટે તમે જ ખરા ધર્મી છો ખરેખર ! તમારા જેવા પુરુષોથી જ આ રાજગૃહી નગરી ઉજળી છે. ’

પછી તેમને ધોળા મહેલમાં લઈ ગયા અને તેમની હકીકત સમજાવતાં બધાએ પોતાનું મસ્તક નીચું નમાવ્યું. આ પ્રયોગથી બધાને ખાતરી થઈ કે પોતાના નગરમાં ધર્મીઓની સંખ્યા ઓછી છે અને અધર્મીઓની સંખ્યા વધારે છે.

'મિથ્યાત્વ પાંચ પ્રકારનું કહેલું છે: આભિગ્રહિક, અનભિગ્રહિક, આભિનિવેશિક, સાંશયિક અને અનાભોગિક.'

ખરા-ખોટાની પરીક્ષા કર્યા વિના પોતાની મતિમાં આવ્યું તે જ સાચું માની લેવું તે **આભિગ્રહિક મિથ્યાત્વ.** બધા ધર્મોને સારા માનવા, બધાં દર્શનોને રૂડાં માનવાં, સહુને વંદવું, સહુને પૂજવા એમ વિષ અને અમૃતને સરખાં ગણવાં તે **અનભિગ્રહિક મિથ્યાત્વ.** સત્ય માર્ગ જાણવા છતાં કોઈ પ્રકારનો આગ્રહ બંધાઈ જવાથી અસત્ય માર્ગની પ્રરૂપણા કરવી તે **આભિનિવેશિક મિથ્યાત્વ.** જે નિહ્નવો થયા તે આ પ્રકારના મિથ્યાત્વવાળા હતા. પોતાનાં અજ્ઞાનથી જિનવાણીના અર્થ સમજે નહિ અને તેમાં ડગમગતો રહે તે **સાંશયિક મિથ્યાત્વ.** અને અ-અજાણપણાને લીધે કંઈ સમજે નહિ તે **અનાભોગિક મિથ્યાત્વ.** અવ્યક્ત એવા એકેન્દ્રિયથી માંડીને અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીના જીવોને આ પ્રકારનું મિથ્યાત્વ હોય છે.

આ એક પ્રકારનો દૃષ્ટિવિપર્યાસ છે. તેના લીધે જીવ અધર્મમાં ધર્મસંજ્ઞાવાળો અને ધર્મમાં અધર્મસંજ્ઞાવાળો થાય છે; અમાર્ગમાં માર્ગ સંજ્ઞાવાળો અને માર્ગમાં અમાર્ગસંજ્ઞાવાળો થાય છે; અજીવમાં જીવસંજ્ઞાવાળો અને જીવમાં અજીવસંજ્ઞાવાળો થાય છે; અસાધુમાં સાધુસંજ્ઞા-વાળો અને સાધુમાં અસાધુસંજ્ઞાવાળો થાય છે, તથા અમુક્ત-માં મુક્તસંજ્ઞાવાળો અને મુક્તમાં અમુક્તસંજ્ઞાવાળો થાય છે. વળી જે દેવ, ગુરુ તથા પર્વો લૌકિક એટલે સામાન્ય

કોટિના—માત્ર વ્યાવહારિક સપાટીને જ સ્પર્શનારાં છે, તેમાં પણ અનુરાગવાળો થાય છે અને જે દેવ, ગુરુ અને પર્વો લોકોત્તર એટલે ઉત્તમ કોટિના—તાત્ત્વિક ભૂમિકાને સ્પર્શનારા છે. તેમના વડે શ્રેયની સાધના કરવાને બદલે પ્રેયની પેરવીમા પડે છે, આમા તેનું કર્મબંધન ચાલુ જ રહે છે અને ભયંકર ભવસમુદ્રનો પાર કરી શકાતો નથી

મિથ્યાત્વનુ પ્રતિપક્ષી સમ્યક્ત્વ છે તેની પ્રાપ્તિ થાય તો જ મિથ્યાત્વ હઠે, તેથી બધા મુમુક્ષુઓએ સમ્યક્ત્વની પ્રાપ્તિ માટે પ્રયત્નશીલ રહેવાનું છે તમે લોગસ્સ ઉજ્જોઅગરે આદિ પદોથી તીર્થંકરોની સ્તુતિ કર્યા બાદ શું કહો છો?

कित्तिय-वंदिय-महिया, जेए लोगस्स उत्तमा सिद्धा ।
आरुग्ग-बोहिलाभं, समाहिवरमुत्तम दितु ॥

'જેઓ લોકોત્તમ છે, સિદ્ધ છે અને મન, વચન તથા કાયાથી સ્તવાયેલા છે, તેઓ મને આરોગ્ય એટલે મુક્તિનું સુખ આપો, બોધિલાભ એટલે સમ્યક્ત્વ આપો અને મરણસમયની શ્રેષ્ઠ સમાધિ આપો '×

## અવિરતિ

જેમા વિરતિ ન હોય તે અવિરતિ કહેવાય અહીં

× કીર્તન વડે વાચિક સ્તુતિ, વંદન વડે કાયિક સ્તુતિ અને પૂજન વડે માનસિક સ્તુતિ થાય છે, એટલે અહીં મન, વચન તથા કાયા વડે સ્તવાયેલા એમ સમજવાનુ છે ઉત્તમ શબ્દ મરણ સબધી સૂચન કરે છે અને વરનો અર્થ શ્રેષ્ઠ છે, એટલે અહીં મરણ સબંધી શ્રેષ્ઠ સમાધિ સમજવાની છે

વિરતિની મુખ્યતાએ અવિરતિ કહેવાય છે, એટલે વિરતિનો અર્થ સમજી લેવો જોઈએ વિરતિ એટલે વ્રત નિયમ, ત્યાગ કે પ્રત્યાખ્યાન તેથી જે આત્મા કોઈ પણ પ્રકારનું વ્રત લે છે, નિયમ ધારણ કરે છે, ત્યાગ આચરે છે કે પ્રત્યાખ્યાન કરે છે, તે વિરતિમા છે અને જેને કોઈ પણ વ્રત, નિયમ, ત્યાગ કે પ્રત્યાખ્યાન નથી, તે અવિરતિમા છે

અવિરતિના કારણે આત્મા પાચ ઇંદ્રિય અને છઠ્ઠા મન દ્વારા વિષયસુખમા તલ્લીન બને છે અને છ કાયના જીવોની હિસા આચરે છે, તેથી અવિરતિને કર્મબધનું કારણ માનવામા આવ્યું છે બારણા બધ ન કર્યા હોય તો ઘરમા કચરો આવ્યા જ કરે, તેમ જે આત્માઓએ કોઈ પણ પ્રકારનો વિરતિભાવ ધારણ ન કર્યો હોય, તેને કર્મ લાગતા જ રહે, વળગતા જ રહે, એ દેખીતું છે

અહી એ સ્પષ્ટતા કરવી જરૂરી છે કે આત્મા પોતે કર્મને ગ્રહણ કરે છે તો પણ કર્મ લાગ્યા, કર્મ વળગ્યા, એમ કહેવાય છે, તે એક જાતનો ભાષાનો વ્યવહાર છે આપણે ગુદર લગાડીને પોસ્ટની ટિકિટને ચોડીએ છીએ, છતા ટિકિટ ચોટી એમ કહેવાય છે કે નહિ?

સાધુ મહાત્માઓ તમને રોજ વ્યાખ્યાન-વાણી સંભળાવે છે અને કઈક પણ વ્રત-નિયમ-ત્યાગ-પ્રત્યાખ્યાન કરવાનુ કહે છે, તેનુ રહસ્ય એ જ છે કે તમે કર્મબધન-માથી બચી શકો અને તમારા આત્માનો ઉદ્ધાર કરી શકો.

## કષાય

જીવના શુદ્ધ સ્વરૂપને જે કલુષિત કરે તે કષાય કહેવાય છે. અથવા જેનાથી કષ એટલે સંસારનો આય એટલે લાભ થાય, અર્થાત્ સંસાર વૃદ્ધિ પામે તે કષાય કહેવાય છે. આ કષાયના ચાર પ્રકારો છે. (૧) ક્રોધ, (૨) માન, (૩) માયા અને (૪) લોભ શાસ્ત્રકારોએ તેને ભયંકર અધ્યાત્મ-દોષો કહ્યા છે

कोहं च माणं च तहेव मायं, लोभं चउत्थं अज्झत्थदोसा ।

ક્રોધ એટલે ગુસ્સો, દ્વેષ કે વૈર લેવાની વૃત્તિ. માન એટલે અભિમાન, અહંકાર કે મદ માયા એટલે કપટ, દગો કે અન્યને છેતરવાની વૃત્તિ, અને લોભ એટલે તૃષ્ણા, લાલસા, કે વધારે ને વધારે લેવાની વૃત્તિ.

આ દરેક કષાયના અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાનીય, પ્રત્યાખ્યાનીય અને સંજ્વલન એવા ચાર ચાર પ્રકારો છે, તેનું વર્ણન આગળ પર કરીશું.

આ સોળ પ્રકારના કષાયને જન્મ આપનાર નવ પ્રકારના નોકષાયો છે, એટલે તેનો નિર્દેશ પણ અહીં અવશ્ય કરવો જોઈએ તે આ પ્રમાણે · (૧) હાસ્ય, (૨) રતિ, (૩) અરતિ, (૪) ભય, (૫) શોક, (૬) જુગુપ્સા, (૭) પુરુષવેદ, (૮) સ્ત્રીવેદ અને (૯) નપુંસકવેદ અહીં વેદ શબ્દથી કામ-સંજ્ઞા સમજવી

કષાય એ કર્મબંધનું પ્રબળ કારણ છે, તેથી જ શાસ્ત્રકારોએ તેનાથી દૂર રહેવાનો વારંવાર ઉપદેશ આપેલો છે.

## યોગ

ચૂલા પર પાણીની દેગ ચડાવી હોય અને પાણી ગરમ થવા લાગે ત્યારે એના પ્રદેશોમાં જે રીતે સ્પંદન થાય છે, આંદોલન જામે છે, ચંચળતા પ્રગટે છે, તેજ પ્રમાણે બાહ્ય અને અભ્યંતર નિમિત્તો મળતાં આત્મપ્રદેશોમાં જે સ્પંદન થાય છે, આંદોલન જામે છે, ચંચળતા પ્રકટે છે, તેને શાસ્ત્રીય પરિભાષામાં યોગ કહેવામાં આવે છે. આ યોગ ત્રણ પ્રકારનો છે: (૧) મનોયોગ, (૨) વચનયોગ અને (૩) કાયયોગ. મનના વિવિધ વ્યાપારો એ મનોયોગ છે, વાણી કે વચનને લગતા વ્યાપારો એ વચનયોગ છે અને શરીર કે કાયાને લગતા વ્યાપારો એ કાયયોગ છે કર્મનો બંધ થવામા યોગ અતિ મહત્ત્વનો ભાગ ભજવે છે, એ ભૂલવાનું નથી.

## કર્મબંધના પ્રકારો

કર્મબંધનાં કારણો સમજ્યા પછી કર્મબંધના પ્રકારો પણ સમજી લેવા જોઈએ. કર્મબંધના ચાર પ્રકારો છે: (૧) પ્રકૃતિબંધ, (૨) સ્થિતિબંધ, (૪) રસબંધ અને (૪) પ્રદેશબંધ.

પ્રકૃતિ એટલે સ્વભાવ, સ્થિતિ એટલે કાલની મર્યાદા, રસ એટલે અનુભવ અને પ્રદેશ એટલે પરમાણુઓ

જેમ કોઈ લાડુ વાયુ કરે, કોઈ લાડુ પિત્ત કરે, કોઈ લાડુ કફ કરે, એ તેનો સ્વભાવ કહેવાય, તેમ કોઈ કર્મ જ્ઞાનને રોકે, કોઈ કર્મ દર્શનને રોકે, કોઈ કર્મ શક્તિને રોકે તે એનો સ્વભાવ કહેવાય. કર્મ બાંધતી વખતે આ સ્વભાવ નક્કી થાય છે.

જેમ વૃક્ષને ફળ આપવાનો કાળ હોય છે, તેમ કર્મને પણ ફળ આપવાનો કાળ હોય છે આ કાળ ઓછામાં ઓછો અતમુહૂર્તનો અને વધારેમાં વધારે સીત્તેર કોડાકોડી સાગરોપમનો હોય છે. કર્મ બાંધતી વખતે આ કાળ નિયત થાય છે.

કર્મ બાધતી વખતે તીવ્ર અથવા મંદ જેવા પરિણામ હોય તેવો રસ પડે છે અને જેવો રસ પડયો હોય તે પ્રમાણે તેનું અતિ તીવ્ર, તીવ્ર, મદ, મદતર ફળ ભોગવવું પડે છે.

આત્મા પોતાની સમીપે રહેલા કર્મસ્કધોને યોગનાં કારણે પોતાના ભણી ખેંચે છે અને તેને આત્મપ્રદેશોમાં ઓતપ્રોત બનાવી દે છે, તેને શાસ્ત્રીય પરિભાષામાં પ્રદેશ-બંધ કહેવામાં આવે છે

અહીં એ જણાવવું જરૂરનું છે કે જે આકાશપ્રદેશમાં આત્મપ્રદેશ અવગાહીને રહેલા છે, તે જ આકાશપ્રદેશમાં કર્મયોગ્ય પુદ્ગલસ્કંધો પણ અવગાહીને રહેલા છે આવા જ પુદ્ગલસ્કધો જીવ ગ્રહણ કરી શકે છે જે આકાશપ્રદેશને આત્માએ અવગાહેલા નથી અને જે કર્મસ્કધો આત્મપ્રદેશથી દૂર છે, તેના કર્મપુદ્ગલ ગ્રહણ કરવાનું કે તેને કર્મરૂપે પરિણમાવવાનુ હોતું નથી આત્માના પ્રદેશો સાથે અવગાઢ કર્મસ્કધો પણ સ્થિત અર્થાત્ સ્થિર હેય, તેને જ જીવ ગ્રહણ કરી શકે છે, અસ્થિર અથવા ચચળ કર્મસ્કધોને જીવ ગ્રહણ કરતો નથી.

જીવ કર્મબધ બે પ્રકારે કરે છે . નિકાચિત અને અનિકાચિત કર્મ બાધતી વખતે જીવ જો કષાયના તીવ્ર પરિ-

ણામ અને લેશ્યાવાળો હોય છે, તો તેને નિકાચિત કર્મબંધ થાય છે અને કર્મ બાંધતી વખતે જો કષાયના મંદ પરિણામ અને લેશ્યાવાળો હોય છે, તો તેને અનિકાચિત કર્મબંધ થાય છે. અનિકાચિતપણે કર્મ બાંધ્યું હોય અને પાછળથી જીવના પરિણામ બદલાઈ જાય તો વ્રત, નિયમ, તપ, ધ્યાન આદિ દ્વારા પૂર્વે બાંધેલ અનિકાચિત કર્મની નિર્જરા પણ થઈ જાય છે.

અનિકાચિત કર્મબંધ પણ ત્રણ પ્રકારનો હોય છે : સ્પૃષ્ટ બદ્ધ અને નિધત્ત. તેમાં જે કર્મબંધ અતિ શિથિલ હોય તે સ્પૃષ્ટ, શિથિલ હોય તે બદ્ધ અને કંઈક ગાઢ હોય તે **નિધત્ત** કહેવાય છે. સોયનાં દૃષ્ટાંતથી આ વાત વધારે સ્પષ્ટ થશે.

સોયનો એક ઢગલો પડ્યો હોય, એના પર હાથ મૂકીએ તો તે વીખરાઈ જાય છે, એ રીતે જે કર્મોનું બંધન અતિ શિથિલ હોય અને સામાન્ય પશ્ચાતાપ આદિથી તૂટી જાય તે સ્પૃષ્ટ કર્મબંધ જાણવો.

સોયોને દોરામા પરોવી હોય તો તેને ખગતા—નીકળતાં—છૂટી પડતાં વાર લાગે છે, એ રીતે જે કર્મનું બંધન તોડતાં કંઈક વાર લાગે અને વિશિષ્ટ આલોચનાદિથી તૂટે તે બદ્ધ કર્મબંધ જાણવો

જો સોયોને દોરામાં પરોવી હોય અને કટાઈ જવાથી તે અરસપરસ ચોંટી ગયેલી હોય તો તેને છૂટી પાડવામાં મહેનત પડે છે, તેમ જે કર્મબંધન ગાઢ હોય અને જેને

તોડવા માટે તપાદિ વિશિષ્ટ અનુષ્ઠાન કરવું પડે, તે નિધત્ત કર્મબંધ જાણવો.

જો સોયોને કૂટી કૂટીને તેનો ગઠ્ઠો કરી નાખ્યો હોય તો તે કોઈ રીતે છૂટી પડી શકતી નથી, તેમ જે કર્મબંધન અતિ ગાઢ હોય અને જેનું ફળ ભોગવ્યા વિના છૂટકો જ ન હોય, તેને નિકાચિત કર્મબંધ જાણવો.

અશુભકર્મનો નિકાચિત બંધ થાય તો જીવને અનેક પ્રકારની યાતનાઓ સહન કરવી પડે છે, માટે તેમાંથી બચવું. હસતાં હસતાં બાંધેલાં કર્મો ગમે તેટલું રોવા છતાં છૂટતાં નથી, એ વાત યાદ રાખવી. શ્રેણિક મહારાજા જ્યારે ધર્મ પામ્યા ન હતા, ત્યારે તેમણે એક હરિણીનો શિકાર કર્યો. હરિણી ગર્ભવતી હતી. રાજા શ્રેણિકનાં બાણથી એક સાથે બન્નેના પ્રાણ ચાલ્યા ગયા. રાજા શ્રેણિકે વિચાર્યું કે 'હું કેવો પરાક્રમી ! કેવો બળવાન કે એક જ બાણે બન્નેને વીંધી નાખ્યાં.' આવા તીવ્ર અધ્યવસાયથી તેમને કર્મનો નિકાચિત બંધ થયો અને નરકમાં અવશ્ય જવું પડ્યું.

અનિકાચિત કર્મબંધમાં શુભ અધ્યવસાયો દ્વારા પાછળથી પરિવર્તન થઈ શકે છે, પણ નિકાચિત કર્મબંધમાં કંઈ પરિવર્તન થઈ શકતું નથી. તેથી જ જ્ઞાનીઓ એવો કર્મબંધ ન કરવા વારવાર ચેતવણી આપે છે.

વિશેષ અવસરે કહેવાશે.



વ્યાખ્યાન વીસમુ

## યોગબળ

મહાનુભાવો !

આપણે કર્મના વિષયમા આગળ વધીએ તે પહેલા એટલુ જાણવું જરૂરી છે કે દરેક શાસ્ત્રને પોતાની પરિભાષા હોય છે, તે બરાબર લક્ષમા રાખવી જોઈએ જો એ લક્ષમા ન રહે તો વાત ગોટાળે ચડે અને અર્થનો અનર્થ થાય. કોઈ એમ કહે કે 'સિંધવ લાવો ' અહી જો ભોજનનો પ્રસગ હોય તો સિધાલુણ લાવવુ જોઈએ અને રણે ચડવાનો પ્રસગ હોય તો ઘોડો હાજર કરવો જોઈએ પણ ભોજનના પ્રસગમા ઘોડો લાવવામા આવે અને રણના પ્રસગમા સિધાલુણ હાજર કરવામા આવે તો તેથી શો અર્થ સરે ?

ગત વ્યાખ્યાનમા અમે કર્મબધ વિષે કેટલુક વિવેચન કર્યું અને તેમા કર્મબધના કારણો એટલે હેતુઓ જણાવ્યા આ હેતુએમા ચોથો હેતુ ' યોગ ' હતો આ યોગ શબ્દનો અર્થ તમારા લક્ષમા બરાબર રહ્યો છે ને ? શાસ્ત્રોમા અનેક જગાએ યોગ શબ્દનો પ્રયોગ આવે છે અને તેમા એમ પણ કહેવાયુ છે કે ' યોગથી કર્મબધન તૂટે છે ' પરંતુ અમે અહીં એમ કહેવા ઇચ્છીએ છીએ કે ' યોગથી કર્મ

બંધન થાય છે.' આ બે વસ્તુઓ તમને ભ્રમણામાં ન નાખે એટલા માટે જ આ પ્રશ્ન પૂછીએ છીએ.

તમે આ બંને વાક્યો પર વિચાર કરો અને કંઈ સૂઝ ન પડે તો શું કહેવાના? 'શાસ્ત્રોમાં પણ પરસ્પર વિરુદ્ધ વાતો કહેલી છે,' એ જ કે બીજું કંઈ? પણ તમે ખાતરીથી માનજો કે સર્વજ્ઞ વીતરાગ ભગવંતનાં શાસ્ત્રોમાં પરસ્પર વિરુદ્ધ વાતો કદી પણ હોય નહિ. એ તમારી સમજનો દોષ છે અને તેનો ટોપલો તમે શાસ્ત્રોનાં માથે ઓઢાડો છો. થોડાં સ્પષ્ટીકરણથી આ વસ્તુ બરાબર સમજી શકશો.

જ્યાં એમ કહ્યું છે કે 'યોગથી કર્મબંધન તૂટે છે' ત્યાં યોગનો અર્થ પ્રણિધાનથી અત્યંત શુદ્ધ થયેલો એવો ધર્મવ્યાપાર છે.× આવા ધર્મવ્યાપારથી કર્મબંધન તૂટે એમાં આશ્ચર્ય શું? જે જે મહાપુરુષોનાં કર્મબંધન તૂટ્યાં, તે પ્રણિધાનથી અત્યંત શુદ્ધ થયેલા ધર્મવ્યાપાર વડેજ તૂટ્યાં છે.

અહીં અમે એમ કહેવા ઈચ્છીએ છીએ કે 'યોગથી કર્મબંધન થાય છે' આ વાત પણ એટલી જ સાચી છે. પરંતુ અહીં યોગ શબ્દ પ્રણિધાનથી અત્યંત શુદ્ધ થયેલા ધર્મવ્યાપારના અર્થમાં નથી. એ આત્મપ્રદેશના આંદોલન

---

× मुक्खेण जोयणाओ, जोगो सव्वोवि धम्मवावारो ।
परिसुद्धो विन्नेओ, ठाणाइगओ विसेसेणं ॥

—શ્રી હરિભદ્રસૂરિકૃત યોગવિંશિકા.

'પ્રણિધાનથી અત્યંત શુદ્ધ થયેલો એવો સર્વે પણ ધર્મવ્યાપાર મોક્ષમાં જોડનારો હોવાથી યોગ જાણવો અને વિશેષથી તો સ્થનાદિગત એવો જે ધર્મવ્યાપાર તેને યોગ જાણવો.'

કે સ્પંદનના અર્થમાં છે. આત્મપ્રદેશના આદોલન કે સ્પંદન રૂપી યોગવડે આત્મા કાર્મણવર્ગણાને પોતાની અંદર ભેળવી દે છે અને એ રીતે કાર્મણવર્ગણાનું આત્મા સાથે મળી જવું એ જ કર્મબંધ છે. એટલુ યાદ રાખજો કે કાર્મણ વર્ગણાઓ જ્યારે આત્મા સાથે મળી જાય ત્યારે જ તે કર્મ કહેવાય છે, તે પહેલાં નહિ.

## યોગ એટલે પ્રવૃત્તિ

• અહીં તમે પ્રશ્ન કરશો કે ' આત્મપ્રદેશોનાં આંદોલન કે સ્પંદનને અન્ય કોઈ સંજ્ઞા ન આપતાં યોગસંજ્ઞા કેમ આપી ? ' તેનો ખુલાસો એ છે કે યોગ શબ્દનો એક અર્થ વ્યાપાર કે પ્રવૃત્તિ થાય છે અને આત્મપ્રદેશોનું આંદોલન કે સ્પંદન એ આત્માનો વ્યાપાર કે પ્રવૃત્તિ છે, તેથી તેને યોગસંજ્ઞા આપવામાં આવી છે. સામાયિક ગ્રહણ કરતી વખતે તમે करेमि भंते ! सामाइयं सावज्जं जोगं पच्चक्खामि એ શબ્દો બોલો છો. ત્યાં जोगं એટલે યોગનો અર્થ વ્યાપાર કે પ્રવૃત્તિ જ છે.

## આત્મપ્રદેશમાં આંદોલન શાથી થાય છે ?

' આત્મપ્રદેશમાં જે આંદોલન કે સ્પંદન થાય છે, તે શાથી થતું હશે ? ' એ પ્રશ્ન પણ તમારાં મનમાં ઉઠશે. તેનો ઉત્તર એ છે કે ' આત્માનો સ્વભાવ સંયોગ અર્થાત્ કારણ મળતાં આંદોલિત થવાનો છે, કારણ ન હોય તો તે તદ્દન સ્થિર રહે છે. દાખલા તરીકે સિદ્ધ ભગવંતના આત્મ-

પ્રદેશો તદ્દન સ્થિર છે, કારણ કે ત્યાં આત્મપ્રદેશોને આંદો-લિત કરનારું કારણ વિદ્યમાન નથી.'

અહીં એ સ્પષ્ટતા કરી દઈએ કે આત્માના બધા પ્રદેશો આંદોલિત થાય છે, પણ તેની મધ્યમાં જે આઠ રુચક પ્રદેશો છે, તે કદી આંદોલિત થતા નથી, અર્થાત્ તદ્દન સ્થિર રહે છે. એનું કારણ એ પ્રકારનો તેનો સ્વભાવ છે.

આત્મપ્રદેશોને આંદોલિત કરનારું કારણ બે પ્રકારનું હોય છે: એક બાહ્ય અને બીજું અભ્યંતર. તેમાં બાહ્ય કારણને શાસ્ત્રીય પરિભાષામાં અભિસંધિ કહેવામાં આવે છે, એટલે તેનાથી થતો યોગ તે '**અભિસંધિજ યોગ**' છે અને અભ્યંતર કારણને શાસ્ત્રીય પરિભાષામાં અનભિસંધિ કહેવામાં આવે છે, એટલે તેનાથી થતો યોગ તે '**અનભિ-સંધિજ યોગ**' છે.

ખાવું, પીવું, હાલવું, ચાલવું, દોડવું, ખેંચવું, વગેરે બાહ્ય કારણ છે. તેના લીધે આત્મપ્રદેશોમાં આંદોલન થાય છે. તમે દોડતા હો કે કોઈ સાથે કુસ્તી કરતા હો, ત્યારે તમારાં શરીરમાં લોહીનો વેગ કેટલો વધી જાય છે? એ અભિસંધિજ યોગ છે. તેમાં પ્રયત્નની મુખ્યતા છે.

તમે શાંત બેઠા હો કે ઊંઘતા હો, ત્યારે પણ તમારા આત્મપ્રદેશોમાં આંદોલન ચાલુ હોય છે. તે વખતે કોઈ તમારી નાડી તપાસે તો તેમાં ધબકારા થાય છે કે નહિ? એ અનભિસંધિજ યોગ છે. તેમાં પ્રયત્નની આવશ્યકતા નથી.

## યોગસ્થાનક

યોગનું બળ દરેક વખતે સરખું હોતું નથી. તેમાં

સંયોગવશાત્ ઓછાવત્તાપણું થયા જ કરે છે. આ ઓછાવત્તાપણું સૂચવવા માટે શાસ્ત્રમાં 'યોગસ્થાનક' શબ્દનો ઉપયોગ થયેલો છે. આજે કોઈ પણ મશીનનું બળ બતાવવું હોય તો હોર્સપાવરની સંજ્ઞાનો ઉપયોગ થાય છે. જેમ કે આ મશીનમાં ૫૦ હોર્સપાવરનું બળ છે, ૧૦૦ હોર્સપાવરનું બળ છે, વગેરે. વીજળીનું બળ બતાવવા માટે વોલ્ટની સંજ્ઞાનો ઉપયોગ થાય છે. જેમકે–અહીં વીજળીનું દબાણ ૪૦૦ વોલ્ટ પાવરનું છે, માટે કોઈએ અડવું નહિ યોગસ્થાનક એ યોગનું બળ બતાવનારી સંજ્ઞા છે.

યોગબળનું પ્રમાણ અનેક–અસંખ્ય પ્રકારનું હોઈ યોગસ્થાનકો પણ અસંખ્ય પ્રકારના સંભવે છે

### પ્રદેશબંધ

આ પરથી એમ સમજવાનું કે દરેક સમયે આત્મામાં કોઈ પણ એક પ્રકારનું યોગસ્થાનક અવશ્ય હોય છે અને આત્મા તે યોગસ્થાનક પ્રમાણે જ કર્મણુવર્ગણા ગ્રહણ કરે છે. જો યોગસ્થાનક મંદ હોય તો આત્મા ઓછી કાર્મણવર્ગણા ગ્રહણ કરે અને તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ હોય તો તે પ્રમાણે વધારે કાર્મણવર્ગણા ગ્રહણ કરે. કાપડનો કોઈ સંચો ધીમી ગતિએ ચાલતો હોય તો ઓછું કાપડ વણે અને ઝડપથી ચાલતો હોય તો વધારે કાપડ વણે, એ તમે જાણો છો.

કાર્મણવર્ગણાઓ ગ્રહણ થતાં જ તે આત્મપ્રદેશો સાથે ભળી જાય છે તથા પૂર્વનાં કર્મો સાથે ચોંટી જાય છે. તમે પૂછશો કે નવાં કર્મો પૂર્વનાં કર્મો સાથે શા માટે ચોંટી જાય?

એટલે જણાવીએ છીએ કે નવાં કર્મનાં પરમાણુઓમાં ચીકાશ હોય છે, એટલે તે પૂર્વનાં કર્મો સાથે ચોંટી જાય છે.

આ ક્રિયામાં કાર્મણવર્ગણાના પરમાણુઓનો સમૂહ આત્મપ્રદેશો સાથે મિશ્ર થાય છે, એટલે તેને પ્રદેશબંધ કહેવામાં આવે છે.

## પ્રકૃતિબંધ પણ યોગબળથી જ પડે છે.

ચાર પ્રકારના કર્મબંધમાંથી પ્રદેશબંધની વાત થઈ. બાકી રહ્યા ત્રણ કર્મબંધો : પ્રકૃતિબંધ, સ્થિતિબંધ અને રસબંધ, તેમાં પ્રકૃતિબંધ પણ યોગબળથી જ પડે છે.

'એક સાથે બે બંધો શી રીતે પડતા હશે ? એવો પ્રશ્ન કદાચ તમારાં મનમાં ઉઠશે, પણ એકી સાથે અનેક ક્રિયાઓ થઈ શકે છે. એન્જિનમા કોલસા પૂરાતા હોય છે, પાણી ઉકળી રહ્યુ હોય છે, તેની વરાળ થતી હોય છે, તેનો ધક્કો લાગતાં દંડ ઊંચોનીચો થતો હોય છે અને પૈડું ચાલતું હોય છે, વગેરે વગેરે. અહીં પણ તેમજ સમજવું.

જે સમયે કાર્મણવર્ગણા આત્મપ્રદેશો સાથે મિશ્રિત થાય છે—મળી જાય છે, તેજ સમયે યોગસ્થાનકનાં બળ મુજબ તેના ભાગલા પડી જાય છે અને તે દરેક ભાગલાના સ્વભાવનો—કાર્યોનો નિયમ થઈ જવો તેનું નામ જ **પ્રકૃતિબંધ.**

જો કર્મના ભાગલા ન થતા હોય અને તેનો જૂદો જૂદો સ્વભાવ નક્કી ન થતો હોય તો કર્મ એક પ્રકારનું જ રહે અને તેનું પરિણામ પણ એક પ્રકારનું જ આવે. પણ આપણે જાણીએ છીએ કે કર્મનું પરિણામ વિચિત્ર હોય છે,

એટલે કર્મનો સ્વભાવ એક સરખો નહિ, પણ વિવિધતાવાળો છે. અને તે પ્રદેશબંધ પડતી વખતે જ નિર્માણ થાય છે.

અહીં એટલુ યાદ રાખવું કે કાર્મણ વર્ગણાના ભાગલા પડે છે, ત્યારે તે પોતે પોતાના જથ્થામાં ચોંટી જાય છે. એક મોટી વખારમાં અનેક જાતનો માલ આવે છે, પણ તે બધો પોતપોતાની જાતમાં ગોઠવાઈ જાય છે, તેના જેવી જ આ ક્રિયા છે.

## કર્મની મૂળ પ્રકૃતિ

કર્મનો સ્વભાવ કુલ આઠ પ્રકારનો છે, એટલે કર્મની મૂળ પ્રકૃતિ આઠ માનવામાં આવી છે : (૧) જ્ઞાનાવરણીય, (૨) દર્શનાવરણીય, (૩) વેદનીય, (૪) મોહનીય, (૫) આયુષ્ય, (૬) નામ, (૭) ગોત્ર અને (૮) અંતરાય.

અહીં એક મહાનુભાવ પ્રશ્ન કરે છે કે 'કર્મની પ્રકૃતિને મૂળ વિશેષણ લગાડવાનું કારણ શું?' તેનો ઉત્તર એ છે કે 'દરેક કર્મની ઉત્તર પ્રકૃતિઓ પણ છે, તેનાથી ભિન્નતા દર્શાવવા માટે અહીં મૂળ એવું વિશેષણ લગાડેલુ છે.'

તમે 'અષ્ટકર્મ' એવો શબ્દપ્રયોગ તો ઘણી વાર સાંભળ્યો હશે. ચૈત્યવદનો, સ્તવનો, સજ્ઝાયો વગેરેમાં તે અનેક વખત આવે છે. ત્યાં અષ્ટકર્મથી કર્મની આ મૂળ આઠ પ્રકૃતિઓ સમજવાની છે.

## આયુષ્યપ્રકૃતિનો બંધ ક્યારે અને કેમ પડે?

કર્મની આઠ પ્રકૃતિઓમાં આયુષ્યપ્રકૃતિનો બંધ એક

જ વાર પડે અને બાકીની સાત પ્રકૃતિઓનો બંધ સમયે સમયે પડતો રહે. કોઈ પણ સંસારી આત્મા એવો ન હોય કે જે પોતાના ભવ દરમિયાન આયુષ્યકર્મ બાંધ્યા વિનાનો રહે.

આયુષ્યકર્મ હોય ત્યાં સુધી જીવાય. એ કર્મ પૂરું થયુ કે દેહને છોડવો પડે અને નવો દેહ ધારણ કરવો પડે. તમે મુંબઈથી સુરતની ટીકીટ કઢાવી હોય તો મુંબઈથી સુરત સુધીની મુસાફરી જ કરી શકો. સુરત સ્ટેશને તમારે નીચે ઉતરવું જ પડે. આ સ્થિતિને તેના જેવી જ સમજો.

ગયા જન્મમાં તમે જે આયુષ્યકર્મ બાંધીને આવ્યા, તે આ જન્મમાં ભોગવવાનું અને વર્તમાન જન્મમાં જે આયુષ્યકર્મ બાધશો તે આવતા જન્મમાં ભોગવવાનું. જ્યાં સુધી તમારુ આયુષ્ય હોય ત્યા સુધી તમે જીદગી ભોગવી શકો અને તેનો સદુપયોગ કરો તો આત્માનું ભલુ કરી શકો. જો એ જીંદગી ગમે તેમ વેડફી નાખો તો ભારે કર્મબંધન થવાનું અને તેના ફળો ભોગવવા માટે વિવિધ યોનિઓમાં પરિભ્રમણ કરવાનું. ત્યાં કેવાં કેવાં દુઃખો ભોગવવાં પડે છે, તે તમે સારી રીતે જાણો છે.

આ જન્મમાં કેવું આયુષ્ય બાંધવું તે તમારા હાથની વાત છે. જો દાન, શીલ, તપ, ભાવ વગેરેનું આરાધન કરશો, તો મનુષ્ય કે દેવનું આયુષ્ય બાંધી શકશો અને ભોગવિલાસ કે દુરાચારમાં પડશો તો તિર્યંચ અને નરકનું આયુષ્ય બંધાશે.

તમે માનો છો કે જેમ જેમ દિવસો જાય છે, તેમ તેમ તમારી ઉંમર વધે છે અને આયુષ્ય મોટું થાય છે, પણ એ એક જાતનો ભ્રમ છે. એક દિવસ ગયો, એટલે આયુષ્ય એટલું ઘટયું. પરંતુ આ જગતમાં કેટલાક ભાષા-પ્રયોગ અવળો થાય છે.

આંખોમાં કંઈક રોગ થયો હોય ને તે લાલઘુમ બની જાય ત્યારે આપણે કહીએ છીએ કે 'આંખો આવી.' પરંતુ ખરી રીતે તો એ જવા બેઠી છે. કોઈને પેટનો દુખાવો થતો હોય ત્યારે જુનવાણી વિચાર પ્રમાણે લોઢાનો એક સળિયો ધગધગતો ગરમ કરી તેનો ડામ દેવામાં આવે છે. એને કહેવાય છે: 'ટાઢો દીધો.' એક માણસને બે પત્ની હોય તે એકબીજાને શોક્ય માને અને એક બીજાની ભયંકર ઈર્ષ્યા કરે, પણ કહેવાય ત્યારે બહેન. આપણા દેશમાં ગોલા નામની એક જાતિ છે, તે દળવા, ખાંડવા, ભરડવા વગેરે મહેનત-મજૂરીનું કામ કરે છે, પણ કહેવાય છે રાણા. આ રીતે મારી ઉંમર વધી એમ તમે કહો છો, તે પણ એક જાતનો અવળો ભાષાપ્રયોગ છે. ખરી રીતે તમારી ઉંમર વધતી નથી, પણ ઘટે છે.

એક વિદ્વાનને કોઈએ પૂછયું કે 'કેમ ભાઈ કુશલ છો ?' એ વિદ્વાને જવાબ આપ્યો કે 'જ્યાં પ્રતિદિન આયુષ્ય ઓછું થતું હોય ત્યાં કુશલતા કેવી ?' પણ તમને એવી કોઈ ફીકર-ચિંતા નથી, એટલે પોતાને કુશલ માનો છો અને આયુષ્ય ઝપાટાબંધ ચાલ્યું જાય છે.

મહાપુરુષો કહે છે

उत्थायोत्थाय बोद्धव्यं, किमद्य सुकृत कृतम् ।
आयुष खण्डमादाय, रविरस्तमय गत. ॥

'ઉઠી ઉઠીને વિચાર કરો કે આયુષ્યનો એક ટુકડો લઈને સૂર્ય તો અસ્તાચલ સમીપે ગયો, તે દરમિયાન મેં શું સુકૃત કર્યું ?'

પણ તમે પ્રમાદ કે મૂઢતાની ઘેરી નિદ્રામા પડયા છો, એટલે ઉઠતા નથી, જાગતા નથી અને કદાચ જાગતા હશો તો આવો વિચાર કરતા નથી

આયુષ્યકર્મ જીવનમા એક વાર બધાય ત્યારે જેવી ભાવના, મનોવૃત્તિ કે ક્રિયા હોય તે પ્રમાણે બધાય જો ભાવના મનોવૃત્તિ કે ક્રિયા શુભ હોય તો આયુષ્ય સદ્‌ગતિનુ બધાય અને અશુભ હોય તો દુર્ગતિનુ બધાય માટે મનુષ્યે સદા શુભ ભાવના, શુભ મનોવૃત્તિ રાખવી જોઈએ અને જ્ઞાનીઓએ બતાવેલી સત્ ક્રિયાઓમા મશગુલ રહેવુ જોઈએ જેણે આખુ જીવન પાપમય પ્રવૃત્તિઓમા ગાળ્યુ હોય, ખરાબ કામો કર્યા હોય, હલકી ભાવના રાખી હોય તે આયુષ્યકર્મ બાધતી વખતે દુર્ગતિનુ આયુષ્ય બાધે જો કે આમા પણ અપવાદ છે કેટલાક મનુષ્યો આખી જીદગી સારુ જીવન ગાળે અને જ્યારે આયુષ્યકર્મનો બધ પડવાનો વખત આવે ત્યારે જ તેમની ભાવના કે મતિમા બગાડો થાય, આથી તે દુર્ગતિનુ આયુષ્ય બાધે તે જ રીતે કેટલાક માણસોએ આખુ જીવન ખરાબ ગાળ્યુ હોય પણ જ્યારે

આયુષ્યનો બંધ પડવાનો હોય ત્યારે તેમની મતિ સુધરી જાય અને તેઓ સદ્ગતિનું આયુષ્ય બાંધે. પરંતુ આવા દાખલાઓ ક્વચિત જ બને, તેથી તેને અપવાદરૂપ સમજવા. રાજમાર્ગ તો ઉપર જણાવ્યો તે છે.

આપણને આપણી જન્મતારીખની ખબર છે, પણ મરણતારીખની ખબર નથી. આનો અર્થ તો એ થયો કે આપણે બધો વખત સાવચેત રહેવું જોઇએ અને સારાં કાર્યો કરવાં જોઈએ.

સંખ્યાત વર્ષની ઉંમરવાલા મનુષ્ય અને તિર્યંચો તેની જીંદગીના ત્રીજા ભાગમાં આયુષ્ય બાંધે. દાખલા તરીકે કોઈની ઉમર ૬૦ વર્ષની હોય તો ૪૦ વર્ષ સુધી ન બાંધે, પણ ૪૦ વર્ષ પૂરાં થાય તે જ સમયે બાંધે. આ વખતે તેની ઉંમરનો ત્રીજો ભાગ બાકી હોય છે. જો એ વખતે આયુષ્ય ન બાંધે તો જે વર્ષ બાકી રહ્યા તેના ત્રીજા ભાગે બાંધે, અર્થાત્ ૧૩ વર્ષ અને ૪ મહિના જાય ત્યારે બાંધે, અને ત્યારે ન બાંધે તો બાકી રહેલા ૬ વર્ષ અને ૮ મહિનાના ત્રીજા ભાગે બાંધે. એમ આયુષ્યનો ત્રીજો ભાગ કરતાં જવાનું. જો એ કોઈ સમય દરમિયાન આયુષ્યકર્મ ન બંધાય તો છેવટે મરણ સમયે અંતમુહૂર્તમાં પણ બાંધે. પરંતુ બાંધ્યા સિવાય રહે નહિ.

જ્ઞાનીઓ કહે છે કે આયુષ્યનો બંધ મોટા ભાગે પર્વ તિથિને દિવસે પડે છે, એટલે તે દિવસે ધર્મારાધન વિશેષ પ્રમાણમાં કરવું. આપણે ત્યાં પર્વતિથિને દિવસે પૌષધ

કરવાનો રિવાજ છે અને તે ન બની શકે તો યથાશક્તિ તપશ્ચર્યા તથા ધર્મધ્યાન કરવાનું વિધાન છે. છેવટે અભક્ષ્યનો ત્યાગ, લીલોતરીનો ત્યાગ, રાત્રિભોજનત્યાગ તો અવશ્ય કરવો ઘટે છે.

પર્વો અનાદિ કાલથી ચાલ્યા આવ્યા છે. એ દિવસે ઉલ્લાસ વધે છે અને ભાવના જાગે છે, તેથી ગુરુકર્મી આત્મા લઘુકર્મી બની જાય છે. આ રીતે કાલ પણ ક્યારેક કારણ બને છે.

તીર્થક્ષેત્રમાં પણ પવિત્ર વાતાવરણને કારણે ધર્મ કરવાની ભાવના વિશેષ જાગૃત થાય છે. સામાન્ય રીતે કંજુસ ગણાતાં માણસો પણ ત્યાં જતાં ઉદાર બનતાં અને પૈસા ખરચતાં જોવામાં આવે છે. એટલે વારંવાર તીર્થક્ષેત્રમાં જવું અને યથાશક્તિ ધર્મારાધન કરવું. આ રીતિએ ક્ષેત્ર પણ ભાવોલ્લાસનું કારણ બને છે.

આનો અર્થ કોઈ એમ ન સમજશો કે ધર્મ તો પર્વ દિવસે કે તીર્થક્ષેત્રમાં જઈએ ત્યારે કરવા યોગ્ય છે. એ તો દરરોજ કરવા યોગ્ય છે, હર ઘડી ને હર પળે આચરવા યોગ્ય છે. જેઓ દરરોજ ધર્મ કરતા હોય તેમણે પર્વતિથિના દિવસે વધારે ધર્મ કરવાનો, તીર્થક્ષેત્રમાં જાય ત્યારે વધારે ધર્મ આચરવાનો. એ વખતે ઉલ્લાસનું પ્રમાણ વધારવાનું.

ભાવના કે ઉલ્લાસ વિનાની ક્રિયા ધર્મનું ફળ ધીમે ધીમે આપે છે અને ફળ પ્રમાણમાં સ્વલ્પ હોય છે, ત્યારે ભાવના કે ઉલ્લાસપૂર્વક કરવામાં આવેલી ધર્મક્રિયા પોતાનું ફળ ખૂબ આપે છે.

ધીમી આય પ્રસંગ આવ્યે તીવ્ર કે ઉગ્ર બની શકે છે, પણ જ્યા આય જ ન હોય ત્યા તીવ્ર કે ઉગ્ર બનાવાનો પ્રસંગ કયાથી આવે ? માટે રોજ યથાશક્તિ ધર્મ કરતા રહો તો એવો સમય પણ આવે કે જ્યારે ભાવોલ્લાસ ખૂબ વધી જાય અને ભવોભવના પાપો ખપી જાય અને આપણું કાર્ય થઈ જાય માત્ર ભોગવિલાસમા રહેવાથી તો તમારી સ્થિતિ સાર્થવાહના પુત્ર જેવી થઈ પડશે

## સાર્થવાહના પુત્રોની કથા

ચંપાનગરીમા માકદી નામે એક સાર્થવાહ રહેતો હતો તેની પાસે પુષ્કળ ધન હતું અને તે લોકોમા ઘણો પ્રતિષ્ઠિત હતો તેને બે પુત્રો હતા, તેમા એકનુ નામ જિનપાલિત અને બીજાનુ નામ જિનરક્ષિત આ બન્ને પુત્રો વિદ્યા, સાહસ અને પરાક્રમથી શોભતા હતા તેમણે અગિયાર વાર દરિયો ખેડયો હતો અને ઘણુ ધન પેદા કર્યું હતુ, તો પણ તેઓ બારમી વાર દરિયો ખેડવા તૈયાર થયા મનુષ્યના લોભને થોભ કયા છે ?

તેમણે માતપિતા પાસે રજા માગી માતપિતાએ કહ્યું 'પુત્રો ! આપણી પાસે પુષ્કળ ધન છે સાત પેઢી સુધી ખૂટે તેમ નથી, માટે ખાઓ, પીઓ અને આનદ કરો હવે દરિયાની સાહસભરી સફર કરવાની શી જરૂર છે ? વળી અનુભવીઓનુ વચન છે કે 'अति सर्वत्र वर्जयेत्' એટલે આ બારમી યાત્રાથી સર્યું પણ પુત્રો એમના વિચારમા મક્કમ હતા, એટલે છેવટે માતાપિતાએ રજા આપી અને તેઓ વહાણમા વિવિધ કરિયાણા ભરીને સાગરની સફર કરવા લાગ્યા.

થોડા દિવસ તો બધું ઠીક ચાલ્યું અને તેમનો સમય આનંદવિનોદમાં પસાર થયો, પણ ત્યારબાદ પવનનું પ્રચંડ તોફાન થયું, વહાણો આમ તેમ ઉછળવા લાગ્યાં અને તેનાં પાટિયાં જોતજોતામાં તૂટી ગયાં. માણસો બધા દરિયામાં પડયા અને વહાણોમાં લાખો રૂપિયાનો માલ ભર્યો હતો, તે બધો ડૂબી ગયો. પણ સારાં નશીબે સાર્થવાહના પુત્રોના હાથમાં એક મોટું પાટિયુ આવી ગયું. તેઓ એને વળગી પડયા અને તેના આધારે તરતાં તરતાં એક બેટ પાસે જઈ પહોંચ્યા.

એ બેટ અજાણ્યો હતો અને અજાણ્યા બેટમાં ઉતરવું એ એક સાહસ ગણાય, પણ અન્ય કોઈ ઉપાય ન હતો, એટલે બીજું શું કરે ? બંને ભાઈઓ એ બેટમાં ઉતર્યા. ત્યાં વનફળો વીણી લાવી ભોજન કર્યું અને નાળિયેરનાં પાણીથી પોતાની તૃષા છીપાવી. પછી આરામ લેવા માટે તેઓ પત્થરની એક મોટી શિલા પર બેઠા.

આ વખતે ચંપાનગરી, માતાપિતા, તેમણે કહેલા શબ્દો, પોતાનો આગ્રહ, આશાભર્યું પ્રયાણ એ બધું યાદ આવ્યું અને 'હવે શું કરવું ?' તેનો વિચાર કરવા લાગ્યા. એવામાં એક અદ્ભુત રમણી તેમની સામે આવીને ઊભી રહી. તેના હાથમાં ખુલ્લી તરવાર હતી અને મુખ પર એક જાતનો આવેશ હતો. તેણે આંખનાં ભવા ઊંચાં કરતાં કહ્યું: 'અરે મુસાફરો ! તમે કયાં આવ્યા છો, તેનું કંઈ ભાન છે ? આ રત્નદ્વીપ નામનો બેટ છે અને હું તેની અધિષ્ઠાયિકા રયણાદેવી છું. મારી રજા વિના તમે આ બેટ પર કેમ ઉતર્યાં ?'

સાર્થવાહના પુત્રો શૂરવીર હતા અને કોઈથી ગાંજ્યા જાય તેમ ન હતા, છતાં સમય ઓળખીને તેમણે કહ્યું: 'દેવી! અમે અહીં આવ્યા નથી, પણ સંયોગો અમને અહીં ઘસડી લાવ્યા છે એમાં કાંઈ અપરાધ થયો હોય તો માફ કરશો '

રયણાદેવીએ કહ્યું: 'તમારો અપરાધ મોટો છે અને પ્રાણદંડને પાત્ર છે, પણ એક શરતે તમને માફી આપુ કે તમે મારી સાથે મારા મહેલમાં ચાલો અને મારી સાથે કામક્રીડા કરીને મને આનંદ આપો.'

માગણી વિચિત્ર હતી, છતાં તેને આધીન થયા વિના છૂટકો ન હતો, એટલે બન્ને ભાઈઓ ચૂપચાપ તેની સાથે ચાલ્યા અને રત્નજડિત મહેલમાં પહોચ્યા ત્યા ભોગવિલાસની અનુપમ સામગ્રી તેમને સ્વાધીન કરવામાં આવી

ક્રિયા કુલ એકવીશ વાર કરવી.’ તેમ કરવાને હુ બંધાયેલી છું, એટલે મારે ગયા વિના ચાલે તેમ નથી; પરંતુ હું પાછી આવુ ત્યા સુધી તમે આ મહેલમાં સુખપૂર્વક રહેજો અને આનંદપ્રમોદ કરજો. કદી કંટાળો આવે તો આસપાસના સુદર વનખંડોમા ટહેલીને દિલ બહેલાવજો. પણ એક વાત યાદ રાખજો કે દક્ષિણ તરફના વનખંડમાં તમારે જવું નહિ, કારણ કે ત્યા એક દૃષ્ટિવિષ સર્પ રહે છે, એટલે તમારો જીવ જોખમમાં આવી પડશે.’ આ રીતે બે ત્રણ વાર શિખામણ આપીને રયણાદેવી પોતાનાં કામે ચાલી ગઈ.

દેવીના ગયા પછી બન્ને ભાઈઓને ચેન પડ્યું નહિ, એટલે તેઓ ઉત્તર, પૂર્વ અને પશ્ચિમના વનખંડોમા ગયા અને વિવિધ પ્રકારની ક્રીડાઓ કરવા લાગ્યા, પણ તેમનું ચિત્ત પ્રસન્ન થયું નહિ આખરે તેઓ વિચાર કરવા લાગ્યા કે ‘ કહો ન કહો, પણ દેવીએ આપણને દક્ષિણ વનખંડમાં જવાની મનાઈ ફરમાવી છે, તેમાં કઈક રહસ્ય છૂપાયેલુ છે. માટે તે આપણે શોધી કાઢવું.’

પછી તેઓ દક્ષિણ દિશામા આવેલા વનખંડમાં દાખલ થયા અને ખૂબ સાવધાનીથી ચાલવા લાગ્યા આ રીતે તેમણે કેટલુક અંતર વટાવ્યુ, ત્યા નાકને ફાડી નાખે એવી દુર્ગંધ આવવા લાગી. ‘ આ વનખડમા આવી દુર્ગંધ શાની ?’ એ વિચારે તેમનુ કુતૂહલ વધ્યું અને તેઓ મક્કમ પગલે આગળ વધ્યા ત્યા લોખંડની એક શૂળી જોઈ અને તેના પર પરોવાયેલો એક માણસ જોયો. તેની નજીકના કૂવામાંથી

અસહ્ય દુર્ગંધ આવતી હતી સાર્થવાહના પુત્રોએ એ કૂવામાં ડોકિયું કર્યું, તો અંદર મનુષ્યોનાં શબ એક પર એક ખડકાયેલાં હતાં અને તે બધાં કોહાઈ રહ્યાં હતાં. તેમને એ સમજતાં વાર ન લાગી કે પ્રથમ આ બધાને શૂળીએ પરોવેલા છે અને તેમનો પ્રાણ ગયા પછી તેમને કૂવામાં ફેંકી દેવામાં આવ્યા છે.

શૂળી પર પરોવાયેલો માણસ હજી જીવતો લાગતો હતો, એટલે બન્ને ભાઈઓ તેની નજીકમાં ગયા અને તેને પૂછવા લાગ્યા કે 'હે ભાઈ! તમે કોણ છો ? અહીં કેમ આવ્યા ? અને તમારી આ દુર્દશા કોણે કરી ?' ઉત્તરમાં પેલા માણસે કહ્યું : 'હુ કાકંદી નગરીમાં રહેનારો ઘોડાનો વેપારી છું. એક વાર અનેક જાતના ઘોડા તથા ભાંડ–ઉપકરણ લઈને લવણસમુદ્રની યાત્રાએ નીકળ્યો, ત્યાં તોફાન થતાં વહાણ ભાંગ્યું અને પાટિયાના આધારે આ બેટ પર આવી ચડ્યો. ત્યાં રયણાદેવીનાં આમંત્રણથી તેની સાથે રહીને ભોગ ભોગવવા લાગ્યો. એક વાર અત્યત નજીવા કારણસર તે કોપાયમાન થઈ અને મારી આ દુર્દશા કરી. તમારી પણ આવી દુર્દશા ન થાય તે જોજો.'

આ હકીકત સાભળી બન્ને ભાઈઓ ભય પામ્યા. રયણાદેવી આટલી કૂર–ઘાતકી–નિષ્ઠુર હશે તેની કલ્પના તેમને આવી ન હતી તેમણે પેલા પુરુષને પૂછ્યું : 'રયણાદેવીના પંજામાંથી છૂટવાનો કોઈ ઉપાય ખરો ?' ત્યારે પેલા પુરુષે કહ્યુ કે 'પૂર્વ દિશાના વનખંડમાં યક્ષનુ એક

મંદિર છે, તેમાં સેલક નામનો એક યક્ષ રહે છે. તે ચતુર્દશી, અષ્ટમી, અમાવાસ્યા અને પૂર્ણિમાના દિવસે પ્રકટ થઈને બોલે છે કે 'કોનુ રક્ષણ કરુ? કોને તારું?' ત્યારે તમે કહેજો કે 'અમારુ રક્ષણ કરો, અમને તારો.' હે દેવાનુપ્રિયો! તમે બન્ને ત્યાં જાઓ અને તેની વિવિધ પ્રકારનાં પુષ્પોથી બહુમાનપૂર્વક પૂજા કરો. એ સિવાય બીજો કોઈ ઉપાય નથી.'

બન્ને ભાઈઓ પૂર્વદિશાના વનખંડમાં ગયા, ત્યાં એક મનોહર વાવમાં સ્નાન કર્યું, નજીકનાં સરોવરમાંથી કમળનાં પુષ્પો ચૂંટયાં અને યક્ષમૂર્તિને ભાવપૂર્વક પ્રણામ કરીને તેની કમલપુષ્પો દ્વારા પૂજા કરી. પછી તેની પર્યુપાસના કરતા સામે બેઠા. અનુક્રમે સેલક યક્ષ પ્રકટ થયો અને બોલ્યો કે 'કોનું રક્ષણ કરુ! કોને તારુ!' ત્યારે બન્ને ભાઈઓએ કહ્યું કે 'અમારુ રક્ષણ કરો, અમને તારો.'

સેલક યક્ષે કહ્યું: 'હે દેવાનુપ્રિયો! તમને બચાવવાને માટે હું તૈયાર છું. પણ મારી એક વાત સાભળી લો. હું અશ્વનું રૂપ ધારણ કરી તમને મારી પીઠ પર બેસાડીશ અને લવણસમુદ્ર ઓળંગી તમારે જ્યા જવું છે, ત્યાં પહોંચાડી દઈશ. પરંતુ એ રીતે જ્યા હું લવણસમુદ્રની મધ્યમાં આવીશ, ત્યાં તમારી પુઠ પકડતી રયણાદેવી આવી પહોચશે અને પ્રતિકૂળ તથા અનુકૂળ એમ બન્ને પ્રકારના ઉપસર્ગો કરીને તમને ચલાયમાન કરવાનો પ્રયત્ન કરશે. તે વખતે તમે ચલિત થયા અને તેના પ્રત્યે આકર્ષાયા તો તે

જ ક્ષણે મારી પીઠ પરથી ફેંકી દઈશ. માટે વિચાર કરીને જવાબ આપો.'

સાર્થવાહના બન્ને પુત્રો કોઈ પણ રીતે રયણાદેવીના પંજામાંથી છૂટવા માગતા હતા, એટલે તેમણે આ શરત કબૂલ કરી. યક્ષે અશ્વનું રૂપ ધારણ કર્યું અને તેમને પીઠ પર બેસાડીને લવણસમુદ્ર ઓળંગવા લાગ્યો.

રયણાદેવીને જાણ થઈ કે સાર્થવાહના બન્ને પુત્રો રત્નદ્વીપ છોડીને પોતાનાં મૂળ વતન તરફ જઈ રહ્યા છે, એટલે તે અત્યંત કોપાયમાન થઈ અને હાથમાં તરવાર તથા ઢાલ લઈને તેમનો પીછો કરવા લાગી. એમ કરતાં લવણસમુદ્રની મધ્યમાં તેમની પાસે આવી પહોંચી અને કહેવા લાગી કે 'અરે માકંદીપુત્રો! તમે આ શું કર્યું? મારી આજ્ઞા વિના તમે રત્નદ્વીપ શા માટે છોડયો? હજી ભલા થઈને મારી સાથે પાછા ફરો, નહિ તો તમારા રાઈ રાઈ જેવડા ટુકડા કરી નાખીશ.'

ક્યાં ગયું તમારું ઔદાર્ય ? ક્યાં ગઈ તમારી કુલીનતા ? અને ક્યાં ગયો તમારો સ્નેહ ?'

આ વચનોથી જિનરક્ષિત કંઈક ઢીલો પડ્યો, એટલે રયણાદેવીએ તેને ઉદ્દેશીને કહ્યું કે 'હું જિનપાલિતને અપ્રિય હતી અને મને પણ તે અપ્રિય હતો. પણ હે જિનરક્ષિત ! તું તો મને અત્યંત પ્રિય હતો અને હું પણ તને અત્યંત પ્રિય હતી. તું મારાં વચનોની ઉપેક્ષા કેમ કરે છે ? તું મને એકલી અનાથ મૂકીને કેમ ચાલ્યો જાય છે ? તારા વિના હું એક ક્ષણ પણ રહી શકીશ નહિ, માટે ભલો થા અને પાછો ફર. જો મારો કંઈ અપરાધ થયો હોય તો તેની હું વારંવાર માફી માગું છું. ઓ હૃદયવલ્લભ ! તું એક વાર મારી સામે પ્રેમપૂર્ણ દૃષ્ટિપાત કર, જેથી તારું સુંદર મુખકમલ જોઈને મારા સંતપ્ત મનને શાંત કરું.'

આ પ્રેમપૂર્ણ મધુર વચનોથી જિનરક્ષિતનું ચિત્ત ચલિત થઈ ગયુ અને તે પ્રથમ કરતા પણ વધારે પ્રેમથી રયણાદેવી તરફ આકર્ષિત થયો અને તેના તરફ વિકારયુક્ત દૃષ્ટિથી જોવા લાગ્યો. આ વસ્તુ સેલક યક્ષે પોતાના જ્ઞાનબળથી તરત જ જાણી લીધી અને તેને પોતાની પીઠ પરથી ફેંકી દીધો. તે સમુદ્રના અગાધ જળમા સરકી પડે તે પહેલાં રયણાદેવીએ તેને ખડ્ગની અણી પર ઝીલી વીંધી નાખ્યો.

આ રીતે જિનરક્ષિતના ભૂંડા હાલ કર્યા પછી તે જિનપાલકની પાછળ પડી અને તેને ચળાવવા માટે અનેક

જાતના પ્રયત્નો કરવા લાગી. પણ તે ચલાયમાન થયો નહિ. આખરે રયણાદેવી અત્યંત નિરાશ થઈને જે દિશામાંથી આવી હતી, તે દિશામાં પાછી ચાલી ગઈ

સેલક યક્ષે ચંપાનગરીની બહાર આવેલાં એક મનોહર ઉદ્યાનમાં પહોંચીને જિનપાલિતને પોતાની પીઠ પરથી નીચે ઉતાર્યો અને જવાની રજા માગી જિનપાલિતે તેનો ખૂબ આભાર માન્યો અને વિદાય આપી

જિનપાલિત પોતાના ઘરે પહોંચ્યો અને બધી વાત અથથી ઇતિ સુધી કહી સંભળાવી માતાપિતાએ જિનરક્ષિતનો ઘણો શોક કર્યો અને સગાવહાલાઓની સાથે મળીને તેની લૌકિક ક્રિયા કરી.

એક વાર પ્રભુ મહાવીર ચંપાનગરીના પૂર્ણભદ્ર ચૈત્યમા પધારતાં જિનપાલિત તેમનો ઉપદેશ સાંભળવા ગયો અને વૈરાગ્ય પામી પ્રવ્રજિત થયો. અનુક્રમે તેણે અગિયાર અંગો નું અધ્યયન કર્યું અને અંત સમયે એક માસનુ અનશન કરતાં સૌધર્મકલ્પમા દેવરૂપે ઉત્પન્ન થયો ત્યાંથી ચ્યવીને મહાવિદેહક્ષેત્રમા તે ઉત્પન્ન થશે અને સર્વ કર્મબંધનો કાપીને સિદ્ધ, બુદ્ધ, નિરંજન થશે

આ દુનિયામા ઘણા મનુષ્યોની સ્થિતિ સાર્થવાહના પુત્ર જેવી જ હોય છે તેઓ ધનલોભને કાબૂમાં રાખતા નથી તથા વધારે અને વધારે ધન મળે તે માટે ગમે તેવાં સાહસો–દુસ્સાહસો કરવા પ્રેરાય છે આમ કરતા તેઓ અણધારી મુશીબતોમાં ફસાઈ જાય છે અને મરણને શરણ

થાય છે. એ વખતે નથી થઈ શકતી અંત સમયની આરાધના કે નથી થઈ શકતું પૂર્વકૃત પાપોનું પર્યાલોચન. પરિણામે તેઓ દુર્ગતિના ભાગી થાય છે અને અનંતકાલ સુધી ભવભ્રમણ કરી ભયાનક દુઃખોનો અનુભવ કરે છે. તેમાંથી જિનપાલિત જેવા બચી જાય છે, પણ એવા બહુ ઓછા હોય છે.

સાર્થવાહના પુત્રો રયણાદેવીથી મોહ પામ્યા અને તેની સાથે અનેક પ્રકારની કામક્રીડા કરવા લાગ્યા, તેમ અનેક મનુષ્યો લલનાઓના હાવભાવ અંગમરોડથી મોહિત થાય છે અને તેમના સેવક બનીને રહે છે તે વખતે તેઓ એમ જ સમજતા હોય છે કે આ જગતમાં સુંદરીના સમાગમ જેવું બીજું સુખ નથી. પરંતુ એ સમાગમ આખરે અનેક આફતોને નોતરનારો થઈ પડે છે અને તેમનું જીવન બરબાદ કરે છે. માટે કંચન અને કામિનીના મોહને છોડો અને દૃષ્ટિ આત્મા તરફ રાખી તેનું કલ્યાણ કરવામાં ઉજમાળ બનો.

વિશેષ અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન એકત્રીશમું

# આઠ કર્મો

મહાનુભાવો !

કર્મની મૂળ પ્રકૃતિ આઠ છે અને તેને જ આઠ કર્મો કહેવામાં આવે છે, એ વસ્તુ અમે ગત વ્યાખ્યાનમાં સ્પષ્ટ કરી ગયા છીએ. હવે આ આઠ કર્મોનો કેવો સ્વભાવ છે અને તે શું શું કામો કરે છે, તે તમને જણાવવા ઇચ્છીએ છીએ

કેટલાક કહે છે કે 'કર્મ તો જડ છે, તેને સ્વભાવ શી રીતે હોઈ શકે ?' પણ તેઓ સ્વભાવનો અર્થ સમજ્યા નથી. સ્વભાવ એટલે પોતાનો ભાવ, પોતાના ગુણ તે જડ પદાર્થોને પણ અવશ્ય હોય છે મીઠાશ એ સાકરનો સ્વભાવ છે, કડવાશ એ ક્વીનાઇનનો સ્વભાવ છે, તીખાશ એ મરચાનો સ્વભાવ છે બે ચકમકને સામસામે અફાળો, એટલે તેમાંથી અગ્નિના તણખા પેદા થાય, લાકડાને પાણીમાં નાખો, એટલે તેમાંથી ભડકા નીકળે. જેનો જે સ્વભાવ હોય તે પ્રમાણે તે કાર્ય કરે.

કેટલાક કહે છે કે 'કર્મના આવા ભેદાનુભેદ ન કરો તો ન ચાલે ? આપણે તો કર્મનો નાશ કરવાનો છે, એટલે તેનો જ ઉપદેશ આપો તો કેમ ?' પરંતુ મનુષ્યને રોગ થયો છે, એટલુ કહેવા માત્રથી તેના રોગનો નાશ કરી

શકાતો નથી એને કયા પ્રકારનો રોગ થયો છે, તે કયાં કારણોથી ઉદ્ભવ્યો છે, તે આગળ વધે તો કેવું પરિણામ આવે ? તેનો સિદ્ધ ઉપાય શુ ? વગેરે બાબતો જાણવી પડે છે અને તો જ તેના રોગનો નાશ કરી શકાય છે. રોગનુ સ્વરૂપ પૂરે પૂરું જાણ્યા વિના રોગનો નાશ કરી શકાતો નથી, તેમ કર્મનુ સ્વરૂપ પૂરેપૂરું જાણ્યા વિના કર્મનો નાશ કરી શકાતો નથી અને જૂદા જૂદાં સ્વરૂપે ફલ કેમ મલે છે તે જાણવા માટે પણ કર્મના ભેદો જાણવાની જરૂર હોય છે.

**આઠ કર્મોનાં નામ આ રીતે કેમ ગોઠવાયાં ?**

રવિ પછી સોમ, સોમ પછી મગળ, મંગળ પછી બુધ એ રીતે સાત વારોનાં નામ ગોઠવવામા જેમ ચોકસ હેતુ રહેલો છે, અથવા કારતક પછી માગસર, માગસર પછી પોષ, પોષ પછી માહ એ રીતે બાર મહિનાના નામ ગોઠવવામા જેમ ચોકસ હેતુ રહેલો છે, તેમ જ્ઞાનાવરણીય પછી દર્શનાવરણીય, દર્શનાવરણીય પછી વેદનીય, વેદનીય પછી મોહનીય, મોહનીય પછી આયુષ્ય, આયુષ્ય પછી નામ, નામ પછી ગોત્ર અને ગોત્ર પછી અતરાય એ રીતે આઠ કર્મોના ક્રમમા પણ ચોકસ હેતુ રહેલો છે. ×

---

× नाणस्सावरणिज्ज, दंसणावरण तहा ।
वेयणिज्जं तहा मोहं, आउकम्मं तहेव य ॥
नामकम्म च गोयं च, अंतरायं तहेव य ॥
एवमेयाइं कम्माइं, अट्ठेव उ समासओ ॥
—શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર, અ૦ ૩૩.
કર્મગ્રથોમા પણ નામનો આ ક્રમ જ આપેલો છે.

આત્માના બધા ગુણોમાં જ્ઞાનની મુખ્યતા છે. તેથી તેને રોધ કરનાર કર્મને પ્રથમ મૂકવામાં આવ્યું છે. જ્ઞાન પછીનુ સ્થાન દર્શનને પ્રાપ્ત થાય છે, તેથી જ્ઞાનાવરણીય પછીનું સ્થાન દર્શનાવરણીય કર્મને અપાયેલું છે. આ બંને આવરણીય કર્મો પોતપોતાનું ફળ બતાવતાં સુખદુઃખરૂપ વેદનીય વિપાકના હેતુ થાય છે, તેથી દર્શનાવરણીય પછી તરત જ વેદનીય કર્મને મૂકેલું છે. વેદનીય કર્મના ઉદયે જીવને કષાયાદિ અવશ્ય થાય છે, તેથી વેદનીય પછીનાં સ્થાનમાં મોહનીય કર્મને મૂકવામાં આવ્યું છે. મોહનીય કર્મથી મુંઝાયેલો જીવ અનેક પ્રકારનો આરંભ-સમારંભ કરે છે અને નરકાદિ આયુષ્ય બાંધે છે, તેથી મોહનીય પછી આયુષ્યકર્મને મૂકેલુ છે. આયુષ્યકર્મ શરીર વિના શી રીતે ભોગવે ? માટે આયુષ્ય પછી નામકર્મને રાખેલું છે. નામકર્મનો ઉદય થયે ઉચ્ચ-નીચ ગોત્રનો ઉદય અવશ્ય થાય છે, તેથી નામ પછીનું સ્થાન ગોત્રકર્મને પ્રાપ્ત થયેલુ છે. અને ઉચ્ચનીચ ગોત્રના ઉદયે અનુક્રમે દાન-લાભ આદિનો ઉદય તથા વિનાશ થાય છે, તેથી ગોત્રકર્મ પછી અંતરાયકર્મને મૂકવામાં આવ્યું છે.

જ્ઞાનાવરણીય કર્મનો જેટલો ક્ષયોપશમ * થાય તેટલુ જ આત્મા જાણી શકે, તેથી વધારે નહિ. જેનાં જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ ઓછો હોય તે ઓછું જાણી શકે અને વધારે હોય તે વધારે જાણી શકે. કેવળી ભગવંતનાં જ્ઞાના-વરણીય કર્મનો સંપૂર્ણ ક્ષય થયેલો હોય છે, તેથી તેઓ બધુ જાણી શકે છે. મનુષ્યોમાં જ્ઞાનની ઘણી તરતમતા દેખાય છે, તે આ જ્ઞાનાવરણીય કર્મને આભારી છે.

તમે એક વસ્તુ પૂર્વે જાણી છે અને અત્યારે યાદ કરવા ઈચ્છો છો, પણ યાદ આવતી નથી. થોડી વાર પછી તે યાદ આવે છે. આનો અર્થ એ થયો કે વિસ્મૃતિ થવાના સમયે પણ જ્ઞાન તો હતું જ, નહિ તો થોડી વાર પછી યાદ શી રીતે આવે ? હવે જ્ઞાન હતું અને વિસ્મૃત થયું, તેનું કારણ શું ? કારણ એ જ કે તે યાદ ન આવ્યું તે વખતે જ્ઞાન પર આવરણ હતું, જ્ઞાનને રોકનારી કોઈ વસ્તુ ત્યાં મોજૂદ હતી. તે ખસી ગઈ એટલે યાદ આવ્યુ. દીવા ઉપર કપડું ધર્યું હોય તો પ્રકાશ આવે નહિ. તે લઈ લઈએ કે તરત પ્રકાશ આવે. તે પ્રમાણે જ અહીં સમજવું.

જ્ઞાન પાંચ પ્રકારનું છે : (૧) મતિજ્ઞાન, (૨) શ્રુતજ્ઞાન, (૩) અવધિજ્ઞાન, (૪) મનઃપર્યયજ્ઞાન અને (૫) કેવલજ્ઞાન. +

* ક્ષય અને ઉપશમની ક્રિયા તે ક્ષયોપશમ, પાણીમાં રહેલો કચરો નાશ પામે તે ક્ષય અને નીચે બેસે તે ઉપશમ,

+ આ જ્ઞાનોના વિશેષ પરિચય માટે જુઓ વ્યાખ્યાન આઠમુ, નવમુ તથા અગિયારમુ

એટલે જ્ઞાનાવરણીય કર્મની ઉત્તર પ્રકૃતિઓ પણ પાંચ પ્રકારની છે. જે મતિજ્ઞાનનું આવરણ કરે તે મતિજ્ઞાનાવરણીય, જે શ્રુતજ્ઞાનનું આવરણ કરે તે શ્રુત જ્ઞાનાવરણીય, જે અવધિજ્ઞાનનું આવરણ કરે તે અવધિજ્ઞાનાવરણીય, જે મનઃપર્યજ્ઞાનનુ આવરણ કરે તે મનઃપર્યવજ્ઞાનાવરણીય અને જે કેવલજ્ઞાનનું આવરણ કરે તે કેવલ જ્ઞાનાવરણીય.

જીવ છ કારણે આ જ્ઞાનાવરણીય કર્મ ઉપાર્જે છે :

(૧) જ્ઞાન, જ્ઞાની તથા જ્ઞાનનાં સાધનો પ્રત્યે શત્રુવટ રાખવી, વિરોધભાવ દર્શાવવો. અહીં જ્ઞાનથી મતિઆદિ જ્ઞાન, જ્ઞાનીથી જ્ઞાનવાન એટલે સાધુ, પંડિત વગેરે અને જ્ઞાનનાં સાધનોથી પુસ્તક, પાટી, લેખણ વગેરે સમજવાં

(૨) જ્ઞાનદાતા ગુરુને ઓળવવા, તેમનું નામ છૂપાવવું.

(૩) જ્ઞાન, જ્ઞાની કે જ્ઞાનના સાધનોનો નાશ કરવો.

(૪) જ્ઞાન, જ્ઞાની કે જ્ઞાનનાં સાધનોનો દ્વેષ કરવો.

(૫) જ્ઞાન, જ્ઞાની કે જ્ઞાનનાં સાધનોની આશાતના કરવી.

(૬) કોઈ જ્ઞાન પ્રાપ્તિ કરતો હોય, તેમા અંતરાય નાખવો.

શાસ્ત્રકારોએ કહ્યું છે કે—

विराधयन्ति ये ज्ञानं, मनसा ते भवान्तरे ।
स्युः शून्यमनसो मर्त्या, विवेकपरिवर्जिताः ॥

'જેઓ મન વડે જ્ઞાનની વિરાધના કરે છે, તેઓ પરભવમાં શૂન્ય મનવાળા અને વિવેકરહિત થાય છે '

विराधन्ति ये ज्ञानं, वचसापि हि दुर्धियः ।
मूकत्वमुखरोगित्व-दोषास्तेषामसंशयम् ॥

'જે દુષ્ટ બુદ્ધિવાળાઓ વચન વડે પણ જ્ઞાનની વિરાધના કરે છે, તેઓને નક્કી મૂંગાપણુ તથા મુખનું રોગીપણું વગેરે દોષો થાય છે.'

विराधयन्ति ये ज्ञानं, कायेनायत्नवर्तिनो ।
दुष्ट कुष्टादिरोगाः स्युस्तेषां देहे विगर्हिते ॥

'જેઓ જયણા રહિત કાયાવડે જ્ઞાનની વિરાધના કરે છે, તેઓના નિંદનીય શરીરમાં કોઢ વગેરે દુષ્ટ રોગો થાય છે.'

मनोवाक्काययोगैर्ये, ज्ञानस्याशातनां सदा ।
कुर्वते मूढमतयः, कारयन्ति परानपि ॥
तेषां परभवे पुत्र-कलत्रसुहृदां क्षयः ।
धनधान्यविनाशश्च तथाधिव्याधिसम्भवः ॥

'જે મૂઢમતિવાળા મન, વચન અને કાયા એ ત્રણે યોગો વડે હમેશાં જ્ઞાનની આશાતના કરે છે અને બીજાઓ પાસે કરાવે છે, તેઓને પરભવમાં ઘણું સહન કરવું પડે છે. તેમના પુત્ર, સ્ત્રી અને મિત્રોનો ક્ષય થાય છે, ધન-ધાન્યનો વિનાશ થાય છે તથા આધિ અને વ્યાધિની ઉત્પત્તિ થાય છે.'

તમે વરદત્ત અને ગુણમઞ્જરીની કથા સાંભળી હશે. ગુણમંજરી જન્મથી જ રોગિષ્ટ અને મૂંગી થઈ, કારણ કે તેણે પૂર્વના સુંદરીના ભવમાં છોકરાંઓને ભણવા માટેનાં

લેખણ, ખડિયાં, પુસ્તકપાનાં વગેરે જ્ઞાનના સાધનો બાળી મૂકયા હતાં.

કેટલાકને ભણવું ગમતું નથી, ભણવા બેસાડીએ તો ઊંઘ આવે છે અને પંદર દિવસે પણ એક ગાથા થતી નથી, તે જ્ઞાનાવરણીય કર્મનો ઉદય સમજવો. માટે મહાનુભાવો! જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધનોની આશાતના કદી પણ કરશો નહિ

## દર્શનાવરણીય કર્મ

જે કર્મ આત્માના દર્શનગુણને આવરે, દર્શનગુણને ઢાંકે તે દર્શનાવરણીય કર્મ કહેવાય. × દર્શન એટલે વસ્તુનો સામાન્ય બોધ જેમ રાજાની સાથે મુલાકાત કરવી હોય તો પોળિયો કે દરવાન અટકાવે છે, તેમ આ કર્મ વસ્તુનો સામાન્ય બોધ થતો અટકાવે છે. આ કર્મનો જેટલા પ્રમાણમાં ક્ષયોપશમ હોય તેટલા પ્રમાણમા જ આત્મા વસ્તુનો સામાન્ય બોધ કરી શકે, તેથી વધારે નહિ જ્યારે આત્મા આ કર્મનો સંપૂર્ણ ક્ષય કરે ત્યારે કેવલદર્શનની પ્રાપ્તિ થાય.

દર્શનાવરણીય કર્મની ઉત્તર પ્રકૃતિઓ નવ છે : (૧) ચક્ષુદર્શનાવરણીય, (૨) અચક્ષુદર્શનાવરણીય, (૩) અવધિ-દર્શનાવરણીય, (૪) કેવલદર્શનાવરણીય, (૫) નિદ્રા, (૬) નિદ્રાનિદ્રા, (૭) પ્રચલા, (૮) પ્રચલાપ્રચલા અને (૯) સ્ત્યાનર્દ્ધિ ( થીણદ્ધી ).

જે ચક્ષુરિન્દ્રિય દ્વારા થતા વસ્તુના સામાન્ય બોધને

× દર્શન સબધી વિશેષ વિવેચન આઠમા વ્યાખ્યાનમાં થયેલુ છે.

રોકે તે ચક્ષુદર્શનાવરણીય, જે ચક્ષુ સિવાયની બાકીની ચાર ઇંદ્રિયો તથા પાંચમા મનદ્વારા થતા સામાન્ય બોધને રોકે તે અચક્ષુદર્શનાવરણીય, જે આત્માને થતા રૂપી દ્રવ્યના સામાન્ય બોધને રોકે તે અવધિદર્શનાવરણીય અને જે કેવલદર્શનદ્વારા થનારા વસ્તુ માત્રના સામાન્ય બોધરૂપ કેવલ-દર્શનને રોકે તે કેવલદર્શનાવરણીય.

નિદ્રામાં જીવ ઉપયોગ મૂકવાની સ્થિતિમાં હોતો નથી, એટલે તેને વસ્તુનો સામાન્ય બોધ શી રીતે થાય? તેથી નિદ્રાના પાંચે પ્રકારોને દર્શનાવરણીય કર્મની ઉત્તર-પ્રકૃતિઓ માનવામાં આવે છે.

સુખપૂર્વક એટલે અવાજ માત્રથી ઉઠાડી શકાય એવી નિદ્રા તે **નિદ્રા.** દુઃખપૂર્વક એટલે ખૂબ ઢંઢોળવા વગેરેથી ઉઠાડી શકાય એવી નિદ્રા તે **નિદ્રાનિદ્રા.** બેઠા બેઠાં કે ઊભાંઊભાં આવતી અને સુખપૂર્વક જગાડી શકાય એવી નિદ્રા તે **પ્રચલા.** ચાલતાં ચાલતાં આવતી અને દુ:ખપૂર્વક જગાડી શકાય એવી નિદ્રા તે **પ્રચલાપ્રચલા.** અને જેમાં દિવસે ચિંતવેલું કાર્ય કરી નાખવામાં આવે અને જાગે ત્યારે ખબર ન હોય એવી ગાઢ નિદ્રા તે **સ્ત્યાનર્ધિ** કે **થીણદ્ધી.** આ નિદ્રા વખતે ઘણું બળ ઉત્પન્ન થાય છે. જે પુરુષ છેવટું સંઘયણવાળો હોય છે તેનું બળ બમણું-તમણું વધી જાય છે અને જે પુરુષ વજ્ર-ઋષભનારાચસંઘયણવાળો હોય છે, તેનુ બળ વાસુદેવના અર્ધા બળ જેટલુ થાય છે. વાસુ-દેવનું બળ કેટલુ હોય છે? તે અમે ચૌદમા વ્યાખ્યાનમાં જણાવેલું છે.

એક રજપૂત સાધુ થયો. તે પૂર્વજીવનમાં માંસાહારી હતો, પણ સાધુ થયા પછી તો માંસાહારનો ત્યાગ જ હોય. આ સાધુને થીણદ્ધી નિદ્રા આવતી હતી એક વખત તેણે રસ્તામા પાડો જોયો. તે ઘણો મસ્ત હતો, માતેલો હતો. આ પાડાને જોઈ તેને વિચાર આવ્યો કે 'આવા માતેલા પાડાનું માંસ ખાવા મળે તો કેવું સારુ !' પણ સાધુ જીવનને કારણે એ વિચાર વિચાર જ રહ્યો.

હવે રાત પડી અને તેને થીણદ્ધી નિદ્રાનો ઉદય થયો, એટલે તે ઊઘમાં ને ઊઘમાં ઉઠયો, તેણે પેલા પાડાને પકડયો અને તેને કોઈ તીક્ષ્ણ શસ્રથી મારી નાખી તેનું માંસ ખાધુ અને બાકી વધ્યુ તેટલુ અગાસીમાં સૂકવવા નાખી પોતાના સ્થાને આવીને સૂઈ ગયો

સવારે કેટલાક સાધુઓ અગાશીમાં ગયા, ત્યાં માંસ જોયુ અને સ્તબ્ધ થઈ ગયા આવી પવિત્ર જગામાં માંસ કયાથી આવ્યું ? તેમણે તપાસ કરવા માંડી તો આ રજપૂત સાધુનાં કપડા લોહીથી ખરડાયેલાં દીઠાં તેને આ સબંધમાં પૂછવામાં આવ્યુ તો જવાબ મળ્યો કે 'મને કંઈ ખબર નથી.' પછીથી આસપાસના પૂરાવાઓ ભેગા કરતાં ખબર પડી કે આ રજપૂત સાધુને થીણદ્ધી નિદ્રા આવે છે અને તેણે જ નિદ્રા દરમિયાન પાડાનો વધ કરી આ માંસ અહીં મૂકેલુ છે. પછી તે સાધુને કાઢી મૂકયો, કારણ કે થીણદ્ધી નિદ્રાવાલો ચારિત્રને લાયક હોતો નથી.

વર્તમાનકાળે પણ થીણદ્ધી નિદ્રાના અનેક દાખલાઓ મળે છે અને આજના માનસવિજ્ઞાને વિચિત્ર પ્રકારની નિદ્રા તરીકે તેની નોંધ લીધી છે.

શાસ્ત્રકારો કહે છે કે જેને ઉદય હોય તે મરણ પામીને અવશ્ય નરક ગતિમાં જાય છે.

જે છ કારણોથી જીવ જ્ઞાનાવરણીય કર્મ બાંધે છે, તે જ છ કારણોથી જીવ દર્શનાવરણીય કર્મ બાંધે છે. તેમાં ફેર એટલો કે જ્ઞાન અને જ્ઞાનીની આશાતનાથી જ્ઞાનાવરણીય કર્મ બાંધે અને દર્શન તથા દર્શનીની આશાતનાથી દર્શનાવરણીય કર્મ બાંધે.

## વેદનીય કર્મ

જે કર્મ આત્માને સુખ-દુઃખનું વેદન કરાવે-અનુભવ કરાવે તે વેદનીય કર્મ કહેવાય. આત્મા સ્વરૂપે આનંદઘન છે, છતાં આ કર્મને લીધે તે કાલ્પનિક સુખ-દુઃખનો અનુભવ કરે છે મધથી ખરડાયેલી તરવારની ધારને ચાટતાં સુખનો અનુભવ થાય છે અને જીભ કપાતાં દુઃખનો અનુભવ થાય છે.

આ કર્મની ઉત્તર પ્રકૃતિઓ બે છે: (૧) શાતાવેદનીય અને (૨) અશાતાવેદનીય. આધિ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રણમાંના ગમે તે એક બે કે ત્રણથી ઘેરાયેલ જીવ જે દુઃખનો અનુભવ કરે છે તે અશાતાવેદનીયનો ઉદય ગણાય અને શરીર નીરોગી હોય, પાસે પૈસો હોય, ખાસ ચિંતા કરવાનુ કારણ ન હોય, કુટુંબની અનુકૂળતા હોય એવા એવા અનુકૂળ

સંયોગોને લઈને જે સુખનો અનુભવ થાય, તે શાતાવેદનીયનો ઉદય ગણાય.

'શાતાવેદનીય અને અશાતાવેદનીય કર્મ શાથી બંધાય?' તેના ઉત્તરમાં શાસ્ત્રકારોએ કહ્યું છે કે—

गुरुभत्ति-खंति-करुणा-वय-जोग-कसायविजय-दाणजुओ ।
दढधम्माइ अज्जइ, सायमसायं विवज्जयओ ॥

અહીં થોડા શબ્દમાં ઘણી વસ્તુઓ કહેવામાં આવી છે—

(૧) ગુરુભત્તિ એટલે માતા, પિતા તથા ધર્માચાર્ય વગેરે પૂજ્ય વર્ગની સેવા-ભક્તિ કરનારો શાતાવેદનીય કર્મ ઉપાર્જે.

(૨) खंति એટલે ક્ષમાને ધારણ કનારો શાતાવેદનીય કર્મ ઉપાર્જે.

(૩) करुणा એટલે જગતના સર્વ પ્રાણીઓ પ્રત્યે દયાભાવ રાખનારો શાતાવેદનીય કર્મ ઉપાર્જે.

(૪) वय એટલે સાધુ કે શ્રાવકના વ્રતો પાળનારો શાતા વેદનીય કર્મ ઉપાર્જે. પંચ મહાવ્રત એ સાધુનાં વ્રત છે અને સમ્યક્ત્વસહિત પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એ શ્રાવકનાં વ્રતો છે.

(૫) जोग એટલે સંયમયોગનું પાલન કરનાર શાતા વેદનીય કર્મ ઉપાર્જે.

(૬) कसायविजय એટલે ક્રોધ, માન, માયા અને લોભને કાબૂમાં રાખનાર શાતાવેદનીય કર્મ ઉપાર્જે.

(૭) દાન એટલે પોતાની ન્યાયોપાર્જિત વસ્તુનો બીજાનાં હિત અર્થે ઉપયોગ કરનાર શાતાવેદનીય કર્મ ઉપાર્જે.

(૮) દૃઢધમ્માઇ દૃઢ ધર્મી આદિ પણ એજ રીતે શાતાવેદનીય કર્મ ઉપાર્જે.

જેનુ વર્તન આથી વિપરીત હોય તે બધા અશાતા–વેદનીય કર્મ ઉપાર્જે. આજે તમારાં જીવનમાં ધમાલ–હાય-વોય–અશાતા વિશેષ જણાય છે, તેનું કારણ એ છે કે તમે ગુરુભક્તિ ભૂલ્યા છો; ક્ષમાવાન્ રહ્યા નથી; દયાળુ ઓછા થયા છો; વ્રત, સંયમ અને કષાયવિજયમાં પાછળ પડચા છો; શુદ્ધ દાન થઈ શકતા નથી; થોડું દાન કરો તો પણ કીર્તિની આશા રાખો છો અને જેનું દાન કરો છો તે પ્રાયઃ ન્યાયોપાર્જિત હોતું નથી, અને ધર્મમાં દૃઢ રહ્યા નથી. કોઈ વાંકુ બોલે, અધિકારી આંખ કાઢે કે થોડું નુકશાન સહેવાનો પ્રસંગ આવે ત્યા ઢીલા પડી જાઓ છો અને ધર્મને છોડી દ્યો છો. આ વસ્તુસ્થિતિમાં સુધારો થશે, ત્યારે શાતાનું પ્રમાણ વધશે અને તમારાં જીવનમાં કોઈ પણ પ્રકારની હાયવોય નહિ હોય

## મોહનીય કર્મ

જે કર્મને લીધે જીવ મોહગ્રસ્ત બની સંસારમાં અટ-વાઈ પડે તેને મોહનીય કર્મ કહેવાય આ કર્મ મદિરાપાન જેવુ છે મદિરાપાન કરવાથી જેમ મનુષ્યનાં સાનભાન ઠેકાણે રહેતાં નથી, તેમ આ કર્મને લીધે મનુષ્યની વિવેકબુદ્ધિ તથા વર્તન ઠેકાણે રહેતા નથી.

આત્માને સંસારી બનાવવામાં, તેની શક્તિઓને દબાવવામાં મોહનીય કર્મનો હિસ્સો સહુથી મોટો છે, એટલે તેને કર્મોનો રાજા ગણવામાં આવે છે. જ્યાં સુધી આ રાજા જોરાવર હોય, ત્યા સુધી બધાં કર્મો જોરાવર રહે અને જ્યા આ રાજા ઢીલો પડ્યો કે બધાં કર્મો ઢીલા પડે.

આત્મા જ્ઞાની હોય તો મોહ ઢીલો પડે, મોહ ઓછો થાય અને અજ્ઞાની હોય તો મોહ જોર કરે, મોહનું પ્રમાણ વધે; એટલે જ્ઞાન મેળવવા સદા તત્પર રહેવું જોઈએ અહીં જ્ઞાન શબ્દથી ધાર્મિક જ્ઞાન કે આત્મજ્ઞાન સમજવું કારણ કે વ્યાવહારિક જ્ઞાનથી મોહનું પ્રમાણ ઘટતું નથી. જો તમે મોહનીય કર્મનો પૂરો નાશ કરો તો અંતર્મુહૂર્તમાં જ કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય

મોહનીય કર્મના મુખ્ય બે વિભાગો છે · (૧) દર્શનમોહનીય અને (૨) ચારિત્રમોહનીય તેમાં દર્શનમોહનીય માન્યતાને મુઝવે છે અને દેવગુરુ ધર્મ પ્રત્યે અશ્રદ્ધા પેદા કરે છે અને ચારિત્રમોહનીય વર્તનને વિકૃત બનાવે છે.

માણસ સમજદાર હોય છતાં સત્ય પદાર્થ માનતાં લપસે છે, એટલે માનવુ પડશે કે માન્યતાને મુઝવનારું કોઈ કર્મ છે તમે રેલ્વેમા મુસાફરી કરતા હો તો તમારી ગાડી ચાલતી છતા સ્થિર દેખાય છે અને સામી ગાડી સ્થિર છતાં ચાલતી દેખાય છે તેજ રીતે દર્શનમોહનીય કર્મના પ્રતાપે આત્માને ભ્રમ થાય છે, તેથી અસત્યને તે સત્ય સમજે છે અને સત્યને તે અસત્ય સમજે છે પરિણામે તે પોતાનાં

દર્શન, જ્ઞાન અને ચારિત્રગુણની શક્તિ પીછાની શકતો નથી તેમજ તેનાં મૂળ સ્વરૂપ એવા સત, ચિત્ અને આનંદનું દર્શન કરી શકતો નથી

દર્શનમોહનીય કર્મ ત્રણ પ્રકારનું છે : (૧) સમ્યકત્વ મોહનીય, (૨) મિશ્રમોહનીય અને (૩) મિથ્યાત્વમોહનીય.

આત્મા પોતાના અધ્યવસાયથી મિથ્યાત્વનાં પુદ્ગલો શુદ્ધ કરે અને તેમાંથી મિથ્યાત્વ ચાલ્યુ જાય, તેને સમ્યકત્વમોહનીય કહેવાય શુદ્ધ થયેલા મિથ્યાત્વના દલિયા પ્રદેશથી વેદે ત્યારે ક્ષાયોપશમિક સમ્યકત્વ થાય છે. જ્યારે આ દળિયા પ્રદેશથી પણ ન વેદે ત્યારે આત્માને ઔપશમિક સમ્યકત્વનો લાભ થાય છે. તે કચરો નીચે બેસી ગયેલ નિર્મળ જળ જેવુ જાણવુ મિથ્યાત્વના શુદ્ધ, અર્ધશુદ્ધ અને અશુદ્ધ એ ત્રણે દળિયા સર્વથા નાશ પામે ત્યારે જીવને ક્ષાયિક સમ્યકત્વનો × લાભ થાય છે ક્ષાયિક સમ્યકત્વ એ આત્માનો મૂળ ગુણ છે આથી સમ્યકત્વ મોહનીય ક્ષાયિક સમ્યકત્વનો રોધ કરે છે, એમ જાણવુ

મિથ્યાત્વ અર્ધું જાય અને અર્ધું રહે તેને મિશ્ર મોહનીય કહેવાય આવા માણસો અનિશ્ચિત દશામા વર્તતા હોય છે. તે દહીં અને દૂધ બન્નેમા પગ રાખતા હોય છે અને બધા ધર્મોને સારા માનતા હોય છે તાત્પર્ય કે

× दसणमोह तिविह, सम्म मीस तहेव मिच्छत्त ।
सुद्ध अद्धविसुद्ध असुद्ध त हवइ कमसो ॥
પ્રથમ કર્મગ્રંથ ગાથા ૧૪

તેઓ સત્ય-અસત્યનો વિવેક કરતા નથી, સત્યનો આગ્રહ રાખતા નથી.

જેના લીધે આત્મા મિથ્યાત્વમાં રાચે તે મિથ્યાત્વ મોહનીય કહેવાય.

જે ધર્મમાં વિષયનો વિરાગ છે, કષાયનો ત્યાગ છે અને આત્માના ગુણો સાથે અનુરાગ છે, તેમ જ સિદ્ધાંત મુજબની ક્રિયા છે, તેનાથી કોઈને હાની ન પહોંચે. આવો ધર્મ સાચો કહેવાય અને તેજ મુક્તિનો ઉપાય બની શકે જે ધર્મના દેવ વીતરાગી હોય અને સાધુ-સંતો ત્યાગી હોય, તેનું જ આરાધન કરવું ઘટે. કેટલાક સાધુ થઈને હિંસા કરે છે, જૂઠુ બોલે છે, ચોરી કરે-કરાવે છે, તેમની સેવા ભક્તિ કરવાથી શો લાભ થાય ?

## બાવાજીની વાત

એક બાવાજી પોતાના ચેલા સાથે વગડામાં ચાલ્યા જતા હતા, ત્યા રસ્તામાં શેરડીનો સુંદર વાઢ આવ્યો તે જોઈ તેમનાં મોઢામાં પાણી આવ્યું તેમણે ચેલાને કહ્યુ કે 'આ કોથળો લઈ વાઢમા જા અને તેમાં ભરાય તેટલી શેરડી ભરી લે ' માલીકની રજા સિવાય કંઈ પણ લેવું એ ચોરી છે, પણ સ્વાદના રસિયા એ વાતનો વિચાર ક્યાં કરે ?

ચેલો હોશિયાર હતો તે ગુરુની આજ્ઞા પ્રમાણે વાઢમાં દાખલ થયો અને પોતનું કામ કરવા લાગ્યો બાવાજી બહાર ઊભા રહીને ચોકી કરવા લાગ્યા. એવામાં તેણે ચાર

ખેડૂતોને હાથમાં કડિયાળી ડાંગ લઈને આવતા જોયા, એટલે તે ગભરાય. તેમને થયુ કે ચેલો શેરડી કાપતાં પકડાશે તો સારી રીતે ટીપાશે અને તેના ગુરુ તરીકે મને પણ માર પડશે, માટે કોઈ એવી યુક્તિ કરવા દે કે જેથી આ ખેડૂતો આગળ વધે નહિ અને ચેલો સહીસલામત બહાર નીકળી આવે.'

તેમણે સુંદર રાગમાં ગાવા માંડયુ : **'સંત પકડ લો સંત પકડ લો આ ગયે ગર્ભધારી.'** બાવાજીનો કંઠ મધુર હતો, ગાવાની છટા સુંદર હતી, એટલે ખેડૂતો ઊભા રહ્યા અને આ પદ સાંભળવા લાગ્યા. તેમાં યુક્તિ એ હતી કે ખેડૂતો એક અર્થ સમજે અને ચેલો બીજો અર્થ સમજે. આ પંક્તિથી ખેડૂતોને કહ્યુ કે 'તમે ઘણા વખતથી મોહમાયામાં ફસેલા છો અને તેથી લખચોરાસીના ફેરા ફરતા આવ્યા છો, તેમાંથી છૂટવું હોય તો કોઈ સંતને પકડી લો, અર્થાત્ સંતનો સમાગમ કરો. અન્યથા ગર્ભાધારી એટલે યમરાજાના દૂતો આવી ગયા છે, એમ સમજો. ચેલાને કહ્યુ કે આ વાઢના–ખેતરના માલીક આવી રહ્યા છે, માટે જલ્દી જલ્દી શેરડીના સાંઠા ભરી લે.'

ભજન આટલે જ અટકે તો ખેડૂતો આગળ વધે અને ચેલો ફસાઈ જાય, એટલે તેમણે બીજી પંક્તિ લલકારી :

**'લંબે હો તો છોટે કર લો, કર લો ગુપ્તાધારી.'**

તેમણે ખેડૂતોને કહ્યુ : 'તમારો જન્મજન્માંતરનો પંથ લાંબો હોય તો સંતસમાગમથી ટૂંકો કરી નાખો. ટુંકા જીવનમાં ઘણાં કામ વધારી મૂક્યાં છે, જેને લઈને

ધર્મ માટે ફુરસદ મલતી નથી, માટે આ કામોને ટુંકા કરો અને ધર્મને માટે અને પરમાત્માનાં ભજન માટે ફુરસદ કાઢો. બીજા અર્થમાં ચેલાને ચેતવણી હતી કે 'શેરડીના સાંઠા બહુ મોટા હોય તો એના ટુકડા કરીને નાના કરી નાખ અને થેલામાં ગુપ્ત કરી લે, જેથી કોઈને ખબર ન પડે.'

બાવાજીએ પણ કમાલ કરવા માંડી. એક બાજુ ખેડૂતોને અધ્યાત્મનો ઉપદેશ આપવા માંડયો અને બીજી બાજુ ચેલાને આફતમાંથી ઉગારી લેવાનો પ્રયત્ન આદર્યો. તેમણે ભજનને આગળ લંબાવ્યું.

**'ચરમદાસકી માર પડેગી, પૂજા હોશી થારી;'**

આથી ખેડૂતોને એમ કહ્યું કે 'જો તમે સંતસમાગમ નહિ કરો તો જનાવરોનો અવતાર ધારણ કરવો પડશે અને ચાબુક–પરોણા વગેરેનો માર ખાવો પડશે.' અને શિષ્યને ચેતવણી આપી કે 'હવે તું વધારે વાર કરીશ તો ખેડૂતો આવી પહોંચશે અને તને પરોણાનો માર મારશે તથા તારી બીજી રીતે પૂજા (?) કરશે.'

બાવાજીનાં મનમાં એમ કે આ શબ્દો સાંભળતાં જ ચેલો બધી પરિસ્થિતિ સમજી જશે અને વાઢમાંથી જલ્દી બહાર આવી જશે, પણ ચેલો બહાર આવ્યો નહિ, તેથી ભજનની એક વિશેષ પંક્તિ ઉચ્ચારી:

**'અંદર પૂજા થારી હોશી, બહાર હોશી હમારી;'**

આ શબ્દોથી ખેડૂતોને એવો બોધ આપ્યો કે 'જો

તમે સંતસમાગમ નહીં કરો અને પાપ નહીં છોડો તો અંદરથી તમારી પૂજા થશે, અર્થાત્ નારકી જેવા ભયંકર સ્થાનોમાં પરમાધામીના હાથે મારપીટ રૂપ પૂજા થશે અને હમારી એટલે તમને ઉપદેશ ન દઈએ તો તમારા રોટલા ખાનારની બહાર એટલે તિર્યંચ ગતિમા તમારા જેવાના હાથે મારપીટરૂપ પૂજા થશે ચેલાને માટે તો એ સ્પષ્ટ ચેતવણી જ હતી કે 'હવે તુ જરા પણ વધારે સમય લગાડીશ તો ખેડૂતો આવીને તને મારશે અને તારા ગુરુ તરીકે મને પણ માર પડશે.'

ચેલો હોશિયાર હતો. તેણે શેરડીના દશબાર સારા સાઠા ઉખેડી લીધા હતા અને તેના કકડા કરી નાખ્યા હતા. તે બધા કોથળામા ભરી રહ્યો હતો. એ કામ પૂરું થાય કે તરત બહાર નીકળવાની તેની ધારણા હતી. પણ અહીં ગુરુજીની ધીરજનો અત આવ્યો હતો, એટલે તેમણે એક વિશેષ પકિત લલકારી:

**'રામ નામ કો રટ કર ચેલે, ટપજા પરલી ક્યારી.'**

આ શબ્દોમાં ખેડૂતોને એવો બોધ હતો કે 'મારા પ્યારાઓ! તમે રામનુ નામ લઈને સંસારની પેલી પાર પહોચી જાઓ.' અને શિષ્યને એવી ચેતવણી હતી કે 'હવે જોખમ બહુ વધી ગયુ છે, માટે રામનુ નામ લેતો પેલી બાજુની ક્યારીથી તું બહાર નીકળી જા. આ તરફ આવીશ તો ખેડૂતોની નજરે પડીશ.'

આ વખતે શિષ્યે પોતાનું કામ પૂરું કર્યું હતું, એટલે

તે કોથળો લઈને બીજી બાજુનાં ખેતરમાંથી બહાર નીકળ્યો. બાવાજીએ તેને જોતાં જ છૂટકારાનો દમ ખેંચ્યો અને આગળ ચાલવા માંડયું. ખેડૂતો તો ભજન સાંભળવામાં એવા લીન થઈ ગયા હતા કે તેમને ખરેખર શું બની ગયું, તેનો કંઈ પણ ખ્યાલ આવ્યો ન હતો.

પરંતુ આ રીતે ચોરી કરનાર તથા કરાવનારની ગતિ કેવી થવાની ?

સદ્ગુરુ તો પોતે પણ તરે અને શિષ્યને પણ તારે. તે શિષ્યનું અહિત થાય એવો ઉપદેશ કે આદેશ કદી પણ કરે નહિ. માટે ગુરુ ત્યાગી અને નિઃસ્પૃહી મલે તો જ સેવકનો ઉદ્ધાર કરી શકે, માટે આવા ત્યાગી ગુરુ ખોળીને તેમની તન, મન અને ધનથી ખૂબ સેવા કરીને પોતાનું કલ્યાણ કરવું.

અમે તમને કર્મનું સ્વરૂપ સમજાવી રહ્યા છીએ, તે તમારું હિત થાય એટલા માટે જ સમજાવી રહ્યા છીએ. આજ સુધીમાં કર્મોએ તમારું ખૂબ ખૂબ અહિત કર્યું છે, નુકશાન કર્યું છે, છતાં તમે એની દોસ્તી છોડતા નથી ! 'નાદાનકી દોસ્તી જાનકા ખતરા ' એ કહેવત તમે સાંભળી હશે, પરંતુ નાદાન દોસ્તની સોબત છોડો છો કયાં ? અમે તમારી એ દોસ્તી છોડાવવા ઈચ્છીએ છીએ અને તેથી જ તેની દુષ્ટ પ્રકૃતિથી—તેના દુષ્ટ સ્વભાવથી તમને વાકેફ કરી રહ્યા છીએ.

જેના લીધે આત્માના મુળ ગુણરૂપ ચારિત્રનો રોધ

થાય તે ચારિત્રમોહનીય કર્મ કહેવાય. એક વસ્તુ સમજવા છતાં આચરણમાં મૂકી શકાતી નથી, એટલે માનવું પડશે કે ચારિત્રનો રોધ કરનારી કોઈ વસ્તુ છે.

ચારિત્રમોહનીય કર્મની કુલ ૨૫ પ્રકૃતિઓ છે. તેમાં ૧૬ પ્રકૃતિઓ 'કષાય' કહેવાય છે અને ૯ પ્રકૃતિઓ 'નોકષાય' કહેવાય છે. દર્શનમોહનીય કર્મની ઉત્તર પ્રકૃતિઓ અને ચારિત્રમોહનીય કર્મની કુલ ઉત્તરપ્રકૃતિઓ ૨૮ થાય છે.

ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર મુખ્ય કષાય છે. તે દરેકના તીવ્રાતિતીવ્ર, તીવ્ર, મધ્યમ અને ગૌણ એવા પ્રકારો પાડતાં કષાયની સંખ્યા ૧૬ ની બને છે. શાસ્ત્રીય પરિભાષામાં તીવ્રાતિતીવ્ર કષાયને 'અનંતાનુબંધી' કહેવામાં આવે છે, તીવ્ર કષાયને 'અપ્રત્યાખ્યાની' કહેવામાં આવે છે, મધ્યમ કષાયને 'પ્રત્યાખ્યાની' કહેવામાં આવે છે અને ગૌણ કષાયને 'સંજ્વલન' કહેવામાં આવે છે.

આ સોળે કષાયનું સ્વરૂપ સમજવા માટે શાસ્ત્રમાં ઉદાહરણો આપેલાં છે.

### ક્રોધ

સંજ્વલન—પાણીમાં દોરેલી રેખા જેવો. પાણીમાં રેખા દોરી હોય તો તરત લય પામે છે, તેમ આ ક્રોધ પણ તરત શાંત થઈ જાય છે. ×

× શાસ્ત્રમાં સંજ્વલનની સમયમર્યાદા પંદર દિવસની, પ્રત્યાખ્યાનીની સમયમર્યાદા ચાર માસની, અપ્રત્યાખ્યાનીયની સમયમર્યાદા એક વર્ષની અને અનંતાનુબંધીની સમયમર્યાદા યાવજ્જીવ બતાવેલી છે. જુઓ કર્મગ્રંથ પહેલો, ગાથા ૧૮.

પ્રત્યાખ્યાનીય—રેતીમાં દોરેલી રેખા જેવો. રેતીમાં દોરેલી રેખા હોય તો પવનનો સપાટો આવતાં લય પામે છે, તેમ આ ક્રોધ થોડા વખતમાં શાંત થાય છે.

અપ્રત્યાખ્યાનીય—પૃથ્વીમાં પડેલી રેખા-ફાટ જેવો. પૃથ્વીમાં ફાટ પડી હોય તો વરસાદ આવે ત્યારે ટળે છે, તેમ આ ક્રોધ ઘણા વખતે શાંત થાય છે.

અનંતાનુબંધી—પર્વતમાં પડેલી રેખા-ફાટ જેવો. પર્વતમાં ફાટ પડી હોય તો તે સંધાતી નથી, તેમ આ ક્રોધ ઉત્પન્ન થયો હોય તો જીવનભર શાંત થતો નથી.

માન

સંજ્વલન—નેતરની સોટી જેવો, જે સહેલાઈથી નમી જાય.

પ્રત્યાખ્યાનીય—કાષ્ઠ જેવો, જે ઉપાયે નમે.

અપ્રત્યાખ્યાનીય—હાડકાં જેવો, જે મહાકષ્ટે નમે.

અનંતાનુબંધી—પત્થરના થાંભલા જેવો, જે કોઈ રીતે નમે જ નહિ.

માયા

સંજ્વલન—વાંસની છોલ જેવી, જે સરળતાથી પોતાની વક્રતા છોડે.

પ્રત્યાખ્યાનીય—બળદનાં મૂત્રની ધારા જેવી, જે પવન આવતાં દૂર થાય.

અપ્રત્યાખ્યાનીય—ઘેટાનાં શીંગડા જેવી, જે ઘણા પ્રયત્ને પોતાની વક્રતા છોડે.

અનંતાનુબંધી—વાંસનાં કઠણુ મૂળ જેવી કે જે કોઈ રીતે પોતાની વક્રતા છોડે નહિ.

લોભ

સંજ્વલન—હળદરના રંગ જેવો કે જે સૂર્યનો તડકો લાગતાં દૂર થાય.

પ્રત્યાખ્યાનીય—ગાડાની મળી જેવો કે જે કપડે લાગ્યો હોય તો થોડા પ્રયત્ને દૂર થાય.

અપ્રત્યાખ્યાનીય—કાદવ જેવો કે જેનો ડાઘ લાગ્યો હોય તો ઘણા પ્રયત્ને દૂર થાય.

અનંતાનુબંધી—કિરમજના રંગ જેવો કે જે એક વખત ચડયો હોય તો દૂર ન થાય.

આત્માને ક્રોધ શાથી આવે છે? મોહનીય કર્મના ઉદયથી. એ નશો લાવનારી ચીજ છે. જેમ નશામાં રહેલો માણસ ભાન ભૂલી જાય છે અને ન કરવાનું કરી બેસે છે, તેમ ક્રોધમાં આવેલો મનુષ્ય વિવેક, સંબંધ, પરિણામ બધું ભૂલી ન કરવાનું કરી બેસે છે. ક્રોધથી મનુષ્ય શાંત મટી અશાંત બને છે, એટલુ જ નહિ પણ તે બીજાને ય અશાંત કરી મૂકે છે.

માન, માયા અને લોભ પણ આત્મામાં અશાંતિ પેદા કરવાનું જ કામ કરે છે. ક્રોધ અને માન ગરમ પ્રકારની અશાંતિ છે, જ્યારે માયા અને લોભ ઠંડા પ્રકારની અશાંતિ છે. લોભમાં બધડા કે વેર નથી, પણ તેનાં કારણે આત્માને વધુ ને વધુ મેળવવાની ઈચ્છા થાય છે અને તે અસંતોષમાંથી

અશાંતિ જન્મે છે. લાલચને કારણે માણસો જૂઠું બોલે છે, કપટ કરે છે અને અનીતિ કરવા પ્રેરાય છે. આ બધી વસ્તુઓથી આત્મા ગુંગળાય છે, તેને ચેન પડતું નથી. જેને શાંત દશાનો સાચો અનુભવ હોય તે જ શાંત દશાનું સાચું મૂલ્યાંકન કરી શકે, પરંતુ જે હરદમ અશાંત દશા જ અનુભવતો હોય તે શાંતિનું મૂલ્ય શું આંકી શકે? જેનાં જીવનમાં ક્રોધ, માન, માયા અને લોભ ન હોય તેને જ સાચી શાંત દશાનો અનુભવ થાય.

આ દુનિયામાં ધમાલ મચાવનારા–લડાઈઝઘડા કરાવનારા કષાયો છે. તે કોઈ જગાએ ક્રોધથી કરાવે છે, કોઈ જગાએ માન–અભિમાન–અહંકારથી કરાવે છે, કોઈ જગાએ માયા–કપટ–લુચ્ચાઈથી કરાવે છે તો કોઈ જગાએ લોભ–લાલચથી કરાવે છે. દરેક લડાઈ–ઝઘડામાં મોહનીય કર્મનું કોઈને કોઈ સ્વરૂપ જવાબદાર હોય છે જ.

નરકમાં ગયેલા આત્માને પરમાધામી મારે છે, કાપે છે, તેના શરીરના ટુકડા કરે છે અને તેને અનેક રીતે સતાવે છે. આ રીતે પરમાધામી એક આત્માને અસંખ્યાત વર્ષ સુધી સતાવી શકે, તેથી વધુ નહિ, પરંતુ મોહનીય કર્મજન્ય કષાયો આ પરમાધામી કરતાં પણ ભૂંડા છે. તે અનાદિ કાળથી આત્માને અશાંત કરતા આવ્યા છે, સતાવતા આવ્યા છે, છતાં આપણને આ પરમાધામીની જેટલી બીક છે, તેટલી આ કષાયોની નથી, તેનું કારણ શું? આ વસ્તુનો શાંત ચિત્તે વિચાર કરીએ, તો કષાયોની બૂરાઈ ખ્યાલમાં આવી જાય અને કષાયોને ઘટાડવાની બુદ્ધિ થાય તથા ક્રમે

ક્રમે અભ્યાસ કરતાં કષાયો મંદ થઈ જાય અને બંધ પણ થઈ જાય.

કષાયો મોહનીય કર્મને લઈને છે, એ વાત ફરી પણ એક વાર ધ્યાનમાં રાખો. અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભ આવેલાં એકદમ જતા નથી, લાંબો વખત રહે છે. તેના ઉદયમાં સમ્યક્ત્વ હોય નહિ. હોય તે જાય, આવેલું ટકે નહિ, કારણ કે તે ટકવા દે નહિ. જો આ કષાયમાં રહીને આપણો આત્મા આયુષ્ય બાંધે તો તે નરકનું જ બાંધે. આ કષાયના આવેશમાં એક અંતર્મુહૂર્તમાં–બે ઘડીમાં એક ક્રોડ પૂર્વનું પુણ્ય નાશ પામે. એક પૂર્વ એટલે ૮૪ લાખ × ૮૪ લાખ વર્ષ (૮૪૦૦૦૦૦ × ૮૪૦૦૦૦૦ = ૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦૦ તેને ૧૦૦૦૦૦૦૦ ક્રોડથી ગુણતાં ઉપરની સંખ્યા પર સાત મીંડાં વધે.)

અનંતાનુબંધી કષાયો સમ્યક્ત્વનો ઘાત કરે એટલે તેના ઉદયે સમ્યક્ત્વની પ્રાપ્તિ ન થાય. અપ્રત્યાખ્યાની કષાયો દેશ વિરતિનો ઘાત કરે એટલે તેના ઉદયે શ્રાવકધર્મની આપ્તિ ન થાય. પ્રત્યાખ્યાની કષાયો સર્વવિરતિનો ઘાત કરે એટલે તેના ઉદયે સાધુધર્મની–સંયમની પ્રાપ્તિ ન થાય. અને સંજ્વલન કષાયો યથાખ્યાત ચારિત્રનો ઘાત કરે, એટલે તેના ઉદયે વીતરાગતાની પ્રાપ્તિ ન થાય.

કષાયને ઉદ્દીપન કરનારા નવ પ્રકારના નોકષાયો છે: (૧) હાસ્ય, (૨) રતિ, (૩) અરતિ, (૪) ભય, (૫) શોક,

(૬) જુગુપ્સા, (૭) પુરુષવેદ, (૮) સ્ત્રીવેદ અને (૯) નપુંસકવેદ.

જીવને હસવું આવે છે, તે આ હાસ્યમોહનીય કર્મનો પ્રભાવ જાણવો. વિષયસામગ્રી મલવાથી રતિ અર્થાત્ પ્રીતિ થાય છે, તે રતિમોહનીય કર્મનો પ્રભાવ જાણવો. જીવને ઈષ્ટની અપ્રાપ્તિ અને અનિષ્ટની પ્રાપ્તિનાં કારણે અરતિ અર્થાત્ અપ્રીતિ થાય છે, આ અરતિમોહનીય કર્મનો પ્રભાવ જાણવો. તેજ રીતે ભય, શોક, જુગુપ્સા–ઘૃણા–સૂગ પણ તે તે પ્રકારનાં મોહનીય કર્મને લીધે થાય છે.

જીવને સ્ત્રી સંસર્ગની લાલસા કરાવનાર પુરુષવેદ મોહનીય કર્મ છે, પુરુષસંસર્ગની લાલસા કરાવનાર સ્ત્રીવેદ મોહનીય કર્મ છે અને સ્ત્રી તથા પુરુષ બંનેના સંસર્ગની લાલસા કરાવનાર નપુંસકવેદમોહનીય કર્મ છે.

જેમ ચપળ વાંદરો કદી એક ઠેકાણે બેસે નહિ અને આમથી તેમ ઠેકડા માર્યા કરે, તેમ મોહનીય કર્મનાં કારણે આત્મા ચંચળ બની જાય અને અનેક પ્રકારનાં સાવદ્ય કાર્યો કર્યા કરે, તેથી મોહનીય કર્મને આત્માનો કટ્ટો શત્રુ સમજવો.

મોહરાયનો ચાર અક્ષરનો મંત્ર તે 'अहं मम' અર્થાત્ 'હું અને મારુ.' અભિમાન–અહંકાર એ મોહનાં ઘરની મિલકત છે, તે આત્માને દબાવે છે, છતાં તમે રોજ રોજ એ મંત્ર ગોખ્યા કરો છો. જ્ઞાની પુરુષો તમને આ ચાર અક્ષરના મંત્રમાં ફક્ત એક એક અક્ષર વધારવાનું કહે છે. 'नाहं–न मम.' 'હું કંઈ નથી, મારું કંઈ નથી.' આ મંત્રનો

જાપ કરવાથી તમે મોહરાજાને જરૂર જીતી શકો અને ભયકર ભવસાગરનો પાર પામી શકો

ઉન્માર્ગની માર્ગરૂપે દેશના આપનાર, સન્માર્ગનો નાશ કરનાર, દેવદ્રવ્યનુ હરણ કરનાર તથા જિન, મુનિ, ચૈત્ય અને સઘનો વિરોધ કરનાર દર્શનમોહનીય કર્મ બાધે અને કષાય તથા નોકષાય કરનાર-કરાવનાર ચારિત્રમોહનીય કર્મ બાધે

આઠ કર્મો પૈકી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને મોહનીય કર્મનો તમને પરિચય કરાવ્યો બાકીનાં કર્મોનો પરિચય અવસરે અપાશે



## વ્યાખ્યાન બાવીશમુ

## આઠ કર્મો

( ચાલુ )

મહાનુભાવો !

'अप्पा सो परमप्पा' એ મહાપુરુષોનુ ટંકશાળી વચન છે તેનો અર્થ એ છે કે 'આત્માની શક્તિઓ પૂર્ણ પણે પ્રકટે તો તેજ પરમાત્મા બને છે પરમાત્મા એ આત્માથી અતિરિક્ત કોઈ ભિન્ન વસ્તુ નથી '

અહીં પ્રશ્ન ઉઠે છે કે 'આત્માની શક્તિઓ પૂર્ણપણે કેમ પ્રકટતી નથી ?' ઉત્તરમા કહેવું પડે છે કે 'તેના પર જડ કર્મની અસર છે, જડ કર્મોનુ દબાણ છે, એટલે તે પૂર્ણપણે પ્રકટતી નથી '

કર્મ એ શું વસ્તુ છે ? તેની શક્તિ કેવી છે ? આત્માને તેનો બધ કેવી રીતે પડે છે ? એ વસ્તુ તમને પૂર્વે સમજાવી ગયા છીએ હવે આઠ કર્મોનુ વર્ણન ચાલે છે તેમા ચાર કર્મોનુ વર્ણન થઈ ગયુ છે અને ચાર કર્મોનું બાકી છે તે આજે કહેવાશે

### આયુષ્યકર્મ

જે કર્મને લીધે આત્માને એક શરીરમા અમુક મુદત સુધી રહેવું પડે તે આયુષ્યકર્મ કહેવાય આ કર્મ હેડના જેવું છે હેડમા પૂરાયેલા ચોરને તેની મુદત પૂરી થાય ત્યા

સુધી તેમાં રહેવું જ પડે છે. તેમ આત્માએ જે આયુષ્ય બાંધ્યું હોય તે પૂરું થાય ત્યાં સુધી તેને એક શરીરમાં રહેવુ જ પડે છે.

આયુષ્યકર્મની ઉત્તર પ્રકૃતિઓ ચાર છે · (૧) દેવતાનું આયુષ્ય, (૨) મનુષ્યનું આયુષ્ય, (૩) તિર્યંચનું આયુષ્ય અને (૪) નરકનુ આયુષ્ય.

દેવતાનાં આયુષ્યને કારણે જીવ દેવલોકમાં ઉત્પન્ન થાય છે અને દેવતાનું જીવન ભોગવે છે. મનુષ્યનાં આયુષ્યને કારણે જીવ મનુષ્યલોકમાં ઉત્પન્ન થાય છે અને મનુષ્યનું જીવન ભોગવે છે તિર્યંચના આયુષ્યનાં કારણે જીવ તિર્યંચ-ગતિમાં ઉત્પન્ન થાય છે અને તિર્યંચનુ જીવન ભોગવે છે. અહીં તિર્યંચ શબ્દથી જળચર, ખેચર અને ભૂચર એ તિર્યંચો જ નહિ પણ એકેન્દ્રિય, બેઈન્દ્રિય, તેઈન્દ્રિય, ચઉરિન્દ્રિય અને અસન્ની પંચેન્દ્રિય જીવો પણ સમજવા નરકનાં આયુષ્યને કારણે જીવ નરકમાં ઉત્પન્ન થાય છે અને નારકીનુ જીવન ભોગવે છે

દેવ, મનુષ્ય અને તિર્યંચને પોતાનુ જીવન પ્રિય હોય છે, તેથી એ ત્રણે પ્રકારનુ આયુષ્ય શુભ સમજવું નાર કીના જીવો મરણને વાછે છે, માટે તેનુ આયુષ્ય અશુભ સમજવુ

તમે કહેશો કે એમ તો મનુષ્યમા પણ ઘણા મરણને ઇચ્છે છે તો એ આયુષ્યને અશુભ કેમ ન સમજવું ?' પણ મનુષ્યમા મરણને ઇચ્છનારા બહુ જ થોડા હોય છે

અને તે પણ દુઃખી દશામાં. દુઃખનો નાશ થતાં અને સુખનો સમય આવતાં એ વિચાર પણ પલટાઈ જાય છે, એટલે તેમને જીવન અતિ પ્રિય હોય છે, અને નારકીને જીવવું જ ગમતું નથી.

### મોત માગનાર કઠિયારાની વાત

એક કઠિયારો હતો. તે આખો દિવસ મહેનત-મજૂરી કરીને લાકડાં ભેગા કરતો અને બજારમાં વેચતો, ત્યારે માંડમાંડ તેનુ પેટ ભરાતું. તેની પાસે કોઈ જાતની મિલકત ન હતી. પહેરવા માટે પૂરતાં વસ્ત્ર પણ ન હતાં. એક કપડાની લંગોટી વાળતો અને પોતાનું કામ ચલાવતો. તે ગામ બહાર એક ફૂટીતૂટી ઝુંપડીમા રહેતો.

અનુક્રમે તે એંશી વર્ષનો થયો, ત્યારે શરીરે અશક્ત બની ગયો અને તેનાથી કંઈ પણ કામકાજ થઈ શકે એવી સ્થિતિ રહી નહિ ત્યારે એ જંગલમા ઊભો રહીને ભગવાન પાસે મોત માગવા લાગ્યો . ‘હે ભગવાન! હવે તો તું મોતને મોકલ તો સારું.’

આ જંગલમાં આબનીનું એક ઝાડ હતું તેમા એક ભૂત રહેતુ હતું. ભૂતને આપણે વ્યંતર જાતિનો દેવ માનીએ છીએ એ દેવનુ જીવન મનુષ્ય કરતા ઘણું સુખી હોય છે. . કોઈ જાતની ઉપાધિ હોતી નથી વ્યંતરોના ઉપભોગ માટે સુદર દેવીઓ હોય છે અને તેઓ ઓછામા ઓછું દશ હજાર વર્ષનું આયુષ્ય ભોગવે છે

ભૂતે કઠિયારાની માગણી સાંભળી, એટલે તેને પરીક્ષા કરવાનું મન થયું એ તો વૈક્રિય શરીરવાળું એટલે ક્ષણ-

માત્રમાં ધાર્યું રૂપ કરી શકે. તેણે પિશાચનું બિહામણું રૂપ ધારણ કર્યું અને 'ખાઉં ખાઉં' કરતું સામે આવ્યું. એને જોતાં જ કઠિયારો ખૂબ ગભરાઈ ગયો, છતાં હતી તેટલી હિંમત એકઠી કરીને તેને પૂછ્યું કે 'તમે કોણ છો?'

પિશાચે જવાબ આપ્યો કે 'થોડી વાર પહેલાં તું જેની માગણી કરતો હતો, તે હું મોત છું. ભગવાને મને મોકલ્યુ છે.'

આ તો ભારે થઈ! મોત આટલુ ઝડપથી અને આવી રીતે આવી પહોંચશે એની તેને કલ્પના પણ ન હતી. હવે શું કરવું? ગમે તેમ પણ તેને અત્યારે મરવુ ન હતું, એટલે તેણે બુદ્ધિ લડાવીને જવાબ આપ્યો કે 'આસપાસ ક્યાંય પણ મેં આ લાકડાનો ભારો ઉચકાવનાર કોઈને જોયો નહિ. પરંતુ મને ખબર હતી કે મોત બધે હોય છે, એટલે મેં ભગવાન પાસે મોત માગ્યુ કે જેથી તે આવીને મને લાકડાનો ભારો ઉચકાવે'

ભૂત બધી વાત સમજી ગયુ તેને તો માત્ર પરીક્ષા જ કરવી હતી, એટલે ભારો ઉચકાવીને તે પોતાના રસ્તે પડયું. આમ દુઃખમાં પણ માણસને મરવું ગમતું નથી.

આયુષ્ય બે પ્રકારનું છે (૧) સોપક્રમ અને (૨) નિરુપક્રમ. તેમા શસ્ત્ર, વિષ, અગ્નિ તથા બીજા અકસ્માતને કારણે જેની કાલમર્યાદા હીન થઈ જાય તે સોપક્રમ અને હીન ન થઈ શકે તે નિરુપક્રમ સમજવુ.

તિર્યંચ અને મનુષ્ય સોપક્રમ આયુષ્યવાળા હોય છે,

પરંતુ તેમાં કેટલાક અપવાદ છે. અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા તિર્યંચ, યુગલિક મનુષ્યો, ચરમ શરીરી એટલે જેને એ જ ભવમાં મોક્ષે જવાનું છે તથા શલાકા પુરુષ એટલે તીર્થંકર, ચક્રવર્તી, બલદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવ એ નિરુપક્રમ આયુષ્યવાળા હોય છે.

આત્મા ચારે પ્રકારનું આયુષ્ય શી રીતે બાંધે ? તે પણ તમને જણાવીશું. જે આત્મા ઘણો આરંભ કરે, ઘણો પરિગ્રહ રાખે અને રુદ્રપરિણામી હોય તે નરકનું આયુષ્ય બાંધે. બીજા પ્રાણીઓને દુઃખ આપવાની કષાયયુક્ત પ્રવૃત્તિ એ આરંભ કહેવાય અને ભોગ–ઉપભોગની વસ્તુના સંગ્રહની કષાયયુક્ત પ્રવૃત્તિ એ પરિગ્રહ કહેવાય. આજે આરંભ અને પરિગ્રહ બંનેની વૃત્તિ જોર પકડી રહી છે, એ શું સૂચવે છે ?

જે આત્મા માયાનું સેવન કરે તે તિર્યંચનું આયુષ્ય બાંધે. માયા એટલે છળ–પ્રપંચ, દગો, ફટકો, કુટિલતા, દંભ કે સ્વાર્થ.

જે આત્મા અલ્પારંભી, અલ્પપરિગ્રહી, ઋજુ અને મૃદુ સ્વભાવવાળો હોય તે મનુષ્યનું આયુષ્ય બાંધે. અલ્પારંભી એટલે ઓછી હિંસા કરનારો, અલ્પ પરિગ્રહી એટલે ઓછો પરિગ્રહ રાખનારો, ઋજુ અને મૃદુસ્વભાવવાળો એટલે સરલતા અને દયાના પરિણામ રાખનારો.

જે આત્મા સરાગસંયમ કે સંયમાસંયમ પાળે, અકામ નિર્જરા કરે, બાલતપ કરે તે દેવનું આયુષ્ય બાંધે. સંપૂર્ણ

કષાય છૂટ્યા પહેલાનું ચારિત્ર તે સરાગસંયમ. અંશતઃ વિરતિ એટલે દેશવિરતિ તે સંયમાસંયમ. ઇચ્છા વિનાના ત્યાગને લીધે કર્મનિજરા તે અકામનિર્જરા અને અજ્ઞાન સહિત કરાતું તપ તે બાલતપ. આનો અર્થ એ થયો કે વ્રતનિયમ અને તપ-જપ ભલે વગર સમજ્યે કરે તો પણ દેવતાનું આયુષ્ય બાંધે.

## નામકર્મ

જે કર્મને લીધે આત્મા મૂર્તપણાને પામે અને શુભ અશુભ શરીરાદિ ધારણ કરે તેને નામકર્મ કહેવાય. આ કર્મ ચિતારા જેવું છે. ચિતારો જેમ જૂદી જૂદી જાતનાં ચિત્રોનું નિર્માણ કરે છે, તેમ નામકર્મ પણ આત્માને ધારણ કરવાનાં સારાં–નરસાં રૂપ, રંગ, અવયવ, યશ, અપયશ સૌભાગ્ય, દુર્ભાગ્ય વગેરેનું નિર્માણ કરે છે.

નામકર્મની મૂળ ઉત્તરપ્રકૃતિ ૪૨ છે: ૧૪ પિંડપ્રકૃતિ, ૮ પ્રત્યેકપ્રકૃતિ, ૧૦ સ્થાવરદશક અને ૧૦ ત્રસદશક. તેમાં પિંડપ્રકૃતિના પેટા ભેદ ૭૫ છે, તેની સાથે પ્રત્યેક પ્રકૃતિના ૮, સ્થાવર દશકના ૧૦ અને ત્રસદશકના ૧૦ ભેદ મેળવતાં નામકર્મની કુલ ઉત્તરપ્રકૃતિ ૧૦૩ થાય છે.

ભેદની સંખ્યા વિશેષ જોઈને ભડકશો નહિ. બરાબર ધ્યાન આપશો તો એ સમજાઈ જશે. જેમાં બે, ત્રણ કે તેથી વધુ પ્રકૃતિ સાથે હોય તે પિંડપ્રકૃતિ કહેવાય. તેના ચૌદ પ્રકારો છે: (૧) ગતિ, (૨) જાતિ, (૩) શરીર, (૪) ઉપાંગ, (૫) બંધન, (૬) સંઘાત, (૭) સંહનન, (૮) સંસ્થાન.

(૯) વર્ણ, (૧૦) રસ, (૧૧) ગંધ, (૧૨) સ્પર્શ (૧૩) આનુપૂર્વી અને (૧૪) વિહાયોગતિ.

ગતિ શબ્દનો સામાન્ય અર્થ છે જવું, પણ અહીં એક ભવમાંથી બીજા ભવમાં જવાની ક્રિયાને માટે તે ખાસ વપરાયેલો છે. દાખલા તરીકે જ્યારે કોઈ આત્મા મનુષ્ય-ભવનું આયુષ્ય પૂર્ણ કરીને દેવતાના ભવમાં જવા માટે પ્રસ્થાન કરે છે, તે ક્ષણથી લઈને તે જ્યાં સુધી દેવના ભવમાં રહે છે, ત્યાં સુધી દેવગતિ કહેવાય છે. બીજી ગતિઓનું પણ એમ જ સમજવું.

ગતિ ચાર છે: (૧) નારક, (૨) તિર્યંચ, (૩) મનુષ્ય અને (૪) દેવ. શાસ્ત્રોમાં પંચમગતિ એવો શબ્દ પણ જોવામાં આવે છે, પરંતુ એ ગતિને માત્ર કર્મરહિત આત્માઓ જ પ્રાપ્ત કરે છે, કર્મવાળાઓ નહિ. કર્મવાળા આત્માઓ તો આ ચાર ગતિમાં જ ભમતા રહે છે અને પોતાના કર્મોનું ફળ ભોગવે છે. આ ચાર ગતિમાંની ગમે તે એક ગતિમા ઉત્પન્ન કરાવનારું કર્મ તે ગતિનામકર્મ

જાતિ પાંચ છે. (૧) એકેન્દ્રિય, (૨) બેઇન્દ્રિય, (૩) તેઇન્દ્રિય, (૪) ચઉરિંદ્રિય અને (૫) પંચેંદ્રિય. આ પાંચ જાતિમાંની ગમે તે એક જાતિમાં ઉત્પન્ન કરાવનારું કર્મ તે જાતિનામકર્મ. સંસારના સર્વ જીવો આ પાચ જાતિમાં સમાઈ જાય છે.

શરીર જીવને ક્રિયા કરવાનું સાધન છે. તેના પાંચ પ્રકારો છે: (૧) ઔદારિક, (૨) વૈક્રિય, (૩) આહારક,

(૪) તૈજસ અને (૫) કાર્મણ. × તેનું વર્ણન અમે ચોથા વ્યાખ્યાનમાં કરેલું છે.

પાંચ શરીરમાંથી કોઈ પણ શરીરની પ્રાપ્તિ કરાવે તે શરીરનામકર્મ.

**ઉપાંગ** : મસ્તક, બે હાથ, બે પગ, ઉદર, પીઠ, જાંઘ વગેરે અંગો અને આંગળાં, નાક, આંખ, કાન, જીભ આદિ ઉપાંગો તથા નખ, રેખા, વાળ, રોમ, વેઢા આદિ અંગોપાંગો પહેલાં ત્રણ શરીરને હોય છે. તેથી ઉપાંગના ત્રણ ભેદો માનવામાં આવ્યા છે: ઔદારિક ઉપાંગ, વૈક્રિય ઉપાંગ અને આહારક ઉપાંગ. અહીં ઉપાંગ શબ્દથી અંગ, ઉપાંગ અને અંગોપાંગ સમજવાનાં છે.

**બંધન** : પૂર્વે બાંધેલાં અને નવાં બંધાતાં કર્મોને સાથે જોડે, એકમેક કરે તે બંધનનામકર્મ કહેવાય. તેના પાંચ પ્રકારો છે: ઔદારિક બંધન, વૈક્રિય બંધન, આહારક બંધન, તૈજસ બંધન, અને કાર્મણ બંધન.

કર્મની સત્તાને આશ્રીને ૧૫ બંધન ગણાય છે. તે આ પ્રમાણે: (૧) ઔદારિક ઔદારિક મિશ્ર (૨) ઔદારિક તૈજસ, (૩) ઔદારિક કાર્મણ, (૪) ઔદારિક તૈજસ કાર્મણ, (૫) વૈક્રિય વૈક્રિય મિશ્ર, (૬) વૈક્રિય તૈજસ, (૭) વૈક્રિય કાર્મણ, (૮) વૈક્રિય તૈજસ કાર્મણ, (૯) આહારક આહારક મિશ્ર, (૧૦) આહારક તૈજસ, (૧૧) આહારક કાર્મણ, (૧૨)

× पच सरीरा पण्णत्ता तजहा ओरालिए, वेउव्विए, आहारए, तेयए, कम्मए । પન્નવણાસૂત્ર ૧૭૬.

આહારક તૈજસ કાર્મણ, (૧૩) તૈજસ તૈજસ મિશ્ર, (૧૪) તૈજસ કાર્મણ અને (૧૫) કાર્મણ કાર્મણ.

**સંઘાત** : દંતાળી જેમ ઘાસના સમૂહને એકઠો કરે, તેમ સંઘાતનામકર્મ ઔદારિકાદિ પુદ્‌ગલોને એકઠા કરે. તેના પાંચ પ્રકારો છે: (૧) ઔદારિકસંઘાતનામકર્મ, (૨) વૈક્રિયસંઘાતનામકર્મ, (૩) આહારકસંઘતનામકર્મ, (૪) તૈજસસંઘાતનામકર્મ અને (૫) કાર્મણસંઘાતનામકર્મ.

**સંહનન** એટલે સંઘયણ, શરીરનો બાંધો, તે છ પ્રકારનો હોય છે, વજ્રઋષભનારાચ આદિ.

**સંસ્થાન** એટલે આકૃતિ, તે પણ છ પ્રકારની હોય છે, સમચતુરસ્રાદિ. ×

**વર્ણ** : શરીર, અંગ, ઉપાંગ, અંગોપાંગ વગેરેના વર્ણનું કારણ વર્ણનામકર્મ છે વર્ણ પાંચ છે: (૧) લાલ, (૨) પીળો, (૩) સફેદ, (૪) નીલ અને (૫) શ્યામ

**રસ** : શરીર વગેરેના રસનું કારણ રસ નામકર્મ છે. રસ પાંચ છે: (૧) મીઠો, (૨) ખાટો, (૩) તૂરો (કષાય) (૪) કડવો અને (૫) તીખો.

**ગંધ** : શરીર વગેરેના સ્પર્શનું કારણ સ્પર્શ નામકર્મ છે: સ્પર્શ આઠ છે: (૧) શીત, (૨) ઉષ્ણ, (૩) સ્નિગ્ધ-

× છ સંઘયણ તથા છ સંસ્થાનની વિગત માટે જુઓ વ્યાખ્યાન ત્રીજું, પૃષ્ઠ ૭૦.

ચીકણો, (૪) રુક્ષ–લૂખો, (૫) મૃદુ–સુંવાળો, (૬) કઠણ–ખરછટ, (૭) હલકો (વજનમાં) અને (૮) ભારે (વજનમાં).

**આનુપૂર્વી** : જીવ દેહ છોડયા પછી બાંધેલી ગતિ-અનુસાર નવી ગતિમાં પહોંચે છે. તેને આ ગતિમાં પહોંચાડનારું જે કર્મ તે આનુપૂર્વી નામકર્મ. તેના ચાર પ્રકારો છે : (૧) દેવાનુપૂર્વી, (૨) મનુષ્યાનુપૂર્વી, (૩) તિર્યંચાનુપૂર્વી અને (૪) નારકાનુપૂર્વી.

**વિહાયોગતિ** : જીવની ગમનાગમન પ્રવૃત્તિમાં નિયામક થનારું જે કર્મ તે વિહાયોગતિ નામકર્મ. તેના બે પ્રકારો છે: શુભ વિહાયોગતિ અને અશુભ વિહાયોગતિ. હંસ અને હાથીની ગતિ શુભ ગણાય છે અને ઊંટ તથા કાગડાની અશુભ ગણાય છે.

આ રીતે ૧૪ પિંડપ્રકૃતિની ૭૫ પેટા પ્રકૃતિ થઈ.*

---

* પાઠકને બરાબર ખ્યાલમાં રહે તે માટે તેની તાલિકા નીચે આપી છે :–

| | | | |
|---|---|---|---|
| ૧ ગતિ | ૪ | ૮ સંસ્થાન | ૬ |
| ૨ જાતિ | ૫ | ૯ વર્ણ | ૫ |
| ૩ શરીર | ૫ | ૧૦ રસ | ૫ |
| ૪ ઉપાંગ | ૩ | ૧૧ ગંધ | ૨ |
| ૫ બંધન | ૧૫ | ૧૨ સ્પર્શ | ૮ |
| ૬ સંઘાત | ૫ | ૧૩ આનુપૂર્વી | ૪ |
| ૭ સંહનન | ૬ | ૧૪ વિહાયોગતિ | ૨ |
| | | કુલ | ૭૫ |

જે પ્રકૃતિ એકલી હોય પણ પિંડરૂપ ન હોય તે પ્રત્યેક પ્રકૃતિ કહેવાય. તેના આઠ પ્રકારો છે: (૧) અગુરુ-લઘુ, (૨) ઉપઘાત, (૩) પરાઘાત, (૪) આતપ, (૫) ઉદ્યોત, (૬) શ્વાસોશ્વાસ, (૭) નિર્માણ અને (૮) તીર્થંકર.

**અગુરુલઘુનામકર્મ** : આ કર્મના ઉદયથી જીવને અતિ ભારે પણ નહિ અને અતિ હલકું પણ નહિ, એવું સમ શરીર પ્રાપ્ત થાય.

**ઉપઘાત નામકર્મ** : આ કર્મના ઉદયથી જીવ ચોરદાંત, રસોલી, વધારે આંગળાં, ઓછાં આગળા વગેરેથી ઉપઘાત પામે, દુખ પામે.

**પરાઘાતનામકર્મ** : આ કર્મના ઉદયથી જીવ પોતાની હાજરી અથવા વચનબલ વડે બીજા પર પોતાનો પ્રભાવ પાડી શકે.

**આતપનામકર્મ** · આ કર્મના ઉદયથી જીવનું શરીર તાપયુક્ત હોય સૂર્યના વિમાનમાં પૃથ્વીકાયના જીવો છે, તેમનુ શરીર શીતળ હોવા છતાં દૂરથી તે બીજાને તાપ કરે છે. તેમને આ આતપનામકર્મનો ઉદય જાણવો. તેમના સિવાય બીજા જીવોને આતપનામકર્મનો ઉદય હોતો નથી. અહીં કોઈ પ્રશ્ન કરે કે અગ્નિમા રહેલા જીવોને આતપ નામકર્મનો ઉદય હોય કે નહિ? તેનો ઉત્તર એ છે કે તેમને આતપ નામકર્મનો ઉદય હોતો નથી, પણ ઉષ્ણસ્પર્શનો અને રાતા વર્ણનો ઉદય હોય છે.

**ઉદ્યોતનામકર્મ** : આ કર્મના ઉદયથી જીવનું શરીર

શીત પ્રકાશરૂપ ઉદ્યોત કરે. જ્યોતિષીનાં વિમાનના જીવો આ પ્રકારના હોય છે. વળી ખદ્યોત એટલે આગિઓ અને કેટલીક વનસ્પતિ વગેરેના જીવો પણ આ પ્રકારના હોય છે. યતિ અને દેવના ઉત્તરવૈક્રિય શરીરમાં પણ ઉદ્યોતનામકર્મનો ઉદય હોય છે.

**શ્વાસોચ્છ્વાસનામકર્મ** : આ કર્મના ઉદયથી જીવને શ્વાસોચ્છ્વાસ ( ઊંચો શ્વાસ અને નીચો શ્વાસ ) લેવાની લબ્ધિ પ્રાપ્ત થાય છે.

**નિર્માણનામકર્મ** : આ કર્મના ઉદયથી જીવ અંગોપાંગનું નિર્માણ કરે છે.

**તીર્થંકરનામકર્મ** : આ કર્મના ઉદયથી જીવ ત્રણે ભુવનને પૂજનીક થાય છે, તથા ચોત્રીશ અતિશય, પાંત્રીશ ગુણવાળી વાણી તથા અષ્ટ મહાપ્રાતિહાર્યથી યુક્ત બને છે. તીર્થંકરનામ કર્મનો ઉદય કેવલજ્ઞાન પામે ત્યારે થાય, પણ પહેલાં ન થાય.

સ્થાવરદશક અને ત્રસદશક એ બે પ્રતિપક્ષી છે, એટલે તેનો વિચાર સાથે કરીશું. તે વિના એ બરાબર સમજાશે નહિ. સ્થાવરનામકર્મથી શરૂ થતી ૧૦ પ્રકૃતિઓ તે સ્થાવરદશક અને ત્રસનામકર્મથી શરૂ થતી ૧૦ પ્રકૃતિઓ તે ત્રસદશક. બંનેની મળીને કુલ ૨૦ પ્રકૃતિઓ થાય.

**સ્થાવરનામકર્મ**થી જીવને સ્થાવરપણું પ્રાપ્ત થાય. તે એક સ્થાનેથી બીજાં સ્થાને ગમનાગમન કરી શકે નહિ.

**ત્રસનામકર્મ**થી જીવને ત્રસપણું પ્રાપ્ત થાય તે એક સ્થાનેથી બીજા સ્થાને ગમનાગમન કરી શકે પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાયના જીવો સ્થાવર છે બેઈન્દ્રિય અને તેની આગળના જીવો ત્રસ છે

**સૂક્ષ્મનામકર્મ**થી જીવને અતિ સૂક્ષ્મ શરીર પ્રાપ્ત થાય કે જે કોઈ પણ ઇન્દ્રિયથી જાણી ન શકાય અને બાદર **નામકર્મથી** જીવને બાદર શરીર પ્રાપ્ત થાય કે જે ઇન્દ્રિય વડે જાણી શકાય

**અપર્યાપ્ત નામકર્મ**થી જીવ પોતાને પ્રાપ્ત કરવા યોગ્ય પર્યાપ્તિ પૂરી કરી શકે નહિ **પર્યાપ્તનામકર્મ**થી જીવ પોતાને પ્રાપ્ત કરવા યોગ્ય પર્યાપ્તિ પૂરી કરી શકે પર્યાપ્તિ ૬ છે, તેનો પરિચય આગળ આવી ગયેલો છે કોઈ પણ જીવ આહારપર્યાપ્તિ, શરીરપર્યાપ્તિ અને ઇન્દ્રિય પર્યાપ્તિ તો સપૂર્ણત પૂર્ણ કરે જ, જ્યારે તેની આગળની પર્યાપ્તિમા ભજના હોય છે તેથી જ જીવના પર્યાપ્તા અને અપર્યાપ્તા એવા બે ભેદો પડે છે

**સાધારણનામકર્મ**થી અનત જીવોનુ એક સાધારણ શરીર હોય અને **પ્રત્યેકનામકર્મ**થી દરેક જીવને પોતાનુ સ્વતત્ર શરીર હોય

**અસ્થિરનામકર્મ**થી પોતાના સ્થાને રહેલા અવયવો અસ્થિર હોય, જેમ કે જીભ, આગળા, હાથ, પગ વગેરે અને **સ્થિરનામકર્મ**થી પોતાના સ્થાને રહેલા અવયવો સ્થિર હોય, જેમ કે દાત, હાડકા વગેરે

**અશુભ નામકર્મથી** નાભિ નીચેનું શરીર અપ્રશસ્ત હોય એટલે કે તેના સ્પર્શથી બીજાને અપ્રીતિ થાય અને **શુભ નામકર્મથી** નાભિ ઉપરનું શરીર પ્રશસ્ત હોય એટલે કે તેના સ્પર્શથી બીજાને પ્રીતિ થાય.

**દુઃસ્વરનામકર્મથી** સ્વર કર્કશ અને અરુચિકર હોય અને **સુસ્વરનામકર્મથી** સ્વર મધુર અને સુખ-દાયી હોય.

**દુર્ભગનામકર્મથી** જીવ સહુને અળખામણો લાગે અને સુભગનામકર્મથી સહુને વહાલો લાગે.

**અનાદેયનામકર્મથી** જીવનાં વચન બીજા વડે માન્ય ન થાય અને **આદેયનામકર્મથી** જીવનું વચન બીજા વડે માન્ય થાય.

**અયશઃકીર્તિનામકર્મથી** જીવ ગમે તેટલુ કામ કરવા છતાં યશ કે કીર્તિ પામે નહિ અને **યશ : કીર્તિનામ કર્મથી** જીવ થોડું કામ કરવા છતાં યશ કે કીર્તિ પામે. અહીં યશ શબ્દથી અમર્યાદિત ક્ષેત્રમાં પ્રાપ્ત થયેલી ખ્યાતિ સમજવાની છે.

દર્શનશુદ્ધિ, વિનયસંપન્નતા આદિ વીશ સ્થાનકોમાંથી એક, બે કે વધારે સ્થાનકોને સ્પર્શનાર **તીર્થંકરનામકર્મ** બાંધે છે.

## ગોત્રકર્મ

જેના લીધે જીવને ઊંચા–નીચાપણું પ્રાપ્ત થાય તે ગોત્રકર્મ કહેવાય. તેના બે પ્રકારો છે : (૧) ઉચ્ચગોત્ર અને (૨) નીચગોત્ર તેમાં ખ્યાતિવાળા કુળવાન કુળમાં જન્મ અપાવે તે ઉચ્ચ ગોત્ર કહેવાય અને અખ્યાત કે નિંદ્યકુળમાં જન્મ અપાવે તે નીચગોત્ર કહેવાય.

સ્વનિંદા, પરપ્રશંસા, સદ્ગુણોનું ઉદ્ભાવન અને અસદ્ગુણોનું આચ્છાદન, તેમજ વિનય અને નમ્રતા વડે તથા મદરહિત પઠન–પાઠનની પ્રવૃત્તિ વડે જીવ ઉચ્ચગોત્ર બાંધે છે અને પરનિંદા, આત્મપ્રશંસા, સદ્ગુણનું ઉદ્ભાવન અને મદ વગેરેથી નીચગોત્ર બાંધે છે.

પોતાની ભૂલો જોવી અને આત્માને ઠપકો આપવો એ સ્વનિંદા અને બીજાનું ઘસાતું બોલવું, વાકું બોલવુ તે પરનિંદા. બીજાના સારા ગુણોની પ્રશસા કરવી તે પર–પ્રશંસા અને પોતાની વડાઈ પોતે કરવી તે આત્મપ્રશસા. બીજાના સદ્ગુણોને પ્રકાશવા, બે માણસ બેઠા હોય ત્યાં કહી બતાવવા એ સદ્ગુણોનું ઉદ્ભાવન અને બીજાના દુર્ગુણોને પ્રકાશવા, બે માણસ બેઠા હોય ત્યાં કહી બતાવવા એ અસદ્ગુણોનું ઉદ્ભાવન કોઈના દુર્ગુણ ઢાકવા, એબ ઢાંકવી એ અસદ્ગુણોનું આચ્છાદન અને કોઈના ગુણ ઢાંકવા, ગુણની વાત આવે ત્યાં પડદો પાડવો તે સદ્ગુણોનું આચ્છાદન.

## અંતરાયકર્મ

જે કર્મને લીધે આત્માની લબ્ધિ (શક્તિ)માં અંતરાય પડે, વિઘ્ન આવે તે અંતરાય કર્મ કહેવાય. તેની ઉત્તર-પ્રકૃતિઓ પાંચ છે : (૧) દાનાંતરાય, (૨) લાભાંતરાય, (૩) ભોગાંતરાય, (૪) ઉપભોગાંતરાય અને (૫) વીર્યાંતરાય.

આપણે કોઈની પાસે કંઈક લેવા ગયા. આપનાર સુયોગ્ય છે, એને આપવાનું મન છે, આપવાની સામગ્રી મોજૂદ છે, છતાં આપવાનો ઉત્સાહ થતો નથી. ત્યાં આપનાર માટે દાનાંતરાય અને લેનાર માટે લાભાંતરાય છે. જો લાભાંત-રાય તૂટ્યો હોય તો લાભ થાય, નહિ તો થાય નહિ.

રોજને રોજ નવી વસ્તુ ભોગવવામાં આવે તે ભોગ અને એકની એક ભોગવાય તે ઉપભોગ. સુંદર મજાનાં પકવાન તૈયાર છે, થાળીપાટલા મંડાય છે, તમે જમવા બેસો છો, બધું પીરસાઈ ગયું છે, તમે હાથમાં કોળિયો લ્યો છો, એવામાં પિત્તપ્રકોપ થાય છે કે ઝાડાની હાજત થાય છે અને ખાવાનું ખાવાની જગાએ રહી જાય છે. એ તમારાથી ખવાતું નથી, એ ભોગાંતરાય.

તમે વિવાહિત થયા હો, પત્ની સાથે ભોગ ભોગવાની તાલાવેલી હોય, એવામાં પત્નીને ટી. બીનો રોગ થાય, ડૉક્ટર હવાફેર કરવાનું કહે, સ્ત્રીસહવાસની બંધી ફરમાવે અને તમે લગ્નનું સુખ ભોગવી શકો નહિ. આ રીતે ઉપ-ભોગમાં અંતરાય લાવનાર તે ઉપભોગાંતરાય.

કોઈક કહેશે કે આવું પાપનું સાધન ન મળે, તેમાં

| | | | |
|---|---|---|---|
| આયુષ્ય | ,, | ,, | ૪ |
| નામ | ,, | ,, | ૧૦૩ |
| ગોત્ર | ,, | ,, | ૨ |
| અંતરાય | ,, | ,, | ૫ |
| | | કુલ | ૧૫૮ |

આઠ કર્મમાંથી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર કર્મો ઘાતી કહેવાય છે, કારણ કે તે આત્માના મૂળ ગુણો જ્ઞાન, દર્શન, ક્ષાયક સમ્યકત્વ તથા ચારિત્ર અને વીર્યનો ઘાત કરે છે. બાકીનાં ચાર કર્મો વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર અઘાતી કહેવાય છે, કારણ કે તે આત્માના મૂળ ગુણોનો ઘાત કરતા નથી.

આત્માની ખરી લડાઈ ઘાતીકર્મો સાથે જ છે. ઘાતીકર્મો દૂર થાય, એટલે કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રકટે તથા તે આત્મા અવશ્ય મોક્ષે જાય. બાકીનાં ચાર કર્મોનો અંત સમયે નાશ થાય.

કર્મ સંબંધી હજી ઘણું કહેવાનું છે, તે અવસરે કહેવાશે.

અંતરાય આવે તો આપણે પાપથી બચી જઈએ, પણ એમ કહેવું બરાબર નથી, કારણ કે ત્યાં ભોગ-ઉપભોગની ઇચ્છા છે છતાં તે ભોગવી શકાતા નથી, એટલે દુઃખ થાય છે. જો તમે સમજીને ભોગ-ઉપભોગ ન કરો તો પાપથી બચી શકો અને તમારા આત્માને સુખ-શાંતિનો અનુભવ થાય.

માણસ યુવાન છે, જોઈતું ખાવાનું પીવાનું મળે છે, કસરત કરે છે, મહેનત કરે છે, છતાં શક્તિ આવતી નથી, તેનું કારણ વીર્યાંતરાય છે. વ્રત-નિયમો સ્વીકારવામાં, તેમજ ત્યાગવૃત્તિ કેળવવામાં જે ઉત્સાહ પ્રગટવો જોઈએ, તે ન પ્રકટવાનું કારણ પણ વીર્યાંતરાય છે

જિનપૂજાનો નિષેધ, હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ, રાત્રિભોજન વગેરેમાં તત્પરતા, મોક્ષમાર્ગમાં દોષ બતાવી વિઘ્ન નાખવું, સાધુઓને ભાત-પાણી, ઉપાશ્રય ઉપકરણ ઔષધ વગેરે આપવાનો નિષેધ કરવો, બીજા જીવોના દાન-લાભ-ભોગ-ઉપભોગમાં અંતરાય કરવો, મંત્રાદિકના પ્રયોગથી બીજાનું વીર્ય હણવું, છેદન-ભેદનાદિથી બીજાની ઇંદ્રિયોની શક્તિઓનો નાશ કરવો વગેરે કારણોથી અંતરાયકર્મ બંધાય છે.

આ રીતે આઠ કર્મોની ઉત્તરપ્રકૃતિ ૧૫૮ થઈ. તેનો તાળો અહીં મેળવી લઈએ.

| | | | |
|---|---|---|---|
| જ્ઞાનાવરણીય | કર્મની | ઉત્તરપ્રકૃતિ | ૫ |
| દર્શનાવરણીય | ,, | ,, | ૯ |
| વેદનીય | ,, | ,, | ૨ |
| મોહનીય | ,, | | ૨૮ |

| | | | |
|---|---|---|---|
| આયુષ્ય | ” | ” | ૪ |
| નામ | ” | ” | ૧૦૩ |
| ગોત્ર | ” | ” | ૨ |
| અંતરાય | ” | ” | ૫ |
| | | કુલ | ૧૫૮ |

આઠ કર્મમાંથી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર કર્મો ઘાતી કહેવાય છે, કારણ કે તે આત્માના મૂળ ગુણો જ્ઞાન, દર્શન, ક્ષાયક સમ્યકત્વ તથા ચારિત્ર અને વીર્યનો ઘાત કરે છે. બાકીનાં ચાર કર્મો વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર અઘાતી કહેવાય છે, કારણ કે તે આત્માના મૂળ ગુણોનો ઘાત કરતા નથી.

આત્માની ખરી લડાઈ ઘાતીકર્મો સાથે જ છે. ઘાતીકર્મો દૂર થાય, એટલે કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રકટે તથા તે આત્મા અવશ્ય મોક્ષે જાય. બાકીનાં ચાર કર્મોનો અંત સમયે નાશ થાય.

કર્મ સંબંધી હજી ઘણું કહેવાનું છે, તે અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન તેવીશમું
## અધ્યવસાયો

મહાનુભાવો !

કર્મના વિષયમાં આપણે આગળ વધી રહ્યા છીએ અને તેની પરિભાષાથી ક્રમશઃ પરિચિત થઈ રહ્યા છીએ. આજે કર્મસાહિત્યમાં વારંવાર વપરાતા અધ્યવસાય શબ્દથી તમને પરિચિત કરવા છે.

### અધ્યવસાયનો અર્થ

કોઈ સાહિત્યકારને પૂછીએ કે અધ્યવસાયનો અર્થ શું ? તો તે તરત જ કહેશે કે ' પ્રયત્ન, મહેનત કે ઉત્સાહ.' પરંતુ આજ પ્રશ્ન કોઈ દાર્શનિકને પૂછીએ તો તેનો ઉત્તર જુદો મળશે. નૈયાયિક કહેશે કે અધ્યવસાયનો અર્થ નિશ્ચય છે, વેદાંતી કહેશે કે અધ્યવસાયનો અર્થ બુદ્ધિધર્મ છે અને સાંખ્ય મતવાળાઓ કહેશે કે અધ્યવસાયનો અર્થ વૃત્તિ કે જ્ઞાન છે પરંતુ આપણે જૈનો તો આત્માના પરિણામને સૂચવવા માટે જ તેનો ઉપયોગ કરીએ છીએ. અધ્યવસાય એટલે આત્માના પરિણામ.

### અધ્યવસાયની મહત્તા

વિચાર, લાગણી, ઈચ્છા એ બધું આત્માના પરિણામ પર અવલંબે છે, એટલે અધ્યવસાયનું સ્થાન જીવનઘડતરમાં

બહુ મોટું છે. જો અધ્યસાયો શુભ હોય તો જીવન ઉત્તમ પ્રકારે ઘડાય અને અશુભ હોય તો ખરાબી થવામાં કંઈ બાકી રહે નહિ. અધ્યવસાયોથી જ ચડવાનું છે અને અધ્યવસાયોથી જ પડવાનું છે, એ વાત તમારાં મનમાં બરાબર ઠસવી જોઈએ. પ્રસન્નચંદ્ર રાજર્ષિની કથા સાંભળો, એટલે તમને આ વાતની પૂરી પ્રતીતિ થશે.

## પ્રસન્નચંદ્ર રાજર્ષિની કથા

એક વાર ત્રિભુવનતારક જગદ્વંદ્ય ચરમ તીર્થંકર શ્રી મહાવીર પ્રભુ રાજગૃહી નગરીની બહાર ઉદ્યાનમાં સમવસર્યા. તેમની સાથે તપસ્વી, જ્ઞાની અને ધ્યાની મુનિવરોનો મોટો સમુદાય હતો. તેમાં પ્રસન્નચંદ્ર નામના રાજર્ષિ ધ્યાનના અભ્યાસી હતા. તેઓ મોટા ભાગે પોતાનો સમય ધ્યાનમાં જ વ્યતીત કરતા હતા. તેમણે ઉદ્યાનના એક છેડે ધ્યાન લગાવ્યું, તેમાં એક પગે ઊભા રહ્યા, બંને હાથ ઊંચા રાખ્યા અને દૃષ્ટિ સૂર્યની સામે સ્થાપન કરી. આગળ આવાં ઉગ્ર ધ્યાનોનો આશ્રય ઘણો લેવાતો, આજે એ પ્રવૃત્તિ મંદ છે, વધારે સ્પષ્ટ કહીએ તો અતિ મંદ છે.

શ્રેણિક રાજાને ઉદ્યાનપાલક દ્વારા સમાચાર મળ્યા કે સર્વજ્ઞ અને સર્વદર્શી એવા શ્રમણ ભગવાન મહાવીર નગર બહાર ઉદ્યાનમાં સમવસર્યા છે, એટલે તેમણે પોતાના પુત્ર-પરિવાર સાથે દર્શને જવાની તૈયારી કરી. દેવ કે ગુરુનાં દર્શને જવું હોય તો હૃદયમાં ઉલ્લાસ ધારણ કરવો જોઈએ અને વસ્ત્રાલંકાર પણ રૂડી રીતે પહેરવાં જોઈએ. ગૃહસ્થોનો

આ આચાર છે. જો રાજા હોય તો એ પૂરા ઠાઠથી જાય, જેથી બીજા આત્માઓને પણ દર્શનની ભાવના જાગે.

શ્રેણિક રાજા મોટી સવારી કાઢીને પ્રભુનાં દર્શને ચાલ્યા. તેમાં અનેક હાથી હતા, અનેક ઘોડા હતા, રથ અને પાયદળનો પાર ન હતો. આ સવારીના મોખરે બે સિપાઈઓ ચાલતા હતા. તેમાં એકનું નામ સુમુખ હતું અને બીજાનું નામ દુર્મુખ હતું. કદાચ તેમની બોલવાની રીતભાત પરથી જ એ નામ પડયાં હશે.

તેમણે ઉદ્યાનના છેડે ધ્યાન ધરી રહેલા પ્રસન્નચંદ્ર રાજર્ષિને જોયા, એટલે સુમુખ બોલ્યો : 'જોયા આ મુનિવર ? તેમણે કેવું ઉગ્ર ધ્યાન ધર્યું છે ? આવું ધ્યાન તો કોઈક જ ધરે, એટલે હું તેમને વારંવાર ધન્યવાદ આપું છું '

આ શબ્દો સાંભળી દુર્મુખે કહ્યું : 'હા, જોયા એ મુનિવર ! એમને હું બરાબર ઓળખું છું. એ છે પોતનપુરના રાજા પ્રસન્નચંદ્ર. એમણે પોતાના દૂધપીતાં બાળક પર રાજ્યનો ભાર નાખી આ રસ્તો લીધો છે, પણ પાછળ હાલત કેવી થઈ છે, તેની એમને શી ખબર ! એમણે મંત્રીઓને રાજ્યનો કારભાર સોંપ્યો હતો, તેમની દાનત બગડી છે અને રાજ્ય હસ્તગત કરવા તેઓ અનેક પ્રકારના કાવતરા કરી રહ્યાં છે. એમનાં અંતઃપુરની બધી રાણીઓ આ જ કારણે નાશી છૂટી છે અને બાળરાજા તેમના કબજે પડયો છે, એટલે બિચારાનું આજકાલમાં કાસળ કાઢી નાખશે ! જે પિતા પોતાના પુત્રના હિતમાં બેદરકાર રહે, તેને હું અધર્મી—પાપી સમજું છું અને તેને સેંકડો વાર ધિક્કારું છું.'

આ રીતે વાત કરતા તેઓ ત્યાંથી પસાર થઈ ગયા. થોડી વારે શ્રેણિક રાજા ત્યાં આવ્યા અને તેમણે ધ્યાનમગ્ન મુનિવરને વંદન કર્યું. પછી તેઓ પ્રભુ મહાવીરની સમીપે પહોંચી તેમની ધર્મદેશના સાંભળવા લાગ્યા. ત્યાં અવસર જોઈને તેમણે પૂછયુ કે 'હે પ્રભો! મેં રસ્તામાં ધ્યાનમગ્ન પ્રસન્નચંદ્ર રાજર્ષિને વાંદ્યા. તેઓ એ સ્થિતિમાં કદી કાલ-ધર્મ પામ્યા હોત તો કઈ ગતિએ જાત?' પ્રભુએ કહ્યું : 'સાતમી નરકમાં.'

આ જવાબ સાંભળી શ્રેણિક રાજા વિચારમાં પડયા. મુનિને નરકગમન હોય નહિ અને આ મુનિ તો ધ્યાનમગ્ન છે, છતાં પ્રભુએ આમ કેમ કહ્યું? શું મારી સાંભળવામાં ભૂલ થઈ હશે? કદાચ એમ પણ હોય, એટલે તેમણે ફરી પ્રશ્ન કર્યો: 'હે પ્રભો! પ્રસન્નચંદ્ર રાજર્ષિ કદી હમણાં કાલધર્મ પામે તો કઈ ગતિમાં જાય?' પ્રભુએ કહ્યું : 'તે સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થાય.'

આ જવાબ સાંભળી તેમને આશ્ચર્ય થયું. પ્રભુએ ક્ષણ પહેલાં સાતમી નરક કીધી અને હવે સર્વાર્થસિદ્ધ વિમાન કહે છે, તેનું કારણ શું? તેમનાં મનમાં આ પ્રમાણે થોડી ગડમથલ થઈ, ત્યાં દુંદુભિ વાગવા લાગી અને જયનાદ થવા લાગ્યા, એટલે શ્રેણિક રાજાએ પૂછયું: 'હે પ્રભો! આ દુંદુભિ શેની વાગી? અને જયનાદ શેના થાય છે?'

પ્રભુએ કહ્યું: 'હે રાજન્! પ્રસન્નચંદ્ર રાજર્ષિને

કેવળજ્ઞાન થયું, તેથી દેવો દુંદુભિ વગાડે છે અને જયનાદ કરે છે.'

આ જવાબ સાંભળતાં જ શ્રેણિક રાજાનું આશ્ચર્ય અનેકગણું વધી ગયું. તેણે એનું સમાધાન મેળવવા પ્રભુને કહ્યું: 'પ્રભો! આ બધી આશ્ચર્યકારી ઘટનાઓ મારાથી સમજાતી નથી, એટલે તેનું રહસ્ય સમજાવવા કૃપા કરો.'

પ્રભુ મહાવીરે કહ્યું: 'રાજન્! તું અહીં વંદન કરવાને આવી રહ્યો હતો, ત્યારે તારી સવારીના મોખરે ચાલનારા બે સિપાઈઓએ પ્રસન્નચંદ્ર રાજર્ષિ વિષે આરસપરસ વાત કરી અને તે તેમના સાંભળવામાં આવી, એટલે તેઓ ધ્યાન ચૂક્યા. એ વખતે તેમને એવો વિચાર આવ્યો કે જેમનો મેં આજ સુધી સુંદર સત્કાર કર્યો, જેમના પર પૂરો વિશ્વાસ રાખ્યો, તેજ આવા બેવફા નીવડ્યા? શું તે મારા બાળ કુંવરને મારી નાખશે? ના, ના, હું તેમ થવા નહિ જ દઉં.

એક રહ્યો, ત્યારે તેમણે વિચાર કર્યો કે મારાં મસ્તક પર લોહનો ટોપ પહેરેલો છે, તે ફેંકીને હું તેનો નાશ કરું.' આમ વિચારી તેઓ અત્યંત ક્રોધાયમાન થયા, તેજ વખતે હે શ્રેણિક ! તેં એમને પ્રણામ કર્યા હતા, એટલે તારા પ્રથમ પ્રશ્નનો ઉત્તર મ એમ આપ્યો કે 'તે સાતમી નરકે જાય.'

ત્યાર પછી તેમણે જેવો મસ્તક પર હાથ મૂક્યો કે મુંડેલું ( લોચ કરેલું ) મસ્તક યાદ આવ્યું અને તેમનો ક્રોધ ઉતરી ગયો. તે વિચારવા લાગ્યા કે 'મેં તો જીવનભર સામાયિકનું વ્રત ( ચારિત્ર ) લીધું છે અને મન, વચન, કાયાથી કોઈ પણ જીવની હિંસા ન કરવાની પ્રતિજ્ઞા ગ્રહણ કરી છે અને આ શું કર્યું ? ખરેખર ! હું ધર્મધ્યાન ચૂકી ગયો અને રૌદ્ર ધ્યાનમાં ચડી ગયો ! જ્યાં સર્વ જીવો પ્રત્યે મૈત્રી ભાવ રાખવાનો છે, ત્યાં પુત્ર પ્રત્યે રાગ કેવો અને મંત્રીઓ પ્રત્યે

ઉત્તર સાંભળતાં શ્રેણિક મહારાજનાં મનનું સમાધાન થયું, આત્મા શુભ અધ્યવસાયોથી ચડે છે અને અશુભ અધ્યવસાયોથી પડે છે, એ આ કથાનો મુખ્ય બોધ છે. ઉપરાંત તેમાંથી નીચેની બાબતો પણ તરી આવે છે :

(૧) આત્માના અધ્યવસાય બધો વખત એક સરખા રહેતા નથી, પણ તે બદલાયા કરે છે.

(૨) આત્મા શુભ અધ્યવસાયમાંથી અશુભ અધ્યવસાયમાં અને અશુભ અધ્યવસાયમાંથી શુભ અધ્યવસાયમાં આવી જાય છે.

(૩) અધ્યવસાયો બદલાવામાં નિમિત્તો કામ કરે છે. જો ખરાબ નિમિત્ત મળી જાય તો અશુભ અધ્યવસાયો શરૂ થાય છે અને સારું નિમિત્ત મળી જાય તો શુભ અધ્યવસાયો શરૂ થાય છે.

## અધ્યવસાયોની સંખ્યા

આત્માના અધ્યવસાયો બદલાયા કરે છે અને નવા નવા અધ્યવસાયો ઉત્પન્ન થાય છે, એટલે અધ્યવસાયોની સંખ્યા ઘણી મોટી હોય એ સ્વાભાવિક છે. જેમ આકાશના તારા અને પૃથ્વીપટ પરનાં રેતીનાં કણો ગણી શકાતા નથી, તેમ અધ્યવસાયોની સંખ્યા પણ ગણી શકાતી નથી. તાત્પર્ય કે અધ્યવસાયના ભેદો અસંખ્યાત છે અને તેથી અધ્યવસાયનાં સ્થાનકો અસંખ્યાત માનવામાં આવ્યાં છે.

આત્માના અધ્યવસાયો બદલાતા ન હોત ને બધો વખત એક સરખા રહેતા હોત તો ચડતી કે પડતીનો

અનુભવ થાત નહિ, તેમજ કર્મની સ્થિતિમાં જે વૈચિત્ર્ય દેખાય છે, તે પણ દેખાત નહિ.

### અધ્યવસાયો કોને હોય ?

પ્રશ્ન–આત્મા નિગોદમાં જડપ્રાયઃ અવસ્થામાં હોય છે, ત્યારે તેને અધ્યવસાયો થતા હશે ખરા ?

ઉત્તર–આત્મા નિગોદમાં જડપ્રાયઃ અવસ્થામાં હોય છે, ત્યારે પણ તેને અધ્યવસાયો હોય છે. જો અધ્યવસાયો ન હોય તો તેનામાં અને જડમાં ફેર જ શું રહે ? અધ્યવસાયોનાં કારણે તો તેનું કર્મબંધન ચાલુ રહે છે. અહીં પ્રાસંગિક એ પણ જણાવી દઈએ કે જ્યારે નિગોદ અવસ્થામાં અધ્યવસાયો હોય છે, ત્યારે તેનાથી ચડિયાતી સ્થિતિમાં એટલે પ્રત્યેક વનસ્પતિકાય આદિ એકેન્દ્રિય જીવોમાં, બેઈન્દ્રિય જીવોમાં, તેઇન્દ્રિય જીવોમાં, ચઉરિન્દ્રિય જીવોમાં અને પંચેન્દ્રિય જીવોમાં પણ અધ્યવસાયો હોય એ સ્વાભાવિક છે. માત્ર વીતરાગ દશાને પામેલા આત્માને સંકલ્પ વિકલ્પરૂપ અધ્યવસાયો હોતા નથી.

શોક, ભય, ચિંતા વગેરે લાગણીઓ હોય છે અને તેની તેમનાં જીવનવ્યવહાર પર અસર પડે છે. લાગણીઓ અધ્ય-વસાય વિના સંભવે નહિ, એટલે વનસ્પતિને પણ અધ્ય-વસાયો હોય છે, એ નક્કી છે.

પ્રશ્ન–તિર્યંચોને શુભ અધ્યવસાય હોય ખરા ?

ઉત્તર–હા. નિમિત્ત મળતાં તિર્યંચોને પણ શુભ અધ્ય-વસાય જાગે છે. શાસ્ત્રોમાં તેવા અનેક દાખલાઓ નોંધાયેલા છે. અહીં તેમાંનો એક દાખલો આપીશું.

નંદ મણિયાર પ્રથમ સમકિતી હતો, પછી નિર્ગ્રંથ ગુરુઓનો પરિચય ન રહેતાં અને મિથ્યાત્વીઓનો સંસર્ગ વધતાં મિથ્યાત્વી થયો. તેણે વાવકૂવા ગળાવવામાં તથા લોકોને અન્ન–પાણીનું દાન કરવામાં આત્માનો ઉદ્ધાર માન્યો. ભૂખ્યાને અન્ન આપવું, તરસ્યાને પાણી પાવું એ પુણ્યનું કામ છે, પણ આત્માનો ઉદ્ધાર કરવો હોય, આત્માને કર્મની કુટિલ જંજીરોમાંથી મુક્ત કરવો હોય તો સંવર અને નિર્જરા એટલે સંયમ અને તપનો માર્ગ ગ્રહણ કરવો જોઈએ, પણ આ વસ્તુમાં તેની શ્રદ્ધા રહી નહિ. તેણે પોતાની માન્યતા અનુસાર એક સુંદર વાવ બનાવી અને તેની ચારે બાજુ અન્નછત્ર, આરામગૃહ વગેરે બનાવ્યાં. તેને ધીમે ધીમે એ વાવ પર આસક્તિ થઈ અને અંત સમયે પણ તેનું મન એ વાવમાં ભરાઈ રહ્યું. તેથી મરણબાદ તે એ જ વાવમાં દેડકારૂપે ઉત્પન્ન થયો.

એ દેડકો પાણીના મેલ વગેરેથી પોતાની આજીવિકા

કરે છે અને કાલ નિર્ગમન કરે છે. એવામાં તેણે વાવમાં પાણી ભરવા આવનાર પનિહારીઓનાં મુખેથી સાંભળ્યું કે શ્રમણ ભગવાન મહાવીર નજીકમાં પધાર્યા છે અને તેમનાં દર્શન કરવા હજારો માણસો જઈ રહ્યા છે.' આ શબ્દો સાંભળતાં જ તેનાં મનમાં એવો અધ્યવસાય ઉત્પન્ન થયો કે 'મેં આવું નામ ક્યાંક સાંભળેલું છે.' તેના પર વારંવાર ઉહાપોહ કરતાં તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું અને પોતે મહાવીર પ્રભુ પાસે વ્રતો ગ્રહણ કર્યાં હતાં, તેમાં શિથિલતા આવી, વાવ બંધાવાનો મનોરથ ઉત્પન્ન થયો અને તેની આસક્તિથી મારી આ હાલત થઈ, વગેરે બાબતોનો ખ્યાલ આવી ગયો. આથી તેણે એવો વિચાર કર્યો કે 'હું પણ મહાવીર પ્રભુના દર્શન કરું.'

પરંતુ આ દેડકાએ તો ઘોડેસ્વાર કે ઘોડા કોઈ પર ક્રોધ કર્યો નહિ. તે હળવેથી બાજુએ ખસી ગયો ને રસ્તાની એક બાજુ પર પહોંચી વિચાર કરવા લાગ્યો કે 'હા! હા! હુ કેવો હતભાગી કે પ્રભુ આટલા નજીક હોવા છતા મને તેમના દર્શન થયા નહિ! હવે આ ભગ્ન શરીરે તેમની પાસે તો પહોંચી શકુ તેમ નથી, માટે અહીંથી જ તેમને વંદન કરી લઉં હે પ્રભો! ભવોભવ મને તમારું જ શરણુ હજો '

આવા શુભ અધ્યવસાયમા તેણે દેહ છોડયો, એટલે મરીને તે દર્દુરાક નામનો વૈમાનિક મહર્દ્ધિક દેવ થયો

## અધ્યવસાયોમાં પરિવર્તન

આત્મા શુભ અધ્યવસાયમાથી અશુભ અધ્યવસાયમા ને અશુભ અધ્યવસાયમાથી શુભ અધ્યવસાયમા આવી જાય છે, એ વસ્તુ તો તમે પણ અનુભવી જ હશે તમે અહીં આવીને વ્યાખ્યાન સાભળો છો ત્યારે તમને એવો અધ્યવસાય થાય છે કે હવે ક્રોધ કરવો નહિ, અભિમાન કરવું નહિ, કોઈ જાતનું છળકપટ કરવું નહિ, લોભ બિલકુલ રાખવો નહિ વગેરે, પરંતુ અહીંથી બહાર ગયા પછી અને વ્યવહાર કે વ્યાપારમા પડયા પછી એ અધ્યવસાયો રહે છે ખરા? ત્યાં કોઈ તમારુ અપમાન કરે કે ગાળ દે તો તરત લડવા તૈયાર થાઓ છો ને સામી બે–ચાર ગાળ ચોપડી દો છો.

તમને કેટલીક વાર શુભ અધ્યવસાયો થાય છે, પણ

તે ટકતા નથી અને તેથી જ જે આત્મવિકાસ—આત્મપ્રગતિ થવી જોઈએ તે થતી નથી.

તમે કોઈ વાર ગુસ્સામાં આવી ગયા હો અને અશુભ અધ્યવસાયોમાં ચડી ગયા હો, પણ કોઈ મુરબ્બી કે સજ્જન આવીને તમને બે શબ્દો હિતના કહે, તો શાંત થઈ જાઓ છો અને શુભ અધ્યવસાયમાં આવી જાઓ છો.

અધ્યવસાયો બદલાવામાં નિમિત્તો કામ કરે છે, એ પણ ભૂલવા જેવું નથી. તમે અભિમાનમાં આવી ગયા હો અને બીજાને તુચ્છ ગણતા હો એવામાં બાહુબલિજીની ધ્યાનસ્થ મૂર્તિનું ચિત્ર જોવામાં આવે તો તમારા અધ્યવસાય તરત બદલાઈ જાય અને 'હે! જીવ તું શું કરી રહ્યો છે?' એવો પ્રશ્ન તમારાં મનમાં જરૂર ખડો થાય. 'બાહુબલી સર્વસ્વનો ત્યાગ કરીને ધ્યાનમાં ઊભા રહ્યા, પણ અભિમાનનો થોડો અંશ રહી જવાથી કેવળજ્ઞાન ન પામ્યા. જ્યારે પરમાત્મા ઋષભદેવ સ્વામીએ બ્રાહ્મી અને સુંદરીને મોકલી અને તેમણે બાહુબલીને સમજાવ્યા અને બાહુબલિ મહામુનિએ અભિમાન છોડ્યું અને અધ્યવસાયો પરમ શુદ્ધ થયા—કે તરત જ કેવલજ્ઞાન પામ્યા. તો હે જીવ! તું તો અભિમાનથી છકી ગયો છે, તારુ શું થશે?' આવો અધ્યવસાય તમને થયા વિના રહે નહિ. તીર્થો, મંદિરો, ઉપાશ્રયો, જ્ઞાનભંડારો, સદ્ગુરુસમાગમ, ઉત્સવ—મહોત્સવો એ બધાં અધ્યવસાયોને શુદ્ધ કરવાના પ્રબળ નિમિત્તો છે અને તેથી જ મહાપુરુષોએ તેની જોરદાર હિમાયત કરી છે,

એ તમારે ભૂલવાનું નથી. નિમિત્તો નબળાં પડ્યાં કે અશુભ અધ્યવસાયો તમારા પર જોરદાર હુમલો કરશે અને તમારાં જીવનની બાજી બગાડી નાખશે.

આત્માના પરિણામો કે અધ્યવસાયોની શુદ્ધિ એ જ ભાવ ધર્મ છે અને ભગવાને તેને દાન, શીલ તથા તપ કરતાં પણ ઉત્તમ માન્યો છે, કારણ કે ભાવ ન હોય તો આ કોઈ ક્રિયા શોભતી નથી કે પોતાનું વાસ્તવિક ફળ આપી શકતી નથી હજાર રૂપિયાની આશા રાખી હોય ત્યાં દશ રૂપિયા મળે એ વાસ્તવિક ફળ કહેવાય નહિ.

## સ્થિતિબંધમાં અધ્યવસાયો કારણભૂત છે.

કર્મનો પ્રદેશબંધ અને પ્રકૃતિબંધ પડવામાં યોગબળ કારણભૂત છે, તેમ કર્મનો સ્થિતિબંધ પડવામાં અધ્યવસાયો કારણભૂત છે. આત્મા જે અધ્યવસાયસ્થાને વર્તતો હોય તે પ્રમાણે કર્મની સ્થિતિનો બંધ પડે છે,

## સ્થિતિના પ્રકારો

સ્થિતિ અર્થાત્ કાલમર્યાદા ત્રણ પ્રકારની છે: (૧) જઘન્ય, (૨) મધ્યમ અને (૩) ઉત્કૃષ્ટ. જે સ્થિતિ ટૂંકામાં ટૂંકી હોય તેને જઘન્ય કહેવાય; જે સ્થિતિ લાંબામાં લાંબી હોય તેને ઉત્કૃષ્ટ કહેવાય, અને જે સ્થિતિ એ બે વચ્ચેની હોય તે મધ્યમ કહેવાય.

## આઠ કર્મની સ્થિતિ

અહીં આઠ કર્મની સ્થિતિ કેટલી હોય છે? તે તમને જણાવીશું :

| કર્મ | જઘન્ય સ્થિતિ | ઉત્કૃષ્ટ સ્થિતિ |
|---|---|---|
| ૧ જ્ઞાનાવરણીય | અંતર્મુહૂર્ત | ૩૦ કોટાકોટિ સાગરોપમ |
| ૨ દર્શનાવરણીય | ,, | ,, |
| ૩ વેદનીય | બાર મુહૂર્ત | ,, |
| ૪ મોહનીય | અંતર્મુહૂર્ત | ૭૦ કોટાકોટિ સાગરોપમ |
| ૫ આયુષ્ય | ,, | ૩૩ સાગરોપમ |
| ૬ નામ | આઠ મુહૂર્ત | ૨૦ કોટાકોટિ સાગરોપમ |
| ૭ ગોત્ર | ,, | ,, |
| ૮ અંતરાય | અંતર્મુહૂર્ત | ૩૦ કોટાકોટિ સાગરોપમ |

જઘન્ય સ્થિતિથી એક સમય વધારે અને ઉત્કૃષ્ટ સ્થિતિથી એક સમય ઓછો હોય ત્યાં સુધી મધ્યમ સ્થિતિ જાણવી.

જ્યાં વિજ્ઞાન હોય ત્યાં ગણિત હોય અને જ્યાં ગણિત હોય ત્યાં નાની-મોટી અનેક પ્રકારની ગણતરીઓ હોય. આજના કોઈ પણ વૈજ્ઞાનિકને પૂછો કે તેને ગણિત વગર જરા પણ ચાલે છે ખરું? આજના વિજ્ઞાને સેકડના પણ હજારો ભાગ કર્યા છે અને અમુક ક્રિયાઓ માટે તેનો ઉપયોગ કરવામાં આવે છે, પણ આપણું કાલમાન તેથી પણ ઘણું સૂક્ષ્મ છે.

જેના કલ્પનાથી પણ બે ભાગ ન થઈ શકે એવા કાળના સૂક્ષ્મ ભાગને 'સમય' કહેવાય છે. આવા અસંખ્ય સમય એકઠા થાય ત્યારે આવલિકા કહેવાય. આવી અસંખ્ય આવલિકા ભેગી થાય ત્યારે શ્વાસ કહેવાય. બે શ્વાસનો પ્રાણ

કહેવાય અને સાત પ્રાણનો સ્તોક કહેવાય. એવા સાત સ્તોક ભેગા થાય ત્યારે લવ કહેવાય અને એવા ૭૭ લવ ભેગા થાય ત્યારે એક મુહૂર્ત કહેવાય. આવાં ત્રીશ મુહૂર્તથી એક અહોરાત્ર બને (દિવસ અને રાત બે મલીને એક અહોરાત્ર કહેવાય છે.)

આ શબ્દો બરાબર લક્ષમાં રાખશો, કારણ કે શાસ્રોમાં તેનો ઉપયોગ થયેલો છે અને તેથી વસ્તુસ્થિતિ સમજવામાં સરળતા પડશે.

પંદર અહોરાત્રનો પક્ષ, બે પક્ષનો માસ અને બાર માસનું વર્ષ એ ગણતરી જગતમા પ્રસિદ્ધ છે અને આપણે ત્યાં પણ તેનો જ સ્વીકાર થયેલો છે.

પાંચ વર્ષનો યુગ કહેવાય અને આવા ૨૦ યુગની એક શતાબ્દિ કહેવાય આજે યુગ શબ્દ કાળના બહુ મોટાં પ્રમાણ માટે પ્રચલિત છે, પણ તેને આનાથી ભિન્ન સમજવો.

દશ શતાબ્દિને સહસ્રાબ્દિ કહેવાય ને ૮૪૦૦ આઠ હજાર ચારસો સહસ્રાબ્દિને એટલે ૮૪ લાખ વર્ષને એક પૂર્વાંગ કહેવાય પૂર્વનું માપ કેટલુ મોટું છે, તેનો ખ્યાલ આથી આવી શકશે એક પૂર્વમાં ૭૦૫૬૦ અબજ વર્ષો આવે.

ત્યારપછી ત્રુટિતાગ, ત્રુટિત, અટટાંગ, અટટ વગેરે અનેક પ્રકારના માપો છે. તેમાં ૧૯૪ અંકની સંખ્યાને શીર્ષ–પ્રહેલિકા કહેવામાં આવે છે

આ રીતે જ્યારે સંખ્યાતની ગણતરી અટકે ત્યારે અસંખ્યાનું માપ શરૂ થાય. પલ્યોપમ અને સાગરોપમ આ જાતનાં માપો છે. એક યોજન લાંબો, એક યોજન પહોળો અને એક યોજન ઊંડા ખાડો ઝીણામાં ઝીણા વાળના ટૂકડાથી ભરવામાં આવે અને તેના પર થઈને ચક્રવર્તીની સેના ચાલી જાય તો પણ દબાય નહિ એ રીતે ઠાંસીને ભરવામાં આવે, પછી તેમાંથી સો વર્ષે એક વાળનો ટુકડો કાઢતાં જેટલા વર્ષે એ ખાડો ખાલી થાય તેટલા કાલને પલ્યોપમ કહેવાય. અને આવા દશ કોડાકોડિ એટલે ૧૦ ક્રોડ × ક્રોડ પલ્યોપમના કાલને સાગરોપમ કહેવાય.

## કોને કેવો સ્થિતિબંધ હોય ?

હવે તમને સાગરોપમનો ખ્યાલ બરાબર આવી ગયો હશે.

અહીં આયુષ્યનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ ૩૩ સાગરોપમનો જણાવ્યો છે, તે સર્વાર્થસિદ્ધ વિમાનવાસી જીવને તથા સાતમી નરકના જીવને હોય છે. બાકીની સાત પ્રકૃતિનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ મિથ્યાદૃષ્ટિ પર્યાપ્ત સંજ્ઞી પંચેન્દ્રિય જીવને હોય છે.

અંતર્મુહૂર્તની આયુષ્યની જઘન્ય સ્થિતિ તિર્યંચ અને મનુષ્ય એ બે પ્રકારના જીવોને હોય છે અને બાકીની પ્રકૃતિની જઘન્ય સ્થિતિ સૂક્ષ્મસંપરાય એટલે દશમા ગુણ-સ્થાને વર્તતા જીવને-મનુષ્યને હોય છે. ગુણસ્થાનકનો વિચાર આગળ આવશે, પણ હાલ તો તેનું નામ યાદ રાખો.

## અધ્યવસાયોની તરતમતા—લેશ્યા

અધ્યવસાયોની તરતમતાને લેશ્યા કહેવામાં આવે છે અને તે રસબંધનું મુખ્ય કારણ છે. કર્મ બાંધતી વખતે જેવો તીવ્ર-મંદ રસ બાંધ્યો હોય અને પછી ફેરફાર થયો હોય તો તે પ્રમાણે તેનું તીવ્ર-મંદ ફળ ભોગવવું પડે છે.

અધ્યવસાયની તરતમતા સમજવા માટે શાસ્ત્રમાં જંબૂવૃક્ષ અને છ પુરુષોનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે, તે બરાબર સમજી લેવું જોઈએ.

### જંબૂવૃક્ષ અને છ પુરુષો .

છ મુસાફરો એક જંબૂવૃક્ષ નીચે આવ્યા. તેમાંના પહેલાએ કહ્યું : ' આ જાંબૂડાને તોડી પાડીએ તો મનગમતાં ફળ ખવાય. ' બીજાએ કહ્યુ ' આખાં ઝાડને તોડી પાડવાની શી જરૂર છે ? તેનું એક મોટું ડાળું તોડી પાડીએ તો પણ આપણું કામ થશે. ' ત્રીજાએ કહ્યુ : ' અરે ભાઈઓ ! મોટું ડાળું તોડી પાડવાની જરૂર નથી. તેની એક નાની ડાળી તોડી પાડશો તો પણ ચાલશે. ' ચોથાએ કહ્યું : ' મોટું કે નાનું ડાળું તોડવાની શી જરૂર છે ? આપણે તેમાંથી ફળવાળાં ગુચ્છા જ તોડી લ્યો ને ? ' પાંચમાએ કહ્યુ : ' મને તો એ પણ વ્યાજબી જણાતું નથી. જો આપણે જાંબૂડાં ખાવાનું જ કામ છે, તો તેમાંથી જાંબૂડાં જ શા માટે વીણી ન લેવાં ? ' છઠ્ઠાએ કહ્યુ : ' ભાઈઓ ! મારો મત તમારા બધાથી જૂદો પડે છે. જો ભૂખ શમાવવી એ જ આપણું પ્રયોજન હોય તો અહીં જે તાજાં જાંબૂ ખરી

પડ્યાં છે, તેને જ શા માટે વીણી ન લેવાં ? તેમાંથી આપણી ભૂખ જરૂર ભાંગશે.'

અહીં પ્રથમ પુરુષના અધ્યવસાયો ઘણા અશુભ તીવ્રતમ હોવાથી તેને **કૃષ્ણલેશ્યા** સમજવી, બીજા પુરુષના અધ્યવસાયો તીવ્રતર હોવાથી તેને **નીલલેશ્યા** સમજવી, ત્રીજા પુરુષના અધ્યવસાયો તીવ્ર હોવાથી તેને **કાપોત લેશ્યા** સમજવીઃ કૃષ્ણ, નીલ અને કાપોત આ ત્રણ લેશ્યાઓની ગણના અશુદ્ધ લેશ્યાઓમાં થાય છે. તેમાં પૂર્વ પૂર્વની વધારે અશુદ્ધ છે.

ચોથા અધ્યવસાયો મંદ હોવાથી તેને **પીતલેશ્યા** (તેજો લેશ્યા) સમજવી, પાંચમા પુરુષના અધ્યવસાયો મંદતર હોવાથી તેને **પદ્મલેશ્યા** સમજવી અને છઠ્ઠા પુરુષના અધ્યવસાયો મંદતમ હોવાથી તેને **શુક્લલેશ્યા** સમજવી. પીત, પદ્મ અને શુક્લ લેશ્યાઓની ગણના શુદ્ધ લેશ્યાઓમાં થાય છે અને તે ઉત્તરોત્તર વધારે શુદ્ધ છે.

### આટલું યાદ રાખો

આટલી વસ્તુ યાદ રાખો કે જેમ રસ વધુ તેમ કર્મનો બંધ તીવ્ર અને રસ ઓછો તેમ કર્મનો બંધ ઢીલો. પુણ્ય બાંધતી વખતે જે વિચાર કરીએ તે રસથી-વીર્યોલ્લાસથી કરીએ તો તે તીવ્ર રૂપે બંધાય અને તેનું ફળ ઘણું શુભ મળે. તેમ સિદ્ધાંત મુજબની ધર્મક્રિયા કરવાથી પુણ્યાનુબંધી પુણ્ય મળે. પરંતુ તે રસ વિનાનું હોવાનાં કારણે તેનું

ફળ સાધારણુ મળે, પહેલાં જેવું ન મળે. માટે જ્યારે ધર્મક્રિયા કરો ત્યારે આનંદ-ઉત્સાહ-રસપૂર્વક કરો જેથી તેનું ફળ સુંદર મળે અને સાંસારિક કે પાપમય કાર્યો કરવાં પડે, ત્યારે દુભાતાં દિલે કરીએ તો કર્મનો બંધ ઢીલો પડે અને તેનું વિશેષ દુઃખ ભોગવવાનો વખત આવે નહિ.

## લેશ્યા વિષે કેટલાક પ્રશ્નો

પ્રશ્ન-લેશ્યાઓનાં નામ રંગ પ્રમાણે ગોઠવાયાં છે, તેમાં કોઈ હેતુ છે ?

ઉત્તર-આત્માએ ગ્રહણ કરેલાં જે પુદ્ગલો લેશ્યારૂપે પરિણમે છે તે દ્રવ્યલેશ્યા કહેવાય અને આત્માના જે અધ્યવસાયો તે ભાવલેશ્યા કહેવાય. તેમાં દ્રવ્યલેશ્યાને વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ હોય છે. તેમાં જે લેશ્યાનો જેવો વર્ણ, અર્થાત્ રંગ હોય તે નામથી સૂચિત કર્યો છે. તેમાં સહુથી ઘેરો રંગ, તેનાથી ઉતરતો રંગ એ પ્રમાણે ગોઠવણુપૂર્વક અશુદ્ધમાંથી શુદ્ધનો ક્રમ બતાવ્યો છે. જેના અધ્યવસાય અધમાધમ હોય તેની દ્રવ્યલેશ્યા કૃષ્ણ એટલે કાળા રંગની હોય, એ પ્રમાણે બધી લેશ્યાનું સમજી લેવું.

પ્રશ્ન-આનો અર્થ તો અધ્યવસાયોને પણ રંગ હોય છે એમ જ સમજવો ને ?

ઉત્તર-એમાં થોડી સમજ ફેર થાય છે. અધ્યવસાયોને રંગ હોતો નથી, પણ તે વખતે જે દ્રવ્યલેશ્યા વર્તે છે, તેને રંગ હોય છે.

પ્રશ્ન–લેશ્યાનો વિચાર બીજા કોઈ એ કર્યો છે ખરો?

ઉત્તર–ગોશાલકના મતમાં જીવોની કૃષ્ણ, નીલ, લોહિત, પીત, શુક્લ અને અતિશુક્લ એવી છ અભિજાતિઓ દર્શાવેલી છે. પતંજલિ મુનિએ યોગદર્શનમાં કૃષ્ણ, શુક્લકૃષ્ણ, શુક્લ અને અશુક્લ કૃષ્ણ એવા ચાર ભેદો બતાવ્યા છે. થિયોસોફીવાળાઓ મનુષ્યમાંથી જુદા જુદા પ્રકારની રંગધારાઓ વહે છે, એમ માને છે અને જુદા જુદા અધ્યવસાયોનું પરિણામ ગણાવે છે હાલના મનોવિજ્ઞાને પણ વિચારોના પ્રકાર પ્રમાણે રંગની ધારા વહેવાના સિદ્ધાંતને માન્ય રાખ્યો છે, કારણ કે જેઓ ' કલેરવોયન્ટ ' છે, તે એ રંગો જોઈ શકે છે અને તેના પરથી મનુષ્ય કયા વિચારો કરી રહ્યો છે, તે કહી શકે છે. કેટલાક કલેરવોયન્ટનો અર્થ અવધિજ્ઞાની કરે છે, પણ તે, ખોટો છે એવા પુરુષોની ઇન્દ્રિયશક્તિનો વિશિષ્ટ રીતે વિકાસ થયેલો હોય છે.

ઉત્તર–કૃષ્ણ લેશ્યાનો રસ અતિ કડવો હોય છે, નીલ લેશ્યાનો રસ અતિ તીખો હોય છે, કાપોતલેશ્યાનો રસ અતિ તૂરો હોય છે, પીતલેશ્યાનો રસ ખટમીઠો હોય છે, પદ્મલેશ્યાનો રસ મીઠો હોય છે અને શુક્લલેશ્યાનો રસ મધુર ( માત્ર ગળ્યો ) હોય છે.

પ્રશ્ન–લેશ્યાઓનો સ્પર્શ કેવો હોય છે?

ઉત્તર–પહેલી ત્રણ લેશ્યાઓનો સ્પર્શ અતિ કર્કશ ખરબચડો હોય છે અને પછીની ત્રણ લેશ્યાઓનો સ્પર્શ અતિ કોમળ હોય છે.